

HIS EXCELLENCY LORD WILLINGDON.



HER EXCELLENCY LADY WILLINGDON.

નામદાર લૉર્ડ અને લેડી વિલિંગ્ડન.

# BRITISH AND HINDI VIKRAM.



WEEKLY WAR MAGAZINE

PUBLISHED BY COMMAND OF

H. H. MAHARANI SHRI NANDKUNVARBA, C. I., OF BHAVNAGAR,

AND

DISTRIBUTED FREE OF COST.





VOL. III.

*(From 1st December 1916 to 30th November 1917.)*



PRINTED AT THE "STATE PRINTING PRESS."

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.



નામદાર મહારાણી શ્રી નંદકુંવરબા, સી. આઇ., ભાવનગરનાં મહારાણી સાહેબ,
એમની આજ્ઞાથી પ્રસિદ્ધ થતું અને વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.



પુસ્તક ૩ જું.
(૧ લી ડીસેમ્બર ૧૯૧૬ થી ૩૦ મી નવેમ્બર ૧૯૧૭ સુધી.)



ભાવનગર સ્ટેટ પ્રેસમાં મુદ્રાંકિત.

DEDICATED TO

HIS EXCELLENCY LORD WILLINGDON,

GOVERNOR OF BOMBAY,

WITH A HEART FULL OF LOVE FOR MY MOTHER-COUNTRY,

AND HOPING AND PRAYING FOR THE LONG CONTINUANCE OF

THE BRITISH SOVEREIGNTY, AND FOR LONG LIFE TO

OUR BELOVED KING-EMPEROR,

BY

NANDKUNVARBA, C. I.,

MAHARANI OF BHAVNAGAR.

મારી માતૃભૂમિ માટેના સ્નેહથી

પરિપૂર્ણ હૃદયપૂર્વક,

બ્રિટિશ સામ્રાજ્ય લાંબા વખત સુધી તપે,

અને આપણા વહાલા શહેનશાહ-રાજાજીને

દીર્ઘાયુ પ્રાપ્ત થાય,

એવી આશા તથા પ્રાર્થના સાથે,

મુંબઇના નામદાર ગવર્નર સાહેબ લૉર્ડ વિલિંગ્ડનને

આ પુસ્તક અર્પણ કરવામાં આવે છે.

નંદકુંવરબા, સી. આઇ.,

મહારાણી, સંસ્થાન ભાવનગર.

# PREFACE

TO

## —VOLUME I.—



Her Highness the Maharani of Bhavnagar has asked me to write a few words by way of a Preface to her War Publication, and I do so with great pleasure. It appears to me that, in placing the main events in the *Great War, now being waged in three out of the five continents, within* the reach of the poorer classes of Kathiawad and Gujarat, Her Highness has performed a service of no mean order, and it is to be hoped that her example will find imitators in other parts of India. Dealing as we are with an unscrupulous enemy, the facts of the situation, the genesis of the War, and the course of variousi campaigns, should be made as widely known as possible. Owing to Her Highness's patriotism and public spirit, illiterate villagers, as they gather daily about the village Chora, are kept informed on these important questions, and the result can only be a tightening of the cords that bind England and India together. For, as time goes on, it becomes increasingly apparent that, neither can do without the other.

Her Highness's work explains itself, and there is no need of a long Preface. The Publication is now entering upon its second year, and upon a continually increasing area of usefulness, as it has been translated into other Vernaculars also. The service she has rendered to the Empire is an original one, and spreads information about the War among illiterate people, who would otherwise be uninformed, or, worse, possibly misinformed. The rising generation, as represented in Indian Colleges and Schools, has the Magazine circulated free to them, and thereby feelings of increased loyalty are being engendered in the classes which will provide the citizens of the future. Nor does the circulation stop in India, for many copies of the Magazine are regularly sent to be read by Indian troops at the Front. High Officials of Government have expressed their warm appreciation of Her Highness's efforts, and she has been encouraged in her self-imposed task by the encomiums of the *English Press.*

Her Highness is an Indian lady of many accomplishments and of much industry: she has considerable taste for the sister-arts of Music and Painting, while she possesses the traditional Indian skill in the humbler and more domestic arts of Embroidery and Needle-work. Her literary efforts have been rewarded by her election to a Vice-Presidentship of the Society of Women Journalists.

It is pleasant to be able to give unqualified praise and to commend Her Highness's Magazine so unreservedly to the wide public for whose benefit it is intended.

RAJKUMAR COLLEGE,<br>RAJKOT,<br>December, 1915.

C. MAYNE.



# પ્રસ્તાવના.

ભાવનગરનાં નામદાર મહારાણી સાહેબે પોતાના સાપ્તાહિક પત્ર માટે પ્રસ્તાવનારૂપે થોડા શબ્દો લખવાની મારી પાસે માગણી કરી છે, અને હું એ પ્રમાણે ઘણા આનંદથી કરૂં છું. મને લાગે છે, કે જે મહાન્ વિગ્રહ પાંચમાંથી ત્રણ ખંડોમાં અત્યારે ચાલી રહ્યો છે, તેના મુખ્ય મુખ્ય બનાવોનું કાઠિયાવાડ અને ગુજરાતના ગરીબ વર્ગોને પણ જ્ઞાન થાય, એવી વ્યવસ્થા કરવામાં નામદાર મહારાણી સાહેબે જે સેવા બજાવી છે, તે કાંઇ સાધારણ પ્રકારની નથી, અને એવી આશા રાખી શકાય, કે હિંદના બીજા ભાગોમાં પણ તેના દાખલાનું અનુકરણ થશે. કુટિલ દુશ્મનની સાથે આપણને કામ પડ્યું છે, એટલે સ્થિતિની હકીકતો, વિગ્રહનાં કારણો, અને જુદી જુદી યુદ્ધપરંપરાઓનો ઇતિહાસ જેમ વધારે માણસો જાણે તેમ થવું જોઇએ. મહારાણીશ્રીની દેશવત્સલતા અને લોકસેવાની લાગણીને લીધે અભણ ગામડિયાઓ પણ, ગામને ચોરે દર રોજ એકઠા થાય ત્યારે, આ મહત્ત્વના સવાલોથી વાકેફ થઇ શકે છે; અને તેનું પરિણામ એજ આવશે, કે જે બંધથી બ્રિટન અને હિંદ સાથે જોડાયેલ છે, તે વધારે તંગ થશે. કારણકે વખત જતાં એ વાત વધારે વધારે સ્પષ્ટ થતી જાય છે, કે એકને બીજા વગર ચાલે તેમ નથી.

મહારાણીશ્રીનું કામ એવું ખુલ્લું છે, કે તેને લાંબી પ્રસ્તાવનાની કશી જરૂર નથી: સાપ્તાહિક બીજા વર્ષમાં પ્રવેશ કરે છે, અને તેની ઉપયોગિતાનો પ્રદેશ વિસ્તૃત થતો જાય છે, કારણકે બીજી દેશી ભાષાઓમાં તેનો તરજુમો થવા માંડયો છે. મહારાણીશ્રીએ શહેનશાહતની એક નવીન પ્રકારે સેવા બજાવી છે, અને અભણ લોકોમાં પણ તે વિગ્રહ સંબંધી માહિતી ફેલાવે છે, કે જેઓ આ સાધન વિના, ખબર વગર અથવા ખોટી ખબરથી ભ્રમિત રહ્યા હોત. હિંદની કોલેજો અને શાળાઓના વિદ્યાર્થીઓને તે વિના મૂલ્યે પહોંચાડવામાં આવે છે, અને તેથી કરીને જે વર્ગોમાંથી ભવિષ્યના નાગરિકો નિકળવાના છે, તેમાં વફાદારીની વધતી લાગણી ઉત્પન્ન થતી જાય છે. પત્રનો ફેલાવો માત્ર હિંદથી અટકતો નથી, કારણકે ઘણી નકલો મોખરા ઉપર સિપાઇઓને માટે પણ નિયમિત મોકલવામાં આવે છે. સરકારના ઉંચા અમલદારોએ મહારાણીશ્રીના પ્રયાસોની સારી કદર કરી છે, અને ઇંગ્લિશ વર્તમાનપત્રોની તારીફથી તેને પોતાની સ્વીકારી લીધેલી ફરજ અદા કરવામાં ઉત્તેજન મળ્યું છે.

મહારાણીશ્રી ઘણી કલાઓ જાણનાર અને ઘણાં ઉદ્યોગી હિંદી બાનુ છે: તેમને સંગીત અને ચિત્રનો ઘણો શોખ છે, તેમ ભરત અને સીવણની સાદી અને વહેવારી કલાઓમાં પણ તેઓ કુશળતા ધરાવે છે. તેમના આ પ્રયાસને લીધે તેમને બ્રિટનની સ્રીલેખકોની સભાનાં એક ઉપપ્રમુખ તરીકે ચૂંટી કાઢવામાં આવ્યાં છે.

# CONTENTS.

# LIST OF ILLUSTRATIONS.



#  સૂચિપત્ર.

# ચિત્રોની અનુક્રમણિકા.







# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૫ મી ડીસેમ્બર, ૧૯૧૬. [અંક ૧.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૫ મી ડીસેમ્બર, ૧૯૧૬.

## બ્રિટિશ મોખરા ઉપર શિયાળામાં ટકાવ.

જૂના વખતમાં એવો રિવાજ હતો, કે જ્યારે પાક લણાઇ જાય, ત્યારે કોમકોમના લોકો લડાઇ કરતા; અને નવાં બી રોપવાનો વખત આવે, ત્યાર પહેલાં તે પૂરી કરતા. બાલ્કન રાજ્યો જેવાં ખેતી કરનારાં જનપદો આપણા વખતમાં પણ એવી મોસમી લડાઇ તરફ ઢળતાં દેખાયાં છે. પણ હજારો વરસ ઉપર મોટાં અને વ્યવસ્થિત રાજ્યો આખા વરસ સુધી લડાઇ કરી શકતાં હતાં; કારણકે લશ્કરને માટે જોઇતું અનાજ ઉત્પન્ન કરવાને કેટલાક ખેડુતો ખેતીમાં રોકાતા હતા. છતાં વર્તમાન કાલમાં પણ ઉત્તર યૂરપમાં હવાની સ્થિતિને લીધે લશ્કરોને શિયાળામાં આશ્રય લેવાની ફરજ પડે છે; અને માર્લબરોના વખતમાં તો ત્યારે કામ બંધ પડતું. નેપોલિયને પ્રથમ પૂર્વ પ્રશિયામાં તોફાનમાં અને કાદવમાં પણ જોસથી અને ત્વરાથી લડવાનું દાખલ કરેલું. મોલ્ટ્કેએ રેલવેની મદદથી નેપોલિયનની પદ્ધતિને વધારે ત્વરિત કરેલી; અને ચાલુ વિગ્રહની શરૂઆતમાં તેના ભત્રીજાએ રેલવે અને મોટર ગાડીના સંયુક્ત ઉપયોગથી લડાઇને બી રોપવાના વખત પહેલાં પૂરી કરવાનો યત્ન કરેલો. પણ જ્યારે તેની યોજના નિષ્ફળ નીવડી, અને તેના અનુગામીને ખાઇઓવાળા મોખરાની સમાંતર લડાઇ સ્વીકારવાની ફરજ પડી, ત્યારે મોસમી લડાઇની સ્થિતિ અણધારી પાછી આવી. શિયાળામાં ફ્રાન્સમાં તેમજ રૂષિયામાં કશી મહત્ત્વની હીલચાલ થયેલી નહીં. પાનખરના વરસાદથી જમીન એવી લપસણી અને કાદવવાળી થઇ ગઇ હતી, કે હુમલો કરનાર લશ્કરને લાભ કરતાં હાનિ વધારે થવાનો સંભવ હતો. ૧૯૧૫ની વસંત સુધી પશ્ચિમમાં ફ્રાંકો-બ્રિટિશ સેનાઓ અને પૂર્વમાં ટયૂટૉનિક-માગીયર સેનાઓ મોટા હુમલાની હીલચાલ કરી શકેલી નહીં.

પણ સામસામી સેનાઓએ હુમલો કરવામાં વાર લગાડી, તેનું એક બીજું કારણ પણ હતું. બધા મોખરા ઉપર જમીનની સ્થિતિ કંઇ એવી નહોતી, કે હુમલો નજ થઇ શકે. ફ્રાન્સમાં કેટલોક પ્રદેશ એવો હતો, કે જેના ઉપર ચાલીને ફેબ્રુઆરીમાં પણ લશ્કરો ધસારો કરી શકે, જોકે સામાન્યતઃ એ મહિનો આખા વરસમાં સૌથી ભીનો ગણાય છે. પણ બધા મોખરા ઉપર શિયાળામાં જે શિથિલતા થયેલી, તેનું ખાસ કારણ ઉદ્યોગોની સ્થિતિમાં રહેલું હતું. જર્મની પાસે હથિયારો અને દારૂગોળાનો અસાધારણ સંચય હોવા છતાં તેનાથી પણ જારી હુમલાને માટે જોઇતાં સાધનો હમેશાં પૂરાં પાડી શકાય એવું નહોતું. ૧૯૧૫ માં ચાર મહિના સુધી પૂર્વ

મોખરા ઉપર તેણે લાગલાગટ હુમલા કર્યા હતા. પણ તેમ કરવા સારૂ તેને છેલ્લા શિયાળામાં લગભગ શાંતિ જાળવવી પડી હતી; અને પશ્ચિમ મોખરા ઉપર એક વરસ કરતાં વધારે મુદ્દત સુધી બચાવની પદ્ધતિ ધારણ કરવી પડી હતી. બીજા શબ્દોમાં કહીએ, તો ગેલીશિયાના ત્રીસ માઇલના મોખરા ઉપર અને વૉર્સોની ઉત્તરે બીજા એક ન્હાના ટુકડા ઉપર વરસાદ વરસાવવા સારૂ તેને તેના બેવડા મોખરાના મોટા ભાગ ઉપર ગોળાઓ અને તોપોની કરકસર કરવી પડી હતી.

આ ઔદ્યોગિક સ્થિતિનું સામાન્ય પરિણામ કોમો વચ્ચેની લડાઇમાં આર્થિક સ્થિતિના સામાન્ય પરિણામ જેવુંજ આવ્યું. કોમવાળાઓ ઘઉંનો સંગ્રહ ચાલે, ત્યાં સુધીજ લડી શકે છે. વર્તમાન સામ્રાજ્યો પણ હથિયાર અને દારૂગોળાનો સંચય ચાલે, ત્યાં સુધીજ હુમલાની મજબૂત હીલચાલો કરી શકે છે. અને સામા હુમલાના સંભવ સારૂ કેટલોક સંચય સાચવી રાખવાની પણ તેમને જરૂર પડે છે. ઉદાહરણ તરીકે, ૧૯૧૫ની પાનખર ઋતુની શરૂઆતમાં રૂશિયન લાઇનને ભેદવાનો પ્રયત્ન જર્મનીએ ઓછો કરેલો, કારણકે ફ્રાંકો-બ્રિટિશ હુમલા સારૂ પુરતા ગોળાઓ અને નહીં વપરાયેલી તોપો હાથમાં રાખવાની આવશ્યકતા હતી. તેની ગણતરી બરાબર હતી, એટલે જ્યારે શામ્પેન અને આર્ટ્વામાં તેની લાઇન ઉપર તોફાન શરૂ થયું, ત્યારે ફ્રેંચ તથા બ્રિટિશ હુમલા પાછા વાળવા સારૂ તેની પાસે જોઇએ તેટલો સંચય હતો. ફ્રેંચો પાસેથી તેણે કેટલીક ખોવાયેલી ઝમીન અને ખાસ કરીને તાહુરની ટેકરી પાછી મેળવેલી; તથા લૂસ આગળના પહેલા બ્રિટિશ લશ્કર પાસેથી લેન્સ પાસેની ટેકરી તથા બીજી પણ થોડી જગ્યા પડાવેલી.

પણ છેલ્લા શિયાળાના અરસામાં બધી વિરોધી સેનાઓનો દારૂગોળાનો સંગ્રહ પૂરો થવા આવ્યો હતો. રૂશિયા, કે જેનાં સાધનો સૌથી પહેલાં ખૂટ્યાં હતાં, તેને આ વિલંબથી ઘણો લાભ થયેલો. પણ તેનાં નવાં લશ્કરો સજ્જ થતાં હતાં, તે દરમિયાન તેણે દુશ્મનો ઉપર એટલું ઓછું દબાણ રાખેલું, કે તેઓ પોતાનો મોટો સંચય સર્બિયાને અશક્ત કરવામાં તથા કોન્સ્ટન્ટિનોપલને માર્ગે નવી પ્રવૃત્તિ કરવામાં વાપરી શકેલા. પણ સર્બિયન લશ્કરને જ્યારે તેના દેશમાંથી હાંકી કાઢવામાં આવેલું, ત્યારે જર્મન અને ઑસ્ટ્રિયન મોટી તોપો એશિયા માઇનર કે સાલોનિકા તરફ નહીં, પણ ફ્રાન્સ તરફ મોકલાયેલી. અને પછી તેમણે કરોડો ગોળાઓનો સંગ્રહ કરવાની પદ્ધતિ ધારણ કરેલી, કે જે પદ્ધતિનું શિયાળામાં હાલ અનુસરણ કરવામાં આવે છે.

બ્રિટિશ મોખરા ઉપર ઘડીભર એવું દેખાયેલું, કે જાણે દુશ્મનના કરતાં આપણી પાસે સાધનો વધારે હોય; કારણકે, ૧૯૧૫ના નવેમ્બરમાં મિ. જૉન રેડમંડે કહેલું તે પ્રમાણે, જ્યારે તેણે આપણી લાઇનને મુલાકાત આપેલી, ત્યારે આપણા તોપવાળાઓ જર્મન એક ગોળાના પ્રમાણમાં પાંચ વાપરતા હતા. પણ એ દેખાવ ખોટો અને ભ્રાંતિજનક હતો. દુશ્મનો માત્ર મોખરાના જે ભાગ ઉપર પાયદળ હુમલો કરી શકે, અને તોપખાનું આગળ વધી શકે, તે પર બરાબર મારો ચલાવવા સારૂ કારખાનાંઓની પેદાશ કરકસરથી વાપરતા હતા.

દુશ્મનના આ ઇરાદાની ફ્રેંચ તથા બ્રિટિશ "સ્ટાફ"ને ખબર હતી. મોટા હુમલા માટેની તૈયારીઓ કેટલાક મહિનાઓ સુધી ચાલે છે, અને અવલોકન કરનાર વિમાનોનું બળ સારૂં હોય,

ત્યારે પ્રાથમિક તૈયારીઓ ગુપ્ત રાખી શકાતી નથી. બ્રિટિશ મોખરા ઉપર સૌથી પ્રબળ સપાટો આવવાનો હોય, એવું લાગેલું. બ્રિટિશોની વધતી જતી સંખ્યાને લીધે મુખ્ય જર્મન લશ્કર તેમની સામે એકઠું થયેલું. ૧૯૧૫ના ઑક્ટોબરની મધ્યમાં લૂસની લડાઇ પૂરી થઇ, તે પછી એમ કહેવાતું હતું, કે ફ્રાન્સમાં દસ લાખ બ્રિટિશ સિપાઇઓ છે, અને ૧૯૧૬ના માર્ચ સુધીમાં પંદર લાખ થશે. આ મોટી સેનાને સાધનસંપન્ન રાખવાને દારૂગોળાનું નવું ખાતું મહેનત કરી રહ્યું હતું, અને યુનાઇટેડ સ્ટેટ્સનાં કેટલાંક કારખાનાં તરફથી પણ માલ આવતો હતો. તુર્કી વિગ્રહમાં શામિલ થયું, તે કારણથી ગાલીપોલી, સાલોનિકા, ઇજિપ્ત અને મેસોપોટેમિયામાં જે ચડાઇઓ કરવી પડી, તે જો ન કરવી પડી હોત, તો બ્રિટન ત્યારેજ પહેલા વર્ગની લશ્કરી સત્તાના ધોરણ સુધી આવી પહોંચ્યું હોત.

પ્રાસ સ્થિતિમાં પણ જર્મનોની સામેનું બ્રિટિશ લશ્કર એવડું હતું, કે જર્મન શહેનશાહતને પુરતાં માણસો રાખવા માટે ઘણો પ્રયાસ કરવો પડેલો. ફ્રેંચોને સાથે ગણતાં આપણી સંખ્યા દુશ્મનોની સંખ્યા કરતાં વધારે હતી. પ્રથમથી ફ્રેંચો જર્મનોના કરતાં સાત અને દસના પ્રમાણમાંજ ઓછા હતા. પણ ઑસ્ટ્રિયા-હંગરીની નિર્બળતાને લીધે રુશિયાની પાંચસો માઇલની લાઇન ઉપર ચોકી મૂકવાની જર્મનીને ફરજ પડી હતી. શિયાળામાં પણ રુશિયન મોખરા ઉપર તેને ૧૮ સેનાવિભાગની જરૂર હતી, એટલે પશ્ચિમ મોખરા ઉપર વાપરવા સારૂ તેની પાસે ૫૭ સેનાવિભાગથી બહુ વધારે સંખ્યા રહેલી નહીં. આ સંખ્યાનો કેટલોક ભાગ બેલ્જિયન લોકોને દબાયલા રાખવામાં તથા આન્ટવર્પ વગેરે મહત્ત્વનાં સ્થાનોની ચોકી કરવામાં વપરાતો હતો. બેલ્જિયન કિનારા ઉપર બ્રિટિશ લશ્કરને ઉતરતું અટકાવવા સારૂ પણ ઘણાં માણસોનો તથા ઘણી તોપોનો ઉપયોગ થતો હતો.

બીજી તરફ, બ્રિટિશ લાઇનને અતિ પ્રબળ ન થવા દેવાને જર્મનો સાવધાન હતા. બધા મોખરાઓ ઉપર થઇને જર્મનોના ૭૫ સેનાવિભાગ હતા, તેમાંના ઓછામાં ઓછા વીસ સેનાવિભાગ બ્રિટિશો સામે રોકાયલા. છતાં આપણો સેનાધિપતિ બીજા શિયાળાની લડતમાંથી હિંદી લશ્કરને છૂટું કરી વધારે ગરમ પ્રદેશમાં મોકલી શકેલો; અને તોપણ ઇપ્ર તથા સોમની વચ્ચે આપણું બળ બિલકુલ કમી થયેલું નહીં.

આરસની પાસે છેલ્લી લડાઇ થઇ, અને બહાદુર, કુશળ તથા સહનશીલ હિંદીઓનું શૌર્ય જોઇને ફ્રેંચો પણ ચકિત થયા, તે પછી ફ્રાન્સ અને બ્રિટનના મુખ્ય સેનાધિકારીઓમાં કેટલાક મહત્ત્વના ફેરફાર થયા. ૧૯૧૫ના ડીસેમ્બરની ૧૧ મી તારીખે જનરલ જોફ્રેએ સ્ટાફના ઉપરીનો હોદ્દો છોડ્યો, અને તેનો મિત્ર તથા સહકારી જનરલ કેસલનો પશ્ચિમ મોખરા ઉપર સેનાધિપતિ નિમાયો; તથા જનરલ જોફરેએ આખા યૂરપની ફ્રેંચ સાંગ્રામિક યોજનાની ધુરંધરતા સ્વીકારી, અને નવી બ્યૂહસામાતમાં ફ્રાન્સ તરફથી હાજરી આપવા માંડી. ડીસેમ્બરની ૧૫ મી તારીખે સર જૉન ફ્રેંચન તેની પોતાની ઇચ્છા પરથી ફ્રાન્સથી ઇંગ્લંડ બદલવામાં આવ્યો; અને તેને દેશના સ્થાનિક બચાવનું કામ સુપ્રત થયું, તથા શહેનશાહતની તેણે બજાવેલી સેવા માટે

CARDINAL MERCIER.



બેલ્જિયમનો પ્રખ્યાત ધર્માચાર્ય કાર્ડિનલ મર્સિયર.

POPE BENEDICT XV.



પોપ ૧૫મો બેનેડિક્ટ.

Lakshmi Art, Byculla, Bombay

બ્હાઇકાઉન્ટનો ઇલકાબ આપવામાં આવ્યો. તેના સ્ટાફનો આગલો વડો સર વિલિયમ રૉબર્ટ-સન વિગ્રહખાતાની ઑફિસમાં સ્ટાફનો શહેનશાહી વડો થયો; અને મેજર-જનરલ વ્હિગહામ તેનો આસિસ્ટન્ટ નિમાયો. સર વિલિયમ રૉબર્ટસનનું કામ જનરલ જોફ્રેના કામને કંઇક મળતું હતું. બધી નવી હીલચાલો તેને અને તેના સ્ટાફને શરૂ અને નિયમિત કરવાની હતી; અને મિત્ર રાજ્યોની સમિતિમાં નિર્ણીત થયા પ્રમાણેની હીલચાલોની સાથે અનુસંધાન પણ તેનેજ કરવાનું હતું.

લૉર્ડ કિચનર માત્ર સેનાના અંદરના કારભાર માટે જવાબદાર રહ્યો, અને સ્ટાફનો નવો શહેનશાહી વડો બધી સેનાઓનો મુખ્ય પ્રેરક થયો. સર ડગલસ હેગ પહેલો સેનાનો નાયક મટીને ફ્લેન્ડર્સ અને ફ્રાન્સનાં તમામ બ્રિટિશ લશ્કરનો સેનાધિપતિ થયો; અને મેજર-જનરલ કિગ્ગલ તેના સ્ટાફનો વડો નિમાયો. આ બધા ફેરફારો માટે સામાન્ય અભિપ્રાય અનુકૂળ થયો.

દરમિયાન સેના થાકી જઇને શિયાળાનાં કષ્ટોમાં આવી પડી. લાઇનના કેટલાક ભાગમાં સ્થિતિ આગલા વરસના જેવી ખરાબ નહોતી. ઘણી ખાઇઓને ઇંટનાં ભોંયતળિયાં હતાં, અને પાણી બહાર લઇ જવાને ગટરો હતી. ખરાબાઓ ઉપર પૂલ બાંધવાને તથા ભોંયરાં ચણવાને ઘણાં જંગલોને કાપી નાંખવામાં આવ્યાં હતાં. શરૂઆતની પલટનોએ આ પ્રકારનું સારૂં કામ કર્યું હતું; અને સોમના જંગલવાળા પ્રદેશમાં ત્રીજી સેનાની પાસે લાકડાંની છત સારી હતી. પણ આપણા મોખરાના કેટલાક ભાગ એવા હતા, કે જે સૂકા રાખી શકાય એવું હતુંજ નહીં; અને ઘણી પલટનોના ઉપરીઓ પાસે કામ કરવા સારૂ પાણી ન પેસે તેવાં ભોંયરાં નહોતાં. ઑગસ્ટમાં પણ કેટલીક વ્યવહાર જોડનારી ખાઇઓ એવી હતી, કે જેમાં જાંગ સુધી પાણીની અંદર ચાલવું પડતું. આપણા માણસોમાંના ઘણાને ઘૂંટણ સુધી પહોંચતા વૉટરપ્રૂફ બૂટ હતા, પણ એટલા ઊંચા બૂટ પણ કોઇ કોઇ ઠેકાણે નીચા પડતા હતા. નવેમ્બરની આખરના અરસામાં પગની બિમારીના કેસો થવા લાગ્યા, કારણકે સહનશીલ સિપાઇઓ ઘટે તે કરતાં વધારે વખત પાણીમાં રહેતા હતા. એવા કેસો તરત ઉપચાર થાય ત્યારે સુધારવા સહેલા છે; પણ અવયવો છેક ઠરી જાય ત્યાં સુધી રાહ જોઇ હોય, ત્યારે મુશ્કેલ થઇ પડે છે. ઉપરાંત, લાઇનના કેટલાક ભાગમાં નવેમ્બરનાં તોફાનોને લીધે ખાઇઓનાં છાપરાં ઢળી પડ્યાં હતાં, અને ખાઇઓના ભાગો કાદવવાળા થઇ ગયા હતા. જર્મનો આપણા માણસોના જેટલાજ હેરાન હતા; અને કોઇ કોઇ ઠેકાણે થોડી વાર મારામારી બંધ રાખવાની માગણી કરતા. પણ ઘણા અનુભવ પછી બ્રિટિશ સિપાઇઓ એવી માગણીને ઉત્તેજન આપતા નહીં. લાઇનના ઉત્તરના ભાગમાં ઝમીન એવી હતી, કે હળવામાં હળવી તોપ પણ તે પર ચલાવી શકાય નહીં.

કાદવ અસહ્ય હતો. સિપાઇ કોઇ ઠેકાણે પોતાની રાઇફલ ટેકાવતો, તો દસમાં નવ વખત કાદવ બેરલ પર પડીને તેને બગાડતો. વીસમી કાનડી પલટનના કેટલાક આદમીઓએ ગમ્મતમાં પલટનને મળેલા હુકમોના રૂપમાં નીચે પ્રમાણે લખેલું:—

"વ્યવહાર જોડનારી ખાઇમાં ફરતી સબમરીનોના ઉપરીઓને એ તપાસ રાખવાની વિનંતી

કરવામાં આવે છે, કે લાઇનોની વચ્ચે પસાર થતી આનંદી ટોળીઓ તેમનાં વહાણોનો ઉપયોગ કરે નહીં.

"કમિશન વગરના અમલદારોને અને સિપાઇઓને નં. ૫૦ની ખાઇમાં ન્હાવાની રજા નથી. એ અમલદારોને માટે 'રીઝર્વ્ડ' છે, એમ સમજવું.

"રેતીના કોથળા ભરવામાં માલની મુશ્કેલીને લીધે એમ ઠરાવવામાં આવે છે, કે જે કોઇ એક દિવસમાં દસ શેર કરતાં વધારે કાદવ ખાશે, તેને સખ્ત નસીહત કરવામાં આવશે."

બ્રિટિશ સિપાઇઓ આવા ગમ્મતી સ્વભાવથી ટકી શકેલા; પણ એમ જણાય છે, કે જર્મન સિપાઇઓ કાયર અને બેચેન થયેલા. જર્મનોનાં કેટલાંક ભોંયરાંમાં વીજળીની રોશની, પીઆનાઓ અને પાનેલવાળી દિવાલો હતી; પણ તે માત્ર ઊંચી ઝમીન ઉપર હતાં, અને અમલદારોને માટેજ રાખવામાં આવેલાં. બાકી ખાઇઓ તો બધે ખાઇઓજ હતી, અને અંદર ત્રણ ફુટ પાણી હોય, ત્યારે તો વાતજ શી કરવી? ઉદાહરણ તરીકે, હોગે લીધું, ત્યારે બ્રિટિશોને ઊંચી ઝમીન મળેલી; અને છતાં ત્યાં દુશ્મનની લાઇનમાં નદીઓ હતી. જર્મનોએ અથાગ મહેનત કરીને બેલવૉર્ડ સરોવર ઉલેચી નાંખ્યું હતું, કારણકે તેની સરો ખાઇઓમાં આવતી હતી. પણ જોકે સરોવર ઉલેચવાથી તેઓ છાપરાં સુધી તરવાની સ્થિતિમાંથી બચેલા, છતાં પાડોશની ધરતી એટલી સજળ રહેલી, કે માણસો કોઇ વાર અંદર ગરદન સુધી ઉતરી જતા.

મોખરાના જે ભાગો નિર્બળ હોય, તેમના પર તોપના મારાની વધારે અસર થાય છે. ૧૯૧૪ ના શિયાળામાં જર્મનો આંટવર્પથી આણેલી મોટી તોપો વાપરતા હતા, અને તેથી બ્રિટિશ સિપાઇઓની દુર્દશા હતી. જ્યારે ખાઇઓનાં છાપરાં વરસાદથી તરબોળ રહેતાં હતાં, અને ખાઇઓની બાજુઓ પાણીથી પલળીને પડવા માંડતી હતી, ત્યારે થોડા જર્મન ગોળા પડવાથી સંપૂર્ણ પાયમાલી થતી, અને ટકી શકાતું નહીં. પાણીવાળી ધરતીમાં નવાં આચ્છાદન માટે ખોદવાનું બની શકતું નહીં, કારણકે ખોદવાથી માત્ર તળાવો તૈયાર થતાં. પણ ૧૯૧૫ના શિયાળામાં જ્યારે આપણાં કારખાનાં પુષ્કળ દારૂગોળો બનાવવા લાગ્યાં, અને આપણા તોપવાળાઓ તેમના હરીફો કરતાં વધારે ગોળા વાપરવાને શક્તિમાન થયા, ત્યારે આપણે દુશ્મન ઉપર સાટું વાળવા લાગ્યા, અને આગલા વરસમાં આપણે જે દુઃખો સહન કર્યાં હતાં, તેનો તેમને અનુભવ આપવા લાગ્યા. વધારે માણસો શરણ થવા લાગ્યા, એ પરથી તોપના મારાની કેવી અસર થઇ હશે, તે સમજી શકાય એવું છે.

પણ કરકસર કરવા છતાં જર્મનોનો દારૂગોળો કંઇ ખૂટી ગયો નહોતો, અને જ્યારે ધારતા, ત્યારે તેઓ બ્રિટિશ સ્થાનકો ઉપર વરસાદ વરસાવી શકતા.

(આ મહત્ત્વનો ઇતિહાસ આવતા અંકમાં જારી રાખવામાં આવશે.)

# લડાઇના તાર.

—:૦:—

સામાન્ય સ્થિતિ.

તારો ઉપરથી જોઇ શકાય છે, કે રૂમાનિયાનો બચાવ થવો કઠણ છે. એવી ધાસ્તી છે કે બેલ્જિયમ અને સર્બિયાના જેવીજ રૂમાનિયાની દશા થશે. એ ચિંતા બાજુએ મૂકીએ, તો સર્બિયનો અને ફ્રેંચો માસીડોનિયામાં ઠીક કામ કરી રહેલ છે. પશ્ચિમ અને પૂર્વ મોખરા ઉપરની સ્થિતિમાં ખાસ કશો ફેરફાર નથી. જર્મન સબમરીનોનો ત્રાસ વધ્યો છે, અને લડતાં રાજ્યોની તેમજ તટસ્થોની ઘણી આગબોટો ડુબ્યા કરે છે. ગ્રીસનો મામલો ફિકર કરાવે તેવો છે; પણ ગ્રીસનો રાજા એવા સ્વભાવનો છે, કે તેના પર સખ્તાઇ કર્યા વગર ચાલે તેમ નથી. શિયાળો લગભગ આવી ગયો છે, એટલે આ વરસની આખર સુધી તો જર્મનીના ત્રાસમાંથી દુનિયા મુક્ત થાય, એવી આશા નથી.

આર્માનિયનોની કત્લ.

પિતૃગ્રેડ, ૨૩ મી નવેમ્બર.

બાકુથી એવી ખબર આવી છે, કે સિવાસમાં તુર્કોએ ૬,૦૦૦ આર્માનિયનોની કત્લ ચલાવી છે.

સર્બિયન ધસારો.

લંડન, ૨૪ મી નવેમ્બર.

દુશ્મનના હુમલા હઠાવીને સર્બિયનો ઉત્તરમાં આગળ વધ્યા છે. ૧,૨૦૦ ચોરસ કિલોમિટર જેટલી ધરતી તેમણે પાછી પડાવી છે. મોનેસ્ટિરની ઉત્તરે અને પૂર્વે હઠીલી લડાઇ ચાલે છે, જેમાં જર્મનો અને બલ્ગરોએ સારો માર ખાધો છે.

રૂમાનિયાની દશા.

લંડન, ૨૪ મી નવેમ્બર.

બુખારેસ્ટથી દક્ષિણે ૪૫ માઇલ દૂર ડાન્યુબ ઉપર ઝિમનિટ્ઝા પાસે દુશ્મને લશ્કર ઉતાર્યું છે. પશ્ચિમ વાલેશિયામાં રૂમાનિયનોને હઠી જવું પડ્યું છે; પણ ડોબ્રુજામાં તેઓ આખા મોખરા ઉપર આગળ વધ્યા છે.

લંડન, ૨૫ મી નવેમ્બર.

આલ્ટની ખીણમાં દુશ્મને જોરથી હલ્લો કરવાને લીધે રૂમાનિયનોને હઠી જઇને કેલિમાનેશ્ટ અને મોલ્ડારોશ્ટની દક્ષિણ સુધી પાછું ફરવું પડ્યું છે. ક્રેઇઓવાથી દુશ્મનના દબાણને લીધે તેમને ઓલ્ટાન્ઝ નદીની પાછળ જતા રહેવાની ફરજ પડી છે. ઝિમનિટ્ઝા અને ઇસ્લાઝ આગળ દુશ્મનનાં તાજાં લશ્કરો ઉતર્યા છે.

ગ્રીસની અવદશા.

લંડન, ૨૫ મી નવેમ્બર.

ઍડમિરલ ફ્રેનેએ ગ્રીસને કહેણ મોકલ્યું છે, કે "તોપખાનું સુપ્રત કરી દેવું; નહીં તો ડીસેમ્બરની ૧ લી તારીખે મારે યોગ્ય પગલાં લેવાં પડશે." એમ મનાય છે, કે જો પોતાની માગણીનો સ્વીકાર નહીં થાય, તો ઍડમિરલ ફ્રેને ઍથન્સનો કબજો લેશે. એવી ગણતરી થાય છે, કે રાજાના પક્ષના ત્યાં ૧૦,૦૦૦ માણસો છે; અને તેઓ સારી રીતે હથિયારબંધ છે.

માસીડોનિયામાં જીત.

લંડન, ૨૭ મી નવેમ્બર.

ફ્રેંચો તથા સર્બિયનોએ છાપો મારીને નં. ૧,૦૫૦ ની ટેકરી જિતી લીધી છે. જર્મનોને એવો હુકમ હતો, કે ગમે તેટલું નુકસાન થાય, તોપણ તે હાથમાંથી જવા દેવી નહીં.

બુખારેસ્ટનો બચાવ.

લંડન, ૨૯ મી નવેમ્બર.

રૂમાનિયનો અને જર્મનો વચ્ચે હજી લડાઇ થઇ નથી, તેથી સમજાય છે, કે રૂમાનિયનો બુખારેસ્ટ તરફ હઠતા જાય છે, અને ત્યાં લડાઇ કરશે. બુખારેસ્ટનો કિલ્લો પહેલા વર્ગનો છે, તથા ૬૦ માઇલ ઘેરાવામાં છે; એટલે કે શહેરથી સુમારે પાંચ પાંચ માઇલ ઉપર ૩૦ કિલ્લાઓનો તેની આસપાસ પટ્ટો છે. તેની પાસે જલદીથી ફરી શકે તેવું તોપખાનું છે; અને બધા કિલ્લાઓ રેલવેથી પરસ્પર જોડાયલા છે. વ્હર્ડુનનો બચાવ થયો છે, એટલે આના બચાવની પણ આશા રખાય છે, ખાસ કરીને એટલા માટે, કે રુશિયનો બચાવમાં મોટો ભાગ લેશે, એવાં ચિહ્નો છે. જર્મનોએ ઘઉંની પેદાશનો મુલક હાથ કર્યો છે, પણ હજી તેલના ઝરાઓનો તેમણે કબજો લીધો નથી, કે જે બુખારેસ્ટની ઉત્તરે છે. પિતૃગ્રેડમાં મળેલા એક તારથી જણાય છે, કે જર્મનો પશ્ચિમમાંથી, ઉત્તરમાંથી, નૈર્ઋત્યમાંથી, અને પશ્ચિમોત્તરમાંથી બુખારેસ્ટ તરફ ધસતા જાય છે. મોટી લડાઇના સમાચારની રાહ જોવાય છે.

બ્રિટિશ નૌકાના અધિકારીઓમાં ફેરફાર.

લંડન, ૨૯ મી નવેમ્બર.

આજે આમની સભામાં મિ. બાલ્ફોરે જાહેર કર્યું, કે ઍડમિરલ જેલિકો પહેલો "સી લૉર્ડ," સર ડેવિડ બેટી કાફલાનો ઉપરી તથા ઍડમિરલ, અને સર હેન્રી જૅકસન ગ્રીનિચની "રૉયલ નેવલ કૉલેજ"નો ઍડમિરલ-પ્રેસિડન્ટ નિમાયેલ છે.

રૂમાનિયામાં સંકટ.

લંડન, ૩૦ મી નવેમ્બર.

પશ્ચિમ વાલેશિયામાં દુશ્મનના દબાણને લીધે રૂમાનિયનો પૂર્વ તરફ હઠતા જાય છે. એલેક્ઝાંડ્રિયા-ઝમનિત્ઝા માર્ગો ઉપર ચાર શહેરો દુશ્મને કબજે કર્યા છે, અને તેઓ કોલુગૂરેનીની દિશામાં આગળ વધે છે. ટેમાન તેમણે જિતી લીધું છે, અને તે બુખારેસ્ટથી માત્ર ૧૭ માઇલ દૂર છે.

## નિવેદન.

આજના અંકની સાથે બેલ્જિયમના પ્રખ્યાત ધર્માચાર્ય કાર્ડિનલ મર્સિયર તથા પોપ પંદરમા બેનેડિક્ટનો એક સુંદર સંયુક્ત ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૧૨ મી ડીસેમ્બર, ૧૯૧૬. [અંક ૨.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વેહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૨ મી ડીસેમ્બર, ૧૯૧૬.

બ્રિટિશ મોખરા ઉપર શિયાળામાં ટકાવ.

(ગયા અંકથી ચાલુ.)

મહેનતુ જર્મનો હમેશાં પોતાની લાઇનને મજબૂત કર્યા કરતા હતા, અને માણુસોની તંગીનું સાટું વાળવાને મહેનત બચાવનાર સંચાઓ તથા બચાવોનો ઉપયોગ કરતા હતા. ખાઇઓની પાછળ કવચવાળા કિલ્લાઓ તૈયાર થયા કરતા હતા, કે જેમાં રહીને અગાઉના કરતાં થોડા માણસોથી ટકાવ કરી શકાય. પણ આગલા વરસમાં જેમ બ્રિટિશ લાઇન ઉપર તોપનો મારો દર રોજ ચાલતો હતો, તેમ હવે દર રોજ જર્મન લાઇન પર મારો ચાલવા માંડ્યો. જર્મન સ્થાનકોને તોડી પાડવાને "દાદીમા" વગેરે વિચિત્ર નામોવાળી તોપો ૧૯૧૫ના ડીસેમ્બરમાં આવવા લાગી. કાદવ ઊંડો હતો, પણ પૈડાં એવાં પહોળાં અને ખાસ યોજનાવાળાં હતાં, કે ભારે તોપોને ચાલવામાં પણ હરકત આવેલી નહીં.

દિવસે, જ્યારે ધૂમસ ન હોય ત્યારે, બ્રિટિશ તોપખાનાના નિરીક્ષક અમલદારો દુશ્મનની જાળીઓ તથા વંડીઓના અમુક ભાગની સામે બધી બૅટરીઓ સંચિત કરતા. પછી, અંધારૂં થયા પહેલાં, મશીનગનના અમલદારો તૂટેલી લાઇન ઉપર અને ભાંગેલી જાળી ઉપર મારો આવે, એ પ્રમાણે બધી મશીનગનોને ગોઠવતા. રાત્રે આપણા માણસો એ તપાસ કરવાને બહાર નિકળી પડતા, કે જર્મનો આવીને બચાવને થયેલાં નુકસાનો સમારે છે કે નહીં. જો પ્રવૃત્તિના અવાઝો સ્પષ્ટ સંભળાતા, તો મશીનગનો તરત ચાલવા માંડતી; અને દિવસે મોટા ગોળાઓએ કાઢેલા કચ્ચરઘાણમાં ઉમેરો કરતી. દુશ્મનો જવાબ વાળવાને તૈયાર થતા, ત્યાં તો આપણી મશીનગનોનું કામ પૂરૂં થતું.

જર્મનો કરકસર કરીને આપણા પાંચ ગોળા દીઠ એકજ ગોળો વાપરતા, તો માલના બચાવને સાટે તેમને માણસોની હાનિ થતી. છતાં એ હાનિ ઓછામાં ઓછી થાય તે માટે તેમની તૈયારી હતી. એવામાં બ્રિટિશ સિપાઇઓએ એક નવી પદ્ધતિ શોધી કાઢી. એ નવી પદ્ધતિમાં કોઇ પણ સેનાપતિનો હાથ નહોતો. કેટલાક કૅનેડિયનોએ તે શોધી કાઢેલી, બ્રિટિશ પલટનોએ રમત ઉપાડી લીધેલી, અને છેવટે તે સાધારણ થઇ પડેલી. જાળીની બંને લાઇન વચ્ચે તપાસ કરવાને બંને પક્ષ તરફથી રાત્રે ચોકીદારો નિકળતા. જાળીઓમાં ઘણે ઠેકાણે ગુપ્ત બાકોરાં હતાં, કે જેમાંથી થઇને કાતરનારાઓ અંધારામાં નિકળી જતા. બ્રિટિશ સિપાઇઓ રાતને

વખતે ખાઇઓમાં અપ્રવૃત્ત રહેવાથી કાયર થયા, અને કેટલાકોએ "શિયાળાની રમતો" શરૂ કરી. તેઓ ગુપ્ત રીતે નિકળી પડતા, દુશ્મનની જાળીને કાપતા, તેની વંડી પર ચડી જતા, અને પહેરેગીરને માથા પર ખીલાવાળી ડાંગ મારીને પૂરો કરતા. કેટલીક વાર જર્મનોને મારી નાંખવાને બદલે તેઓ તેમને કેદ કરતા, અને હાથપગ બાંધીને તથા મ્હોંમાં ડૂચા મારીને તેમને ચુપકીથી આપણી લાઇનોમાં લઇ આવતા. દુશ્મનને ધાસ્તી લાગે એવું કશું કરવામાં આવતું નહીં, અને ઓચિંતા પકડાયા હોય તે સિવાય આપણા સિપાઇઓ એક પણ બોંબ વાપરતા નહીં, કે ગોળી છોડતા નહીં. જર્મનોએ પણ પાછળથી આ "રમતો"ની નકલ કરવાનું શરૂ કરેલું; પણ એ પ્રકારના કામને માટે જે જાતના માણસો જોઇએ, તે તેમની પાસે પુરતા પ્રમાણમાં નહોતા.

શરૂઆતમાં જર્મન કાતરિયાઓએ પણ બ્રિટિશ સિપાઇઓને ખુબ ત્રાસ આપેલો. કેટલીક વાર તેઓ આપણી લાઇનમાંજ રહેતા, અને બાતમી મેળવતા, તથા છૂટાછવાયા માણસોને ગોળીએ દેતા. તેઓ કાંતો વેશ બદલીને પાછળ રહેતા, અથવા ગુપ્ત સ્થાનોમાં છુપાઇ જતા. ૧૯૧૫ના સપ્ટેંબરમાં આવો એક કાતરિયો પકડાયેલો. એ સ્થાને બ્રિટિશો નજીકમાં નજીકની જર્મન ખાઇથી સુમારે ૮૦૦ વાર દૂર હતા, એટલે દુશ્મનની રાઇફલનો ભય નહોતો. પાછળ અર્ધાક માઇલ ઉપર એક ન્હાનું બ્હેળિયું હતું, અને ત્યાં દુશ્મનની ગોળી પહોંચે એમ હતુંજ નહીં; છતાં આપણા માણસો રાત્રે પાણી ભરવા જતા, ત્યારે વારંવાર તેમના પર ગોળીબહાર થતો. કર્નલને રીસ ચડેલી, અને તેણે પોતાના હાથ નીચેના અમલદારોને સખ્ત શબ્દો કહેલા. એક સ્હવારે પલટન ધીમે ધીમે હઠી ગઇ; પણ એક બુઢ્ઢો વાંકો વળી ગયેલો ફ્રેંચ ખેડુત હળ હાંકતો હતો, તે સિવાય કોઇ માણસ નજરે પડ્યો નહીં. કપ્તાનથી ઉતરતા દરજ્જાના એક બ્રિટિશ અમલદારે તેને પૂછ્યું, કે "તમે કોઇ શકપડતો માણસ આટલામાં દીઠો છે"? પણ તે બુઢ્ઢાએ સિપાઇઓને એટલોજ જવાબ દીધો, કે "ખેતર પરથી નિકળી જાઓ, અને બટાટાં વાવ્યાં છે તેને નુકસાન ન કરો." પેલા જુવાન અમલદારે પોતાના ઉપરી પાસે આવીને વાત કરતાં કહ્યું, કે "બુઢ્ઢો અતિશય ચીડાઇ ગયો, અને અમને દાંત દેખાડ્યા. દાંત પણ મઝેના અને સાફ હતા."

કર્નલે કહ્યું, "સીધો ઉભો ન રહી શકે તેટલો બુઢ્ઢો માણસ, અને છતાં મઝેના ધોળા દાંત? સાથે બે માણસ લઇને જાઓ, તેની સાથે ફરીને વાત કરો, તથા તેને પાછળથી પકડી લ્યો. સંભાળ રાખો કે કોઇનો જાન ન જાય, અને એ મઝેના સાફ દાંતવાળા બુઢ્ઢાને મારી પાસે લઇ આવો."

પેલો ન્હાનો અમલદાર સમજ્યો, જરા શરમાયો, અને હુમલાની સંભાળથી તૈયારી કરીને બનાવટી બુઢ્ઢાને પકડવા ગયો. જુવાન જર્મન અમલદાર એક ગોરિલ્લાની માફક લડ્યો, અને તેઓ તેને બાંધી શકે તે પહેલાં ત્રણેય આદમીને વારંવાર પટકી નાંખ્યા. તેની પાસે બે મેળે ફુટે તેવી પિસ્તોલ તથા કાર્તુસોથી ભરેલો એક પટ્ટો હતાં; અને થોડી વાર પછી તેની રાઇફલ પણ એક જગ્યાએ સંતાડી હતી, ત્યાંથી મળી આવેલી.

પણ ૧૯૧૫ના ડીસેંબરની આખર સુધીમાં બ્રિટિશો પાસે પણ પહેલા વર્ગના પુષ્કળ કાતરિયા એકઠા થયા. શિકારીઓ, જંગલના રખેવાળો, અને સારા નિશાન તાકનારાઓમાંથી હજારોની ભરતી કરવામાં આવી. ૧૯૧૬ની શરૂઆત સુધીમાં તો બ્રિટિશ કાતરિયા જર્મનોને ટક્કર મારે તેવા તૈયાર થઇ ગયા.

ઉપર વર્ણન કરી બતાવ્યું તે બે પદ્ધતિમાં બ્રિટિશોનું જર્મનો ઉપર પ્રાધાન્ય હતું, પણ પોતાને થયેલા નુકસાનનું સાટું વાળવાને જર્મનોએ આપણી મોખરાની ખાઇઓ સુરંગો ફોડીને ઉડાવી દેવાનો યત્ન કર્યો. આમાં વ્યવસ્થાની વાત હતી, કે જેમાં જર્મનીના પ્રાધાન્યની વકી રાખી શકાય; કારણકે તેની પાસે એંજીનિયરોની એક મોટી સેના હતી, અને પુષ્કળ સાધનો તથા સર્વોપરિ યંત્રો હતાં. કિલ્લાઓ બાંધવામાં અને હળવી રેલવે યોજવામાં તેમણે અસાધારણ કુશળતા બતાવી હતી; અને તેઓ એવા ઉદ્યોગી હતા, કે કોઇથી તેમની બરાબરી ન થાય. છતાં સુરંગ ફોડવાની કળામાં આપણા ખનક અમલદારો જર્મનોના બરાબરિયા નીવડ્યા. કેટલીક વાર દુશ્મનના અને આપણા માણસો સામસામા થઇ જતા; અને ઘણીખરી વાર આપણી જીત થતી. ઇપ્રની આસપાસ એ પ્રમાણે કેટલીક વાર બનેલું. આપણાં ભોંયરાં સપાટીથી ત્રીશ ફુટ ઊંડાં હતાં, અને એ ઊંડાણથી પણ વધારે ઊંડાઇએ ટનલો ખોદાતી. છેવટે ૧૯૧૬ના જાન્યુઆરી સુધીમાં આપણા ખનકોએ પ્રાધાન્ય મેળવ્યું.

બધી રીતે ટનલ ખોદનારાઓનું કામ બીજા લડવૈયાઓના કામ કરતાં વધારે કઠણ અને જોખમભરેલું હતું. આપણા મોખરાના જે ભાગમાં ચાક હતો, ત્યાં તો એ કામ મુશ્કેલ નહોતું. માત્ર એટલીજ સંભાળ રાખવાની હતી, કે હથોડીનો અવાજ દુશ્મન ન સાંભળે. પણ ઉત્તરના ભાગમાં, કે જ્યાં બ્રિટિશ લાઇન ફ્લેન્ડર્સના કાદવ ઉપર હતી, ત્યાં ટનલ ખોદવાનું કામ ઘણું વધારે મુશ્કેલ હતું. કેટલેક ઠેકાણે હથિયારોથી પણ થોડીજ મદદ મળતી. બાકોરૂં પાડ્યા પછી ખોદનાર પગ પહેલા નાંખીને તેમાં દાખલ થતો; અને પગો વડે કાદવ ઉખેડીને તે પોતાના ખભા ઉપરથી બહાર કાઢતો. તેની પાછળ કાદવ બહાર મોકલવાને તથા અંદર લાકડાં ગોઠવવાને બીજા આદમીઓ પેસતા. પણ પગે ખણીને આગળ ચાલતો માણસ જો કોઇ રેતીની સર ખુલ્લી કરતો, તો તેનું અને તેની સાથેના માણસોનું મોત થતું; કારણકે તરત અંદર પાણી દાખલ થતું, અને પૂરાઇ ગયેલા માણસો બચવાનો યત્ન પણ કરી શકતા નહીં.

બ્રિટિશ મોખરા ઉપર શિયાળામાં જે મોટી પ્રવૃત્તિઓ ચાલેલી, તે બહુ મહત્ત્વની નહોતી.

૧૯૧૫ના છેલ્લા બે મહિનામાં બ્રિટિશોની રાતની ચડાઇઓ અને બંને બાજુએ સુરંગો ફોડવાની હીલચાલો સિવાય બીજું કશું મહત્ત્વનું કામ થયેલું નહીં. પણ ડીસેમ્બરની ૧૯ મી તારીખે દુશ્મનોએ ઇપ્રની ઉત્તર-પૂર્વમાં આપણને એક સખત ફટકો મારવાનો યત્ન કરેલો. થોડા દિવસ સારા પવન માટે રાહ જોયા પછી તેમણે ઝેરી હવાનું એક મોટું, લીલું, ભયંકર વાદળું કાઢ્યું. પણ એપ્રિલ અને ડીસેમ્બર વચ્ચે ઝેરી હવા સામેના બચાવને બ્રિટિશો પૂર્ણતાની

સ્થિતિમાં લાવી શકયા હતા. બધા સિપાઇઓ પાસે ઝેરી હવામાંથી બચવાના ટોપ હતા. પણ ટોપ પહેરવા એ તો તૈયારીની માત્ર શરૂઆત હતી. આગલા નિરીક્ષક અમલદારો પાછલાં તોપખાનાંને સાવચેતી આપતા; અને તરત ગોળા ફેંકવાની તૈયારી થતી. પ્રભાત પછી થોડી વારે પશ્ચિમોત્તરનો મંદ મંદ પવન વાવા લાગ્યો, અને અમુક મધુર સુગંધ આપણી લાઇનોમાં આવવા લાગી. કેટલાક સિપાઇઓ એ મધુર સુગંધથી પ્રસન્ન થયેલા, પણ તરત તેમનો ઉપરી અમલદાર બરાડા પાડતો આવી પહોંચ્યો, અને કાળાં ચશ્માં માટે પોકાર કરવા લાગ્યો. બીજી ક્ષણે આખી પલટનની આંખો આંસુથી ભરાવા લાગી, અને સૌ પોતાનાં નેત્રરક્ષકો શોધવા લાગ્યા. દુશ્મનો અમુક પ્રકારના ગોળા ફોડતા હતા,. તેમાંથી એ મધુર સુગંધ નિકળતી હતી. તેની અસર એવી હતી, કે આંખો સૂજી જાય, અને છેવટે માણસો આંધળા થાય. થોડી વારમાં સૌએ કાળાં ચશ્માં પહેરી લીધાં, અને ૫૦૦ કાળા "દેવો" એકબીજા તરફ જોવા લાગ્યા. તોપોના ધડાકા વધારે ભયંકર થવા લાગ્યા, અને પછી ટોપ પહેરી લેવાનો હુકમ આવ્યો.

આગળના નિરીક્ષક અમલદારોએ ધોળી ધૂમસ જેવું કંઇક ઝમીન ઉપર ધીમે ધીમે ચાલતું જોયું હતું. પ્રથમ એ માત્ર એક ફુટ ઊંચું લાગતું હતું, પણ આગળ આવતાં તે મોટું થતું ગયું; અને આપણી ખાઇઓ પાસે આવતાં તે ભૂરી-લીલી વરાળની સાત ફુટ ઊંચી દીવાલ જેવું દેખાયું. બ્રિટિશ લશ્કરના સિપાઇઓ તાજા આવેલા હતા, અને ઝેરી હવાનો એ તેમનો પહેલો ગંભીર અનુભવ હતો. આ ઉપરથી તેમની ચિંતા સમજી શકાશે. ટોપો એ હવાને પૂરેપૂરી બહાર રાખી શકશે કે કેમ? ફેફસામાં બળતરા થશે કે નહીં? આ શંકાનો જવાબ થોડીજ ક્ષણોમાં મળી ગયો. સિપાઇઓએ જોયું, કે શ્વાસ લેવામાં હરકત આવતી નથી; અને ત્યાં તો અચાનક ઝેરી વાદળું વિખેરાઇ પણ ગયું. દરમિયાન દુશ્મનો હુમલો કરવાને તૈયાર હતા, તેમના ઉપર સેંકડો તોપો ગોઠવાઇ ગઇ. મારો એટલા જોરથી ચાલ્યો, કે ઘણાખરા જર્મન લશ્કરથી ખાઇઓ છોડવાનું બની શકયું નહીં.

વ્હર્ડુન ઉપર પહેલો હુમલો થયો, તે પછી ફ્રેંચોની નવમી સેનાએ પોતાનું સ્થાનક ખાલી કરીને બ્રિટિશોને સોંપ્યું, જેથી બ્રિટિશ લાઇન લંબાઇને સુમારે ૯૦ માઇલની થઇ. બ્રિટિશ સેનાધિપતિએ જનરલ ડેસલનૌને ખબર આપેલી, કે પોતે હુમલો કરવાને તૈયાર છે; પણ ફ્રેંચ સ્ટાફનો એવો વિચાર થયેલો, કે દુશ્મનો વ્હર્ડુનની સામે ખ્વાર થાય, તેમાં મિત્ર રાજ્યોને વધારે લાભ છે, અને લાઇનના બીજા ભાગ ઉપર કશું કરવાની જરૂર નથી.

જર્મનો ફ્રેંચો અને બ્રિટિશોએ શિયાળામાં કરેલો ગોળાનો સંચય ખૂટાડી દેવા ઇચ્છતા હતા, કે જેથી તેઓ પોતાનાં કારખાનાંની ઘણીખરી પેદાશ રુશિયાની સામે વાપરી શકે, અને કાળા સમુદ્ર તથા પિતૃગ્રેડ સુધી રસ્તો કરી શકે. બ્રિટિશોની એવી ઇચ્છા હતી, કે રુશિયા તૈયાર થાય, અને ઇટલીના આલ્પાઇન મોખરા પર બરફ પિગળે, ત્યાં સુધી દેખાવ એવો મજબૂત રાખવો, કે દુશ્મનોને તોપો અને માણસોનેજ નહીં, પણ ગોળાઓ સુદ્ધાંનો પોતાની

સામે સંચય રાખવો પડે. જર્મનો બારઇંચિયા ઑસ્ટ્રિયન તોપો વ્હર્ડુન આગળ વાપરતા હતા, અને એ તોપોને તથા બારઇંચિયા ગોળાઓને વપરાવી નાંખવામાં જનરલ પેટેન માત્ર ફ્રાન્સની નહીં, પણ ઇટલી અને રૂમેનિયાની ખાતર પણ લડતો હતો.

દરમિયાનના વખતમાં આપણા સેનાધિપતિએ રાહ જોવાનું યોગ્ય ધાર્યું.

૧૯૧૪ ના ઑકટોબર અને નવેંબરમાં લડવામાં કામ આવે એવી બધી જમીન પોતે રાખી લીધી હતી; અને કાંતો નીચી જમીનને વળગી રહેવું, અથવા પછી જે મજબૂત લાઇન હોય તે સ્વીકારવી, એ બેમાંથી ગમે તે પસંદ કરવાનું બ્રિટિશો ઉપર રાખ્યું હતું. ખાઇઓની લડાઇ કેટલો વખત ચાલશે, તેના અડસટ્ટામાં ભૂલ કરીને બ્રિટિશ સ્ટાફે જર્મન લાઇનની બને તેટલું પાસે રહેવાનું પસંદ કર્યું; અને તેથી ઉતરતી જગ્યામાં રહેવું પડ્યું, કે જેના ઉપર દુશ્મનો પોતાની મોખરાની ખાઇઓમાંથી મશીનગનોનો અને હળવી તોપોનો મારો ચલાવી શકે. ભૂલ જ્યારે થઇ ત્યારે અનિવાર્ય હતી, કારણકે વિલંબ આટલો લાંબો થશે તેની કોઇને કલ્પના નહોતી; અને આપણા નાયકો બની શકે તો હુમલો કરવા સારૂ દુશ્મનની પાસે રહેવાને ઉત્સુક હતા. પણ પરિણામ એ આવ્યું, કે ખાઇઓની લડાઇના પહેલા વખતમાં દર અઠવાડિયે બ્રિટિશને થયેલી હાનિની સરાસરી દુશ્મનની સરાસરીના કરતાં વધારે આવતી. તેઓ ધારે ત્યારે હુમલા પણ ઊંચાણ પરથી સહેલાઇથી કરી શકતા; અને તેમના તોપખાનાના નિરીક્ષક અમલદારો આપણા અમલદારોના કરતાં વધારે પ્રદેશ જોઇ શકતા.



## લડાઇના તાર.

—:૦:—

<u>બુખારેસ્ટની દુર્દશા.</u>

લંડન, ૧ લી ડીસેમ્બર.

મેકેનસનની સરદારી નીચે ઑસ્ટ્રિયનો, જર્મનો, તુર્કો અને બલ્ગેરિયનોની બનેલી મિશ્ર સેના કાલુગેરન્ટ પાસે આવી પહોંચી છે. કે જે બુખારેસ્ટથી ૨૦ માઇલ અને કિલ્લાઓથી માત્ર ૧૦ માઇલ દૂર છે. રૂમાનિયન સરકાર રાજધાનીમાંથી નિકળી ગયેલ છે.

<u>ઍથન્સમાં મિત્ર રાજ્યોનાં લશ્કરો.</u>

લંડન, ૧ લી ડીસેમ્બર.

ફ્રેંચ, બ્રિટિશ અને ઇટાલિયન લશ્કરો ગ્રીસમાં ઉતર્યાં છે. પિરીઅસ રેલવે ટર્મિનસ પાસે ફ્રેંચ ખલાસીઓ તથા ગ્રીક સિપાઇઓ વચ્ચે લડાઇ શરૂ થઇ છે. શહેરમાં ગભરાટ થયો છે. દુકાનો બંધ કરવામાં આવે છે. રાજાએ કેટલીક તોપો સોંપી દેવાનું કબૂલ કર્યું છે.

<u>ક્રિલિબાબામાં રૂસિયનો.</u>

પિત્રગ્રેડ, ૨૭ ડીસેમ્બર.

વચ્ચેની બધી ટેકરીઓ વટાવીને રૂસિયનો આખરે ક્રિલિબાબામાં પેસી શકયા છે. શેરીઓમાં ખૂબ મારામારી ચાલે છે. જર્મનો છાપરેથી અને બારીઓમાંથી ગોળીબહાર કર્યા કરે છે. શહેરની પશ્ચિમે ઘણા એકઠા થયા છે, અને સામો હુમલો કરવા ધારે છે.

<u>રૂમાનિયન સ્થિતિ.</u>

લંડન, ૪ થી ડીસેમ્બર.

પિટેસ્ટી અને ટર્ગોવિસ્ટીઆના પ્રદેશમાં રૂમાનિયનો હઠતા જાય છે. એલેકઝાંડ્રિયા અને બુખારેસ્ટ વચ્ચેના પ્રદેશમાં સખ્ત લડાઇ ચાલે છે. રાજધાનીમાંથી લડાઇમાં ઉપયોગી થાય તેવી બધી વસ્તુઓ લઇ જવામાં આવેલ છે. સિવિલિયનોને રહેવાનું કહેવામાં આવેલ છે.

<u>ઍથન્સમાં તોફાન.</u>

ઍથન્સ, ૪ થી ડીસેમ્બર.

ગ્રીક લશ્કરના કમાન્ડરે જાહેર કર્યું છે, કે છેલ્લા તોફાનમાં નીચે પ્રમાણે નુકસાન થયું છે:—ગ્રીકો, ૨૯ મરેલા, અને ૫૪ જખમી; તથા ફ્રેંચ ખલાસીઓ, ૪૭ મરેલા અને ૯૭ જખમી.

મિત્ર રાજ્યોનાં લશ્કરો પિરીઅસ ગયાં છે.

જર્મન પક્ષના સેનાપતિઓ ફરી નિમાયા છે. લિબરલ પેપરોના ઘણાખરા એડિટરોને કેદ કરવામાં આવેલ છે. વેનિઝેલોસના પક્ષના પણ ઘણા આદમી કેદ થયા છે.

લંડન, ૫ મી ડીસેમ્બર.

શનિવારના તોફાનમાં વેનિઝેલોસના પક્ષના ૧,૦૦૦ આદમીઓ કેદ થયેલ છે. ગ્રીકોએ ટપાલ, તાર તથા રેલવેનો કબજો લીધો છે; એટલે ગ્રીસના જે સંદેશા બહાર પડે, તે હવે એકદમ માની બેસવાના નથી.

<u>બુખારેસ્ટ ઉપર ધસારો.</u>

લંડન, ૫ મી ડીસેમ્બર.

રૂમાનિયનો ટિટુથી પૂર્વ તરફ બુખારેસ્ટ ભણી હઠતા જાય છે. પ્લોએસ્ટી તથા બુખારેસ્ટના રસ્તા ઉપર દુશ્મનના હુમલા ખાળી શકાયા નથી.

<u>બ્રિટિશ પ્રધાનમંડળમાં ફેરફાર.</u>

લંડન, ૫ મી ડીસેમ્બર.

ઓફિશ્યલી ખબર આપવામાં આવે છે, કે મિ. એસ્કિવથે રાજીનામું આપ્યું છે. મિ. લૉઇડ જ્યોર્જે પણ રાજીનામું આપેલ છે. રાજાજીએ મિ. બોનર લૉને બોલાવેલ છે; અને મિ. એસ્કિવથનું રાજીનામું મંજૂર કરેલ છે.

લંડન, ૬ ઠ્ઠી ડીસેમ્બર.

મિ. બોનર લૉએ મુખ્ય પ્રધાનનું કામ કરવાની પોતાની અશક્તિ બતાવી પ્રધાનમંડળ

યોજવાની ના પાડી છે. રાજાજીએ બકિંગહામ મહેલમાં પ્રધાનોને બોલાવ્યા છે; અને મિ. લૉઇડ જ્યોર્જને મુખ્ય પ્રધાન થવાનું કહ્યું છે. મિ. લૉઇડ જ્યોર્જે રાજાજીની આજ્ઞા સ્વીકારીને નવું પ્રધાનમંડળ યોજવાનું શરૂ કર્યું છે.

ઇરાનના શાહને ત્સારની ભેટ.

પિતૃગ્રેડ, ૫ મી ડીસેમ્બર.

ગ્રેન્ડ ડ્યૂક ઓરિસે નામદાર ત્સાર તરફથી ઇરાનના નામદાર શાહને એક ચાંદીની ફુલદાની ભેટ આપી છે. ખાણા ઉપર રશિયા અને ઇરાનની દોસ્તી દૃઢ કરે તેવાં વચનો પરસ્પર ઉચ્ચારાયાં છે. તેહેરાનના રહેવાસીઓએ ગ્રેન્ડ ડ્યૂકનો ઘણો સત્કાર કર્યો છે.

જર્મનોને લાભ.

લંડન, ૬ ઠ્ઠી ડીસેમ્બર.

ટર્ગોવિશ્ટીઆ કબજે થવાથી જર્મનો રૂમાનિયન તેલના ઝરાઓની પાસે પહોંચ્યા છે.

ગ્રીસનો મામલો.

પારિસ, ૬ ઠ્ઠી ડીસેમ્બર.

વેનિઝેલિસ્ટોને પકડવાનું કામ જારી છે. લિબરલ વર્તમાનપત્રો પ્રગટ થઇ શકતાં નથી. પ્રાંતોનાં શહેરોમાં પણ વેનિઝેલિસ્ટો વિરુદ્ધ તોફાન કરવાની ઉશ્કેરણી થાય છે. ગ્રીસનો દરિયાઇ ઘેરો તા. ૮ મીથી શરૂ થશે.

બુખારેસ્ટનો અધઃપાત.

લંડન, ૬ ઠ્ઠી ડીસેમ્બર.

૧૧ માઇલ દૂરથી બુખારેસ્ટ ઉપર ગોળા પડવા શરૂ થયા છે.

પારિસ, ૭ મી ડીસેમ્બર.

પિતૃગ્રેડથી તાર છે, કે રૂમાનિયનોએ બુખારેસ્ટ તથા પ્લોએસ્ટી ખાલી કર્યાં છે.

મિ. લૉઇડ જ્યોર્જ બ્રિટનનો મુખ્ય પ્રધાન.

લંડન, ૭ મી ડીસેમ્બર.

કોર્ટ સરક્યુલર ખબર આપે છે, કે મિ. લૉઇડ જ્યોર્જે આજે રાજાજીની મુલાકાત લીધી છે, અને મુખ્ય પ્રધાનની પદવી સ્વીકારી છે. નવા પ્રધાનમંડળની યોજનાનું કામ સંતોષકારક રીતે ચાલે છે. કર્મકાર પક્ષે બહુમતે નવી સરકારમાં ભાગ લેવાનું ઠરાવ્યું છે.

લંડન, ૮ મી ડીસેમ્બર.

મિ. એસ્કિવથ અને તેના સહકારીઓ નવી સરકારની સાથે કામ કરશે, એમ જાહેર થયું છે. મિ. હેન્ડરસન વિગ્રહ કમિટીમાં રહેશે, અને મિ. બાર્નેસને પ્રધાનમંડળમાં સારૂં સ્થાન મળશે, એમ બોલાય છે.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૧૯ મી ડીસેમ્બર, ૧૯૧૬. [અંક ૩.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વેહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૯ મી ડીસેમ્બર, ૧૯૧૬.

## લડાઇના મોખરા ઉપર પાદરીઓની સેવા.

"ખિયાલે તનપરસ્તી છોડ ફિક્રે હકપરસ્તી કર:
નિશાં રહના નહીં હૈ, નામ રહ જાના હૈ કસાંકા!"

અર્થ:—"પોતાની પૂજા છોડીને ઇશ્વરની પૂજાનું ધ્યાન ધર: માણસની નિશાની પાછળ રહેતી નથી, પણ નામ રહી જાય છે."

ચાલુ વિગ્રહમાં પાદરીઓએ સિપાઇઓનો ઘણો સ્નેહ અને વિશ્વાસ પ્રાપ્ત કરેલ છે. તેમણે પોતાની ઉચ્ચી ફરજો કેવી રીતે અદા કરી છે, તેની કંઇક કલ્પના માનદાનની યાદીઓ પરથી પણ આવી શકે. દક્ષિણ લંડનના એક પાદરીને વિક્ટોરિયા ક્રૉસ એનાયત થયેલ છે, અને બીજા ઘણાને મિલિટરી ક્રૉસ તથા વીરત્વના બીજા અલંકારો મળેલા છે.* ઘણા પાદરીઓ માર્યા ગયા છે, અને ઘણા વધારે જખમી થયા છે. કેટલાક વહાણોની સાથે ડૂબી ગયા છે; તો બીજા સોમ ઉપરની ચડાઇમાં ગોળાઓ પડવાથી મરણ પામ્યા છે, અથવા ડાર્ડનલ્સમાં મરતાઓને આશ્વાસન આપતાં કપાઇ મુઆ છે. લડવૈયાઓ તેમને ચાહે છે; અને હજારોની જિંદગી વિગ્રહના વખતમાં સાંભળેલા ઉપદેશથી બદલાઇ ગઇ છે.

બ્રિટિશ સેનામાં પાદરીઓના કામ ઉપર વિગ્રહ ઑફિસના "ચૅપ્લિન-જનરલ†"ના ખાતાનો અંકુશ છે. શરૂઆતમાં દરેક બ્રિગેડને એક પાદરી આપવામાં આવતો; પણ એ સંખ્યા પુરતી ન લાગવાથી પાછળથી તેમાં પુષ્કળ વધારો કરવામાં આવ્યો છે. બ્રિગેડ ઇંગ્લિશ અથવા સ્કૉટિશ હોય, તે પ્રમાણે ઍંગ્લિકન અથવા પ્રેસ્બીટેરિયન પાદરીની નીમણુક થાય છે. ઉપરાંત, રોમન કૅથલિક, વેસ્લીયન, નૉન-કન્ફૉર્મિસ્ટ તથા યાહુદીઓ પણ નિમાયેલા છે. સંસ્થાનોના લશ્કરમાં ચ્યંટણીનું ક્ષેત્ર એથી પણ વધારે વિશાળ રહેલું જણાય છે. ઉદાહરણ તરીકે, ઑસ્ટ્રેલિયન સરકારે મુક્તિફોજના ૧૩ અમલદારોની સેનાના પાદરીઓ તરીકે નીમણુક કરેલી. ચૅપ્લિન-જનરલ બિશપ ટેલર સ્મિથે એ અધિકાર પર નિયુક્ત થયા પહેલાં પશ્ચિમ આફ્રિકામાં ચારી

* સરખાવો:—

"શોર્ મહશર્ મેં હૈ ઉન્કી જ્યાંમરદીકે!
નહીં હૈ આપસકી જ્યમરદીઆં"!

અર્થ:—[illegible]

† [illegible]

સેવા બજાવી હતી, પ્રથમ સિએરા લીઓનમાં "કૅનન મિશનર" તરીકે, તથા પાછળથી બિશપ તરીકે. એશેન્ટી ઉપરની ચડાઇમાં થોડો વખત તેણે "ચૅપ્લિન" તરીકે કામ કર્યું હતું, કે જ્યારે તે બૅટનબર્ગના પ્રિન્સ હેન્રીની છેલ્લી બિમારી દરમિયાન તેની સાથે સંબંધમાં આવ્યો હતો. પ્રિન્સ હેન્રીએ પોતાની પત્નીને તથા મહારાણી વિક્ટોરિયાને છેલ્લા સંદેશા તેની મારફત મોકલ્યા હતા.

બ્રિટનમાં પ્રથમ ચૅપ્લિનોની પસંદગી કરવામાં થોડી મુશ્કેલી જણાઇ હતી, કારણકે જૂદાં જૂદાં "ચર્ચ"ના પ્રતિનિધિઓ લેવાના હતા, અને તેમના દરજ્જા ચોકસ કરવાના હતા. મોખરા ઉપર એવી કશી મુશ્કેલી નહોતી. ત્યાં બધા સંપ્રદાયના પાદરીઓ પરસ્પર અનુકૂળ રહીને સેવા કરતા. ભેદો થોડા વખત સુધી ભૂલાયેલા. દયાનાં કામમાં કૅથલિકો કોંગ્રેગેશનેલિસ્ટોને મદદ કરતા; મેથડિસ્ટો યાહુદીઓના સહકારી હતા; પ્રેસ્બિટીરિયનો કૅથલિક પુરોહિતોની ફરજોમાં ભાગ લેતા; અને કૅથલિક પુરોહિતો પ્રેસ્બિટીરિયન મંડળની સેવા બજાવતા. ઇંગ્લંડમાં એક ધાર્મિક વર્તમાનપત્રને આથી ધાસ્તી લાગેલી; અને એવી ફરિયાદ થયેલી, કે ખાઇઓમાં સંપ્રદાયોના ભેદો વિલીન થઇ જાય છે. એક ચૅપ્લિને કબૂલ કરેલું, કે એ વાત ખરી છે. "અમે સૌએ ઇંગ્લંડથી આવતી પલટન જોયેલી છે, કે જ્યારે બધા સિપાઇઓ સગાંવહાલાંઓએ આપેલી કંઇ કંઇ વસ્તુઓથી અલંકૃત થયેલા હોય છે. પલટન કામ કરવા લાગે તે પછી એકબે અઠવાડિયે તમે તેમને જુઓ, તો નાતાલના બધા અલંકારો અદૃશ્ય થયેલા જણાશે. તેઓ શીખે છે, કે બીજું ઉપાડવાનું ઘણું છે, એટલે તેઓ માત્ર આવશ્યકોને વળગી રહે છે. અમારી—ચૅપ્લિનોની—પણ એજ સ્થિતિ છે. વિગ્રહમાં અમને સમજાય છે, કે આપણા ધર્મનાં આવશ્યક તત્ત્વોજ સાથે રહે, તો બસ છે."

"યંગ મેન્સ ક્રિશ્ચિયન એસોસિએશન"ની સૌથી વધારે તારીફ બ્રિટિશ યાહુદી ચર્ચના વડાએ કરી છે; અને મોખરા પરનો સીનિયર ચૅપ્લિન, કે જે એક પ્રેસ્બિટીરિયન છે, તેણે લંડનનો બિશપ જ્યારે ઉપાસના કરીને પાછો જતો હતો, ત્યારે તેના આશીર્વાદ માટે માગણી કરેલી.

*વિગ્રહ શરૂ થયો, ત્યારે દરેક સંપ્રદાયના પાદરીઓએ ચૅપ્લિન થવાની ઇચ્છા પ્રગટ કરેલી.* પ્રમાણમાં થોડાજ લઇ શકાય એવું હતું. બીજાઓ આગ્રહ રાખી રહ્યા. કેટલાંક પ્રેસ્બિટીરિયન પાદરીઓ સાધારણ સિપાઇઓ તરીકે અગર અમલદાર તરીકે લશ્કરમાં જોડાયા, કારણકે બીજો માર્ગ નહોતો. આમાંના એકે કમિશન મેળવવાની ખાતર પોતાના ધર્માધિકારનું રાજીનામું આપેલું, અને કહેલું, કે "જો હું એમ ન કરૂં, તો પછી મારા શ્રોતૃમંડળના જુવાનોને હું શું મ્હોડું બતાવું"? એ પાદરી પોતાના માણસોની આગેવાની કરતાં લૂસ આગળ માર્યો ગયેલો. એંગ્લિકન ચર્ચના ઘણા પાદરીઓ સિપાઇ તરીકે દાખલ થવાને તત્પર હતા. પણ ત્યાં તેમના બિશપો આડા પડ્યા, અને તેમને મના કરતાં બોલ્યા, કે "લડવું એ ક્રિશ્ચિયન ધર્માચાર્યનું કામ નથી. તેણે કાંતો દેશમાં રહીને કામ કરવું જોઇએ, અથવા રેડ ક્રૉસની સાથે જોડાઇને એમ્બ્યુલન્સના મદદનીશ તરીકે જવું જોઇએ." ઘણાખરા પાદરીઓ પરાણે આ સિદ્ધાંતને અધીન થયા; કેટલાકે ખાખી કપડાં પહેર્યાં, અને પછીના મહિનાઓમાં તેઓ લાઇનોની પાછળ મોટર એમ્બ્યુલન્સના હાંકનાર તરીકે અથવા બીજી રીતે સેવા કરતા જણાયા હતા.

રેવરન્ડ આર. જે. કેમ્પબેલે વાત કરેલી, કે "મોખરા ઉપર એક વાર એક પશ્ચિમ ઇંગ્લંડનો પાદરી મારી પાસે આવેલો; અને જ્યારે તેના ધોળા વાળ તથા સિપાઇનો પોશાક જોઇને હું વિસ્મિત થતો હતો, ત્યારે તેને હસવું આવેલું. તે બોલેલો, કે 'ખરી વાત, મારી ઉમર વધારે છે, પણ જે કામ મેં હાથમાં લીધું છે તે માટે નહીં. અહીં હું એમ્બ્યુલન્સ હાંકું છું; દેશમાં મારૂં કામ પુરોહિતનું છે; પણ બંને સ્થળે મારે આત્માઓની સંભાળ લેવાની છે'."

કેટલાક એંગ્લિકન પાદરીઓ બિશપની મના જાહેર થઇ તે પહેલાં લશ્કરમાં જોડાયેલા; અને તેઓ પોતાને ખરેખર નસીબદાર સમજતા. આમાંનો એક રેવરન્ડ લાયોનેલ સ્ટડ વિગ્રહમાં મરણ પામનાર પહેલો ઇંગ્લિશ પાદરી હતો.

ગૃહસ્થો અને ક્રિકેટરો તરીકે ઇંગ્લંડમાં સ્ટડનું કુટુંબ પ્રખ્યાત છે. મૂડી અને સેંકી જ્યારે પહેલવહેલા ઇંગ્લંડ આવેલા, ત્યારે કપ્તાન સ્ટડના દાદા મિ. સ્ટડ ઉપર તેમની ઘણી અસર થયેલી. એ વખત સુધી તે દરેક રમતમાં આગેવાન તરીકે પંકાતો હતો; પછી તેણે બીજા પ્રકારની કીર્ત્તિ પ્રાપ્ત કરી. લંડનની "રીજન્ટ" શેરીમાં આવેલ "પોલીટેકનિક", કે જે તરુણોને માટે આખા યૂરપમાં સર્વથી વધારે ફતેહમંદ ધાર્મિક સંસ્થા છે, તેમાં તે ક્વિન્ટિન હૉગની સાથે જોડાયો. મિ. સ્ટડના પુત્રો તેને પગલે પગલે ચાલેલા. સ્ટડ ભાઇઓ તેમના વખતના સારામાં સારા ક્રિકેટર હતા. એમાંનો એક ચીનમાં મિશનરી તરીકે ગયેલો; અને બીજો ક્વેન્ટિન હૉગ મરણ પામ્યો, ત્યારે પોલીટેકનિકનો આગેવાન થયેલો. પૌત્ર લાયોનલ સ્ટડ પણ કુટુંબને ઘટે તેવોજ નીવડયો. રમતોનો તેને શોખ હતો; અને તે લશ્કરમાં જોડાયો હતો, તથા ધાર્મિક સ્વભાવનો હતો. ૧૯૧૪ના ટ્રીનિટી રવિવારે લંડનના બિશપે પુરોહિત તરીકે તેને દીક્ષા આપેલી. એ ઉન્હાળામાં તેણે હોલોવેના પ્રદેશમાં પુરોહિત તરીકે કામ કર્યું. પછી લડાઇનું આમંત્રણ આવ્યું. તેણે પોતાની પલટનની જગ્યાનું હજી રાજીનામું આપ્યું નહોતું. પોતાના કર્તવ્ય સંબંધી તે થોડી વાર સંદેહમાં રહ્યો. પણ બહુ વાર નહીં. તેણે ધર્માધિકાર છોડી દીધો, અને પલટનમાં પ્રવેશ કર્યો.

૧૯૧૫ની શરૂઆતમાં તે અને તેની પલટન ઇપ્રની આસપાસ ખાઇઓમાં હતાં. તેના સ્થાનક ઉપર ખૂબ ગોળા પડતા હતા, અને કેટલીક વાર તે માંડમાંડ બચી ગયેલો. તેણે લખેલું, કે "મને સૌથી વધારે આશ્ચર્ય એથી થાય છે, કે અહીં હોવું એ મને અતિશય સ્વાભાવિક લાગે છે. કશું વીરતા જેવું કે ભય જેવું લાગતું નથી. હકીકત એ છે, કે ગઇ રાત્રે ફરી અમારા ઉપર ગોળા પડતા હતા; અને ગોળા પડ્યા કર્યા, ત્યાં સુધી હું શાંતિથી ઊંઘી રહેલો. એમાં ડરવા જેવું છે પણ શું? જો માણસ મરણ પામે, તો માત્ર વર્તમાનના કરતાં વધારે પૂર્ણ જીવન તેને માટે શરૂ થાય છે."

"ન છોડેગા કિસીકો આસમાં બે ગોરમેં ભેજે;
સમઝ જેરે ઝમીં ઉસકો જો આસાંપે ઝમીં આયા!"

અર્થ:—"કાલચક્ર કોઇને પણ કબરમાં મોકલ્યા વગર રહેશે નહીં; જે કોઇ ધરતી ઉપર આવ્યો, તેને ધરતી નીચે સમજી લેવો."

## THE STATION OF VERDUN AND AN ARMY POSTMAN.





વર્ડુનનું સ્ટેશન અને એક લશ્કરનો ટપાલવાળો.

Lakshmi Art, Byculla, Bombay.

બીજે દિવસ જ્યારે તે ફરી ખાઇઓમાં હતો, ત્યારે તેને માથામાં એક ગોળી વાગી, અને તે થોડા કલાકમાં મરણ પામ્યો. જખમી થયા પછી તેને ભાન આવેલું નહીં. આ રીતે મરણ પામનાર તે પહેલો પુરોહિત હતો, અને થોડી વાર પછી ઘણાની એ સ્થિતિ થયેલી. ઇપ્રની બહાર હાલ તેની ન્હાની કબર છે, અને તેના ઉપર લાકડાનો એક સાદો ક્રૉસ મૂકેલો છે.

મૉન્સની આસપાસ લશ્કરી ચૅપ્લિનોને જે વિલક્ષણ અનુભવો થયેલા, તેનું રેવરન્ડ ઓવેન સ્પેન્સર વૅટકિન્સ નામે એક વેસ્લીયન પુરોહિતે એક ખાસ પુસ્તક લખીને મઝેનું વર્ણન આપ્યું છે. મિ. વૅટકિન્સ મોખરે પહોંચ્યો, ત્યારે મૉન્સથી હઠી જવાની શરૂઆત થઇ ચૂકી હતી. એમ્બ્યુલન્સને પણ બીજા લશ્કરની સાથે હઠી જવાનો હુકમ મળેલો. "ઉતાવળમાં રેડ ક્રૉસનો વાવટો નીચો ઉતારવામાં આવ્યો, ગાડાંઓમાં વસ્તુઓ ગોઠવાઇ, અને જે ઇમારતોનો અમે કામચલાઉ ઇસ્પિતાલ તરીકે ઉપયોગ કર્યો હતો, તેમાંથી જેવા અમે નીકળ્યા, કે ગોળાઓ પડવાની શરૂઆત થઇ, અને અર્ધા કલાકમાં તો જગ્યાની પાયમાલી થઇ ગઇ."

ત્રણ દિવસ સુધી તેણે પોતાના સોબતીઓની સાથે હઠી જવાનું જારી રાખ્યું. એ ત્રણ દિવસમાં તેઓ માત્ર છ કલાક ઊંઘી શકયા હતા; અને તેમને માત્ર બે વાર બરાબર ખાવાનું મળ્યું હતું. દિવસે તાપ લગભગ ગરમ દેશોના જેટલો લાગતો; રાત્રે ટાઢ અતિશય સખ્ત પડતી. અધૂરામાં પૂરો વરસાદ આવ્યો, અને તે ઠારી નાંખે એવો વરસાદ. માણસોને ચાલતાં ચાલતાં ઝોલાં આવતાં; કેટલાક માણસો પડી જતા, અને તેમને ત્યાંજ મૂકવા પડતા; પાદરી અને સિપાઇ કોઇ ઠેકાણે થોડી વાર થોભી શકતા, ત્યારે તેમને સુખ લાગતું. વરસાદમાં અને ટાઢમાં ખુલ્લાં ખેતરોમાં પૂળાઓ ઉપરજ તેમને થોડો આરામ મળી શકતો. લે કેટો આગળ આપણું લશ્કર દુશ્મન તરફ વળ્યું, અને પછી અમર લડાઇ ચાલી. જે જખમીઓ ચાલી શકે તેવા હતા, તેમને બુસિગ્ની રેલવે સ્ટેશન સુધી સલામત પહોંચાડવાનું કામ ચૅપ્લિનને સુપ્રત થયેલું. તેણે લખ્યું છે, કે "એવું કામ ફરીને મારે કદાપિ જોઇતું નથી. ઘોડા પર બેસીને એ માર્ગે મારે ઉપરનીચે ફરવું પડેલું, કોઇને કહેવું પડેલું, કે 'ખોડંગતો ખોડંગતો પણ જલદી ચાલ'; બીજા 'ચાલી શકાતું નથી, અને ચાલતાં જે દુઃખ થાય છે તેથી વધારે જર્મનોના હાથમાં પડવાથી થનાર નથી,' એમ કહીને બેસી ગયેલો, તેને સમજાવીને ચાલતો કરવો પડેલો. આખરે મેં એક ખેડુતની ગાડી દીઠી. કાયદો હાથમાં લઇને મેં એ ગાડી વેઠે પકડી, અને ખેડુતને સાથે લીધો, કે જેથી તે ચાલી ન શકનાર બધાને બેસાડીને જ્યાં જવું હતું ત્યાં પહોંચાડે. વારંવાર માર્ગમાં ગોળીઓ પડતી, પણ કોઇને કશી ઇજા થયેલી નહીં. સવારો બાજુએ રહીને અમારી રક્ષા કરતા હતા; અને હવેજ મને ખબર પડી, કે આખું લશ્કર હઠી જાય છે. સવારોને ઘણું નુકસાન થયેલું. અમને જે મળ્યા તેમને અમે સાથે લીધેલા. છેવટે બુસિગ્ની આવ્યું, મારી ફરજ પૂરી થઇ, અને મને લાગ્યું કે હું છૂટયો."

હઠી જવાનું જારી રહેલું. રૂમેં પહોંચતાં મિ. વૅટકિન્સને માલુમ પડેલું, કે દેવળ અને પાસેની નિશાળ બંને જખમીઓથી ચીકાર ભરેલાં છે. "દેખાવ એવો હતો, કે તેનું વર્ણન

આપીને તમારી લાગણીઓને ત્રાસ આપવાની મારી ઇચ્છા નથી. જખમીઓની લાઇનો પાસેથી હું પસાર થયો, અને પ્રભુએ પ્રેર્યાં તેવા આશ્વાસનના શબ્દો કહેતો ગયો; પણ એમ કહેવાની મારી હિંમત ન ચાલી, કે તેમને ત્યાં પડ્યા રાખીને અમારે જવું પડશે." હજી આગળ! તે પછી જે ભયંકર રાત વીતી, તેની અસર બધા ઉપર રહેલી. સાંધે સાંધો અને હાડકે હાડકું દુખતાં હતાં; તરસ તો એવી લાગેલી, કે વાત ન પૂછો; અને ભૂખ્યા એટલી બધી વાર રહેલા, કે ખાવાનું ભૂલી ગયેલા; છતાં તેમણે ચાલ્યા કર્યું. એક ઠેકાણે તો પાદરી અટકયો, અને ઘોડા પરથી નીચે ઉતર્યો, કારણકે તેને લાગ્યું, કે વધારે આગળ જઇ શકાય એમ નથી.

ચાર દિવસમાં તે માત્ર દસ કલાક ઊંઘી શકયો હતો, અને માત્ર ત્રણ વાર તેને ઠીક ખાવાનું મળ્યું હતું. તે ઘોડાની લગામ પકડીને રસ્તે બેઠો, અને એક વાર તો તેને ઊંઘ પણ આવી ગઇ. સૂર્યોદય પછી થોડી વારે તે એક એમ્બ્યુલન્સની ગાડી પાસે આવી પહોંચ્યો, કે જેની સાથે એક પાણીની ગાડી પણ હતી. જખમીઓને માટે પાણીની જરૂર હતી. એજ વખતે પાયદળની પણ એક થાકેલી પલટન ત્યાં આવી લાગી. સિપાઇઓ પાણીની ગાડી જોઇને તે તરફ દોડ્યા. તેમને તેમજ જખમીઓને અતિશય તરસ લાગી હતી. મિ. વૅટકિન્સે સિપાઇઓ પાસે જઇને તેમને સમજાવ્યું, કે ગાડીમાં પાણી બહુ થોડું રહ્યું છે, અને જે છે તેની જખમીઓને માટે જરૂર છે. તેણે ઉમેર્યું, કે "હું પોતે તરસ્યો છું, અને હું તમ લોકો માટે અતિશય દિલગીર છું; પણ સ્થિતિ કેવી છે, તે તમે જુઓ છો; જખમીઓને પહેલું મળવું જોઇએ." સિપાઇઓએ જવાબ દીધો, કે "ખરી વાત, સાહેબ. અમને ખબર નહોતી, કે એ ઇસ્પિતાલની ગાડી છે." પછી તરસ્યા હોવા છતાં તેઓ આગળ ચાલતા થયા.

સપ્ટેંબરની ૬ ઠ્ઠી તારીખ સુધી હઠવાનું જારી રહ્યું, અને પછી પારિસની દક્ષિણે દૂર્નેન આગળ લશ્કરો થોભ્યાં. ત્યારે તેઓ દુશ્મન ઉપર વળ્યાં. ચૅપ્લિન લખે છે, કે "તા. ૬ ઠ્ઠી સપ્ટેંબર અને રવિવારે પ્રભાતમાં અમે અમારાં મ્હોં ફરી ઉત્તર તરફ વાળ્યાં, અને તેમ કરી શકવા માટે ઈશ્વરનો ઉપકાર માન્યો. એ રવિવારે પણ સાર્વજનિક ઉપાસના થાય એવું નહોતું; પણ કૂચ કરતાં કરતાં અને એમ્બ્યુલન્સની ગાડીમાં એકાંત ઉપાસના પુષ્કળ થઇ; અને સાંજ પડતાં જ્યારે મેં રસ્તા પરના ઘાસ પર સૂવા સારૂ મોટો કોટ પહેરી લીધો, ત્યારે આવી ઊંચી સેવા માટે મને નિયુક્ત કરીને પ્રતિષ્ઠા આપવા સારૂ મેં ઈશ્વરનો ઉપકાર માન્યો."

"ઇતાબો લુત્ફ જો ફરમાઓ હર સૂરતસે રાઝી હૈં:
શિકાયતસે નહીં વાકિફ, હમેં શુક્રાના આતા હૈ!"

અર્થ:—"કોપ અથવા દયા જે કંઇ દર્શાવશો, તે દરેક પ્રકારે અમે રાજી છીએ; દોહલાંનો અમને પરિચય નથી, અમને માત્ર ઉપકાર માનતાં આવડે છે."

(આ મહત્ત્વનો ઇતિહાસ આવતા અંકમાં જારી રાખવામાં આવશે.)

## લડાઇના તાર.

—:o:—

<u>રૂમાનિયન લશ્કરનું હઠી જવું.</u>

આમ્સ્ટર્ડામ, ૭ મી ડીસેમ્બર.

બુખારેસ્ટના કિલ્લાઓની બધી તોપો બચાવાંઇ છે, લશ્કર સલામત છે, અને વ્યવસ્થિત રીતે હઠી ગયું છે. છેવટનો નિકાલ પશ્ચિમ મોખરા ઉપર થનાર છે, એટલે બુખારેસ્ટના અધ:પાતથી સામાન્ય સ્થિતિમાં થોડોજ ફેર પડશે.

<u>ઍથન્સમાં તોફાન.</u>

લંડન, ૭ મી ડીસેમ્બર.

સાલોનિકાની કામચલાઉ સરકાર જણાવે છે, કે ન્હાસેડુઓના કહેવા પ્રમાણે ઍથન્સની સ્થિતિ ભયંકર છે. દસ હજાર રહેવાસીઓ કેરેથિની ન્હાસી ગયા છે, અને બીજાઓએ પિરીયસમાં આશ્રય લીધો છે. સેંકડો વેનિઝેલિસ્ટોને હેરાન અને કેદ કરવામાં આવેલ છે. રાજાના પક્ષકારોએ લેરિસ્સામાં દુકાનો લૂટી છે, અને બીજા ઘણા અત્યાચારો કર્યા છે. ત્રિખાલામાં પણ તેઓ એ પ્રમાણે વર્ત્યા છે, અને ફ્રેંચ અમલદારોને તેમણે કેદ કર્યા છે.

<u>બ્રિટનનું નવું પ્રધાનમંડળ.</u>

લંડન, ૧૦ મી ડીસેમ્બર.

ઓફિશ્યલી જણાવવામાં આવે છે, કે નવી સરકારની વિગ્રહસભામાં નીચે પ્રમાણે પાંચ આદમીઓ રહેશે:— મિ. લૉઇડ જ્યોર્જ, લૉર્ડ કર્ઝન, મિ. હેન્ડરસન, લૉર્ડ મિલ્નર, અને મિ. બોનર લૉ. લૉર્ડ કર્ઝન અમીરોની સભામાં તથા મિ. બોનર લૉ આમની સભામાં આગેવાન થશે. મિ. બાલ્ફોર પરદેશખાતાનો, મિ. વૉલ્ટર લોંગ સંસ્થાનોનો, અને લૉર્ડ ડરબી વિગ્રહખાતાનો સેક્રેટરી ઑફ સ્ટેટ થયેલ છે. હિંદના સેક્રેટેરી તરીકે મિ. ચેમ્બરલેન કાયમ રહેલ છે. એકંદરે નવું પ્રધાનમંડળ ઘણું મજબૂત થયું છે, અને મિ. લૉઇડ જ્યોર્જની તારીફ કરવામાં આવે છે.

<u>ગ્રીસને લડાઇનું કહેણ.</u>

લંડન, ૧૦ મી ડીસેમ્બર.

એમ કહેવાય છે, કે મિત્ર રાજ્યો તરફથી આજે ગ્રીસને લડાઇનું કહેણ મોકલવામાં આવનાર છે. ઍથન્સમાં લશ્કરો એકઠાં થવાં માંડ્યાં છે, અને અત્યારે વીસ હજારની સંખ્યા થઇ ચૂકી છે.

<u>નવી રશિયન રેલવે.</u>

પિત્રોગ્રાડ, ૧૦ મી ડીસેમ્બર.

પિત્રોગ્રાડથી મર્મન કિનારા ઉપર રોમેનૉફ સુધીની નવી રેલવે તૈયાર થઇ ગઇ છે. આખી દુનિયામાં એ રેલવે સર્વથી વધારે ઉત્તરની છે.

સુલેહની વાતો.

આમ્સ્ટર્ડામ, ૧૩ મી ડીસેમ્બર.

મધ્ય રાજ્યોએ દુશ્મનની સરકારોને ખબર આપી છે, કે પોતે સુલેહની મસલહતમાં ઉતરવા તૈયાર છે. તમામ બ્રિટિશ વર્તમાનપત્રો સુલેહની જર્મન દરખાસ્તનો તિરસ્કાર કરે છે. ફ્રેંચ વર્તમાનપત્રો જણાવે છે, કે એ નવી હીલચાલમાં જર્મનીની લુચ્ચાઇ છે, અને તે મિત્ર રાજ્યોને વિભક્ત કરવા ચાહે છે.

જર્મનોની હાનિ.

લંડન, ૧૩ મી ડીસેમ્બર.

ઓફિશ્યલ જર્મન યાદીઓથી જણાય છે, કે નવેંબરમાં જર્મનીને કુલ હાનિ ૧૬૬,૧૭૬ માણસોની થઇ છે, જેમાંથી ૨૮,૭૨૯ માણસો માર્યા ગયા છે. આ આંકડાઓ ઉમેરવાં કુલ હાનિ ૩,૯૨૧,૮૯૯ ની થાય છે, જેમાંના ૮૮૯,૯૫૭ મરણ પામેલ છે. ૧ લી જૂલાઇથી સોમ ઉપર જર્મન હાનિ ૬૯૦,૦૦૦ માણસોની થઇ છે.

ઑસ્ટ્રિયન પ્રધાનમંડળનું રાજીનામું.

આમ્સ્ટર્ડામ, ૧૪ મી ડીસેમ્બર.

વ્હિયેનાથી તાર છે, કે ઑસ્ટ્રિયન સરકારે રાજીનામું આપ્યું છે; અને મિ. એલેક્ઝાંડર સ્પિટ્‌ઝમૂલર નવું પ્રધાનમંડળ યોજવાને મથે છે.

રૂમાનિયન લશ્કરની સ્થિતિ.

લંડન, ૧૪ મી ડીસેમ્બર.

એમ દેખાય છે, કે રૂમાનિયનો તથા રૂશિયનો હજી તો અક્ષત મોખરો ટકાવી રહેલ છે. દુશ્મનને પાછળ પડતા અટકાવવાને તેમણે ઠીક યત્ન કરેલ છે; પણ જનરલ મેકેનસનની બે સેનાઓ ઝડપથી પાછળ પડી છે. ગેલેઝ અને બ્રિઇલા આગળ અટકીને તેઓ દુશ્મનને મોલ્ડેવિયામાં પેસતા અટકાવશે, એમ મનાય છે. બુઝૂની પશ્ચિમે અને નૈર્ઋત્યમાં રૂશિયન સવારોને તથા પાયદળને દુશ્મનની સાથે ભેટો થયો છે; અને સખ્ત લડાઇ ચાલે છે.

સલાહ સંબંધી રૂશિયન અભિપ્રાય.

પિટ્રોગ્રેડ, ૧૪ મી ડીસેમ્બર.

એવો અભિપ્રાય આપવામાં આવે છે, કે સલાહની વાત માત્ર ફસાવવાની દરખાસ્ત છે, અને જો તે સ્વીકારવામાં આવશે, તો ભયંકર ભૂલ થશે. મિત્ર રાજ્યોએ છેવટની ફતેહ સુધી લડાઇ કરવું જોઇએ. એમ જણાવવામાં આવે છે, કે યોગ્ય વખત પહેલાં સલાહ કરવાથી અત્યાર સુધી આપેલાં બલિદાનો નિરર્થક થશે.

---

## નિવેદન.

આજના અંકની સાથે વર્ડુનના સ્ટેશનનો તથા એક લશ્કરી ટપાલવાળાનો એક સંયુક્ત ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.]   મંગળવાર, ૨૬ મો ડીસેમ્બર, ૧૯૧૬.   [અક ૪.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વેહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૬ મી ડીસેમ્બર, ૧૯૧૬.

લડાઇના મોખરા ઉપર પાદરીઓની સેવા.

(ગયા અંકથી ચાલુ.)

હઠી જવાનું થયું ત્યારે ઘણા ચૅપ્લિનોએ વીરત્વ બતાવેલું. બ્રિટિશ જખમીઓની એક ટુકડી એક ગુફામાં છુપાયલી હતી. એક પલટનને એ વાત જણાવવામાં આવી; અને જખમીઓના છુટકારા માટે થોડાં માણસો લઇને ચૅપ્લિને જવું, એમ ઠર્યું. જતાં જતાં એ માણસોને માલુમ પડ્યું, કે ગુફા પાસે જવાનો એકજ રસ્તો છે, અને તે ઉપર જર્મનો ગોળીઓ વરસાવે છે. ચૅપ્લિને પોતાના સાથીઓને થોભવાનો હુકમ કર્યો. માણસો ચાલતા હતા, અને તે પોતે સવારી કરતો હતો. તેણે કહ્યું: "તમે જ્યાં છો ત્યાં ઉભા રહો. હું ઘોડા પર ત્યાં સુધી જાઉં છું. દોઢ કલાક મારી રાહ જોજો; અને જો હું પાછો ન આવું, તો છાવણીમાં ખબર કરજો." તેઓ તેને અટકાવી શકે તે પહેલાં તો તે રવાના થઇ ગયો. ઘણી વાર એમ લાગ્યું, કે જાણે તેને ગોળી વાગે છે. પણ બધી વાર જાણે ચમત્કારથી બચતો હોય તેમ તે બચી ગયો. છેવટે તે અદૃશ્ય થયો.

દોઢ કલાક વીતી ગયો, પણ પાદરી પાછો આવ્યો નહીં. ટોળીવાળાઓએ પાછા જઇને ખબર આપી. તેમને હુકમ મળ્યો, કે હજી અર્ધો કલાક સુધી રાહ જોવી, અને જો ત્યાર સુધીમાં પણ પાદરી આવી ન પહોંચે, તો ગુફા તરફ ઉપડી જવું. પચીસ મિનિટ થઇ, ત્યાં તો પાદરી જાણે સહેજ ફરવા નિકળ્યો હોય તેમ થંડે પેટે સવારી કરતો આવી પહોંચ્યો. આસપાસ ગોળાઓ પડતા હતા, તે તરફ જાણે તેનું ધ્યાન પણ ન હોય, એમ દેખાતું હતું. તેણે જણાવ્યું, કે એક હઠી જતી ટુકડીએ જખમીઓની સંભાળ લીધી હતી; અને પોતે તેમની થોડી શુશ્રૂષા કરવાને થોભ્યો હતો. એ ચૅપ્લિનને સારી સેવાનો ચાંદ મળેલો; પણ જે સિપાઇઓએ તેની બહાદુરી જોઇ હતી, તેમણે કહેલું, કે તેને વિક્ટોરિયા ક્રૉસ મળવો જોઇતો હતો.

ગાલ્લીપોલીની લડાઇમાં ચૅપ્લિનોના જીવનની એક બીજી બાજુ પ્રગટ થયેલી.

ત્યાંના લશ્કરને વિગ્રહનાં ખરાબમાં ખરાબ કષ્ટો સહન કરવાનાં હતાં. દિવસ અને રાત, ખાઇઓમાં કે લાઇનોની પાછળ, દુશ્મનની આગ ન પહોંચી શકે એટલે દૂર માણસો હતાજ નહીં. દરદથી નબળા પડેલા, સંતત ઉદ્યોગથી થાકેલા, સખત તાપમાં મહિનાના મહિના સુધી થોડી

જગ્યામાં ગોંધાયેલા, તથા બિલકુલ આશ્રય અને આરામનાં સાધન વગરના હોવા છતાં વારંવાર તેમને વિષમ સાહસો ઉઠાવવાનું પ્રાપ્ત થતું હતું. તેઓ શી રીતે લડેલા, અને મરેલા, તેની દુનિયાને ખબર છે.

આ લશ્કરની સાથે કૅથલિક, એંગ્લિકન, પ્રેસ્બિટીરિયન, બૅપ્ટિસ્ટ, મેથડિસ્ટ, અને મુક્તિ-ફોજના કેટલાક ચૅપ્લિનો હતા. માણસોને પોતાનાં કર્મથી આસ્થા સિદ્ધ કરવાનું" જો કોઇ વાર પ્રાપ્ત થયેલું હોય, તો આ માણસોને થયેલું. તેમનાં કર્મનો પ્રદેશ ખાઇઓમાં હતો; દુશ્મનની ગોળીઓ છૂટ્યા કરતી હોય એવા સંજોગોમાં તેમને ઉપાસના ચલાવવાની હતી; "પવિત્ર ભોજન"ના સંસ્કાર વખતે પણ તેમના પર કાંતો ગોળાઓ પડતા, અથવા દુશ્મનના રાઈફલ-વાળાઓ ગોળીઓ ચલાવતા. તેમનું રોજનું કામ મુડદાંઓમાં ફરવાનું, વરસતી આગમાં જખમીઓને બચાવવાનું, અને સિપાઇઓનાં બધાં સંકટો તથા દુ:ખોમાં ભાગ લેવાનું હતું. એ કામ તેમણે ઘણી સરસ રીતે બજાવ્યું છે. ઉદાહરણ તરીકે, ન્યૂ ઝીલેંડના લશ્કરની સાથે રેવરંડ જે. એ. લકસફૉર્ડ કરીને મુખ્ય ચૅપ્લિન હતો, તેના અનુભવો લઇએ. ૧૯૧૫ના એપ્રિલની ૨૫ મી તારીખે ઑસ્ટ્રેલિયા અને ન્યૂ ઝીલેંડની સેનાઓ ઍન્ઝૅક આગળ ઉતરી, ત્યારે તે એક એંબ્યુલન્સની સાથે ઉતરેલો. કામ કરવાનું પુષ્કળ હતું. થોડે દૂર લડાઇ ચાલતી હતી, અને માણસો જખમીઓને લાવ્યા કરતા હતા. ડાકટરો બધાં સાધનો સાથે તૈયાર હતા, અને ત્યાં કિનારા ઉપર ગોળીઓના અવાજો સાંભળતાં સાંભળતાં તેઓ ઉતાવળે પ્રાથમિક સારવાર કરતા હતા. લડવૈયાઓ આગળ વધતા જતા, તેમ જખમીઓને જે મળે તે સાધનથી પાછળ મોકલવામાં આવતા—ગધેડા ઉપર, તેમના સોબતીઓની પીઠ ઉપર, અગર કામચલાઉ ડોળીઓની અંદર, ગલ્લીઓમાં થઇને અને ટેકરીઓ ઉતારીને તેમને આણવામાં આવતા. આસપાસનો દરિયો જખમી-ઓના લોહીથી રાતો થઇ ગયો હતો, કારણકે પાટાઓ, ડોળીઓ, વગેરે તેમાં ધોવાતાં.

પાદરીઓ સારવાર કરતા હતા, અને મરતા માણસોને તેમના ધર્મનાં છેલ્લાં આશ્વાસનો આપતા હતા. થોડા કલાક પછી તેમને એક બીજી ફરજ સુપ્રત થયેલી. ઘણાં મુડદાંને દફના-વવાનાં હતાં. એ હવામાં શબને લાંબો વખત રાખી શકાય એવું નહોતું. પાદરીઓની ઇચ્છા તેમને સંસ્કાર સહિત દફનાવવાની હતી, પણ એ શી રીતે બને? આસપાસની ટેકરીઓમાં છૂટાછવાયા છુપાયેલા રાઇફલવાળાઓ તેમના પર ગોળીબહાર કરે એવી સ્થિતિ હતી. થોડાક માણસો એકઠા થાય, કે તરત તેઓ એક પછી એકને વીંધી નાંખવાનું શરૂ કરતા.

મધરાત સુધી રાહ જોવાનું ઠરેલું. કબરો ખોદાઇ, અને તેઓ છેલ્લી ક્રિયાઓ કરવાને ઉપડ્યા. એક કૅથલિક પુરોહિત અને મિ. લકસફૉર્ડ એ બે પાદરીઓ હાજર હતા. મુડદાંઓને ધીમેથી અંદર ઉતારવામાં આવ્યાં, અને ઉપાસના શરૂ થઇ, ત્યાં એક તુર્કી મશીનગન તેમના ઉપર ચાલવા લાગી. હવે શું કરવું તેની ચર્ચા કરવાનો વખત નહોતો. દફનાવનારી ટોળીએ આશ્રય લીધો. બે પાદરીઓ કબરમાં કૂદી પડ્યા, અને નીચા વળીને તેમણે ઉપર ગોળીઓ છૂટતી રહી, તેટલામાં ઉપાસના પૂરી કરી. એ સાંજે કેટલાક સિપાઇઓ ટેકરીઓ પર ગયા

હતા, અને ત્યાંથી જંગલી ફુલો વીણી લાવ્યા હતા. મશીનગન બંધ પડી, તે પછી તેઓ એ સ્થાને પાછા આવ્યા; અને પોતાના સોબતીઓની કબર ઉપર તેમણે ફુલ વેર્યાં.

ઘણીખરી લડાઇઓમાં જે માણસ ખાઇઓને છોડે છે, તેને લાઇનોની પાછળ કંઇક આરામ મળી શકે છે. ઍન્ઝાકમાં આરામ નહોતો. તુર્કો જ્યારે હઠી ગયા, ત્યારે કેટલાક સારા નિશાનબાજોને ઝાડોમાં અને ખડકોમાં છુપાયલા મૂકતા ગયા હતા. તેઓ ડાળાં અથવા જાળાંથી આચ્છાદિત હોઇને અદૃશ્ય રહી શકતા; અને તેમને દારૂગોળાનો અમુક જથ્થો તથા ખાવાનું આપી મૂકાયાં હતાં. આ નિશાનબાજો પડી રહીને રાહ જોયા કરતા; અને પોતે અદૃશ્ય રહેવાથી એક પછી એક માણસને વીંધી શક્તા.

પ્રભુની ઉપાસના જ્યાં બની શકે ત્યાં કરવામાં આવતી, કોઇ વાર લડવા જતી ટુકડીની અંદર, તો કોઇ વાર કોઇ ન્હાની ટેકરીના આશ્રય નીચે; કોઇ વાર વિમાન ઉપર ઉડતાં હોય ત્યારે, તો કોઇ વાર બૉંબ આસપાસ પડતા હોય ત્યારે. એક વાર એક પલટન એક વિષમ સાહસ કરવાને ઉપડતી હતી, ત્યાં મિ. લકમર્ફુર્ડ આવી પહોંચ્યો. પાદરીએ કહ્યું, કે આપણે બધા સાથે પ્રાર્થના કરી લઇએ તો કેમ? ઉપરી મેજરે આતુરતાથી હા પાડી. દેખાવને મનમાં ચિત્રી જુઓ. તાપને લીધે માણસોએ માત્ર પોતાનાં ખમીસ પહેર્યાં હતાં. પાદરીએ એક પ્રખ્યાત સ્તોત્ર ગાવા માંડ્યું, અને બધા તેમાં સાથે જોડાયા. અને પછી પ્રાર્થનાના પુસ્તકમાંથી દરિયાઇ લડાઇ પહેલાં વાપરવાની નીચેની સુંદર પ્રાર્થના વાંચવામાં આવી:—

"હે પરમ સમર્થ અને દીપ્તિમાન પ્રભુ ઈશ્વર, સેનાઓના સ્વામી, કે જે બધી વસ્તુઓને શાસે છે અને ચલાવે છે; તું સિંહાસન પર બેસીને સાચો ન્યાય કરે છે, અને તેટલા માટે આ અમારા સંકટના વખતમાં અમે તને સંબોધન કરીને માગીએ છીએ, કે તું સ્થિતિ તારા પોતાના હાથમાં લે, તથા અમારી અને અમારા દુશ્મનોની વચ્ચે ઇનસાફ કર. હે પ્રભુ! તારા સામર્થ્યને જાગ્રત્ કર, અને આવ તથા અમને મદદ આપ; કારણકે લડાઇમાં તું હમેશાં બળનેજ વિજય થવા દેતો નથી, પણ ઝાઝાથી અથવા થોડાથી બચાવી શકે છે. અરે! અમારાં પાપોને અમારી વિરુદ્ધ વેર માટે પુકાર કરવા ન દે; પણ અમારી વિનંતી સાંભળ, કે અમે તારા ગરીબ સેવકો દયા માગીએ છીએ, અને તારી મદદ માટે અરજ કરીએ છીએ, કે તું દુશ્મનના વદનની સામે અમારા દુર્ગરૂપ થા. એમ બતાવી આપ, કે તું અમારો તારક અને મહાન્ રક્ષક છે, ઇસસ ક્રાઇસ્ટ, અમારો સ્વામી. તથાસ્તુ!"

તે પછી તેઓએ એક બીજું સ્તોત્ર ગાયું, અને પછી લડવા ઉપડ્યા. થોડા કલાક પછી હાજરી લેવામાં આવી, ત્યારે એક હજાર માણસો ગયેલા તેમાંથી માત્ર એકસો પચાસે જવાબ આપેલો. બાકીના ઘણાખરા કાંતો જખમી થઇને પડ્યા હતા, અથવા મરવાની હાલતમાં હતા, અથવા મરી ગયા હતા. જેઓ પાછા ફરેલા નહીં, તેમાં મેજર પણ એક હતો.

પછી એક દિવસ લડાઇ બંધ રહી. તુર્કો અને બ્રિટિશોની લાઇનોની વચ્ચે ઘણાં મુડદાં પડ્યાં હતાં. ગરમ હવામાં શબોમાં વિકૃતિ થતી હતી, અને આસપાસ રોગ ફેલાતો હતો.

મુડદાંને દફનાવવા સારૂ બંને પક્ષે એક દિવસ સુદ્ધ મોકુફ રાખવાનું ઠરાવ્યું. મધ્યમાંથી એક લીટી દોરવામાં આવી, અને દરેક પક્ષે પોતાની બાજુમાં રહેવું, એમ ઠર્યું. તુર્કો બ્રિટિશ મુડદાં બ્રિટિશોને સોંપે, તથા બ્રિટિશો તુર્ક મુડદાં તુર્કોને સોંપી દે, એવો કરાર હતો. બ્રિટિશ ટુકડીઓ લડાઇથી થાકેલી અને મેલાં ખમીસો પહેરીને આવી. તુર્કોની ટુકડીઓ સ્વચ્છ ખાખીનાં નવાં કપડાંમાં આવી. બંને પક્ષના અમલદારો પરસ્પર વાતચિત કરવા લાગ્યા. બ્રિટિશોને તુર્કોને માટે માનની લાગણી હતી, કારણકે તેઓ બહાદુરીથી અને નિયમ પ્રમાણે લડતા હતા. તુર્કોને પણ બ્રિટિશો તરફ એવોજ સદ્ભાવ હતો. થોડીજ વારમાં માલુમ પડ્યું, કે મુડદાંઓને છૂટાં પાડવાનું કામ અશક્ય જેવું છે. તેમને ફેરવી શકાય એવું નહોતું, કારણકે ઘણી વાર સ્પર્શ કરતાં કકડા થઇ જતા. તે દિવસે કલાકે કલાકે ગંધ મારતાં મુડદાંઓની સેંકડો કબરો ઉપર પાદરીઓએ છેલ્લી ધર્મક્રિયાઓ કરી.

પાદરીઓનું એક કામ એ હતું, કે મરેલા સિપાઇઓનાં અભિજ્ઞાનચક્રો કાઢી લેવાં; અને તેમના મિત્રોને ઉપયોગી થાય તેવા કંઇ કાગળો, ફોટોગ્રાફો, વગેરે હોય તે સાચવી રાખવા. એક મરેલા સિપાઇના હાથમાં એક ચોપડી રહી ગયેલી, કે જેમાં મરતાં મરતાં તેણે એક કાગળ લખવા માંડેલો તે અધૂરો રહી ગયો હતો. કાગળ તેની મા ઉપર લખેલો હતો. "વહાલી મા, મને સખ્ત જખમ થયો છે. હું હવે તમારૂં દર્શન પામીશ નહીં. ઇશ્વર—" અહીં કાગળ પૂરો થતો હતો.

(આ મહત્ત્વનો વિષય આવતા અંકમાં જારી રાખવામાં આવશે.)

## બ્રિટિશ મુખ્ય પ્રધાનનો સિંહનાદ.

ગઇ તા. ૧૯મીએ બ્રિટનના નવા મુખ્ય પ્રધાન મિ. લૉઇડ જ્યોર્જે આમની સભામાં એક સિંહનાદના જેવું ભાષણ કરીને બ્રિટનની નવી રાજનીતિ સ્પષ્ટ કરેલ છે. લડાઇના તારોમાં તેના સમાવેશ માટે થોડોજ અવકાશ હોવાથી અમે આ સ્થળે તેમાંથી થોડા ઉતારા આપવા યત્ન કરીએ છીએ. જર્મનીની સુલેહની દરખાસ્ત સંબંધી બોલતાં તેણે કહ્યું છે:—

"મને ઘણો આનંદ થાય છે, કે પહેલો જવાબ ફ્રાન્સ અને રૂશિયાએ આપેલ છે, કારણકે એવા આમંત્રણનો પહેલો જવાબ આપવાનો તેમને નિસ્સંશય હક છે. દુશ્મન હજી તેમની ધરતી ઉપર છે, અને તેમનાં સ્વાર્પણો ઘણાં મોટાં છે. એ જવાબ પ્રસિદ્ધ થઇ ચૂક્યો છે, અને સરકાર તરફથી હું તેને ખુલ્લો અને સ્પષ્ટ ટેકો આપું છું. જે માણસ અથવા માણસો, વગર વિચાર્યે અથવા પુરતા કારણ વગર, આવા ભયંકર વિગ્રહને લંબાવે, તેના આત્મા પર એવો અપરાધ સ્થાપિત થાય, કે જે મહાસાગરોથી પણ ધોવાય નહીં. બીજી તરફ, એ પણ એટલુંજ ખરૂં છે, કે જે માણસ અથવા માણસો, થાકી જઇને અગર નિરાશાથી, જે સર્વોપરિ ઉદ્દેશને માટે આપણે વિગ્રહમાં પ્રવેશ કર્યો છે તે સિદ્ધ કર્યા સિવાય, વિગ્રહનો ત્યાગ કરે, તે નિર્માલ્યતાનું એવું એક હાનિકારક કર્મ કરે છે, કે જેવું કોઇ પણ રાજપુરુષે કદાપિ કર્યું નહીં હોય.

"આવીજ સ્થિતિમાં અબ્રાહમ લિંકને કહેલા શબ્દોનું તમને સ્મરણ આપવાનું મને મન થાય છે. તેણે કહેલું: 'આપણે અમુક ઉદ્દેશને માટે, અને વિશ્વગ્રાહી ઉદ્દેશને માટે, આ વિગ્રહ સ્વીકાર્યો છે; અને એ ઉદ્દેશ જ્યારે સિદ્ધ થશે, ત્યારે વિગ્રહ બંધ પડશે. અને હું ઈશ્વરની સન્મુખ આશા રાખું છું, કે તે પહેલાં તે કદાપિ બંધ થશે નહીં.' શું જર્મન ચાન્સેલરનું આમંત્રણ સ્વીકારવાથી એ ઉદ્દેશ પાર પડશે? દરખાસ્તો શી છે? કશીજ નહીં. જર્મનો શી દરખાસ્તો રુજુ કરે છે તે જાણ્યા વગર, અને તે પોતાને ફતેહમંદ જાહેર કરે છે તે વખતે, તેના આમંત્રણ ઉપરથી કોન્ફરન્સની શરૂઆત કરવી, એ તો દોરડાના બેય છેડા જર્મનીના હાથમાં સોંપીને તેણે બનાવેલા ફાંસામાં ડોકું નાંખવા જેવું થાય. આ દેશને આ બાબતોમાં અનુભવ નથી એમ નથી. આ કંઇ પહેલીજ વાર અમે મોટી લડાયક આપખુદીની સામે થયા નથી, અને લડાયક આપખુદીનો નાશ કરવામાં આ પહેલીજ વાર અમે મદદ કરીએ છીએ એમ નથી. એ આપખુદ ઝુલ્મગારોના એક મોટામાં મોટાનું અમને સ્મરણ છે. * * *

"યૂરપમાં શાંતિ થાય, અને તે ટકી રહે, તે માટે જે સરતો આવશ્યક છે, તે સ્વીકારવાને જર્મની તૈયાર છે કે કેમ, એ આપણે જાણીએ, તે પછીજ આપણે તેના આમંત્રણ પર બરાબર વિચાર કરી શકીએ. આપણાં મિત્ર રાજ્યોના રાજપુરુષોએ એ સરતો વારંવાર કહેલી છે, અને મિ. એસ્કિવથે પણ તે ઘણી વાર ઉચ્ચારેલ છે. લાખો માણસની જિંદગી અથવા મોતનો જેના પર આધાર છે, એવી બાબતમાં ભૂલ ન થાય એ એટલું મહત્ત્વનું છે, કે એ સરતો હું ફરી એક વાર સ્પષ્ટ કરીશ, અર્થાત્—પૂરેપૂરૂં પાછું આપવું, પૂરેપૂરો બદલો આપવો, અને ભવિષ્યને માટે પૂરેપૂરી ખાતરી આપવી. આ પ્રકારની સુલેહ સ્વીકારવાને પોતે તત્પર છે, એવો એક પણ શબ્દ શું જર્મન ચાન્સેલર બોલ્યો છે? સ્વતંત્ર પ્રજાઓના હકોની સામે જર્મનીએ અપરાધ કર્યો છે, તેનું કશું ભાન હજી સુધી તેને થયેલું દેખાતું નથી. બીજી પ્રજાઓના હકો માટે માન હોવાની તેઓ વાત કરે છે. એ તેમણે કયારે શોધી કાઢ્યું? બીજી પ્રજાઓના હકો માટે માન બેલ્જિયમ અને સર્બિયામાં કયાં ગયું હતું? * * *

"આ નોટ અને એ ભાષણ પરથી સાબિત થાય છે, કે બીજાઓના હક માટે માનનો કક્કો પણ હજી જર્મનો શીખ્યા નથી. પૂરેપૂરો બદલો તેઓ આપે, તે વગર સુલેહ થવી અશક્ય છે. * * *

"લડાયક નાતના હાથમાં પડ્યા પછી પ્રશિયા એક ખરાબ પાડોશી થયેલ છે, મગરૂર, ડરાવનાર, ધમકાવનાર, મરજી પ્રમાણે સરહદના ફેરફાર કરનાર, અને નબળા પાડોશી પાસેથી એક પછી એક સારૂં ખેતર પડાવી લેનાર. * * * હજારો માઇલ દૂર રહેનારને પાસે રહેનારના અનુભવની ખબર હોવી કઠણ છે. * * * ફ્રાન્સ અને સર્બિયાને શું ખમવું પડયું છે, તેની આપણને બરાબર કલ્પના હોઇ શકે નહીં."

## લડાઇના તાર.

—ıoı—

"દુનિયા" શું કહે છે?

ન્યૂ યૉર્ક, ૧૫ મી ડીસેમ્બર.

"દુનિયા" કહે છે, કે "સુલેહ થવામાં મોટો વાંધો એ છે, કે લડનાર રાજ્યોને તેમજ તટસ્થોને ઊંડી ખાતરી છે, કે જર્મની ઉપર વિશ્વાસ રખાય તેમ નથી."

ગ્રીસને લડાકનું કહેણ.

ઍથન્સ, ૧૫ મી ડીસેમ્બર.

૧૪ મી તારીખે ત્રણ વાગ્યે ગ્રીક સરકારને ૨૪ કલાકની મહેતલ સાથે લડાઇનું કહેણુ આપવામાં આવેલ છે. માગણી એવી છે, કે થેસલીમાંથી તમામ લશ્કર વાળી લેવું, અને અમુક ભાગ હથિયારો તથા દારૂગોળા સાથે પેલોપોન્નીસસમાં મોકલી આપવો. પહેલી અને બીજી તારીખનાં તોફાન માટે બદલાની માગણી હવે પછી કરવામાં આવશે.

ઍથન્સ, ૧૬ મી ડીસેમ્બર.

ગ્રીક સરકારે મિત્ર રાજ્યોની તમામ માગણીનો સ્વીકાર કર્યો છે.

સુલેહની દરખાસ્ત માટે ડુમાનો ઠરાવ.

પિત્રૌગ્રેડ, ૧૬ મી ડીસેમ્બર.

ડુમાએ એકમતે ઠરાવ કર્યો છે, કે હાલ સુલેહ માટે કશી મસલહતમાં ઉતરવું નહીં. દુશ્મનની લડાયક સત્તા તૂટી જાય, તે વગર સાચી સુલેહ થઇ શકે તેમ નથી.

મ્યૂઝની પાસે ફ્રેંચોની જીત.

લંડન, ૧૬ મી ડીસેમ્બર.

કેટલાક દિવસ સુધી તોપોથી તૈયારી કર્યા પછી શુક્રવારે સ્હવારે ફ્રેંચોએ ડુઓમોન્ટની ઉત્તરે મ્યૂઝ અને વેવરની વચ્ચે દસ કિલોમિટર કરતાં વધારે મોખરા પર હુમલો કર્યો છે. બધે ઠેકાણે દુશ્મનનો મોખરો ત્રણ કિલોમિટરની ઊંડાઇ સુધી ભેદવામાં આવેલ છે. સંખ્યાબંધ ખાઇઓ ઉપરાંત તેમણે વાચેરવિલ અને લૂવમોન્ટનાં ગામડાં જિતી લીધાં છે. બધા કેદીઓ હજી ગણાયેલ નથી; પણ ૨૦૦ અમલદારો સહિત ૭,૫૦૦ માણસોની નોંધ થઇ ચૂકી છે. ઊંચામાં ઊંચી ટેકરીઓ ફ્રેંચોએ હાથ કરી છે.

મેસોપોટેમિયાની ચડાઇ.

લંડન, ૧૬ મી ડીસેમ્બર.

હાઇ નદીની બંને બાજુએ ઉત્તર તરફ ચાલીને કૂતની દક્ષિણે ટાઇગ્રિસથી પોણા માઇલની અંદર આપણાં લશ્કરોએ એક થાણું નાંખ્યું છે.

ફ્રેંચ સેનાપતિની ખાતરી.

લંડન, ૧૭ મી ડીસેમ્બર.

મ્યૂઝની જમણી બાજુએ ફ્રેંચો આગળ ચાલ્યા છે, અને બેસનવૉક્સનું ગામડું તેમણે હાથ કર્યું છે. જનરલ નિવેલે પોતાના સ્ટાફથી છૂટા પડતાં કહ્યું છે, કે "આજનો અનુભવ સિદ્ધિ-સાધક છે. આપણી પદ્ધતિની ફરીને પરીક્ષા થઇ છે, અને દુશ્મન ઉપર આપણી શ્રેષ્ઠતા

સાબિત થઇ ચૂકી છે. વિજય અવશ્ય થવાનો છે, અને હું તમને તેની ખાતરી આપું છું. જર્મનીને તેની બરાબર ખબર પડશે."

જર્મનીમાં ખોરાકની તંગી.

આમ્સ્ટર્ડામ, ૧૭ મી ડીસેમ્બર.

જર્મનીમાં ખોરાકની તંગી હોવાથી તેણે સુલેહની માગણી કરેલી કહેવાય છે. ખોરાક ખાતાના ડિરેક્ટર બેટોકીએ ૨૪ કલાક પહેલાં પોતાના શ્રોતાઓને જણાવ્યું હતું, કે બટાટાનો પાક ગઇ સાલના પાંચ કરોડ ટનને બદલે માત્ર બે કરોડ ટન ઉતર્યો છે; અને અનાજનો પાક ગણતરી કરતાં પંદર લાખ ટન ઓછો છે. રૂમાનિયામાંથી ધારણા પ્રમાણે મળે તેમ નથી, કારણકે એ માટે હંગરી અને ઑસ્ટ્રિયાએ કજિયો કરવા માંડયો છે.

વાલેશિયામાં દુશ્મનની હાનિ.

પારિસ, ૧૮ મી ડીસેમ્બર.

પિતૃગ્રેડથી ખબર મળે છે, કે વાલેશિયામાં દુશ્મનને અતિશય નુકસાન ખમવું પડ્યું છે. રૂમાનિયન લશ્કરો અક્ષત રહ્યાં છે, અને હાલ સેરેથ નદીની બીજી બાજુ પર રહીને ફરી ગોઠવાય છે.

સલાહનું કહેણ.

પારિસ, ૧૯ મી ડીસેમ્બર.

અમેરિકન એલચીએ પરદેશખાતાની ઑફિસને જર્મનીનું સલાહનું કહેણ પહોંચાડયું છે.

મિ. લૉઇડ જ્યોર્જ ઉપર બ્રિટનનો વિશ્વાસ.

લંડન, ૨૦ મી ડીસેમ્બર.

આમની સભાએ મિ. લૉઇડ જ્યોર્જનો સિંહનાદ એકાગ્ર ચિત્તથી અને વધતા જતા ઉલ્લાસથી સાંભળેલ છે. સરકારની અંદરના અને બહારના બધા આગેવાનો એકમત છે.

બ્રિટિશ મુખ્ય પ્રધાનનો હિંદને સંદેશો.

દીલ્હી, ૨૨ મી ડીસેમ્બર.

નામદાર વાઇસરૉયને મુખ્ય પ્રધાન તરફથી નીચે પ્રમાણે સંદેશો મળ્યો છે:—

"શહેનશાહ રાજાજીએ મને જે ઉંચો હોદ્દો લેવાની આજ્ઞા કરી છે, તેનો સ્વીકાર કરતાં આ દેશના લોકો તરફથી હિંદના રાજાઓ તથા લોકો પ્રતિનો સંદેશો હું આપને મોકલું છું. અમારો નિશ્ચય છે, કે અત્યાર સુધીનાં બલિદાનોને વ્યર્થ ન કરવાં, અને ફતેહમંદ પરિણામ આવે ત્યાં સુધી મહા વિગ્રહ ચલાવ્યા કરવો.

"અમને લાગે છે, કે માણસો અને નાણાંનો હજી વધારે ઉપયોગ આવશ્યક છે, અને શહેનશાહતનું તમામ બળ વિગ્રહમાં નાંખવાની જરૂર છે. હિંદના રાજાઓ તથા લોકોએ જે ભવ્ય ફાળો આપ્યો છે તે પરથી અમને વિશ્વાસ રહે છે, કે તેમનો નિશ્ચય પણ અમારા જેટલોજ ઉંચો છે, અને છેવટની ફતેહનો માર્ગ ગમે તેવો લાંબો નીવડે, તોપણ તેમાં આપણે સાથે ચાલશું."

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૨ જી જાન્યુઆરી, ૧૯૧૭. [અંક ૫.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૭ જાન્યુઆરી, ૧૯૧૯.

લડાઇના મોખરા ઉપર પાદરીઓની સેવા.

(ગયા અંકથી ચાલુ.)

સિડનીનો ડીન ઑસ્ટ્રેલિયન લશ્કરની સાથે ગાલ્લીપોલી ગયો હતો. શરૂઆતમાં સિપાઇઓને તેના પર બરાબર ભાવ નહોતો. તે ખાનદાન કુટુંબનો હતો, અને તેમને જરા કડક લાગ્યો હશે. પણ સંકટના વખતમાં તેની શાંતિ જોઇને તેઓ તેના તરફ ખેંચાયલા. ઉદાહરણ તરીકે, એક વાર તે એક ટેકરીની બાજુ પર "પવિત્ર ભોજન"નો સંસ્કાર ચલાવતો હતો. એક રેડ ક્રૉસના વાવટા વગર ટેબલ માટે બીજું કપડું નહોતું. ઉપાસના શરૂ થઇ, ત્યાં તો તુર્કોની તોપ લાઇનના એ ભાગ પર શરૂ થઇ. ચોતરફ ગોળાઓ પડીને ફૂટવા લાગ્યા. સિપાઇઓ ગોળાઓથી પરિચિત હોવા છતાં પાદરીની સામે જોવા લાગ્યા. તેણે ઉપાસના બંધ કરી હોત, તો તેઓ કદાચ વાંધો ન લેત. પણ ડીને કશી દરકાર કરી નહીં. એક આંખના નિમિષથી પણ તેણે બતાવ્યું નહીં, કે તે ગોળાઓને દેખે છે, અને તેમને ફૂટતા સાંભળે છે. કશા સંકટનું તેને ભાન હોય એવું જણાયું નહીં. ઉપાસના દૃઢતાથી અને ગંભીરતાથી જરા પણ ટૂંકાયા વગર જારી રહી અને પૂરી થઇ. અને એક પણ માણસને ઇજા થઇ નહીં.

ઑસ્ટ્રેલિયનોએ કહેલું, કે "આનું નામ માણસ!" થોડા વખત પછી જખમીઓની સારવાર માટે સાધનો લઇને જતાં તેને એક ગોળી વાગી, અને તેનું લગભગ મરણ નીપજે એવું થયું, તેથી તેમની શ્રદ્ધા વધારે દૃઢ થયેલી.

ફ્લેન્ડર્સમાં પાદરીઓ કોઇ વાર માણસોને ગોળાઓથી પડેલા ખાડાઓમાં એકઠા કરતા. એક માણસે લખેલું, કે "અમે ચૌદ માણસો ખાડામાં એકઠા થયા, અને ઇશ્વરના રાજ્ય સંબંધી વાતચિત કરવા લાગ્યા. અમારી ચોતરફ ગોળાઓ પડતા હતા, પણ તેથી કરીને અમારો એ વચનમાં વિશ્વાસ ઉલટો દૃઢ થયેલો, કે 'હું તમારી સાથે છું', અંત પર્યંત પણ'."

ગાલ્લીપોલીમાં બીજા પણ એક ચૅપ્લિને બિલકુલ નિર્ભયતા માટે કીર્તિ પ્રાપ્ત કરેલી. તે ગુર્ખિફ્રીજનો બ્રિગેડિયર મૅકેન્ઝી કરીને હતો, જે પાછળથી કર્નલ થયેલો. એક કરતાં વધારે વાર તે તુર્કો પર લશ્કરના હુમલામાં આગેવાન હતો, અને પોતે હથિયાર વગરનો હતો. તે સિપાઇઓને કહેતો, કે "મેં તમારી સાથે પ્રાર્થના કરી છે, અને તમને ઉપદેશ પણ

કર્યો છે. અને જ્યારે તમે સંકટમાં છો, ત્યારે જો હું તેમાં ભાગ ન લઉં, તો મને શરમ લાગે." તેની બહાદુરી માટે સરકાર તરફથી તેને "મિલિટરી ચાંદ" મળેલ છે.

મેકેન્ઝીનું પહેલું કામ ચોથી પલટનના કર્નલના દફન પ્રસંગે ઉપાસના ચલાવવાનું હતું. તેણે કહેલું, કે "અમને અમારા કર્નલનું શરીર એક ખુલ્લી જગ્યામાં પડેલું જણાયું. રાતના નવ વાગ્યે અમે તેને દફનાવ્યું, અને ઉપાસના દંડવત્ ઢળીને કરવી પડી, તથા સેંકડો ગોળીઓ મારા મસ્તક પરથી સુસવાટી કરતી પસાર થતી રહી. જૂદે જૂદે ચાર પ્રસંગે, બે વાર ગોળાઓથી અને બે વાર ગોળીઓથી, મને લાગેલું કે, મારૂં આવી બન્યું. પહેલો ગોળો મારી પાછળ ત્રણ ફુટ પડેલો, અને હું રસ્તા ઉપર ચત્તોપાટ થઇ ગયેલો. ગોળામાંથી નિકળતા તેલથી હું ખરડાયો હતો. બીજો ગોળો બીજે દિવસે હું દફનની ક્રિયા કરતો હતો ત્યારે પડેલો. અમે વીસ આદમી હતા, અને આસપાસ બધે તથા કબર સુદ્ધાંમાં છરાવાળા ગોળા પડતા હતા, છતાં અમને કોઇને ઇજા થયેલી નહીં. એક ગોળી મારા માથાના શિખર સાથે ઘસાઇને ચાલી ગયેલી, અને બીજી મારા જમણા કાનની સાથે."

દસ દિવસમાં એક સો સિત્તેર માણસોને માટે તેને દફનની ક્રિયા કરવી પડેલી. પછી એક દિવસ વિશ્રાંતિનો આવ્યો. તે પણ એ દિવસના અનુભવનું સૌથી વિષમ તરીકે વર્ણન આપે છે. "ઘણાં મુડદાંને તુર્કોએ લૂટ્યાં હતાં, અને અભિજ્ઞાનચક્રો ગુમ થયાં હતાં, એટલે ઘણા માણસોને ઓળખ્યા વગર દાટવા પડેલા." તે દિવસે તેને કેટલાક તુર્કોની સાથે પણ સારો સંબંધ બંધાયેલો. એક તુર્કી ડાકતરે તેને પોતાનું "વિઝિટિંગ-કાર્ડ" આપેલું, અને તેને કહેલું, કે "જો તમે કોઇ પણ વાર કેદ પકડાઓ, તો આ કાર્ડ બતાવજો, એટલે હું તમને મળવા આવીશ."

સપ્ટેંબરમાં સુવલાના અખાત ઉપર તે ઑસ્ટ્રેલિયનોની સાથેજ હતો. એક મોટા હુમલામાં તે જખમી થયેલો, છતાં પોતાની પલટનની સાથેજ તુર્કી ખાઇઓમાં પહોંચેલો. એ ખાઇઓમાં લાગલાગટ ચોવીશ કલાક સુધી તેણે પોતાના જખમાઇને પડેલા સોબતીઓની ખોળ કર્યા કરી. કેટલાક એ અસહ્ય તાપમાં અને તરસના ત્રાસમાં ત્યાં વીસ કરતાં વધારે કલાકથી પડ્યા હતા. જખમી માણસો ઉપર મુડદાંના ઢગલા થયા હતા, અને ભાર નીચેથી તેમના પુકારો આવતા હતા.

અડતાળીશ કલાક સુધી તે અને તેના સોબતી પાદરીઓ એ કામમાં લાગુ રહેલા. પાંચ દિવસ સુધી વચ્ચે થોડો થોડો આરામ લઇને તેણે કર્યા કરેલું. જખમીઓને મદદ આપવા ઉપરાંત સેંકડો માણસોને દફનાવવાની ક્રિયા પણ તેને એ દિવસોમાં કરવી પડી હતી. એક વાર પંદર માણસોને સાથે દફનાવતાં જ્યારે તે પ્રાર્થના કરતો હતો, ત્યારે તેના જમણા કાનથી અર્ધ ઇંચ દૂર એક ગોળી પસાર થઇ, અને તેને પડખે ઉભો રહેલો માણસ મરણ પામ્યો.

ગાલ્લીપોલીમાં સારી સેવા બજાવવા માટે ઑકસફર્ડના ચૅપ્લિન એ. જી. પાર્હામને પણ "મિલિટરી ક્રૉસ" મળેલો. ઑગસ્ટની ૨૧ મી તારીખે સુવલાના અખાત ઉપર જે હુમલો

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૭ જાન્યુઆરી, ૧૯૧૯.

લડાઇના મોખરા ઉપર પાદરીઓની સેવા.

(ગયા અંકથી ચાલુ.)

સિડનીનો ડીન ઑસ્ટ્રેલિયન લશ્કરની સાથે ગાલ્લીપોલી ગયો હતો. શરૂઆતમાં સિપાઇઓને તેના પર બરાબર ભાવ નહોતો. તે ખાનદાન કુટુંબનો હતો, અને તેમને જરા કડક લાગ્યો હશે. પણ સંકટના વખતમાં તેની શાંતિ જોઇને તેઓ તેના તરફ ખેંચાયલા. ઉદાહરણ તરીકે, એક વાર તે એક ટેકરીની બાજુ પર "પવિત્ર ભોજન"નો સંસ્કાર ચલાવતો હતો. એક રેડ ક્રૉસના વાવટા વગર ટેબલ માટે બીજું કપડું નહોતું. ઉપાસના શરૂ થઇ, ત્યાં તો તુર્કોની તોપ લાઇનના એ ભાગ પર શરૂ થઇ. ચોતરફ ગોળાઓ પડીને ફૂટવા લાગ્યા. સિપાઇઓ ગોળાઓથી પરિચિત હોવા છતાં પાદરીની સામે જોવા લાગ્યા. તેણે ઉપાસના બંધ કરી હોત, તો તેઓ કદાચ વાંધો ન લેત. પણ ડીને કશી દરકાર કરી નહીં. એક આંખના નિમિષથી પણ તેણે બતાવ્યું નહીં, કે તે ગોળાઓને દેખે છે, અને તેમને ફૂટતા સાંભળે છે. કશા સંકટનું તેને ભાન હોય એવું જણાયું નહીં. ઉપાસના દૃઢતાથી અને ગંભીરતાથી જરા પણ ટુંકાયા વગર જારી રહી અને પૂરી થઇ. અને એક પણ માણસને ઇજા થઇ નહીં.

ઑસ્ટ્રેલિયનોએ કહેલું, કે "આનું નામ માણસ!" થોડા વખત પછી જખમીઓની સારવાર માટે સાધનો લઇને જતાં તેને એક ગોળી વાગી, અને તેનું લગભગ મરણ નીપજે એવું થયું, તેથી તેમની શ્રદ્ધા વધારે દૃઢ થયેલી.

ફ્લેન્ડર્સમાં પાદરીઓ કોઇ વાર માણસોને ગોળાઓથી પડેલા ખાડાઓમાં એકઠા કરતા. એક માણસે લખેલું, કે "અમે આઠ માણસો ખાડામાં એકઠા થયા, અને ઇશ્વરના રાજ્ય સંબંધી વાતચિત કરવા લાગ્યા. અમારી ચોતરફ ગોળાઓ પડતા હતા, પણ તેથી કરીને અમારો એ વચનમાં વિશ્વાસ ઉલટો દૃઢ થયેલો, કે 'હું તમારી સાથે છું', અંત પર્યંત પણ'."

ગાલ્લીપોલીમાં બીજા પણ એક વ્યક્તિને બિલકુલ નિર્ભયના માટે કીર્તિ પ્રાપ્ત કરેલી. તે ગ્રુક્લિશ્મનો બ્રિગેડિયર મેકેન્ઝી કરીને હતો, જે પાછળથી કર્નલ થયેલો. એક કરતાં વધારે વાર તે તુર્કો પર લશ્કરના હુમલામાં આગેવાન હતો, અને પોતે હથિયાર વગરનો હતો. તે સિપાઇઓને કહેતો, કે "મેં તમારી સાથે પ્રાર્થના કરી છે, અને તમને ઉપદેશ પણ

કર્યો છે. અને જ્યારે તમે સંકટમાં છો, ત્યારે જો હું તેમાં ભાગ ન લઉં, તો મને શરમ લાગે." તેની બહાદુરી માટે સરકાર તરફથી તેને "મિલિટરી ચાંદ" મળેલ છે.

મેકેન્ઝીનું પહેલું કામ ચોથી પલટનના કર્નલના દફન પ્રસંગે ઉપાસના ચલાવવાનું હતું. તેણે કહેલું, કે "અમને અમારા કર્નલનું શરીર એક ખુલ્લી જગ્યામાં પડેલું જણાયું. રાતના નવ વાગ્યે અમે તેને દફનાવ્યું, અને ઉપાસના દંડવત્ ઢળીને કરવી પડી, તથા સેંકડો ગોળીઓ મારા મસ્તક પરથી સુસવાટી કરતી પસાર થતી રહી. જૂદે જૂદે ચાર પ્રસંગે, બે વાર ગોળાઓથી અને બે વાર ગોળીઓથી, મને લાગેલું કે, મારૂં આવી બન્યું. પહેલો ગોળો મારી પાછળ ત્રણ ફુટ પડેલો, અને હું રસ્તા ઉપર ચત્તોપાટ થઇ ગયેલો. ગોળામાંથી નિકળતા તેલથી હું ખરડાયો હતો. બીજો ગોળો બીજે દિવસે હું દફનની ક્રિયા કરતો હતો ત્યારે પડેલો. અમે વીસ આદમી હતા, અને આસપાસ બધે તથા કબર સુદ્ધાંમાં છરાવાળા ગોળા પડતા હતા, છતાં અમને કોઇને ઇજા થયેલી નહીં. એક ગોળી મારા માથાના શિખર સાથે ઘસાઇને ચાલી ગયેલી, અને બીજી મારા જમણા કાનની સાથે."

દસ દિવસમાં એક સો સિત્તેર માણસોને માટે તેને દફનની ક્રિયા કરવી પડેલી. પછી એક દિવસ વિશ્રાંતિનો આવ્યો. તે પણ એ દિવસના અનુભવનું સૌથી વિષમ તરીકે વર્ણન આપે છે. "ઘણાં મુડદાંને તુર્કોએ લૂટ્યાં હતાં, અને અભિજ્ઞાનચક્રો ગુમ થયાં હતાં, એટલે ઘણા માણસોને ઓળખ્યા વગર દાટવા પડેલા." તે દિવસે તેને કેટલાક તુર્કોની સાથે પણ સારો સંબંધ બંધાયેલો. એક તુર્કી ડાકતરે તેને પોતાનું "વિઝિટિંગ-કાર્ડ" આપેલું, અને તેને કહેલું, કે "જો તમે કોઇ પણ વાર કેદ પકડાઓ, તો આ કાર્ડ બતાવજો, એટલે હું તમને મળવા આવીશ."

સપ્ટેંબરમાં સુવલાના અખાત ઉપર તે ઑસ્ટ્રેલિયનોની સાથેજ હતો. એક મોટા હુમલામાં તે જખમી થયેલો, છતાં પોતાની પલટનની સાથેજ તુર્કી ખાઇઓમાં પહોંચેલો. એ ખાઇઓમાં લાગલાગટ ચોવીશ કલાક સુધી તેણે પોતાના જખમાઇને પડેલા સોબતીઓની ખોળ કર્યા કરી. કેટલાક એ અસહ્ય તાપમાં અને તરસના ત્રાસમાં ત્યાં વીસ કરતાં વધારે કલાકથી પડ્યા હતા. જખમી માણસો ઉપર મુડદાંના ઢગલા થયા હતા, અને ભાર નીચેથી તેમના પુકારો આવતા હતા.

અડતાળીશ કલાક સુધી તે અને તેના સોબતી પાદરીઓ એ કામમાં લાગુ રહેલા. પાંચ દિવસ સુધી વચ્ચે થોડો થોડો આરામ લઇને તેણે કર્યા કરેલું. જખમીઓને મદદ આપવા ઉપરાંત સેંકડો માણસોને દફનાવવાની ક્રિયા પણ તેને એ દિવસોમાં કરવી પડી હતી. એક વાર પંદર માણસોને સાથે દફનાવતાં જ્યારે તે પ્રાર્થના કરતો હતો, ત્યારે તેના જમણા કાનથી અર્ધ ઇંચ દૂર એક ગોળી પસાર થઇ, અને તેને પડખે ઉભો રહેલો માણસ મરણ પામ્યો.

ગાલ્લીપોલીમાં સારી સેવા બજાવવા માટે ઑક્સફર્ડના ચૅપ્લિન એ. જી. પાર્હામને પણ "મિલિટરી ક્રૉસ" મળેલો. ઑગસ્ટની ૨૧ મી તારીખે સુવલાના અખાત ઉપર જે હુમલો

થયેલો, તેમાં તે એક પલટનની સાથે જોડાયલો હતો. એનાકાર્ટીના મેદાન ઉપરની વનસ્પતિમાં આગ લાગી. પોતાના એક નોકરની મદદથી તેણે કેટલાક જખમીઓને સલામત ઠેકાણે પહોંચાડ્યા. પછીને દિવસે તેણે ડોળી ઉપાડનાર કેટલાક વોલંટિયરોને એકત્ર કર્યા, અને ચોકોલેટ ટેકરીમાંથી તેઓ જખમીઓને ઉપાડી ગયા. લડાઇ પછી દસ અઠવાડિયાં સુધી તે આગના વરસાદમાં પોતાની પલટનની સાથે રહેલો.

ફ્લેન્ડર્સમાં એક તરુણ કેનેડિયન પુરોહિતે હિંમતનું કામ કરેલું, તેનું અહીં સ્મરણ કરવું જોઇએ. બ્રિટિશ અને જર્મન લાઇનોની વચ્ચે કેટલાક કેનેડિયનોનાં મુડદાં પડ્યાં હતાં. એમાંના કેટલાક એ પાદરીના સોબતીઓ હતા. મુડદાંઓની અંદર કેટલાંકમાં હાડપિંજર સિવાય થોડુંજ બાકી રહ્યું હતું. પાદરીએ તેને દફન આપવાનો નિશ્ચય કર્યો. એક અંધારી અને ભીની રાત્રે તે આપણી ખાઇઓમાંથી નીકળ્યો, અને નીચો વળીને આગળ ચાલવા લાગ્યો. વારંવાર જર્મનો આખા આકાશમાં રોશની કરતા. શરૂઆતનો અવાજ થતાં તે નીચે પડી જતો, અને હાલતો ચાલતો નહીં. વારંવાર તેના માથા પર થઇને ગોળીઓ ચાલી જતી; અથવા બ્રિટિશો અમુક જગ્યાએ હશે, એમ ધારીને જર્મનો મશીનગન ચલાવતા.

હાથે પગે ચાલીને બિલકુલ અવાજ કર્યા વગર તેણે ભીની ઝમીનમાં ખોદવા માંડ્યું. ઘણી મહેનત પછી તે એક છીછરી કબર તૈયાર કરી શકયો. કોઇ પણ ક્ષણે દુશ્મન તેને દેખી જાય એવો સંભવ હતો. તે જાણતો હતો, કે જો એમ બનશે, તો એ ક્ષણ તેની છેલ્લી થશે. છતાં તેણે કામ જારી રાખ્યું. લાગણીથી તેણે પોતાના સોબતીઓનાં અવશિષ્ટ રહેલાં અંગોને કબરમાં મૂકયાં, તેમના ઉપર છેલ્લી ક્રિયાઓ કરી, અને પછી કબર પૂરી દીધી. છેવટે તે ચુપકીથી ખાઇઓમાં પાછો આવી ગયો.

૧૯૧૬ના એપ્રિલની ૨૦ મી તારીખે રેવરન્ડ એડવર્ડ નોએલ મેલિશ નામના એક પાદરીને "વિકટોરિયા ક્રૉસ" મળેલો. ઓફિશ્યલ હેવાલમાં તેના પરાક્રમનું નીચે પ્રમાણે વર્ણન અપાયલું છે :—

"સખ્ત લડાઇ ચાલતી હતી, તે દરમિયાન લાગલાગટ ત્રણ દિવસ સુધી તે આપણી મૂળ ખાઇઓ તથા જર્મનો પાસેથી પડાવેલી ખાઇઓની વચ્ચે ગોળાઓના વરસાદમાં આવજાવ કરતો રહેલો, કે જેથી તે જખમીઓની સારવાર કરી શકે, અને તેમને બચાવી શકે. મશીનગનનો મારો જે સ્થાન પર ચાલતો હતો, ત્યાંથી પહેલે દિવસે તે દસ ખરાબ રીતે જખમી થયેલા માણસોને બચાવી લાવેલો; અને ત્રણ માણસો તો તે તેમના જખમોને પાટા બાંધતો હતો ત્યાં મરણ પામેલા. જે પલટનની સાથે તે જોડાયેલો હતો, તે બીજે દિવસે છૂટી થયેલી, પણ તે પાછો જઇને બીજા બાર જખમીઓને લઇ આવેલો. ત્રીજા દિવસની રાત્રે તે વોલંટિયરોની એક ટુકડીનો આગેવાન થઇને બાકીના જખમીઓને બચાવવાને ખાઇઓમાં પાછો ગયેલો. આ ભવ્ય સેવા તેની સાધારણ ફરજો બહારની હતી, અને પોતાની ઇચ્છાથીજ તેણે સ્વીકારી લીધી હતી."

## THE RUSSIAN LANDING AT SALONICA: THE BRITISH BAND; GENERAL SARRAIL'S INSPECTION.





સાલોનિકામાં રૂશિયનોનું ઉતરવું: બ્રિટિશ બૅન્ડ; જનરલ સેરેલનું અવલોકન.

Lakshmi Art, Byculla, Bombay.

મિ. મેલિશે પોતાની હિંમત અગાઉ પણ બતાવી આપી હતી. બોર વિગ્રહ સળગી ઉઠ્યો, ત્યારે તે માત્ર સત્તર વરસની ઉમરનો હતો. છતાં તે બેડન-પાવેલના પોલિસ દળની સાથે ગયેલો, અને વિગ્રહના પાછલા ભાગમાં તેણે સારી સેવા બજાવેલી.

હાઇલેન્ડની પલટનની સાથે જોડાયેલા ચાર સ્કૉટિશ ચૅપ્લિનોને પણ ભેદક અનુભવો થયેલા. હુમલા પહેલાંની રાત્રે તેમણે રૉયલ સ્કૉટ અને ગૉર્ડન હાઇલેન્ડરો સાથે ખાસ ઉપાસનાઓ ચલાવી હતી. તે રાત્રે ચૅપ્લિનો પોતાના તંબુઓમાં રાહ જોતા રહેલા, અને એક પછી એક અમલદાર અથવા સિપાઇ આવીને પોતે રણમાં પડે તો ઘેર મોકલી આપવાના કાગળો અને યાદગિરીઓ તેમને આપતા ગયેલા. પછી પાદરીઓ મોખરાની લાઇનની પાછળ જખમીઓની સારવાર કરવાને સ્ટેશને ગયેલા. એક માણસ તે અનુભવનું નીચે પ્રમાણે વર્ણન આપે છે:—

"તે આખો દિવસ હું મરેલાઓને દફનાવવાના કામમાં રોકાયો હતો. પછીની રાતે જખમીઓ એટલી ઝડપથી આવવા લાગ્યા, કે તેમને પહોંચી વળવાનું મુશ્કેલ થઇ પડ્યું. તેમની સ્થિતિ દયાજનક હતી, કારણકે વરસાદ આખો દિવસ પડ્યા કર્યો હતો. છતાં મેં એક પણ ફરિયાદ સાંભળેલી નહીં. હા, એક સાંભળેલી. એક તરુણ, સુંદર વદનનો, આબર્ડીનનો વિદ્યાર્થી ટેબલ ઉપર પડ્યો હતો, અને ડાક્તર તેનું દુઃખ કમી કરવાને વ્યર્થ પ્રયાસ કરતો હતો, તેનો જ્યારે મેં હાથ પકડ્યો, ત્યારે તે પલટને જિતેલી ખાઇઓ ટકાવી ન શકાઇ, તે માટે અફસોસ કર્યા વગર રહી શકેલો નહીં. એક સ્કૉટ જમીન ઉપર પડ્યો હતો, અને માથાથી પગ સુધી કાદવમાં ખરડાયેલો હતો. મેં તેને ઓળખ્યો, અને વચ્ચે એક માણસ મૂર્છિત પડ્યો હતો, તેના પર ધીમેથી કૂદીને મેં તેનો હાથ પકડ્યો, અને કહ્યું, કે 'બચ્ચા, તું અમુક પલટનનો છે?' તેનો હાથ કચરાઇ ગયો હતો, અને પગ વાંકો વળેલો હતો, છતાં કાદવના અંતરાયમાં પણ તેની આંખમાં નૂર આવ્યું, અને તે બોલ્યો, કે 'આજે સવારે હું હતો, અને મને લાગે છે કે હજી પણ હું અર્ધો છું.' અને, ત્યાં તેણે મને બરાબર ઓળખ્યો; અને સાજે હાથે મારો હાથ જોરથી પકડીને કહ્યું, કે 'ઓ પાદરી! તમે છો. મારી વહુને કાગળ લખજો, પણ તેને ધાસ્તી લાગે એવું ન લખશો. હજી પણ હું સાજો થઇ જઇશ.' શી હિંમત! પોતાના દુઃખ માટે માત્ર ગમ્મત, અને ઘરનાં માણસો તરફ પરમ કોમલ ભાવ. ફ્લેન્ડર્સમાં ભયાનક રણક્ષેત્ર ઉપર તમારી ખાતર જેઓ બધું સહન કરે છે, તે આવા માણસો છે."

અર્નેસ્ટ કિંગ કરીને એક સિપાઇએ બીજા એક પાદરીની વાત પોતાને ઘેર લખી મોકલેલી. કિંગ એક વાહન હાંકનાર હતો, અને રાઇફલની ગોળી પહોંચી શકે તેટલો પાસે તે થોભેલો. તે લખે છે:—

"ત્યાં ઉભો હતો, ત્યાં મારા ચૅપ્લિને મારો ખભો ઠોક્યો. તે એક મોટો, મઝેનો, દૃઢ માણસ છે. થોડી વાતચિત કરીને અમે છૂટા પડ્યા, હું ડાબી બાજુએ જ્યાં મુડદાંનો ઢગલો પડ્યો હતો તે તરફ ચાલ્યો; અને પાદરી જમણી બાજુએ ખાઇઓ તરફ વળ્યો. બીજે દિવસે

સ્હવારમાં અમારો દારૂગોળો ખૂટી ગયો હતો, અને પાદરીએ જો અદ્‌ભુત ઉત્સાહ બતાવ્યો ન હોત, તો વધારે માણસોની ખ્વારી થાત.

"દૃઢ હિંમતથી તેણે એકલાએ બાર આદમી જેટલું કામ કરેલું, લગભગ પચાસ પેટીઓ તે ઉપાડી ગયેલો, દરેક હાથમાં એક પેટી, તથા દરેક પેટીમાં લગભગ અર્ધો મણ વજન. ખાઇઓ સુધી જવામાં તેને ગોળાઓના વરસાદમાં થઇને ચાલવાનું હતું. પછી મેં જોયું કે તે બનતી ઝડપથી જખમીઓને તથા મરેલાઓને ઉપાડી જતો હતો, અને તે પછી તે મુડદાંઓને દફનાવતો. ઘણા કલાકો સુધી તેણે એ કામ કર્યા કરેલું, અને જ્યારે હું છુટો થયો ત્યારે પણ તે રોકાયેલો હતો. પાછળથી મને ખબર પડી, કે તેણે મુડદાંને દફનાવવાનું તથા જખમીઓની સારવારનું કામ આખી રાત કર્યા કર્યું હતું.

"એ ભયંકર લડાઇના બનાવોનો વિચાર કરતાં મને લાગે છે, કે અમારા પાદરીએ એટલું ઉદાત્ત કર્મ કર્યું ન હોત, તો એક આખી પલટનનો નાશ થયો હોત."

કૅથલિક પુરોહિતોએ પોતાની ભક્તિ અને સેવાથી આખી સેનાનો વિશ્વાસ અને સદ્‌ભાવ મેળવ્યો હતો. વિલિયમ ફ્રિન કરીને એક કૅથલિક પાદરીની વાત આ સ્થળે કહેવી જોઇએ. જ્યારે લશ્કરની સાથે તેનું વહાણ ગાલ્લીપોલીને કિનારે પહોંચ્યું, ત્યારે દુશ્મનના ગોળા પડતા હોવાથી તેને ન ઉતરવાની સલાહ આપવામાં આવેલી. પણ તેણે જવાબ આપેલો, કે "પુરોહિતનું સ્થાન મરતા સિપાઇની પાસે છે." ઉતરતાં તેને છાતીમાં એક ગોળી વાગેલી. આગળ ચાલતાં બીજી પણ બે ગોળીઓ તેને વાગેલી, એક જાંગમાં, અને બીજી પગમાં. કિનારે પહોંચતાં તેને ઘણી ગોળીઓ લાગી, પણ તેને જે તીવ્ર દુઃખ થતું હોવું જોઇએ તે સહન કરીને તે વીરત્વથી પોતાની ફરજોમાં રોકાયો, અને મરતાઓને આશ્વાસન આપવા લાગ્યો. છેવટે એક માણસની શુશ્રૂષા કરતાં તેનું માથું એક છરાવાળા ગોળાથી ચીરાઇ ગયેલું.

---

## લડાઇના તાર.

<u>પ્રેસિડન્ટ વિલ્સનની યાદી.</u>

વૉશિંગ્ટન, ૨૧ મી ડીસેમ્બર.

પ્રેસિડન્ટ વિલ્સને તમામ લડતાં તથા તટસ્થ રાજ્યોને તાર કરીને સૂચવ્યું છે, કે છેવટની સુલેહ થાય તે પહેલાં જે કરારો થવા જોઇએ, તેની પરસ્પર ચર્ચા માટે હાલનો વખત અનુકૂળ છે.

લંડન, ૨૨ મી ડીસેમ્બર.

પ્રેસિડન્ટ વિલ્સન પોતાની યાદીમાં જણાવે છે, કે લડતાં રાજ્યોના રાજપુરુષોએ પોતાના જે ઉદ્દેશો પ્રગટ કર્યા છે, તે વસ્તુતાએ એક છે; અને ભવિષ્યમાં દુનિયાની સુલેહ જાળવવાને જે પગલાં લેવાં જોઇએ, એ બાબતમાં યુનાઇટેડ સ્ટેટ્સને પણ લડતાં રાજ્યોના જેટલીજ નિસબત

છે. વધારેમાં તે કહે છે, કે કોઇ પણ પક્ષના અધિકારી પુરુષોએ સ્પષ્ટ કહેલું નથી, કે શું કરવામાં આવે, તો પોતાને સંતોષ થાય.

વૉશિંગ્ટન, ૨૨ મી ડીસેમ્બર.

પ્રેસિડન્ટ વિલ્સનની યાદીથી અમલદાર વર્ગમાં આશ્ચર્ય થયું છે. કોઇ પણ એલચીને તેના ઇરાદાની ખબર નહોતી. ઈંગ્લિશ વર્તમાનપત્રોને આશ્ચર્ય લાગ્યું છે, અને દુઃખ થયું છે. વિગ્રહના ઉદ્દેશોની બાબતમાં તે જર્મની અને મિત્ર રાજ્યોને સમાન ગણે છે, તેથી આશ્ચર્ય થયું છે.

લંડન, ૨૨ મી ડીસેમ્બર.

સર્વત્ર એમ પૂછાય છે, કે નબળાં રાજ્યો માટે લાગણી જર્મનીએ કયારે બતાવી છે? અને બતાવવામાં આવે છે, કે જે પુરાવો હાજર છે એ તો એથી છેક વિરુદ્ધ જાય છે. પ્રેસિડન્ટ વિલ્સને આ હકીકતની અવગણના કરી છે, તેથી સૌને માઠું લાગ્યું છે.

રૂમાનિયન તેલના ઝરાનો નાશ.

લંડન, ૨૨ મી ડીસેમ્બર.

મુખ્ય મથકોમાં તેલના ઝરાઓનો તથા તેને સાફ કરવાનાં કારખાનાંનો રૂમાનિયન સરકારના હુકમથી નાશ કરવામાં આવેલ છે.

અલ અરિશનો કબજો.

લંડન, ૨૨ મી ડીસેમ્બર.

દુશ્મનના હાથમાં બે વરસ રહ્યા પછી અલ અરિશનો કબજો લેવામાં આવેલ છે. તુર્કોને તેથી ગંભીર ફટકો લાગ્યો છે.

જર્મનીની ધમકી.

લંડન, ૨૩ મી ડીસેમ્બર.

ડચ મંડળોમાં એમ બોલાય છે, કે જર્મનીએ તટસ્થ રાજ્યોને એવી યાદી મોકલી છે, કે જો સુલેહ નહીં થાય, તો સબમરીનનો ત્રાસ વધારવામાં આવશે.

સ્વિટ્ઝર્લૅંડની યાદી.

લંડન, ૨૪ મી ડીસેમ્બર.

બર્નથી તારમાં જણાવવામાં આવે છે, કે સ્વિસ "ફીડરલ" કાઉન્સિલે લડતાં રાજ્યોને એક યાદી મોકલી પ્રેસિડન્ટ વિલ્સનની યાદીને ટેકો આપ્યો છે.

પારિસ, ૨૫ મી ડીસેમ્બર.

વર્તમાનપત્રો સ્વિસ યાદી ઉપર પ્રેસિડન્ટ વિલ્સનની યાદીના જેવીજ ટીકા કરે છે. તેઓ બતાવે છે, કે વિગ્રહની શરૂઆતમાં જર્મનીએ તટસ્થોને છૂંદી નાંખેલ છે, કે જેથી તેઓ બીજાઓને કચરીને તાબે કરી શકે. વિગ્રહના તરફ એ રીતે દૃષ્ટિ કરવાની છે, હાલની સ્થિતિ પરથી નહીં.

રૂમાનિયન સ્થિતિ.

પિટ્રોગ્રેડ, ૨૫ મી ડીસેમ્બર.

કુસ્સા નદીની ઉત્તરે ટેકરીઓ પરની દુશ્મનની ખાઈઓ પર રૂશિયનોએ હુમલો કરીને હાથોહાથની સખ્ત મારામારી પછી તે પડાવેલ છે. રૂમાનિયામાં હજી ભયંકર લડાઈ ચાલે છે. મોલ્ડેવિયન સરહદ ઉપર ઊસાની ખીણની ટેકરીઓ ફરી હાથ કરવાને દુશ્મને વારંવાર કરેલા પ્રયત્નો વ્યર્થ નીવડ્યા છે. કાસિનો નદીના પ્રદેશમાં અને ક્રેન્ચીઆ પહાડોમાં રૂમાનિયનોને હઠી જવું પડયું છે. ડાન્યુબની ડાબી બાજુના બધા હુમલા હઠાવવામાં આવેલ છે, પણ આપણી ડાબી બાજુ તરફ એક ટેકરી છોડવી પડી છે. ડોબ્રુજામાં ઇસાકચીઆનો ત્યાગ કરવો પડયો છે.

પિટ્રોગ્રેડ, ૨૭ મી ડીસેમ્બર.

મોલ્ડેવિયન સરહદ ઉપર કાસિન નદીની ખીણમાં એક ટેકરી રૂમાનિયનોએ જોરથી હુમલો કરીને પડાવી છે.

મેસોપોટેમિયામાં ધસારો.

લંડન, ૨૬ મી ડીસેમ્બર.

બ્રિટિશ ટુકડીઓ ટાઇગ્રિસના જમણા કિનારા ઉપર આગળ ચાલી છે, અને કુતની દક્ષિણે તથા પૂર્વે આપણી સ્થિતિ મજબૂત કરવામાં આવેલ છે. સવારોએ જારસણના કિલ્લાનો નાશ કર્યો છે.

શાહેનશાહી વિગ્રહસમિતિ.

લંડન, ૨૬ મી ડીસેમ્બર.

સંસ્થાનોના તમામ મુખ્ય પ્રધાનોને એક સમિતિમાં મળવાનું આમંત્રણ કરવામાં આવેલ છે. તેઓ વિગ્રહની વ્યવસ્થા સંબંધી તથા વિગ્રહ પૂરો થયા પછીના પ્રશ્નોની ચર્ચામાં ભાગ લેશે. સેક્રેટરી ઑફ સ્ટેટે વાઇસરૉયને તારથી ખબર આપી છે, કે હિંદ તરફથી તે પોતે પ્રતિનિધિ થશે; અને તેને બીજા બે ગૃહસ્થોની મદદની જરૂર પડશે.

જર્મન યાદીનો જવાબ.

વૉશિંગ્ટન, ૨૭ મી ડીસેમ્બર.

મિત્ર રાજ્યો તરફથી જર્મન યાદીનો જવાબ પારિસમાં તૈયાર થાય છે, અને તેમણે એ બાબતમાં એકબીજાના વિચારો જાણ્યા છે. જર્મન યાદીનો નિકાલ થયા પહેલાં અમેરિકન અને સ્વિસ યાદીઓ હાથમાં લેવાશે નહીં. સ્વીડને પણ સુલેહને માટે એક યાદી લડતાં રાજ્યો તથા તટસ્થો તરફ મોકલી આપી છે.

---

## નિવેદન.

આજના અંકની સાથે એક બ્રિટિશ બેન્ડ તથા સાલોનિકામાં સર્વિયનોના ઉતરવાનો એક સંયુક્ત ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૯ મી જાન્યુઆરી, ૧૯૧૭. [અંક ૬.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૯ મી જાન્યુઆરી, ૧૯૧૭.

## સાલોનિકાની ચડાઇ.

દરિયાની અંદર એકાદ વહાણમાંથી અગર મધ્ય આકાશની અંદર કોઇ વિમાનમાંથી જોવામાં આવે, ત્યારે સાલોનિકા એક સુંદર શહેર દેખાય છે. તેનાં સફેત મકાનો, ઘુમ્મટો, મિનારાઓ, અને બુરજવાળી દિવાલોથી વિભૂષિત હોઇને તે શેનૂર, શરૂ, વગેરેનાં ઝાડોથી રળિયામણું લાગે છે; તથા એજ નામના અખાતના કિનારાથી શરૂ થઇને, જે ટેકરીઓ ઉપર સાત મિનારાઓનો કિલ્લો આવેલો છે, ત્યાં સુધી તે વિસ્તરે છે. પણ કેટલાંક જૂનાં દેવળો અને અર્વાચીન મોટાં મકાનોને બાદ કરીએ, તો શહેર ગંદું, પામર અને ક્ષુદ્ર છે.

ઘણી સદીઓથી એ મહત્ત્વનું શહેર ગણાતું આવ્યું છે, અને તેની કીર્તિ માત્ર કોન્સ્ટન્ટિનોપલ અને ઍથન્સથીજ ઉતરતી છે. ક્રિશ્ચિયન સનની પહેલાં ઘણાં શતકો ઉપર સ્થપાયેલું હોઇને તેણે કંઇ કંઇ ફેરફારો જોયેલા છે. માસીડોનિયનો, રોમનો, બર્બરો, નૉર્મનો, તથા વેનીશિયનોએ તેના પર રાજ્ય કર્યું છે. પાછલા વખતમાં તે તુર્કોના હાથમાં હતું; અને તરુણ તુર્કોની હીલચાલ પ્રથમ ત્યાંથીજ શરૂ થયેલી. બાલ્કન વિગ્રહની આખરે તે ગ્રીસના હાથમાં આવ્યું; અને તેના ઇતિહાસની ભયંકર વાતોમાંની એક એ છે, કે જે રાજાના વખતમાં તે ગ્રીસના હાથમાં ગયું, તેજ રાજાનું ખૂન તેની શેરીઓમાં થયેલું.

જૂદી જૂદી જાતોએ તેને માટે લડાઇ કરી છે તેનું કારણ એ છે, કે તેનું સ્થાનક પૂર્વની કૂંચી જેવું છે. સોળમી સદીમાં જ્યારે સ્પેનની અંદરના જુલમથી કંટાળીને સેફાર્ડિમ યાહુદીઓ નાઠેલા, ત્યારે તેઓ ત્યાં વેપાર સારો થશે એમ સમજીને વસેલા. તુર્કોના અમલમાં એ યાહુદીઓએ શહેરને મોટું તથા આબાદ બંદર બનાવેલું; ધંધો ઘણેખરો તેમનાજ હાથમાં હતો; અને વિગ્રહ શરૂ થયો, ત્યારે વસ્તી પણ મોટે ભાગે તેમનીજ હતી.

૧૯૧૫ના ઑકટોબરથી સાલોનિકાના ઇતિહાસમાં એક નવું પાનું શરૂ થયું. એ મહિનાની પહેલી તારીખે ત્રણચાર બ્રિટિશ અને ફ્રેંચ અમલદારો એ શહેરમાં આવી પહોંચ્યા, અને બંદરના ગ્રીક અધિકારીઓ સાથે વાતચિત કરવા લાગ્યા. પાંચમી તારીખે અખાતમાં મિત્ર રાજ્યોનાં લડાયક વહાણોનો એક મોટો કાફલો આવ્યો, અને સવારના આઠ વાગ્યાથી ફ્રેંચ તથા બ્રિટિશ લશ્કરો ઉતરવા લાગ્યાં. બ્રિટિશ લશ્કર ગાલીપોલીમાંના સુવલાથી આવ્યું હતું, અને સર બ્રાયન મેહોનની સરદારી નીચે હતું. આ પ્રમાણે સાલોનિકાની ચડાઇની શરૂઆત થઇ.

એક અઠવાડિયા પછી ફ્રેંચોનો ઉપરી જનરલ સેરેલ તથા બ્રિટિશોનો ઉપરી જનરલ મેહોન બંને સાલોનિકામાં આવી પહોંચ્યા. ઑકટોબરની ૧૭ મી તારીખે ૧૪,૦૦૦ ફ્રેંચોનું એક લશ્કર ગેવગેલી તથા સર્બિયાના દક્ષિણ મોખરા તરફ ઉપડ્યું. એ હીલચાલ અતિશય સાહસિક હોવા છતાં પરિણામે સારામાં સારી નીવડી.

એ વખતે બ્રિટિશ સરકારે હજી ગાલ્લીપોલી ખાલી કરવાનો નિર્ણય કર્યો નહોતો; જોકે ડાર્ડનલ્સમાં કશી મહત્ત્વની ફતેહ મળે એમ નથી એ સિદ્ધ થઇ ચૂક્યું હતું, અને પ્રશ્ન ગંભીરતાથી ચર્ચાતો હતો. તેમ સાલોનિકાથી અથવા તેની અંદર શું કરવું, તે પણ નક્કી નહોતું. બલ્ગેરિયા મિત્ર રાજ્યોના પક્ષમાં છે એવી ભ્રાંતિ હતી, એટલે સાલોનિકાનું સ્થાન કેટલું ઉપયોગી થઇ શકશે, તેની બરાબર કલ્પના નહોતી. તોપણ છેક ૧૯૧૫ ના માર્ચ અથવા એપ્રિલમાં મિ. બ્રાયન્ડ, કે જે તે વખતે અધિકાર ઉપર નહોતો, પણ પાછળથી એજ વરસમાં ફ્રાન્સનો મુખ્ય પ્રધાન થયેલો, તેણે આગ્રહ કરેલો, કે સાલોનિકાનો મિત્ર રાજ્યોએ કબજો લેવો જોઇએ બ્રિટિશ પક્ષમાં મિ. લૉઇડ જ્યોર્જ એજ વિચારનો હિમાયતી હતો.

સપ્ટેંબરની ૧૫ મી તારીખે મિત્ર રાજ્યોએ અમુક મુલકની લાલચ આપીને બલ્ગેરિયાને પક્ષમાં લેવાનો યત્ન કર્યો, તે પહેલાં ઘણા વખત ઉપર બલ્ગેરિયા જર્મની સાથે બંધાઇ ચુક્યું હતું.

પછી બલ્ગેરિયામાં લશ્કર સજ્જ થવા માંડ્યું, અને ગ્રીસે પણ એ પ્રમાણે કર્યું. તે પહેલાં ગ્રીસના તે વખતના મુખ્ય પ્રધાન મિ. વેનિઝેલોસે ફ્રેંચ તથા બ્રિટિશ સરકારોને પૂછેલું, કે બલ્ગેરિયાએ હથિયારબંધ તટસ્થતાની રાજનીતિ જાહેર કરી છે, તો દોઢ લાખ માણસનું એક લશ્કર સાલોનિકા મોકલશો? ગ્રીસ સર્બિયાની સાથે સંધિના કરારોથી બંધાયલું હતું, અને તે કરારો પાળવાનો તેનો ઇરાદો છે, એમ મિત્ર રાજ્યોમાં મનાતું હતું. સપ્ટેંબરની ૨૯ મી તારીખે મિ. વેનિઝેલોસે ગ્રીક પાર્લમેન્ટમાં કહ્યું હતું, કે જો કોઇ પણ બાલ્કન રાજ્ય બાલ્કનોમાં પ્રાધાન્ય મેળવવા યત્ન કરશે, તો તેથી બીજાં રાજ્યોની સ્વતંત્રતાનો નાશ થશે, અને તેટલા માટે ગ્રીસ એવા દરેક પ્રયત્નની સામે થવાને તૈયાર છે. પણ ગ્રીસના લશ્કરી અમલદારો તથા બીજા જર્મન પક્ષના માણસોએ મિત્ર રાજ્યોનાં લશ્કરો ગ્રીસમાં ઉતરે તે સામે વાંધો લીધો. છતાં મિ. વેનિઝેલોસે ૨જી ઑકટોબરની ચડાઇને ગ્રીક સરકારની સંમતિ આપી.

જે દિવસે બંદરમાં લશ્કરો ઉતરવા માંડ્યાં, તેજ દિવસે મિ. વેનિઝેલોસના અધિકારનો પણ અંત આવ્યો, કારણકે રાજા કોન્સ્ટન્ટાઇને તેની રાજનીતિ પ્રમાણે ચાલવાની ના પાડી.

૧૯૧૫ ના ઑકટોબરના પહેલા અને બીજા અઠવાડિયામાં મિ. વેનિઝેલોસે માગેલા ૧૫૦,૦૦૦ માણસોને બદલે સુમારે માત્ર ૪૦,૦૦૦ માણસો મિત્ર રાજ્યોએ ઉતાર્યા. આમાંના ¾ ફ્રેંચ અને બાકીના બ્રિટિશ હતા. ઑકટોબરની છેક છવીશમી તારીખ, કે જ્યારે એ બાબતમાં અમીરોની સભામાં લૉર્ડ લેન્સડાઉને કેટલીક અતિશય નિરાશાજનક વાતો કહેલી, ત્યાં સુધી બ્રિટિશ લશ્કર માત્ર ૧૩,૦૦૦ માણસોનું હતું, જોકે એ કરતાં મોટું લશ્કર સંચયમાં રહેલું. વધતાં વધતાં

સંખ્યા પાંચ સેનાવિભાગ સુધી પહોંચી, અને ફ્રેંચના ત્રણ વિભાગો ઉમેરતાં પણ ૧૯૧૬ની શરૂઆત સુધીમાં સંખ્યા મિ. વેનિઝેલોસની માગણી જેટલી થયેલી નહીં. ફ્રેંચો તથા બ્રિટિશોને સર્બિયામાંથી હઠીને ગ્રીસમાં આવવું પડ્યું, તે પહેલાં કોઇ પણ વખત ૪૦,૦૦૦ કરતાં વધારે માણસો નહોતા; અને સામે બલ્ગેરિયનોની સંખ્યા પાંચગણી કરતાં વધારે હતી.

૧૯૧૬ના એપ્રિલની ૧૦ મી તારીખે બ્રિટિશ વિગ્રહખાતાની ઓફિસે જનરલ સર ચાર્લ્સ મન્રો તરફથી એક રિપોર્ટ બહાર પાડેલો, જેમાં તે ૧૯૧૫ના ઑકટોબરની ૨૮ મી તારીખથી ૧૯૧૬ના જાન્યુઆરીની ૯ મી તારીખ સુધી પોતે પૂર્વ ભૂમધ્ય સમુદ્રમાં ઉપરી હતો, તે વખતનો વૃત્તાંત આપે છે. એ વૃત્તાંતમાં જનરલ મન્રો સાલોનિકાના લશ્કર સંબંધી વિગતો દર્શાવે છે, કેવી રીતે અને કેવી સ્થિતિમાં તેને સર્બિયામાંથી આવતું રહેવું પડ્યું તેનું વર્ણન કરે છે, અને એ લશ્કરને બચાવની લાઇનમાં કેવી રીતે ગોઠવ્યું તે જણાવે છે. આ બચાવની લાઇન બંદરથી સુમારે ત્રીસ માઇલ દૂર હતી, અને વર્દાર તથા સાલોનિકા-નિશ રેલવે પર આવેલ કારાસુલીથી સાલોનિકા-કોન્સ્ટન્ટિનોપલ પર આવેલ કિલિંડર સુધી વિસ્તરતી હતી.

દરમિયાન લશ્કર અને સામાન ઉતારવાની ક્રિયા બનતી ઝડપથી ચાલ્યા કરી. ઝડપ બહુ થાય એમ તો હતુંજ નહીં. ૧૯૧૪ના મે મહિનામાં સર્બિયા અને ગ્રીસ વચ્ચે થયેલા કોલકરાર પ્રમાણે સર્બિયા માટે અલગ રાખેલી ઝમીન મિત્ર રાજ્યોને સુપ્રત થઇ હતી; અને તે એટલી ઓછી હતી, કે દર રોજ માત્ર આઠસો ટન સામાન ઉતારી શકાતો.

આ વખતે મિત્ર રાજ્યોનું અને વિશેષે કરીને ગ્રીસનું એવું માનવું હતું, કે બલ્ગેરિયનો જર્મન અને ઑસ્ટ્રિયન આધારથી સર્બો-ગ્રીક સરહદને ઓળંગીને ફ્રાંકો-બ્રિટિશ લશ્કર પર હુમલો કરશે, બનશે તો સાલોનિકા સુધી પહોંચશે, અને મિત્ર રાજ્યોના સિપાઇઓને દરિયામાં હાંકી કાઢવાનો યત્ન કરશે. આ સંભવની સામે કારાસુલી-કિલિંડર લાઇન પસંદ કરવામાં આવેલી, અને ટકાવાયેલી.

પણ ગમે તે કારણથી હુમલો કરવામાં આવ્યો નહીં, અને બલ્ગેરિયનો સાથે ટર્કોઇટોરાફ તથા ઑસ્ટ્રો-જર્મનો સાથે ગેફેનસાન સરહદની ઉત્તર તરફજ રહ્યા. જો જર્મનીએ તે વખતે યત્ન કર્યો હોત, તો કદાચ સાલોનિકા લઇ શકત.

ડીસેમ્બરની આખર સુધીમાં સાલોનિકાની કિલ્લેબંધી લગભગ પૂરી થઇ. એ મહિનાની વીસમી તારીખે જનરલ કેસલનો, કે જેને એક પખવાડિયા ઉપરજ જનરલ જોફ્રેએ ફ્રેંચ જનરલ સ્ટાફનો ઉપરી બનાવ્યો હતો, અને જેનો અભિપ્રાય તેટલા માટે વજનદાર હતો, તેણે સાલોનિકાની અચાનક ભેટ લીધી. પારિસ અને લંડન બંનેમાં સાલોનિકા તથા તેના લશ્કરના ભાવી સંબંધી ઊંડી ચિંતા હતી, અને સ્થિતિ ખરેખરી શી છે, તે જોવા સારૂજ કેસલનો આવ્યો હતો. જનરલ સેરેલ તથા જનરલ મેહોન સાથે પુષ્કળ વાતચિતો કર્યા પછી તેણે પછીના થોડા દિવસો સુધી સ્થાનનું સંપૂર્ણ અવલોકન કર્યું, અને પોતાનો સંતોષ જાહેર કર્યો. ફ્રેંચ સરકારને તેણે તાર કર્યો, "કે મારા વિચાર પ્રમાણે સાલોનિકાનું લશ્કર બિલકુલ સલામત છે." બ્રિટિશ સરકારને

પણ એ અભિપ્રાય જણાવાયો હોવો જોઇએ. બીજી તરફ, જર્મન પેપરો અભિમાનપૂર્વક જણાવતાં હતાં, કે જાન્યુઆરીની ૧૫મી તારીખે સાલોનિકા મિત્ર રાજ્યો પાસેથી પડાવી લેવામાં આવશે; પણ આ ભવિષ્યવાદ બીજા ઘણા એવાજની માફક ખોટો પડેલો. ઍથન્સમાં રાજા કૉન્સ્ટન્ટાઇનને મુલાકાત આપ્યા પછી જનરલ કેસલનો શાંતિથી ફ્રાન્સમાં પોતાની છાવણીએ પહોંચી ગયો.

સાલોનિકામાં કોઇ પણ સાવચેતી લેવાનું મિત્ર રાજ્યોએ કમી રાખેલું નહીં. બંદરની પાસે ગ્રીક સરહદનાં પાણીમાં દુશ્મનની સબમરીનોના હુમલા માટે બંદોબસ્ત કરવાનો હતો; અને શહેરની અંદર જાસુસોની પ્રવૃત્તિઓ પણ ઓછી ભયંકર નહોતી. અગાઉ લખાઇ ગયું છે તેમ, છેવટે જર્મન, ઑસ્ટ્રિયન, તુર્ક, તથા બલ્ગેરિયન કૉન્સલો અને વાઇસ-કૉન્સલોને દૂર કરવામાં આવેલા. આ માણસો બાતમીખાતાના મધ્યબિંદુ જેવા હતા, અને બીજા પણ ઘણા જાસુસો તેમની સાથેજ કાઢી મુકાયા. સબમરીનના સવાલનો પણ દૃઢતા અને ફતેહમંદીથી નિકાલ કરવામાં આવ્યો. જાન્યુઆરીની ૨૮મી તારીખે મળસ્કે સાલોનિકાથી દક્ષિણે ૧૫ માઇલ પર આવેલા કારા બુરૂનના કિલ્લા પાસે અખાતની પૂર્વ બાજુ ઉપર એક મિત્ર રાજ્યોનો કાફલો આવી પહોંચ્યો, અને તેમાંથી ફ્રેંચ લશ્કરે ઉતરીને કિલ્લાનો કબજો લીધો. સાંજ સુધીમાં બ્રિટિશ, ફ્રેંચ, રશિયન તથા ઇટાલિયન વહાણોમાંથી તે તે પ્રજાઓની ટુકડીઓ ઉતરી. સાલોનિકા આગળના ગ્રીક લશ્કરના ઉપરી જનરલ મોસ્કોપુલોસને એ કબજો લેવાના ઇરાદાની ખબર આપવામાં આવી હતી; અને મિત્ર રાજ્યોના સિપાઇઓ દાખલ થયા તે પહેલાં થોડી મિનિટ પર ગ્રીક સિપાઇઓ વિદાય થયા હતા. મિત્ર રાજ્યોએ આ હીલચાલનો એવો ખુલાસો આપેલો, કે જે ખાડીમાં થઇને બંદરમાં પેસાય છે, તેની અંદર થોડા દિવસ પહેલાં એક જર્મન સબમરીને એક બ્રિટિશ વહાણને ટોર્પીડો મારી હતી; અને કારા બુરૂનની તોપો પહોંચી શકે તેટલી હદમાં દુશ્મનની સબમરીનોને આવવા દેવી ઠીક નથી. ગ્રીક સરકારે રીતસર વાંધો લીધેલો.

માઇટિલીનના ટાપુમાંથી જર્મન, ઑસ્ટ્રિયન, અને તુર્કી કૉન્સલોને દૂર કરવામાં આવેલા, તે પણ એજ કારણને લીધે. ફેબ્રુઆરીની મધ્યમાં સ્મર્નાના અખાતની પશ્ચિમે આવેલા કિઑસના ટાપુમાં પણ એક બ્રિટિશ ટુકડી ઉતરેલી, અને તેણે જર્મન તથા ઑસ્ટ્રિયન કૉન્સલોને કેદ કરેલા. તે પહેલાં એક અઠવાડિયા ઉપર કોર્ફુની પશ્ચિમોત્તરમાં ૧૨ માઇલ દૂર આવેલા ઓથોની અથવા ફ્રેનો કરીને બેટનો પણ એક ફ્રેંચ ટુકડીએ કબજો લીધો હતો, અને ત્યાં સર્બિયન લશ્કરને મોકલવામાં આવતું હતું. એજ કારણને લીધે એપ્રિલમાં ઍથન્સની અંદરના બ્રિટિશ અને ફ્રેંચ એલચીઓએ ગ્રીક મુખ્ય પ્રધાનને ખબર આપેલી, કે કેફેલોનિયામાં આર્ગોસ્ટોલી અખાત ઉપર એક નૌકાનિરીક્ષણ સ્ટેશન બાંધવાની જરૂર છે, અને તે સ્થાપિત થશે, પણ લશ્કર ઉતરશે નહીં, અને ટાપુનો કબજો પણ લેવાશે નહીં. ગ્રીક સરકારે ફરી પણ ગ્રીસના સર્વોપરિ હકના ઉલ્લંઘન માટે વાંધો ઉઠાવેલો. જૂનમાં કાવાલ્લાના બંદર પાસે આવેલ થાસોસ નામે મોટા ટાપુનો કબજો લેવાયો, અને તેનો સબમરીનોની વિરુદ્ધ ઉપયોગ થવા માંડયો.

ઇજીયન કે એડ્રિઆટિક સમુદ્રમાં સબમરીનોનો ઉપદ્રવ બંધ કરવાને શીસે કશું કર્યું નહીં, એટલે એ કામ મિત્ર રાજ્યોએ પોતાના હાથમાં લીધું.

૧૯૧૬ નો જાન્યુઆરી પસાર થઇ ગયો, છતાં દુશ્મનનો હુમલો આવ્યો નહીં, લોકે મેકેનસન મોનેસ્ટિર સુધી આવીને તૈયારી કરી ગયેલ છે, એમ બોલાતું હતું. બંને પક્ષ તરફથી હવાઇ હુમલા થયેલા, પણ તે મહત્ત્વના નહોતા. ૧ લી ફેબ્રુઆરીએ એક ઝેપ્પેલિને શહેર ઉપર બોંબ નાંખેલા, જેથી ઘણા ગ્રીકો માર્યા ગયેલા અથવા જખમી થયેલા. એજ મહિનામાં ફ્રેંચોએ પણ સ્ટ્રૂમિટ્ઝા અને બીજી બલ્ગેરિયન છાવણીઓ પર બોંબ ફેંકીને સારૂં નુકસાન કરેલું.

માર્ચમાં ફ્રાંકો-બ્રિટિશ લશ્કરો સાલોનિકાથી ઉપડ્યાં, અને બલ્ગેરિયન સરહદ પાસે પહોંચ્યાં. પછી તે વર્ડારની ખીણમાં ગોઠવાયાં, અને પૂર્વમાં સ્ટ્રુમાની ખીણ સુધી તથા પશ્ચિમે ફ્લોરિના સુધી વિસ્તર્યાં. માર્ચની ૧૬ મી તારીખે ફ્રેંચોએ સરહદ ઉપરનાં કેટલાંક ગ્રીક ગામડાંનો કબજો લીધો, અને માચુકોવો પાસે પહેલવહેલી સામસામી તોપો ફૂટી.

માર્ચની આખરમાં સર્બિયાનો યુવરાજ અને રીજન્ટ એલેક્ઝાંડર લંડન આવ્યો, અને તેને ઘણો સત્કાર મળ્યો. તે પહેલાં થોડા દિવસ તેણે પારિસમાં ગાળ્યા હતા; અને ત્યાં પણ તેનું સારૂં સન્માન થયું હતું. સર્બિયનોના હઠી જવામાં તેણે ભાગ લીધો હતો, અને સર્બિયાએ સહેલાં દુઃખોને લીધે તે મિત્ર રાજ્યોની પ્રજામાં માનીતો થયો હતો. તેની સાથે સર્બિયાનો વૃદ્ધ મુખ્ય પ્રધાન મિ. પાસિચ પણ આવેલો. એમાંથી એકેયની હિંમત કે આશા ઓછી થયેલી નહીં. બલ્ગેરિયનો અને ઑસ્ટ્રિયનોએ તેમના દેશની કરેલી દુર્દશા સંબંધી તેમની વાતો અંતઃકરણને ભેદી નાંખે તેવી હતી; પણ તેમણે એ સુદ્ધાં જાહેર કરેલું, કે સર્બિયન લશ્કર કોર્ફુમાં રહીને ફરી સજ્જ થાય છે, વૈર લેવાને ઉત્સુક છે, અને થોડાજ વખતમાં સાલોનિકાના લશ્કરને આવી મળશે. તેમના હજી ૧૩૦,૦૦૦ સિપાઇઓ રહ્યા હતા, જે બધાજ લડવૈયા હતા. સર્બિયન સેનામાંથી એટલાજ બચ્યા હતા; અને બ્રિટિશો, ફ્રેંચો તથા ઇટાલિયનોની મદદ વગર એટલા પણ બચ્યા ન હોત. બ્રિટિશો તથા ફ્રેંચો મળીને તેમને ખોરાક પૂરો પાડતા હતા; અને કોર્ફુ પહોંચાડવા સારૂ જે વહાણો વપરાયેલાં, તે મોટે ભાગે ઇટાલિયન હતાં.

(આ ઇતિહાસ હવે પછીના અંકમાં જારી રાખવામાં આવશે.)

## લડાઇના તાર.

**બ્રિટિશ સેનાધિપતિનો વૃત્તાંત.**

લંડન, ૨૯ મી ડીસેમ્બર.

સોમની લડાઇ, કે જે દુનિયાની અત્યાર સુધીની મોટામાં મોટી લડાઇઓમાંની એક છે, તેમાં બ્રિટિશોએ લીધેલા ભાગ સંબંધી ડીસેમ્બરની ૨૩ મી તારીખે સર ડગલસ હેગે એક ૧૬,૦૦૦ શબ્દોનો વૃત્તાંત લખી મોકલ્યો છે. હુમલો મોડો શરૂ કરવાનાં કારણોમાં તે જણાવે છે, કે માણસો અને દારૂગોળાની પુષ્કળ ભરતીની જરૂર હતી, અને અમલદારો તથા સિપાઇઓ પૂરેપૂરા

કેળવાયેલા નહોતા. આવશ્યક સાધનોનું વર્ણન આપતાં તે લખે છે, કે ઘણા કુવાઓ ગાળવા પડ્યા છે, અને ૧૨૦ માઇલ પાણીના નળ નાંખવામાં આવેલ છે. હુમલાના તે ત્રણ હેતુઓ ગણાવે છે: (૧) વર્દુન ઉપરનું દબાણ ઓછું કરવું, (૨) બીજી રંગભૂમિઓમાં પશ્ચિમમાંથી લશ્કર ન જાય તેવી દુશ્મનને ફરજ પાડવી, અને (૩) દુશ્મનના બળને થકવી નાંખવું. ત્રણેય હેતુઓ સફળ થયા છે. છેવટે તે જણાવે છે, કે દુશ્મનની શક્તિ હજી તૂટી નથી, તેમ મિત્ર રાજ્યો જે ઉદ્દેશોને માટે લડે છે, તે ક્યારે સિદ્ધ થશે, તેની અટકળ કરી શકાતી નથી; પણ સોમની લડાઇથી એટલું સાબિત થયું છે, કે મિત્ર રાજ્યો એ ઉદ્દેશો સિદ્ધ કરવાને શક્તિમાન છે.

નામદાર ત્સારનો સિંહનાદ.

લંડન, ૨૯ મી ડીસેમ્બર.

સેના અને નૌકાને આજ્ઞા આપતાં નામદાર ત્સાર જણાવે છે, કે "દુશ્મનનું બળ કમી થતું દેખાય છે, અને મિત્ર રાજ્યોનું નિરંતર વધતું જાય છે. જર્મનીને લાગે છે કે પૂરેપૂરી હાર અને સજા પાસે છે, કારણકે જ્યારે તેનું લડાયક બળ ચડિયાતું હતું, ત્યારે તેણે એકાએક વિગ્રહ જાહેર કર્યો હતો; અને હવે નબળાઇ લાગે છે, ત્યારે તે એકાએક સુલેહની માગણી કરે છે. * * * પણ મિત્ર રાજ્યો પોતાને અનુકૂળ લાગશે ત્યારે સુલેહ કરવાને હવે શક્તિમાન છે. એ વખત હજી આવ્યો નથી, અને દુશ્મનને હજી તેણે કબજે લીધેલા પ્રાંતોમાંથી હાંકી કાઢવાનું બન્યું નથી. * * * દુશ્મનને આપણી સરહદમાંથી હાંકી કાઢીએ, અને કાયમની શાંતિ માટે તે ખરી ખાતરી આપે, તે પછીજ સુલેહ શક્ય છે."

જર્મન યાદીને મિત્ર રાજ્યોનો જવાબ.

લંડન, ૩૦ મી ડીસેમ્બર.

. જર્મનીની સુલેહની યાદીને મિત્ર રાજ્યોનો જવાબ આજે ફ્રેંચ સરકાર તરફથી પારિસ ખાતેના યુનાઇટેડ સ્ટેટ્સના એલચીને પહોંચાડવામાં આવેલ છે. જવાબમાં દરખાસ્તને માયાવી કહેવામાં આવેલ છે, અને તેની અંદરનાં બે કથનો સંબંધી મજબૂત વાંધો ઉઠાવાયેલ છે; એક વિગ્રહ માટેની જવાબદારી મિત્ર રાજ્યો ઉપર નંખાયા માટે, અને બીજો મધ્ય રાજ્યોના વિજયની વાત માટે. બંને કથનો ખોટાં છે, અને એવા દાવા કરાય, એજ મસલહતમાં ઉતરવાનો યત્ન નિષ્ફળ કરવાને પુરતું કારણ છે. મિત્ર રાજ્યો ૧૯૧૪ માં હતાં, તેવાંજ આજે પણ સુલેહની તરફેણમાં છે, પણ જર્મનીએ કરારોનો ગંભીર ભંગ કર્યા પછી, જે સુલેહનો તેણે ભંગ કરેલ છે, તેની સ્થાપના કરવાને તેનું વચન માત્ર પુરતો પાયો નથી. કરારો બતાવ્યા વગર માત્ર મસલહતમાં ઉતરવાની સૂચના એ કંઇ સુલેહની દરખાસ્ત નથી. એ તો માત્ર એક પ્રપંચ છે. * * *

પૂર્વ મોખરા ઉપર લડાઇ.

લંડન, ૧ લી જાન્યુઆરી.

મોલ્ડેવિયન સરહદની પૂર્વમાં કાઝિનોના બંને કિનારા ઉપર દુશ્મનોએ રૂમાનિયનો ઉપર

મજબૂત હુમલા કર્યાં છે; પણ રૂમાનિયનો પોતાનાં સ્થાનકો ટકાવી રહ્યા છે. ફોકચાનીની પશ્ચિમે પેટ્રાનુના પ્રદેશમાં તેમને હઠી જવું પડ્યું છે. બ્રાઇલાની પશ્ચિમે રૂમાનુલા પાસે દુશ્મને ધસારાનો યત્ન કરેલો, પણ તેમાં નિષ્ફળ થઇને તેને ખાઇઓનો આશ્રય લેવો પડ્યો છે. ઓઇટુઝ ખીણમાં સખ્ત લડાઇઓ થયેલ છે, અને દુશ્મને કેટલીક ટેકરીઓ પડાવેલ છે. મોલ્ડેવિયન સરહદ ઉપર સખ્ત હુમલા થયા કરે છે.

ગ્રીસ તરફ યાદી.

પિરીઅસ, ૧ લી જાન્યુઆરી.

ફ્રાન્સ, રૂશિયા, અને બ્રિટને આજે ગ્રીસને યાદી પહોંચાડી છે. તેમાં એવી માગણી છે, કે પેલોપોન્નીસસની બહારનું લશ્કર માત્ર બંદોબસ્ત માટે આવશ્યક હોય તેટલું રાખવું, એ લશ્કરને માટે જોઇએ તે ઉપરાંતનાં તમામ હથિયારો અને દારૂગોળો પેલોપોન્નીસસ મોકલી આપવાં, "રીઝર્વિસ્ટો" ની સભાઓ બંધ કરવી, સિવિલિયનોને હથિયારબંધ થવાની મના કરવી, મિત્ર રાજ્યોના અંકુશો ફરીને દાખલ કરવા, રાજકીય કેદીઓને તરત છોડી મૂકવા, ડીસેમ્બરની ૧ લી તારીખના બનાવોને પરિણામે જેમને ગેરવાજબી નુકસાન થયું હોય તે ભરી આપવું, તે દિવસના હુકમ માટે જે અમલદાર જવાબદાર હોય તેને બરતર્ફ કરવો, ગ્રીક સરકારે મિત્ર રાજ્યોની માફી માગવી, તથા મિત્ર રાજ્યોના વાવટાને જાહેર સલામી આપવી.

આર્મીનિયન કત્લ.

લંડન, ૧ લી જાન્યુઆરી.

વિશ્વાસપાત્ર માજી તુર્કી અમલદારોએ ટાઇમ્સને આર્મીનિયન કત્લમાં બનેલા બનાવોનો ત્રાસદાયક વૃત્તાંત આપ્યો છે. તેમણે મુશમાં સંખ્યાબંધ પુરુષો, સ્ત્રીઓ તથા બાળકોને કાપેલા અવયવોવાળાં જોયેલ છે. બિટલિસમાં ૫૦૦ સ્ત્રીઓ, છોકરીઓ, અને બાળકોને એક છાવણીમાં ગોંધી રાખવામાં આવ્યાં હતાં, કે કુર્દો અને હરામખોરોનાં ટોળાં આવીને તેમની સાથે "ગમે તે રીતે" વર્તે. કોતરોમાં પંદર હજાર મુડદાંના ઢગલા જોવામાં આવેલ છે, અને એક કોતર બાળકોનાં મુડદાંથી ભરેલું હતું. ઘણા આર્મીનિયનોએ જુલ્મમાંથી બચવા સારૂ આપઘાત કરેલ છે. સરકારી અમલદારોએ સૌથી દેખાવડી ઓરતો પસંદ કરીને તેમની લાજ લૂટી છે, અને પાછળથી તેમનાં ખૂન કરવામાં આવેલ છે.

ગ્રીસ અને મિત્ર રાજ્યો.

લંડન, ૩ જી જાન્યુઆરી.

જૂના ગ્રીસનાં કેટલાંક શહેરોમાં મિત્ર રાજ્યોના કાફલાની તોપોથી રાજા કોન્સ્ટન્ટાઇનના બચાવ માટે આભારની ઉપાસનાઓ કરવામાં આવે છે. ઍથન્સનાં રાજપક્ષનાં વર્તમાનપત્રો મિત્ર રાજ્યોની તથા ખાસ કરીને બ્રિટનની ઉપર સખ્ત હુમલા કરે છે. તેમની વિરુદ્ધ તરત વિગ્રહ જાહેર કરવાની માગણીઓ થાય છે, પણ ગ્રીક પ્રજાનો મોટો ભાગ મિ. વેનિઝેલોસના અને મિત્ર રાજ્યોના પક્ષમાં છે.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.]   મંગળવાર, ૧૬ મી જાન્યુઆરી, ૧૯૧૭.   [અંક ૭.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૬ મી જાન્યુઆરી, ૧૯૧૭.

સાલોનિકાની ચડાઇ.

( ગયા અંકથી ચાલુ. )

પણ અતિશયોક્તિ વગર એટલું કહી શકાય, કે બ્રિટિશ આડ્રિઆટિક મિશન તથા ફ્રેંચ મિશનની મદદ ન હોત, તો સર્બિયન સેનાનો નાશ થયો હોત; અને ઇટલીની ઉદાર અને પુરતી મદદ ન હોત, તો એ મિશનો પણ કશું કરી શકત નહીં. વોયુસા નદી ઉપર ડુરાઝોમાં અને વેલોનામાં બ્રિટિશો તથા ઇટાલિયનો સાથે સેવા કરતા હતા. વોયુસા ઉપર ભૂખે હેરાન થતા સર્બિયનોને માટે ઇટાલિયનોએ એક સરસ કામ કરેલું. બીજાં વાહનો ન મળવાથી સર્બિયન સિપાઇઓ માટે જોડા તથા ખોરાક ઇટાલિયન સિપાઇઓ વેલોનાથી નદી સુધી પોતાની પીઠ ઉપર લાદીને લઇ ગયેલા. આડ્રિઆટિકના પૂર્વ કિનારા પરથી સર્બિયનોને લઇ આવવામાં ઇટલીએ ૨૫૦ આગબોટોનો ઉપયોગ કરેલો, કે જેની ચોકી તેના પોતાના કાફલાનાં તથા મિત્ર રાજ્યોનાં લડાયક વહાણોએ કરેલી. દુશ્મનનાં વિમાનો તથા સબમરીનોના હુમલા છતાં એક પણ સર્બિયન સિપાઇની હાનિ થયેલી નહીં, તેનું માન ઇટલીને ઘટે છે.

આડ્રિઆટિકના પૂર્વ કિનારાના સંબંધમાં ઇટલી તથા સર્બિયાની વચ્ચે ઘણા વખતથી અમુક ખટરાગ ચાલ્યા કરતો હતો, અને સર્બિયન સેનાની ઇટલીએ જે સેવા બજાવી, તેથી બંને દેશો વચ્ચેનો સંબંધ બેહતર થયેલો. માર્ચમાં રોમમાં હતો, ત્યારે મિ. પાસિખે ઇટાલિયન કાફલાનો ઉપકાર માનવા સારૂ ઍડમિરલ કોર્સીને મુલાકાત આપેલી; અને લંડનમાં તેણે કબૂલ કરેલું, કે આડ્રિઆટિકમાં ઇટલી પ્રાધાન્યની ઇચ્છા રાખે તે સ્વાભાવિક છે, અને સર્બિયાને પણ યોગ્ય સ્થાન મળી રહેશે. જર્મનીએ એવો વિચાર ફેલાવવા યત્ન કર્યો હતો, કે આડ્રિઆટિકમાં ઇટલી તથા સર્બિયાના લાભો પરસ્પર વિરુદ્ધ છે. પણ પ્રખ્યાત ઇટાલિયન રાજપુરુષ સેન્યોર બાર્ઝિલાઇએ જીનોઆ ખાતે બોલતાં જણાવેલું, કે પરસ્પરની શુભેચ્છાથી એ લાભોનું સમાધાન ન થઇ શકે એમ નથી.

સર્બિયન સેનાને કોર્ફુ પહોંચાડ્યા પછી મિત્ર રાજ્યોને માથે તેને સાલોનિકા પહોંચાડવાનું કર્તવ્ય પણ આવી પડ્યું. એ કામ આગલાના કરતાં વધારે કઠણ હતું, કારણકે દરિયાની લાંબી મુસાફરીને લીધે દુશ્મનની સબમરીનોનું વધારે જોખમ હતું. પણ સફર ટુંકાવવાનો

એક સંભવ હતો. એમ ધારવામાં આવેલું, કે ગ્રીસ ઘણું કરીને સર્બિયનોને મદદ કરશે, તથા તેમને પોતાની રેલવે વાપરવા દેશે, અને એમ થવાથી સફર ઓછી કરવાની રહેશે. એટલે મિત્ર રાજ્યોએ ગ્રીક સરકાર પાસે દરખાસ્ત મૂકી, કે સર્બિયન સેનાને પેટ્રસ કે પશ્ચિમને બીજે કોઇ બંદરે ઉતરવા દેવી, અને ઍથન્સ થઇને સાલોનિકા જતી રેલવેમાં તેને ચડવા દેવી. પણ ગ્રીક સરકારે તટસ્થતાનું બ્હાનું બતાવીને ના પાડી. આખરે આખી સર્બિયન સેનાને દરિયાઇ માર્ગેજ સાલોનિકા મોકલવી પડી. એપ્રિલની મધ્ય સુધીમાં તેનો અમુક ભાગ આવી પહોંચ્યો; અને જૂલાઇની આખરે તેઓ બલ્ગેરિયનોની સાથે જૂની માસીડોનિયન સરહદ ઉપર લડતા હતા.

ગ્રીક સરકારની તટસ્થતા નામની હતી. એ સરકાર કેટલાક ન્હાના ગ્રીક ટાપુઓને જર્મન સબમરીનોના આશ્રય તરીકે વપરાવા દેતી હતી. દેશમાં બે પક્ષ હતા: એક પક્ષ તટસ્થોનો અને બીજો મિત્ર રાજ્યોની તરફનાઓનો હતો, તથા કહેવાતા તટસ્થો વસ્તુતાએ મિત્ર રાજ્યોની વિરુદ્ધ હતા. મિ. સ્કોલોડિસ, કે જે આગલા વરસમાં મિ. ઝાઇમિસ પછી મુખ્ય પ્રધાન થયો હતો, તે અને મિ. ગૌનારિસ તટસ્થ પક્ષના આગેવાન હતા, તથા રાજા અને બીજા જર્મન પક્ષના હિમાયતીઓ તેમની પાછળ હતા. બીજા પક્ષનો આગેવાન મિ. વેનિઝેલોસ હતો, કે જે મિત્ર રાજ્યોના પક્ષમાં સંતત પ્રયાસ કરી રહ્યો હતો.

એપ્રિલમાં એવી વાત બહાર આવી, કે ઋષિયાએ સુમારે ૪૦,૦૦૦ કોથળા સાલોનિકામાં ભરી રાખ્યા હતા, તે ગ્રીસે બલ્ગેરિયાને વેચ્યા છે. તટસ્થતાના આ ભંગથી ઍથન્સમાં ઘણો ખળભળાટ થયો. આગલા નવેંબરમાં એ પ્રકારનું કાર્ય થયું હતું ખરૂં; અને ઍથન્સ ખાતેના મિત્ર રાજ્યોના એલચીઓએ વાત ઉપાડી લીધી. પ્રથમ તો ગ્રીક સરકારે એ બાબતની પોતાને કશી માહિતી હોવાની ના પાડી, પણ જ્યારે "પેટ્રિસ" નામે વર્તમાનપત્રમાં મૂળ તારનો લેખ, કે જે સાલોનિકા ખાતેના બલ્ગેરિયન કોન્સલના મકાનની ઝડતી લેતાં પકડાયો હતો, તેનો ફોટોગ્રાફ પ્રગટ થયો, ત્યારે ગ્રીક સરકારની શામિલગિરી પકડાઇ આવી. આ વાતની ચર્ચા ગ્રીક પાર્લમેન્ટમાં પણ ચાલી, અને મિ. સ્કોલોડિસે કબૂલ કર્યું, કે બલ્ગેરિયાએ કોથળાની માગણી તો કરી હતી, પણ તેની ના પાડવામાં આવેલી. સાલોનિકાના ઋષિયન કોન્સલ-જનરલે જવાબ આપેલો, કે ગ્રીક અમલદારોની માગણી ઉપરથી ગ્રીક એજંટોએ કોથળા લીધા હતા, અને પછી તે ગુમ થયા હતા. આ વાતની પાછળથી કશી ચોખવટ થઇ નથી.

મેની ૨૭ તારીખે એક ફ્રેંચ ટુકડીએ મોનેસ્ટિરની દક્ષિણે ૨૩ માઇલ દૂર ફ્લોરિના પાસે એકાએક દેખાવ દીધો, ઑસ્ટ્રિયન કોન્સલ ખાતાના એક અમલદારને તથા કેટલાક તુર્કી જાસુસોને કેદ કર્યાં, અને શહેરનો કબજો લીધો.

મેની ૨૦ મી તારીખે વિગ્રહખાતાની ઓફિસે અધિકારમાં ફેરફાર જાહેર કર્યો. જનરલ મેહોનની ઇજિપ્ત બદલી કરવામાં આવી, જ્યાં તે પાશ્ચાત્ય સરહદનો ઉપરી નિમાયો; અને

સાલોનિકામાં તેની જગ્યા જનરલ જ્યોર્જ ફ્રાન્સિસ મિલ્ન, કે જેણે અગાઉ ૧૮૯૮ માં નાઇલની ચડાઇમાં તથા દક્ષિણ આફ્રિકામાં સેવા બજાવી હતી, તેનાથી પૂરવામાં આવી.

મેના છેલ્લા અઠવાડિયામાં ગ્રીસની રાજકીય અને કંઇ અંશે લશ્કરી સ્થિતિએ વધારે ખરાબીનું વલણ લીધું, જેથી મિત્ર રાજ્યોને એ સરકાર સાથે વધારે સખ્ત થવાની ફરજ પડી. ૨૬ મી તારીખે સુમારે ૨૫,૦૦૦ બલ્ગેરિયનોનું એક લશ્કર, થોડા જર્મન અમલદારો તથા સિપાઇઓ સાથે, પેટ્રિખથી ઉપડીને રૂપેલના કિલ્લા પાસે આવી પહોંચ્યું, અને ચોકીદારોને તાબે થવાનું કહેવરાવ્યું, તથા કિલ્લો ખાલી કરવાને બે કલાકનો અવકાશ આપ્યો. બીજા બાલ્કન વિગ્રહ પછી માસીડોનિયન સરહદને બલ્ગેરિયન હુમલાથી બચાવવાને ગ્રીકોએ જે કિલ્લાઓ બાંધ્યા હતા, તેમાં રૂપેલ એક હતો. તે સ્ટ્રુમાની ખીણ ઉપર અને ડેમિરહિસ્સાર તથા સેરીસના પ્રદેશ ઉપર ઝઝૂમતો હતો. સાલોનિકાથી ઉત્તર-પૂર્વમાં સુમારે ૫૨ માઇલ હોઇને તે સોફિયાના સીધા રસ્તા ઉપર આવેલો હતો, અને તેના સ્થાનકને લીધે ઘણા મહત્ત્વનો હતો. ગ્રીસની સરકારે તેની કિલ્લેબંધી ઉપર પાંચ લાખ પૌંડ ખરચ્યા હતા. ચોકીદારોના ઉપરીએ પ્રથમ તો દુશ્મન ઉપર આગ શરૂ કરી, પણ થોડી વાર પછી સફેત વાવટા નીચે એક જર્મન અમલદારની સાથે મસલહત કીધી, અને થોડી વારમાં કિલ્લો ચડી આવનારાઓને સુપ્રત કર્યો. તેને ગ્રીક સરકાર તરફથી આપી દેવાનો હુકમ મળ્યો હતો. માણસોને એ વાત ગમેલી નહીં, અને કેટલાક ચોકીદારો ખાલી કરી જતાં રોયેલા.

ગ્રીક પ્રજાનો મોટો ભાગ બલ્ગેરિયાને પોતાનો વંશપરંપરાગત દુશ્મન ગણે છે, અને એ લોકોમાં આ વાત જાણતાં હાહાકાર થયો. પ્રથમ તો ગ્રીક સરકારે લોકોને શાંત કરવા સારૂ એવી વાત બહાર મૂકી, કે કિલ્લો બલ્ગેરિયાને નહીં પણ જર્મનીને સુપ્રત કરવામાં આવેલ છે, અને ગ્રીસના સર્વોપરિ હકો સાચવવાનું જર્મનીએ વચન આપેલ છે. પણ આ દલીલથી લોકોને સંતોષ થયેલો નહીં. ખાસ કરીને ગ્રીક માસીડોનિયામાં અતિશય અસંતોષ થયો, કારણકે એ મુલકમાં બાલ્કન વિગ્રહોની અંદર બલ્ગરોએ જે ત્રાસ ફેલાવ્યો હતો, તેની યાદી સૌને તાજી હતી. ઘણા ગભરાટમાં ન્હાસી ગયા. સાલોનિકામાં બલ્ગેરિયનોને સરહદ સોંપવાની સામે પુષ્કળ ઉદ્દ્ઘોષ થયેલો; અને ૧૦,૦૦૦ શહેરીઓ સરઘસના રૂપમાં શેરીઓમાં ફરેલા. ઍથન્સ સરકારની પોલિસના જાપતામાં હતું, એટલે ત્યાં કશી હીલચાલ ન થઇ. પણ વેનિઝેલિસ્ટ પક્ષનાં વર્તમાનપત્રો કાળી કિનારીઓ સાથે બહાર પડ્યાં, અને તેમાં પૂછવામાં આવ્યું, કે "રૂપેલને ખાલી કરાવવો હતો, તો સરકારે લશ્કરને સજ્જ કર્યું છે તે શા માટે"? ગ્રીક સરકારે જવાબ આપેલો, કે સામે થવામાં કંઇ વળે એવું નહોતું, અને આપી દેવાની માગણી કરવામાં તટસ્થતાને બાધ આવે. છતાં જર્મની અને બલ્ગેરિયા તરફ રીતસરનો વાંધો લખી મોકલવામાં આવ્યો. મેની આખર સુધીમાં દુશ્મનો ડેમિરહિસ્સાર પર્યંત આવી પહોંચ્યા, અને કાવાલ્લા પર જવાનો તેમનો ઇરાદો હોય, એવું સ્પષ્ટ થયું.

ફ્રેંચ મુખ્ય પ્રધાન મિ. બ્રાયન્ડે જાહેર કર્યું, કે બલ્ગેરિયાએ ગ્રીક સરહદનું ઉલ્લંઘન કર્યું

## A FRENCH WIRELESS OUTPOST ON THE SOMME.



સોમ નદી ઉપર ફ્રેંચોનું એક “ વાયરલેસ થાણું'.

Lakshmi Art, Byculla, Bombay.

છે, તે માટે ફ્રાન્સ અને ગ્રેટ બ્રિટન ચોંપતાં પગલાં લેશે. જૂનની ૩ જી તારીખે સ્હવારમાં સેરલે જાહેર કર્યું, કે સાલોનિકાની સેના જેટલા પ્રદેશમાં છે, એટલા પ્રદેશને ઘેરાની સ્થિતિમાં સમજવો, અને શહેરની મુખ્ય સરકારી કચેરીઓનો તેણે કબજો લીધો. પોસ્ટ ઑફિસ, તાર ઑફિસ, વાયરલેસ સ્ટેશન, પોલિસ ચોકી, તથા પાણી, ગૅસ, અને વીજળીનાં કારખાનાં તેમજ જગાતની ઑફિસ, એ સૌનો કબજો લેવાયો. સાથે સાથે તેણે માગણી કરી, કે કેટલાક ગ્રીક અમલદારો, કે જેઓ ખુલ્લી રીતે મિત્ર રાજ્યોના વિરોધી છે, તેમને ગ્રીક સરકારે સાલોનિકામાંથી બોલાવી લેવા.

પણ મિત્ર રાજ્યોએ એથી ઘણું વધારે કર્યું. મંગળવાર તા. ૬ ઠ્ઠી જૂનને રોજ તેમણે આખા ગ્રીક કિનારાનો ઘેરો શરૂ કર્યો, કે જેવો તેમણે આગલા નવેમ્બરમાં પણ કર્યો હતો. ઘેરો "શાંતિની રીત"નો હતો. તા. ૯ મીએ ગ્રીક સરકારે પોતાના લશ્કરને અમુક અંશે વિખેરી નાંખવાનો હુકમ બહાર પાડ્યો, અને એવું કારણ બતાવ્યું, કે ગ્રીક લશ્કરની હાજરીથી લડતા પક્ષોની હીલચાલમાં વિક્ષેપ થવો ઘટિત નથી, તેમજ દેશ ઉપરથી ખરચનો બોજો પણ ઓછો કરવાની જરૂર છે, કારણકે બજેટમાં ઉપજ એક કરોડની અને ખરચ બે કરોડનો દેખાતાં હતાં.

જૂનની ૧૨ મી તારીખે ઍથન્સમાં મિત્ર રાજ્યોની વિરુદ્ધ શરમાવા લાયક દેખાવો થયા, અને બ્રિટિશ એલચીખાતાના એક આદમી ઉપર ગુપ્ત પોલિસે હુમલો કર્યો. મિત્ર રાજ્યોના એલચીઓએ ગ્રીક સરકારને જૂનની ૨૧ મી તારીખે પોતાની માગણીઓની એક યાદી આપી. મિ. સ્કૉલોડિસના પ્રધાનમંડળે તરત રાજીનામું આપ્યું, મિ. ઝાઇમિસ મુખ્ય પ્રધાન નિમાયો, અને તેણે રાજા કૉન્સ્ટન્ટાઇનના નામથી મિત્ર રાજ્યોની તમામ માગણીઓનો સ્વીકાર કર્યો.

ફ્રાન્સ, ગ્રેટ બ્રિટન, તથા રુશિયાએ આ યાદીમાં મિ. સ્કૉલોડિસની ગ્રીક સરકાર તથા સમસ્ત ગ્રીસ વચ્ચે ભેદ કરી બતાવવાની સંભાળ લીધી હતી, અને તેથી દેશ ઉપર ઊંડી અસર થયેલી. સરકારી વર્તમાનપત્રો ગ્રીસના અંદરના વ્યવહારમાં આડે આવવા સારૂ મિત્ર રાજ્યો ઉપર બહુ નાખુશ થયેલાં, પણ ઘણાખરા ગ્રીકો પ્રસન્ન થયેલા. એમ કહેવાતું હતું, કે મિ. સ્કૉલોડિસે તો રાજા કૉન્સ્ટન્ટાઇનને સામે થવાની સલાહ આપી હતી, અને રાજાનો તેમ કરવાનો વિચાર પણ થયેલો, છતાં છેલ્લી ઘડીએ પ્રિન્સ નિકોલસ તથા મિ. ઝાઇમિસે તેને સમજાવી લીધો હતો. જો મિત્ર રાજ્યોની માગણીઓ તેણે ન સ્વીકારી હોત, તો ઍથન્સની પાસેજ સિપાઇઓથી ભરેલાં મિત્ર રાજ્યોનાં લડાયક વહાણો હાજર હતાં, અને કેમ વર્તવું એ બાબતમાં તેમને સૂચના મળી ચૂકી હતી.

જૂલાઇમાં ગ્રીસ ધીમે ધીમે વધારે શાંત થઇ ગયું. ફ્રાંકો-બ્રિટિશ કાફલો ગ્રીક રાજધાનીની નજીક ફરતો રહ્યો, કે જેથી પ્રજાનાં અદૃઢ તત્ત્વોને કર્તવ્યનું ભાન રહે. દરમિયાન સરહદ ઉપર તોપોની મારામારી ચાલ્યા કરતી હતી. માત્ર સર્બિયન લશ્કરના એક વિભાગે મોગ્લેના પ્રાંતમાં વોડેનાની ઉત્તરે વીસેક માઇલ ઉપર ઠીક ધસારો કર્યો હતો; અને જૂલાઇની ૨૪ મી તારીખે બલ્ગેરિયનો ઉપર હુમલો કરીને સર્બિયાના અને કોવિલની ઉત્તરમાં આવેલી ટેકરીઓ પડાવી

લીધી હતી. જૂલાઇની ૩૧ મીએ યુવરાજ એલેક્ઝાંડર સાલોનિકા ઉતર્યો, અને તેણે સર્બિયન સેનાનું આધિપત્ય પોતાના હાથમાં લીધું.

ઑગસ્ટની શરૂઆતમાં મિત્ર રાજ્યોનો મોખરો પશ્ચિમમાં પ્રેસ્પા સરોવરથી પૂર્વમાં સ્ટ્રૂમા સુધી પહોંચ્યો હતો, અર્થાત્, સુમારે ૨૦૦ માઇલનો થયેલો. વધારે કુમક હજી આવ્યા કરતી હતી. બ્રિટિશ, ફ્રેંચ તથા સર્બિયન લશ્કરને મદદ કરવા સારૂ રુશિયન અને ઇટાલિયન લશ્કરો પણ સાલોનિકા ઉતર્યા હતાં.

ઑગસ્ટના પહેલા અઠવાડિયામાં ડોઇરન સરોવર પાસે બ્રિટિશ લશ્કર બલ્ગેરિયનોની નજદીક હતું. એક અંધારી અને વરસાદવાળી રાતે તેઓ ડોઇરન શહેરથી થોડે અંતરે આવેલા ડોલ્જેલીના ગામમાં ઘુસ્યા, દુશ્મનને તેમાંથી હાંકી કાઢ્યા, અને ફરી પોતાની લાઇનમાં આવી ગયા. નવમી તારીખે ફ્રેંચોએ ડોઇરન ઉપર તોપોનો મારો ચલાવ્યો, અને પછી પાયદળે આગળ વધીને નં. ૨૨૭ ની ટેકરીનો તથા રેલવે સ્ટેશનનો કબજો લીધો. આ પ્રમાણે સાલોનિકાથી પોરોઇ સુધીની લાઇન હાથમાં આવી.



## લડાઇના તાર.

—:૦:—

સામાન્ય સ્થિતિ.

જર્મનીએ લગભગ આખું રૂમાનિયા જિતી લીધું છે. ગ્રીસનું વલણ હજી સંતોષકારક નથી. છતાં મિત્ર રાજ્યો આગ્રહથી લઢીને દુશ્મનને હંફાવવાનો ઠરાવ કરી બેઠાં છે. આવતા બે ત્રણ માસમાં ભયંકર લડાઇ ચાલશે, અને વિજયની બારી ખુલ્લી થવા લાગશે, એવી આશા રખાય છે.

રૂમાનિયન મોખરો.

લંડન, ૪ થી જાન્યુઆરી.

બ્રેકિન દુશ્મનના હાથમાં જતાં ડોબ્રુજાના બચાવનું કામ ખલાસ થયું છે. બ્રેઇલા પરનો ધસારો એટલા વખત સુધી અટકાવવામાં આવેલ છે, કે અનાજ દુશ્મનના હાથમાં નહીં પડ્યું હોય, એવી ધારણા રખાય છે.

૧૯૧૬ માં પકડાયેલા કેદીઓ.

લંડન, ૫ મી જાન્યુઆરી.

૧૯૧૬ માં મિત્ર રાજ્યોએ ૫૮૨,૪૨૩ કેદીઓ પકડ્યા છે, અને તેમાં ઇજિપ્ત તથા પૂર્વ આફ્રિકામાં પકડાયા હશે તેનો સમાવેશ નથી. ફ્રેંચોએ વર્ડુન આગળ ૭૮,૫૦૦ તથા સોમ

ઉપર ૫૧,૮૪૦ પકડ્યા છે; બ્રિટિશોએ ૪૦,૫૦૦; ઇટાલિયનોએ ૫૨,૨૫૦; રશિયનોએ ૪૦૦,૦૦૦; અને માસીડોનિયન લશ્કરે ૧૧,૧૭૩. એવી ગણતરી થઈ છે કે ૧૯૧૬ માં દુશ્મનને ફ્રાન્સમાં ૧૦ લાખ માણસની હાનિ થયેલી હોવી જોઇએ.

જર્મનીની મુશ્કેલી.

લંડન, ૬ ઠ્ઠી જાન્યુઆરી.

છેલ્લા બે મહિનામાં દુશ્મનોની આર્થિક સ્થિતિમાં વધતા જતા બિગાડાની ઘણી નિશાનીઓ દેખાયેલ છે. રૂમાનિયામાંથી તેલ અને અનાજનો પુષ્કળ સંચય મળવાની જે આશાઓ હતી, તે સફળ થઇ નથી; અને બટાટાનો પાક ઓછો ઉતરવાથી જર્મનીના ઘણા ભાગોની વસ્તી ભૂખે પીડાય છે.

રોમમાં મિત્ર રાજ્યોનું કોન્ફરન્સ.

રોમ, ૮ મી જાન્યુઆરી.

કોન્ફરન્સના પ્રતિનિધિઓના માનમાં સેન્યોર બોસેલીએ ગઇ કાલે એક ખાણું આપ્યું છે. મિત્ર રાજ્યોનો "ટોસ્ટ" લેવરાવતાં તેણે ભવિષ્યવાદ કર્યો છે, કે તેમના નિશ્ચયને પરિણામે સ્પષ્ટ અને પૂરેપૂરી ફતેહ મળશે. મિ. બ્રાયન્ડે પોતાના જવાબમાં આ આગમને સ્વીકારેલ છે.

રશિયન જીત.

લંડન, ૯ મી જાન્યુઆરી.

રિગાની પશ્ચિમ તરફ દુશ્મનના હુમલાને રશિયનોએ પાછો વાળેલ છે, અને ફ્રિન્સ્કથી ઉત્તરે પશ્ચિમની ફ્રિના નદીમાં એક ટાપુ કબજે કરેલ છે. સુમારે ૧૫૦ માઇલના મોખરા ઉપર એ હીલચાલ જણાય છે. રશિયનો મિટોથી માત્ર બારેક માઇલ દૂર છે.

ગ્રીસને મદદ આપવાની દુશ્મનની તૈયારી.

સાલોનિકા, ૧૦ મી જાન્યુઆરી.

મોનેસ્ટિરના પ્રદેશમાં દુશ્મન ઉત્સાહથી હીલચાલ કરે એવી નિશાનીઓ છે. કહે છે કે ડોઇરાનથી એક બલ્ગેરિયન પલટન આવી ચૂકેલ છે, અને વધારે આવતી જાય છે. દુશ્મનનો ઉદ્દેશ રાજા કોન્સ્ટન્ટાઇનને આધાર આપવાનો માલુમ પડે છે.

રૂમાનિયા અને જર્મની.

લંડન, ૧૦ મી જાન્યુઆરી.

જાસ્સીથી એવી ખબર છે, કે જર્મનો તરતજ આખા રૂમાનિયાનો કબજો લેવા ચાહે છે, એ બાબતમાં કોઇને શંકા નથી. હવા ખરાબ હોવા છતાં તેઓ તાજાં લશ્કરો લાવ્યા કરે છે, અને અતિશય વેગથી હુમલા કરે છે.

રુશિયન પ્રધાનમંડળમાં ફેરફાર.

પિત્રુગ્રેડ, ૧૦ મી જાન્યુઆરી.

મુખ્ય પ્રધાન મિ. ટ્રેપૉફ તથા કેળવણીખાતાના પ્રધાન મિ. ઇગ્નેશિએફે રાજીનામાં આપેલ છે. પ્રિન્સ ગૉલિટ્ઝાઇન મુખ્ય પ્રધાન તથા મિ. કલ્ટચિટ્સ્કી કેળવણીનો પ્રધાન નિમાયેલ છે. બંને સેનેટના સભાસદ છે. ફેરફારો શા કારણથી થયા, એ કોઇ સમજી શકતું નથી.

ગિલ્ડહૉલમાં મિ. લૉઇડ જ્યોર્જનું ભાષણ.

લંડન, ૧૧ મી જાન્યુઆરી.

ગિલ્ડહૉલ આજે ચીકાર ભરાયલો હતો. મિ. લૉઇડ જ્યોર્જને મોટું માન આપવામાં આવેલું. ભાષણ કરતાં તેણે કહ્યું છે, કે "કૈઝરે, જે લોકોને પોતે સિપાઇ બનાવી શકતો નથી, તેમને ભ્રમિત કરવા સારૂ લોકોને જણાવ્યું છે, કે મિત્ર રાજ્યોએ સુલેહની સરતોનો અનાદર કર્યો છે. પણ અમે કશી સુલેહની સરતો દીઠી નથી; અમે બધા સુલેહને ચાહીએ છીએ, પણ તે સાચી સુલેહ હોવી જોઇએ. રોમમાં કોન્ફરન્સ મળ્યું તેની અંદર મિત્ર રાજ્યોને પોતાના કાર્યની મહત્તા સંબંધી કશો ભ્રમ નહોતો, તેમ પરિણામ સંબંધી શંકા નહોતી. તમામ સ્થિતિની પરીક્ષા કરવામાં આવેલ છે, અને મુશ્કેલીઓ દૂર કરવાની ગોઠવણો નક્કી થયેલી છે. મિત્ર રાજ્યોને લાગ્યું છે, કે વિજય જોકે મુશ્કેલ છે, તોપણ હાર અશક્ય છે. ઠરાવ એવો છે, કે દુનિયામાંથી પ્રશિયન લડાયક નાતની ધમકી હમેશાંને માટે દૂર કરવી જોઇએ, અને યૂરપનો અવાચ્ય આપખુદ અમલથી બચાવ કરવો જોઇએ. * * * બરાબર આધાર મળશે, તો ૧૯૧૭ માં આપણાં બહાદુર લશ્કરો વિજયનો માર્ગ ખુલ્લો કરશે. જર્મનીને જવાબ આપ્યો તેમાં અને ખાસ કરીને યુનાઇટેડ સ્ટેટ્સને આપેલા જવાબમાં અમે સ્પષ્ટ કર્યું છે, કે જર્મન કિંમતે સુલેહ મળે તે કરતાં તો અમે લડાઇને પસંદ કરીએ છીએ. અમે શાંતિનું મંદિર ફરીને બાંધીએ, તે પહેલાં અમારે જોવું જોઇએ, કે પાયા મજબૂત નંખાયા છે કે નહીં."

ગ્રીસ અને મિત્ર રાજ્યો.

ઍથન્સ, ૧૧ મી જાન્યુઆરી.

ગઇ કાલે સાંઝે ગ્રીસે મિત્ર રાજ્યોની માગણીઓ સ્વીકારી છે, પણ તેમાં કેટલીક સરતો કરવામાં આવેલ છે, જેમાંની એક એ છે, કે ઘેરો ઉઠાવી લેવો જોઇએ.

---

## નિવેદન.

આજના અંકની સાથે સોમ નદી ઉપરના ફ્રેંચોના એક "વાયરલેસ" થાણાનો ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.]  મંગળવાર, ૨૩ મી જાન્યુઆરી, ૧૯૧૭.  [અંક ૮.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વેહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૩ મી જાન્યુઆરી, ૧૯૧૭.

## રુશિયામાં નવજીવન.

વિગ્રહમાં જે અનેક આશ્ચર્યકારક બનાવો બની ગયા છે, તેમાં રુશિયન સેનાઓનું નવજીવન ખાસ વિચારવા લાયક છે. ૧૯૧૬ ના ઉન્હાળામાં જે રીતે રુશિયન સેનાઓએ પરાક્રમ કરી બતાવ્યું, તેથી મિત્રો પ્રસન્ન અને દુશ્મનો ચકિત થયેલા. લંડનના એક પ્રસિદ્ધ વર્તમાનપત્રના પિતૃગ્રેડ ખાતેના ખબરપત્રીએ જાન્યુઆરીમાં લંડનમાં કહેલું, કે બાર મહિના પહેલાં રુશિયા તરફથી કોઇ મહત્ત્વની હીલચાલની આશા રાખી શકાય તેમ નથી. ૧૯૧૫ માં તેને જે મોટી હાનિઓ થઇ હતી, તેને લીધે લગભગ બધે ઠેકાણે એ પ્રમાણે મનાતું હતું.

રુશિયનોએ અર્ઝરૂમ લીધું, તે પછી બે મહિને શહેનશાહી જર્મન ચાન્સેલર બેથમેન-હોલવેગ જર્મન પાર્લમેન્ટમાં બોલ્યો હતો, કે "એ કિલ્લો માત્ર એ પ્રદેશમાં રુશિયનોની વધારે સંખ્યા થવાને લીધે હાલ પડ્યો છે, પણ તુર્કી કુમક આવશે, ત્યારે આર્મીનિયામાં અને ઇરાનમાં સ્થિતિ બદલી જશે."

એપ્રિલની શરૂઆતમાં જર્મન ચાન્સેલરે એ ભાષણ કર્યું, અને થોડા દિવસ પછી રુશિયનોએ ત્રેબિઝોંડ પણ લીધું. જૂનની શરૂઆત સુધી લગભગ બધા મોખરા ઉપર સ્થિતિ પણ જર્મનીને એટલી અનુકૂળ હતી, કે તેને અભિમાન આવે, તેમાં નવાઇ નહીં. કોઇ પણ સ્થળે મિત્ર રાજ્યો ધસારો કરી શકતાં નહોતાં. ફ્રેંચો વર્ડુનમાં માત્ર ટકાવ કરી રહ્યા હતા; અને ઇટાલિયનોને ટ્રેન્ટિનોમાં કેટલાક માઇલ હઠી જવું પડ્યું હતું. ઑસ્ટ્રિયનોએ ઇટલી પર હુમલો કર્યો, એજ બતાવી આપે છે, કે રુશિયાની કશી ધાસ્તી નહોતી. આર્મીનિયામાં તુર્કોએ રુશિયનોને હઠાવ્યા હતા, જોકે ઇરાનમાં તેઓ ઠીક આગળ વધ્યા હતા, અને યૂરપમાં તેમણે કશું મહત્ત્વનું પરાક્રમ બતાવ્યું નહોતું.

યુરોપીઅન મોખરા ઉપર શિયાળાની લડાઇઓથી રુશિયાએ કશો ખાસ લાભ મેળવ્યો નહોતો. ઝમીન હીલચાલને માટે લાયક થઇ, તે પછી એટલે મેની શરૂઆતમાં વિલ્નાની પૂર્વે નારોચ સરોવરના પ્રદેશમાં જર્મનોએ રુશિયનોને આગળ વધતા અટકાવ્યા, અને પોતે ૫,૦૦૦ કેદીઓ પકડેલ છે એમ જાહેર કર્યું. આ અરસામાં પિતૃગ્રેડમાં એવી વકી રખાતી હતી, કે દુશ્મનો ઉત્તરનાં રુશિયન મથકો ઉપર જોરથી હુમલો કરશે. પણ હિંડનબર્ગને વર્ડુન તરફ

પલટનો મોકલવાની ફરજ પડી, અને કશી જોરાવર ચડાઇ થઇ શકી નહીં. થોડા વખતમાં જે અજબ ફેરફાર પ્રગટ થવાનો હતો, તેનું ત્યાર સુધી એક પણ ચિહ્‌ન નહોતું.

પણ રૂશિયાનું હૃદય અને રૂશિયાનો પ્રાણુ વિગ્રહમાં ઉતરેલ છે. રૂશિયામાં હાલ જે સંપ અને એકતા છે, તે નેપોલિયન મૉસ્કો ઉપર ચડી આવ્યો હતો તે વખતના કરતાં પણ વધારે છે. આખા દેશમાં લડાઈ સિવાય બીજી કંઇ વાત ચાલતી નથી. દરેક શહેર અને ગામડામાં મોખરા ઉપરથી જખમીઓ પાછા આવ્યા હોય છે; અને સૌને ખબર છે, કે પવિત્ર રૂશિયાની થોડી ધરતી ચડી આવનારાઓના ક્રૂર પંજામાં છે. જર્મનોએ રૂશિયન કેદીઓની કરેલી દુર્દશાની ત્રાસદાયક વાતો પ્રસર્યા કરે છે. એટલે રૂશિયા એક છેડાથી બીજા છેડા સુધી જાગ્રત્ છે; અને લાખો રૂશિયનો દુશ્મનને હરાવવાના આગ્રહથી લશ્કરમાં જોડાયા છે.

માણસ સંખ્યાના કરતાં મોટો છે. પ્રજાકીય લાગણીના પ્રવાહ અને બળને લીધે રૂશિયન સેનાઓ એટલી ઝડપથી ફરી સજ્જ થઇ શકી, અને હુમલામાં તેમણે એટલું વીરત્વ બતાવ્યું. ફતેહનાં બીજાં પણ કારણો હતાં. આગલા વરસમાં રૂશિયનોને હઠી જવું પડયું હતું, તે જર્મન સેનાપતિઓ કંઇ વધારે કુશળ હતા, કે રૂશિયનો હિંમતમાં ઓછા હતા, તેથી નહીં. હઠી જવું માત્ર એટલા માટે પડેલું, કે તોપો, રાઇફલો, અને દારૂગોળાની ખામી હતી. જ્યારે રૂશિયન લોકો સમજ્યા કે આ સ્થિતિ છે, ત્યારે તેઓ આવેશથી દારૂગોળો બનાવવા લાગ્યા.

રૂશિયામાં હજી ઉદ્યોગોની બહુ ખીલવણી પહોંચી નથી, છતાં જે કંઇ મિલો, કારખાનાં, વગેરે હતાં, તે તમામનો ઉપયોગ કરવામાં આવ્યો. ઉપરાંત તેણે જાપાનને મદદ આપવા નિમંત્રણ કર્યું. જાપાને લાખો રાઇફલો, ઘણી તોપો, દારૂગોળો, તથા કાપડ, બૂટ, વગેરે મોકલી આપ્યાં. બીજાં મિત્ર રાજ્યોએ પણ મદદ કરી. બેલ્જિયમે કવચોવાળી મોટર ગાડીઓનો એક કાફલો આપ્યો.

પ્રખ્યાત જનરલ બ્રુસિલૉફે જ્યારે ઑસ્ટ્રો-જર્મનો ઉપર હુમલો શરૂ કર્યો, ત્યારે રૂશિયાનું સામર્થ્ય ઇતિહાસમાં અગાઉ કદાપિ થયેલું તે કરતાં વધારે હતું. રૂશિયાએ ઘણા પાઠ શીખ્યા હતા, અને તેને હૃદયમાં ઉતાર્યા હતા. સેનાપતિઓ પણ તેને સારે નસીબે ઉત્તમ મળ્યા હતા; અને ખાસ કરીને એલેક્સિએફ્ તથા બ્રુસિલૉફે સર્વોપરિ સિપાઇ તરીકે પ્રતિષ્ઠા સ્થાપિત કરી હતી.

જૂન શરૂ થયો, એટલે યૂરપની અંદરની રૂશિયાની સેનાઓ ત્રણ સમૂહમાં વહેંચાઇ ગઇ, અને ઉત્તરથી દક્ષિણ સુધી સુમારે આઠસો માઇલના મોખરા ઉપર ગોઠવાઇ. ઉત્તરની પહેલા સમૂહની સેનાઓ રિગા-ડ્વિન્સ્ક લાઇન પર પડેલી હતી, અને રૂસો-જાપાનીઝ વિગ્રહથી જાણીતા થયેલા જનરલ કુરોપેટકિનની સરદારી નીચે હતી. મધ્યની સેનાઓ જનરલ એવર્ટના ઉપરીપણા નીચે હતી, અને ડ્વિન્સ્કથી પ્રિપેટનાં કચ્છો સુધીની લાઇન જાળવતી હતી. દક્ષિણની સેનાઓ કચ્છોથી રૂમાનિયન સરહદ સુધી વિસ્તરેલી હતી, અને જનરલ બ્રુસિલૉફ્ તેનો નાયક હતો. એ સેનાપતિ અસાધારણ શક્તિનો આદમી હતો, અને આગલા વરસમાં જનરલ

ઈવેનોફ્‌ની સરદારી નીચે ગેલીશિયામાંથી હઠી જતાં પણ તેણે દુશ્મનને હાર ખવરાવી હતી. નૈઋત્ય સમૂહોનો જનરલ એલેકિસએફ્ સેનાધિપતિ હતો, અને તેના ઉપર ત્સાર પોતે હતો. આગલા ઑક્ટોબરમાં આખા યુરોપીઅન મોખરા ઉપર ઋષિયાનું બળ બહુ તો દસ લાખ માણસોનું હતું; પણ ૧૯૧૬ના જૂન સુધીમાં તે લગભગ ત્રણગણું થયું હતું, અને તેની પાછળ પુષ્કળ સંચય હતો.

પ્રિપેટથી પ્રૂથ સુધીનો પ્રદેશ, કે જે ઉપર બ્રસિલૉફ્ હુમલો કરવાનો હતો, તેમાં લડાઇના મોખરાની લંબાઇ સુમારે ૨૭૦ માઇલ હતી. એ પ્રદેશમાં છેક કાર્પેથિયન સુધી કોઇ મોટા ટેકરીટેકરા નહોતા, પણ નદીનાળાં તથા કચ્છો ઘણાં હતાં, તેમ જંગલ પણ પુષ્કળ હતું. બ્રસિલૉફ્ પાસેનું લશ્કર લગભગ દસ લાખનું હતું, છતાં સિપાઇઓ કાચા અને બિનઅનુભવી હતા. અને તોપણ તમામ સ્વાર્પણના ઉદાત્ત ભાવથી પ્રેરાયેલા હતા. દુશ્મનની સંખ્યા પણ લગભગ એવડીજ હતી, કારણકે વર્દુન તથા ટ્રેન્ટિનોમાં હુમલા શરૂ થયાથી પુષ્કળ જર્મનો તથા ઑસ્ટ્રિયનોને ત્યાં મોકલવા પડ્યા હતા.

જનરલ ઈવેનોફ્ ખેડુત કુટુંબમાં જન્મેલો છે, પણ એલેકસી બ્રસિલૉફ્ અમીરી ખાનદાનનો છે. પાતળો, મધ્યમ ઊંચાઇનો, અને અમીરી ચહેરાનો આદમી હોઇને બ્રસિલૉફ્ ૬૩ વરસનો થયો છે, પણ જુવાનીનો ઉત્સાહ તેણે ખોયેલ નથી. તેણે પોતે કહેલું તે પ્રમાણે તે અપ્રવૃત્તિને ધિક્કારે છે, અને ધસી પડતો ઉત્સાહ તેની ખાસિયત છે.

ઑસ્ટ્રો-જર્મન બાજુ ઉપર જોઇએ, તો ૧૯૧૫ની ભયંકર ચડાઇનો નાયક માર્શલ મેકેનસન આ રંગભૂમિમાંથી અદૃશ્ય થયો હતો, અને તેની નીચેના અમલદારોમાં કોઇ ખાસ પ્રતિભાવાળા નહોતા. એકંદરે ઋષિયન સેનાપતિઓ જર્મનોના જેટલાજ બાહોશ અને કદાચ ચડિયાતા હતા.

નવા હુમલાને માટે મોટા પાયા ઉપર અને સંભાળથી તૈયારીઓ કરવામાં આવી હતી. સ્ટાફ્‌ની વ્યવસ્થામાં ઘણો સુધારો થયો હતો; નિર્બળ તત્ત્વો દૂર થયાં હતાં; બેહતર માણસો બેહતર પદ્ધતિઓથી દેખરેખ રાખતા હતા, અને વિગતોને સંભાળતા હતા. મહિનાઓથી દારૂ-ગોળાનો સંચય થયા કરતો હતો; તોપો કે ગોળાઓની કશી તંગી નહોતી, અને દરેક સિપાઇની પાસે એક રાઇફલ હતી. ૧૯૧૫માં જ્યારે લડતા સિપાઇઓની અર્ધ સંખ્યા પાસે રાઇફલ નહોતી, ત્યારે બધી સ્થિતિ જૂદી હતી. વાહનો અને ત્વરિત વ્યવહારનો પૂર્ણ બંદોબસ્ત કરવામાં આવ્યો હતો; અને હુમલાની દરેક વિગતનો અભ્યાસ થયો હતો.

જર્મનોની ફતેહનું એક કારણ એ છે, કે તેઓ એક સ્થળેથી બીજે સ્થળે ત્વરાથી લશ્કર મોકલી શકે છે. ઋષિયનોએ તેટલા માટે એવો ઠરાવ કર્યો, કે હુમલો એટલા લાંબા મોખરા ઉપર ચલાવવો, કે દુશ્મનો એ જૂની યુક્તિ ન વાપરી શકે. એટલે બ્રસિલૉફે ૨૭૦ માઇલની આખી લાઇન ઉપર સર્વત્ર હુમલો શરૂ કર્યો.

રવિવાર તા. ૪થી જૂનને રોજ એક ઑફિશ્યલ ઑસ્ટ્રિયન તાર ઉપરથી દુનિયાને બ્રસિલૉફ્‌ના હુમલાની પહેલ વહેલી ખબર પડી, જોકે એ ખબર કેટલા મહત્ત્વની છે, તેની તે વખતે કોઇને કલ્પના

આવેલી નહીં. ખબર એવી હતી, કે તે સ્હવારે ઑસ્ટ્રિયાના ઉત્તર-પૂર્વના આખા મોખરા ઉપર રુશિયનો તોપોનો મારો ચલાવે છે, અને નિએસ્ટર ઉપર, નીચલી સ્ટ્રીપા ઉપર, તાર્નોપોલથી પશ્ચિમોત્તરના પ્રદેશમાં, અને વોલ્હીનિયામાં, કે જ્યાં આર્ચડ્યૂક જોસફ ફર્ડિનંડનું લશ્કર ઓલિકા પાસે સત્તર માઇલના મોખરા પર પડેલું છે, ત્યાં જોરથી આગ વરસાવે છે. બીજે દિવસે રુશિયન છાવણીમાંથી એવા સમાચાર બહાર પડેલા, કે "પ્રિપેટ નદીના મોખરાથી રૂમાનિયન સરહદ સુધી ગઇ કાલથી લડાઇ શરૂ થઇ છે, ઘણી જગ્યાએ રુશિયનોએ સારી જીતો મેળવી છે, તથા તોપો અને મશીનગનો ઉપરાંત ૧૩,૦૦૦ કેદીઓ પકડ્યા છે. આપણી તોપો દુશ્મનના બચાવોને તોડી નાંખે છે, અને તોપોનું કામ પૂરું થતાં પાયદળ ધસીને સ્થાનકોનો કબજો લે છે."

જૂનની ચોથી તારીખનાજ એક મોડા તારમાં ઑસ્ટ્રિયનોએ એવો દાવો કરેલો, કે બ્રુસિલૉફના હુમલાની તેમણે વકી રાખીજ હતી, પણ વસ્તુતાએ એવા પ્રબળ હુમલાનો તેમણે સંભવ માન્યો નહીં હોય, નહીં તો તેઓ તેજ વખતે ઇટલીની સાથેની ચડાઇમાં રોકાયા ન હોત.

પશ્ચિમમાં લગભગ સર્વત્ર એવું મનાતું હતું, કે રુશિયા ટ્રેન્ટિનોમાં ઇટાલિયનો ઉપરનું દબાણ ઓછું કરવા સારૂ પરાક્રમ કરે છે; પણ યત્ન ઘણો વધારે છે, એમ થોડી વારમાં દેખાઇ આવ્યું. જ્યારે જૂનની ૭મી તારીખે પિતૃગ્રેડથી જાહેર થયું, કે આગલા દિવસના બપોર સુધીમાં રુશિયનોએ ૪૦,૦૦૦ કરતાં વધારે કેદીઓ, લગભગ ૮૦ તોપો, અને ૧૩૦ કરતાં વધારે મશીનગનો પકડેલ છે, ત્યારે સર્વત્ર જણાયું, કે બ્રુસિલૉફ ઘણા મોટા પ્રમાણમાં હીલચાલ કરે છે, અને તેનાં મોટાં પરિણામ આવવાનો સંભવ છે.

જૂનની ૪થી તારીખે પ્રભાતમાં રુશિયન તોપોની ઊંડી ગર્જના એ દક્ષિણ મોખરા ઉપર સર્વત્ર સંભળાયેલી. સૌથી વધારે મારો વોલ્હીનિયાના ઓલિકા-ડબ્નો પ્રદેશ ઉપર ચાલેલો. ઑસ્ટ્રિયન લાઇનના જૂદા જૂદા ભાગો ઉપર આસપાસની સ્થિતિ પ્રમાણે તોપો બારથી ત્રીશ કલાક સુધી જારી રહેલી. કેટલેક ઠેકાણે દુશ્મનની ખાઇઓ બિલકુલ સપાટ થઇ ગયેલી, પણ સાધારણ રીતે આડચની જાળીઓમાં મોટાં બાકોરાં પડતાં, અને રુશિયન પાયદળને માટે તથા કોઇ વાર સવારોને માટે માર્ગ ખુલ્લો થતો.

વાળાની દિવાલોમાં મોટી ફાટો દેખાતી, કે તરત દુશ્મનની રાઇફલો કે મશીનગનોની પરવા કર્યા વગર રુશિયન પાયદળના સિપાઇઓ ધસી જતા, અને સંગીનો વડે દુશ્મનોને ટૂંકા કરવા. રુશિયન તોપોના મારાને લીધે તેઓ પોતાની બીજી લાઇનનો આશ્રય લઇ શકતા નહીં, એટલે મરણ અથવા શરણ સિવાય તેમને માટે ત્રીજો માર્ગ રહેતો નહોતો.

રુશિયનોના આ કૃત્યને લીધે દુશ્મને સંભાળથી તૈયાર કરેલી સંખ્યાબંધ ખાઇઓ કેદખાનાં જેવી થઇ પડેલી. પણ શરૂઆતમાં ઑસ્ટ્રિયનો વિકરાળ હિંમતથી અને અતિશય દૃઢતાથી લડેલા, અને હંગેરિયનોએ ખાસ બહાદુરી બતાવેલી. ચોથી જૂનના બીજા ઑસ્ટ્રિયન તારમાં ઓલિકાની આસપાસ હઠીલી લડાઇ ચાલવાની વાત હતી, છતાં તે દિવસે પણ રુશિયન પાયદળ

અને સવારો એ શહેરથી આગળ વધી ચૂકયા હતા, અને પશ્ચિમ તરફની કુચમાં કેટલાક માઇલ આગળ પહોંચ્યા હતા. અહીં દુશ્મનની પહેલી લાઇનનો ચૂરો થયેલો, એટલુંજ નહીં, પણ બધી લાઈનોનો નાશ થયેલો; તેનો મોખરો પૂરેપૂરો તૂટી ગયેલો.

એવું બનેલું, કે ચોથી જૂન એ ઑસ્ટ્રિયન સેનાપતિ આર્ચડૂક ફ્રેડરિકનો જન્મદિવસ હતો, અને તેની છાવણીમાં તથા બીજે ઠેકાણે ઉત્સવ ચાલી રહ્યો હતો. લટ્સકમાં ઉપરીઓ ખાણું લેતા હતા, ત્યાં ઓલિકાના વૃત્તાંતની વાત તેમણે સાંભળી; અને તેમને ભાન થયું, તે પહેલાં તો તેમનો કિલ્લો જોખમમાં આવી પડયો.

જૂનની ૫ મી અને છઠ્ઠી તારીખે બ્રસિલૉફનો હુમલો અજબ રીતે સફળ થવા લાગ્યો. આગલે દિવસે ઑસ્ટ્રિયનોને ઓકના આગળ પોતાની પહેલી લાઇનની ખાઇઓથી ત્રણ માઇલ હઠી જવાની ફરજ પડી હતી, અને એ પ્રમાણે ળુક્રાવિનામાં લેચિટ્સ્કીની ફતેહો માટે માર્ગ ખુલ્લો થયો હતો. પણ તે દિવસે અને તે પછીને દિવસે કેલેડિનની સરદારી નીચેના રૂશિયનોએ ઓલિકાથી લટ્સ્ક તરફના ધસારામાં એથી પણ વધારે પ્રગતિ કરી હતી. એ પ્રદેશમાં થોડા માઇલ નીચે તેઓ મિલનૉફની દિશામાંથી પણ એજ લક્ષ્ય તરફ આગળ વધતા હતા. ઝડપથી કુચ કરીને કેલેડિને જૂનની ૬ઠ્ઠી તારીખે સાંઝે એ કિલ્લો જિતી લીધો.

લટ્સકનો કિલ્લો આ પ્રમાણે ફરી એક વાર રૂશિયનોના હાથમાં આવ્યો. તેના બચાવો મજબૂત હતા, અને તે કબજે કરતાં કેલેડિનને ઘણી તસ્દી પડી હોત. પણ રૂશિયન ધસારાથી દુશ્મનને એટલી ધાસ્તી લાગી ગઇ હતી, કે તે લેવામાં ઝાઝી મુશ્કેલી નડેલી નહીં. દુશ્મનને એટલો ગભરાટ થયેલો, કે તેઓ કેટલીક ચારઇંચિયા તોપો પડતી મૂકીને નાઠેલા. કેટલેક ઠેકાણે તાજી ખોલેલી નવા ગોળાની પેટીઓ તોપો પાસે પડી રહી હતી. લટ્સકમાં રૂશિયનોને પુષ્કળ લડાઇનો સામાન હાથ આવેલો. ઉપરાંત સેંકડો જખમીઓ પણ પકડાયેલા, કારણકે ઇસ્પિતાલો સાફ કરવાનો ઑસ્ટ્રિયનોને વખત મળેલો નહીં.

હુમલો શરૂ કર્યા પછી સાઠેક કલાકની અંદર આ બધી ફતેહોની ખબર ત્સારને અને એલેકિસએફને આપવામાં આવી. શહેનશાહી છાવણીમાં એ માટે આતુરતાથી રાહ જોવાતી હતી. તેજ સાંઝે અસૂરેથી નામદાર ત્સારે બ્રસિલૉફને તાર કરીને સેનાના પરાક્રમ માટે પોતાનો સંતોષ જાહેર કરેલો, અને ઉપકાર પ્રગટ કરેલો. રૂશિયન સિપાઇઓનાં અંતઃકરણ "ન્હાના બાપુ"ના સંદેશાથી પ્રફુલ્લિત થયેલાં.

(આ મહત્ત્વનો ઇતિહાસ હવે પછીના અંકમાં જારી રહેશે.)

## લડાઇના તાર.

—૧૦૧—

<u>પ્રેસિડન્ટ વિલ્સનને મિત્ર રાજ્યોનો જવાબ.</u>

લંડન, ૧૧ મી જાન્યુઆરી.

મિત્ર રાજ્યોએ પ્રેસિડન્ટ વિલ્સનની યાદીને આપેલા જવાબમાં, પ્રથમ જે ભાવથી તે

લખાયેલ છે, તેનો સત્કાર કરવામાં આવ્યો છે. સાર્વત્રિક શાંતિ અને ન્યાયની સ્થાપના કરવા સારૂ પ્રજાઓની એકસંપી કરવાની દરખાસ્તને ટેકો અપાયો છે, પણ એમ બતાવવામાં આવ્યું છે, કે હાલ સુલેહ થઇ શકે તેમ નથી. કારણકે મધ્યની શહેનશાહતોએ જે અપરાધો કરેલ છે, તે માટે બદલો અપાવવાનો, મુલકો પાછા સુપ્રત કરાવવાનો તથા ભવિષ્યને માટે જામીનગિરીનો બંદોબસ્ત હાલ બની શકે તેમ નથી. તટસ્થોને જે કષ્ટો સહન કરવાં પડે છે તે માટે મિત્ર રાજ્યો દિલગીર છે, પણ વિગ્રહ શરૂ કરવાની જવાબદારી તેમના ઉપર નથી. * * * વિગ્રહ ઝાહેર કરીને, તરત બેલ્જિયમ તથા લક્ષેમ્બર્ગની સીમાનું ઉલ્લંઘન કરીને, તથા લડાઇની પદ્ધતિઓથી જર્મનીએ સિદ્ધ કરી આપેલ છે, કે તેને મનુષ્યતાના કોઇ પણ સિદ્ધાંતની કે ન્હાનાં રાજ્યોને ઉચિત માનની કશી પરવા નથી. જવાબમાં દુશ્મનોના અપરાધોની ટીપ આપવામાં આવેલ છે:—બેલ્જિયમ અને સર્બિયા ઉપરની ચડાઇઓમાં વર્તાવેલો ત્રાસ, તેમના પર હાલ કરવામાં આવતો જુલ્મ, લાખો નિર્દોષ આર્મીનિયનોની કત્લ, સીરિયામાં બતાવેલું જંગલીપણું, ખુલ્લાં શહેરો ઉપર ઝેપ્પેલિનોના હુમલા, તટસ્થોનાં અને બીજાં વહાણોનો સબમરીનથી સંહાર, લડાઇના કેદીઓ તરફ ક્રૂર વર્તણુક, એડિથ કાવેલ અને કપ્તાન ફ્રાયટનાં ન્યાયને નામે ખૂન, બિનલડાયક વસ્તીનો દેશવટો, વગેરે.

વિગ્રહના ઉદ્દેશો સ્પષ્ટ કરવાની ડા. વિલ્સનની વિનંતી પણ મિત્ર રાજ્યો સ્વીકારે છે, જોકે એટલું સ્પષ્ટ કરે છે, કે મસલહતનો વખત આવશે, ત્યારેજ નુકસાનના બદલા વગેરેની વિગતોમાં ઉતરી શકાશે. પણ એ જાણીતી વાત છે, કે બેલ્જિયમ, સર્બિયા, અને મોન્ટીનીગ્રો પાછાં આપવાં જોઇએ; ફ્રાન્સ, રશિયા તથા રૂમાનિયાના કબજે કરેલા ભાગો ખાલી થવા જોઇએ; અને યૂરપની નવી વ્યવસ્થા કરવી જોઇએ. * * * * *

ગ્રીસનાં બહાનાં.

ઍથન્સ, ૧૨ મી જાન્યુઆરી.

મિત્ર રાજ્યોના કહેણના જવાબમાં ગ્રીસ કેટલીક વાતો ખાઇ જાય છે. ૧લી ડીસેમ્બરના બનાવોના સંબંધમાં મિત્ર રાજ્યોના એલચીઓની માફી માગવાની અને મિત્રરાજ્યોના વાવટાઓને સલામી આપવાની માગણીનો કશો જવાબ નથી; તેમજ તે દિવસના હુકમો માટે જવાબદાર અમલદારને બરતર્ફ કરવાની માગણીની પણ અવગણના થયેલ છે. કેદ કરેલા આદમીઓને છૂટા કરવાની બાબતમાં પણ હજી અમલ થયો નથી. માગણીઓનો પૂરેપૂરો સ્વીકાર થશે, ત્યાં સુધી ઘેરો ચાલુ રહેશે.

રાફાનો કબજો.

કેરો, ૧૩ મી જાન્યુઆરી.

બ્રિટિશોએ બાર કલાકમાં રાફાના મજબૂત મથકનો કબજો લીધો છે. સિનાઇના દ્વીપકલ્પમાંથી તુર્કો દૂર થયા છે.

ઋષિયામાં ફતેહની ખાતરી.

પિતૃગ્રેડ, ૧૫ મી જાન્યુઆરી.

બેસતા વરસને પ્રસંગે તમામ ઋષિયન વર્તમાનપત્રોએ વિગ્રહ સંબંધી સ્થિતિનું અવલોકન કર્યું છે, અને મિત્ર રાજ્યોને મુબારકબાદી આપી છે. તમામ ૧૯૧૭માં વિજય મળશે એવો વિશ્વાસ પ્રગટ કરે છે. "નોવો ગ્રેમ્યા" લખે છે, કે "જર્મનીની બાબતમાં કાગળની જામીનગિરી વ્યર્થ છે. તેના ક્રૂર પંજા કાપવા જોઇએ."

અમેરિકા તરફ બેલ્જિયમની યાદી.

લંડન, ૧૫ મી જાન્યુઆરી.

પ્રેસિડન્ટ વિલ્સનને બેલ્જિયમે આપેલા જવાબમાં જણાવ્યું છે, કે પ્રેસિડન્ટ વિલ્સન એમ માનતો દેખાય છે, કે લડતા પક્ષોના ઉદ્દેશો સરખા છે. પણ બેલ્જિયમનો દાખલો એથી વિરુદ્ધ વાત સાબિત કરે છે. બેલ્જિયમે કદાપિ મુલક જીતવાની ઇચ્છા બતાવી નથી. જે જંગલીપણાથી જર્મની બેલ્જિયનો તરફ વર્તે છે, તે ઉપરથી, જે નિર્બળ પ્રજાઓને કચરવાનું તેણે બંધ કર્યું નથી, તેના હકો માટે તે ભવિષ્યમાં જામીનગિરી આપે, એમ દેખાતું નથી. વિગ્રહ પૂરો થયા પછી ન્હાની પ્રજાઓને બળાત્કારથી બચાવવાને પગલાં લેવાની અંદર યુનાઇટેડ સ્ટેટ્સ શામિલ થશે, એ ખાતરીથી બેલ્જિયમ પ્રસન્ન છે, અને એ ઉપર આધાર રાખે છે. જો કોઇ પણ દેશ પોતાની હયાતીને માટે લડવામાં વાજબી ગણાતો હોય, તો તે દેશ બેલ્જિયમ છે, કારણકે કાંતો લડાઇ અથવા અપકીર્તિ પસંદ કરવાની તેને ફરજ પડી હતી.

તટસ્થો બુખારેસ્ટ છોડે છે.

આમ્સર્ડામ, ૧૫ મી જાન્યુઆરી.

બર્લિનથી એક ઓફિશ્યલ તાર છે, કે તટસ્થ રાજ્યોના પ્રતિનિધિઓ તા. ૧૩ મીએ બુખારેસ્ટ છોડી ગયા છે. તેમને કશું કર્તવ્ય હવે ન રહેવાથી એ પ્રમાણે કરવાની જર્મન અધિકારીઓએ તેમને વિનંતી કરી હતી.

મેસોપોટેમિયામાં હીલચાલ.

લંડન, ૧૫ મી જાન્યુઆરી.

કૂત-અલ-અમારાથી પૂર્વમાં અને પશ્ચિમમાં આપણે આગળ વધ્યા છીએ; અને કૂત-અલ-અમારાથી ઉત્તર-પૂર્વના થોડા પ્રદેશ સિવાય શાત-અલ-હાઇની પૂર્વનો આખો જમણો કિનારો સાફ કરવામાં આવેલ છે.

દક્ષિણ આફ્રિકા અને વિગ્રહસમિતિ.

લંડન, ૧૫ મી જાન્યુઆરી.

ઓફિશ્યલી ઝાહેર કરવામાં આવે છે, કે વ્યવસાયને લીધે જનરલ બોથા દક્ષિણ આફ્રિકા છોડી શકે તેમ નથી, તેટલા માટે શહેનશાહી સરકારે યૂનિયન સરકારની વિનંતી સ્વીકારી છે, કે પૂર્વ આફ્રિકાના સેનાપતિના કામમાંથી જનરલ સ્મટ્સને છુટો કરવો, કે જેથી તે વિગ્રહ-સમિતિમાં દક્ષિણ આફ્રિકા તરફથી બેસી શકે.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૩૦ મી જાન્યુઆરી, ૧૯૧૭. [અંક ૯.

। यत्तो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વેહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૩૦ મી જાન્યુઆરી, ૧૯૧૭.

## રૂશિયામાં નવજીવન.

(ગયા અંકથી ચાલુ.)

કાલેડિન અઠીક દિવસમાં પોતાના સ્થાનથી પચીસેક માઇલ આગળ ચાલ્યો હતો, અને બધે રસ્તે લડતો આવ્યો હતો. જૂનની સાતમી અને આઠમી તારીખે તેનું લશ્કર સ્ટિર તથા તેને મળનારી ઇકવા નદી ઘણે ઠેકાણે ઉતરતું હતું, અને હારેલા ઑસ્ટ્રિયનોની પાછળ પડતું હતું. દરમિયાન લિન્સિગન અથવા હિંડનબર્ગે પ્રિપેટની ઉપરના મોખરા ઉપરથી કેટલીક જર્મન પલટનો ઝડપથી મોકલી આપી, અને તે ઑસ્ટ્રિયનોના અટકાવને મજબૂત કરવા લાગી.

રૂશિયન સિપાઇઓમાં જેઓ ન્હાનામાં ન્હાના હતા, તે માત્ર બેત્રણ મહિનાની કેળવણી પામ્યા હતા, છતાં તેમણે સારૂં પરાક્રમ કરી બતાવ્યું. તેમણે રોજિશ્કેના પૂલકિલ્લા ઉપરથી ઑસ્ટ્રો જર્મનોને હાંકી કાઢ્યા, શહેર કબજે કર્યું, અને સુમારે ૨,૦૦૦ કેદીઓ પકડ્યા, જેમાંના ઘણાખરા જર્મન હતા.

વોલ્હીનિયન ત્રિકોણની સૌથી દક્ષિણે આવેલો ડબ્નોનો કિલ્લો રોજિશ્કેના કરતાં વધારે અને લગભગ લટ્સ્કના જેટલા મહત્ત્વનો હતો. ત્યાં પણ રૂશિયનોને ઇકવા ઉતરતાં અટકાવવાને ઑસ્ટ્રો જર્મનોએ પુષ્કળ પ્રયત્ન કરેલો, પણ કશું વળેલું નહીં. એ પ્રદેશ ઓકનાં જંગલોનો હતો, અને તેનો મજબૂત બચાવ થઇ શકે તેવું હતું. છતાં જે દિવસે રોજિશ્કેનો કિલ્લો પડ્યો, તેજ દિવસે ડબ્નો પણ પડ્યો. રોવનો નામનો એ પ્રદેશનો ત્રીજો કિલ્લો તો રૂશિયનોએ છોડેલોજ નહોતો. પછી ડબ્નોની પશ્ચિમે તેમણે કૂચ જારી રાખી, અને ડેમિડોવકાનો કબજો લીધો. દક્ષિણમાં જૂનની તેરમીએ તેઓ ડબ્નોથી સુમારે વીસ માઇલ દૂર કોઝિન સુધી પહોંચ્યા, અને સોળમી તારીખે રેડઝિવિલોવમાં પેઠા.

જૂનની બારમીએ કાલેડિને ટોર્શિન લીધું, કે જે લટ્સ્કથી વ્લાડિમિર વોલિન્સ્કના રાજમાર્ગ ઉપર આવેલું છે. પછીને દિવસે તે ઝેટર્ટ્સી આગળ લડવા લાગ્યો. તે પશ્ચિમમાં સુમારે ૪૫ માઇલ આગળ વધ્યો હતો, અને ઑસ્ટ્રિયનોને સ્ટિરથી સ્ટોખોડ સુધી હઠી જવું પડ્યું હતું.

જૂનની સોળમીએ જર્મનોએ સામો હુમલો શરૂ કર્યો. કાલેડિન કોવેલ તથા વ્લાડિમિર વોલિન્સ્કથી માત્ર વીસેક માઇલ દૂર હતો; અને સેખેરૉફ લેંબર્ગથી સાઠેક માઇલ રહેલો.

બાર દિવસમાં કાલેડિને સુમારે ૭૨,૦૦૦ કેદીઓ પકડ્યા હતા; તથા ૮૩ તોપો, ૨૩૬ મશીનગનો, અને પુષ્કળ સામાન હાથ કર્યો હતો. ૭ દિવસમાં વર્ડુનથી નવું લશ્કર કોવેલ આણવામાં આવેલું. ઑસ્ટ્રિયનોને પણ ટ્રેંટિનોમાંથી તથા સર્બિયા અને આલ્બેનિયામાંથી લશ્કર બોલાવી લેવાની ફરજ પડેલી. રેલવેની સગવડ દુશ્મનની પાસે સારી હતી, એટલે રૂશિયનોને અટકાવવાને પ્રબળ યત્ન થઇ શક્યો.

પછીના સપ્તાહમાં લટ્સ્કના તમામ પ્રદેશમાં સખ્ત લડાઇ ચાલી, થોડા દિવસ નરમ રહી, અને માસની આખરમાં ફરી વધારે જોસથી ચાલવા લાગી. પરિણામે કાલેડિનને કોવેલ તથા વ્લાડિમિર વોલિન્સ્કની પાસેથી જરા હઠી જવું પડ્યું.

જૂલાઇની પહેલી તારીખે ફ્રાન્સમાં સોમ ઉપર ફ્રાંકો-બ્રિટિશ હુમલો શરૂ થયો, એટલે જર્મની લશ્કરને ગમે ત્યાં મોકલી શકે એવી સ્થિતિ રહી નહીં. ઉપરાંત, લટ્સ્ક ઉપરના દબાણને ઓછું કરવાને જનરલ એલેક્સિએફે જનરલ એવર્ટને એવી સૂચના કરી, કે બેરેનોવિચીની ઉત્તરે જૂલાઇની ત્રીજી તારીખે જોરથી હુમલો કરવો. એ ઉપરથી સ્કિરિન આગળ એવર્ટે જર્મન બચાવની બે લાઇનો તોડી નાંખી, અને ૧૧ તોપો લઇને સુમારે ૩,૦૦૦ કેદીઓ પકડ્યા. પછી દબાણની જરૂર ન રહી, ત્યારે રૂશિયનોએ એ પ્રદેશમાં યત્ન કરવાનું છોડી દીધું.

એટલામાં જનરલ લેશ જનરલ કાલેડિનની મદદમાં આવી પહોંચ્યો. લેશે રૂસો-જાપાની વિગ્રહમાં નામના મેળવી હતી, અને ૧૯૧૫ના ઑગસ્ટમાં તે મેકેનસનની સામેની સેનાનો સરદાર હતો. રૂશિયાના સેનાપતિઓમાં તે સર્વથી સમર્થમાંનો એક ગણાતો હતો. થોડા વખતમાં તેના હાથ નીચેના રૂશિયનો નીચલી સ્ટોખોડ ઉપર ગોઠવાઇ ગયા. ૧૧ મી તારીખે અને પછીના થોડા દિવસો સુધી નદી પર સખ્ત લડાઇ ચાલી. જર્મનો ઘણી નવી તોપો લાવ્યા હતા, છતાં રૂશિયનો ટકી રહ્યા.

માસ આખરે કાલેડિન ફરી ધસારો કરીને આગળ વધી શક્યો. ટ્રિસ્ટેન આગળની કિલ્લેબંધી ખાલી કરીને સ્ટોખોડને સામે કિનારે જવાની તેણે લિન્સિંગનને ફરજ પાડી.

દક્ષિણની બાજુમાં જનરલ સેખેરૉફની સેનાએ એથી પણ વધારે પરાક્રમ કરી બતાવ્યું. રૂસો-જાપાની વિગ્રહમાં કુરોપૅટકિનના હાથ નીચે સેખેરૉફ જનરલ સ્ટાફનો ઉપરી હતો. તેણે લિન્સિંગનના લશ્કર ઉપર એવો જોરાવર હુમલો કર્યો, કે ૧૩,૦૦૦ કેદીઓ પકડાયા, તથા પુષ્કળ તોપો હાથમાં આવી. વર્બેન આગળ ઑસ્ટ્રિયન પાયદળની આખી તેરમી પલટનને તેને શરણે જવું પડ્યું.

જૂલાઇની ૨૮ મી તારીખે સેખેરૉફે બ્રોડી શહેર કબજે કર્યું. મહિનાની આખર સુધીમાં તે ઉપલી સેરેથ સુધી પહોંચ્યો.

આગળનો પ્રદેશ કચ્છોવાળો હોવાથી ધસારો જરા નરમ પડ્યો. ઑગસ્ટની ૪ થી તારીખે રૂશિયનોએ ઝેલોસનો કબજો લીધો.

ઑગસ્ટની ૧૨ મી તારીખે રૂશિયન સેનાધિપતિ તરફથી ઝાહેર થયું, કે નામદાર ત્સારના યુવરાજ એલેકિસસના જન્મદિવસનો ઉત્સવ આપણા બહાદુર સિપાઇઓએ ઉલ્લાસથી ઊજવ્યો છે, અને સારે ભાગ્યે તેજ દિવસે પ્રિપેટથી રૂમાનિયન સરહદ સુધી આગલા શિયાળામાં દુશ્મને જે મજબૂત દિવાલ બાંધી હતી, તેનો છેલ્લો બાકી રહેલો ભાગ તૂટી ગયો છે.

બુકોવિનાની રાજધાની ઝેરનોવિટ્ઝ પહેલાં બે વાર જિતાઇ અને પાછી લેવાઇ હતી. તેને ફરી જીતવાનું માન જનરલ લેચિટ્સ્કીને ઘટે છે. શહેરને પોતાને થોડુંજ નુકસાન થયેલું, અને ૭ કરતાં વધારે સિવિલિયનો જખમી થયલા નહીં. ઑસ્ટ્રિયન અને જર્મન વર્તમાનપત્રોએ રૂશિયન તોપોએ શહેરનો કચ્ચરઘાણ વાળ્યાની ચમકાવનારી વાતો ચલાવેલી, પણ શહેરનાજ એક પ્રખ્યાત શહેરીએ વિહ્યેનાના એક પેપરમાં એ વાત ખોટી ઠરાવી હતી. મુખ્ય રેલવે સ્ટેશન બેશક પાયમાલ થયું હતું, પણ બીજું મહત્ત્વનું નુકસાન માત્ર નદી પાસેની શેરીઓમાં થયેલું. રૂશિયનો પોતાની સાથે એક રૂમાનિયન બારિસ્ટરને લેતા આવ્યા હતા, કે જે તેમના બીજા કબજાના વખતમાં શહેરનો મેયર નિમાયો હતો, અને ફરી તેનેજ એ સ્થાને સ્થાપિત કરવામાં આવ્યો.

જનરલ બ્રુસ્સિલૉફના હુમલાને પરિણામે ૭૦ દિવસમાં રૂશિયનો પોતાના આખા દક્ષિણ મોખરા ઉપર વચમાં ૧૦ માઇલથી તે બાજુઓમાં ૬૦ અને ૮૦ માઇલ સુધી આગળ વધેલા, અને બુકોવિના સુદ્ધાં કેટલાક હજાર ચોરસ માઇલ મુલક જિતી શકેલા. પકડાયેલા કેદીઓની સંખ્યા ઘણી મોટી હતી. પિતૃગ્રેડની એક ઓફિશ્યલ યાદીમાં ૧૨ મી ઑગસ્ટ સુધીના આંકડા આપેલા છે, તે પરથી જણાય છે, કે કાલેદિન અને લેશે ૨,૩૮૪ અમલદારો, ૧૦૭,૨૨૧ સિપાઇઓ, ૧૪૭ તોપો, ૪૫૯ મશીનગનો, વગેરે પકડેલાં; સેખેરૉફે ૧,૬૬૭ અમલદારો, ૮૭,૨૪૮ સિપાઇઓ, ૭૬ તોપો, તથા ૨૩૨ મશીનગનો, વગેરે; ચેરબેચેફે ૧,૨૬૭ અમલદારો, ૫૫,૭૯૪ સિપાઇઓ, ૫૫ તોપો, ૨૧૧ મશીનગનો, વગેરે; તથા લેચિટ્સ્કીએ ૨,૧૩૯ અમલદારો, ૧૦૦,૫૭૮ સિપાઇઓ, ૧૨૭ તોપો, ૪૨૪ મશીનગનો, વગેરે. કુલ લગભગ ૩૬૦,૦૦૦ કેદીઓ પકડાયેલા, તથા ૪૦૦ કરતાં વધારે તોપો હાથ આવેલી. વીસ માઇલની હળવી રેલવેનો તથા બીજો પુષ્કળ સામાન મળેલો, તે જૂદો. એવી ગણતરી થયેલી, કે દુશ્મનને એકંદરે દસ લાખ માણસની હાનિ થયેલી હોવી જોઇએ. બ્રુસ્સિલૉફની ફતેહોનું એક પરિણામ એ આવ્યું, કે તે ઑગસ્ટની આખરમાં રૂમાનિયા મિત્ર રાજ્યોની સાથે જોડાયું, ઑસ્ટ્રિયાહુંગરી સામે તેણે વિગ્રહ જાહેર કર્યો, તથા તરત ટ્રાન્સિલ્વેનિયા ઉપર ચડાઇ કરી.

યૂરપમાં આ બધી પ્રવૃત્તિ ચાલવાની સાથે આર્મીનિયા અને ઇરાનમાં પણ રૂશિયાનું નવજીવન પ્રગટ થતું હતું. ગ્રેન્ડ ડ્યૂક નિકોલસ એ પ્રદેશમાં ઠીક કામ કરી રહ્યો હતો. તેના હાથ નીચે જનરલ યુડેનિચ પહેલા પ્રદેશમાં અને જનરલ બેરેટૉફ બીજામાં રોકાયલા હતા. રૂશિયાએ અર્ઝરૂમ જિતી લીધું, અને એ કિલ્લાની પશ્ચિમમાં કૂચ કરવા માંડી, તેથી અન્વર પાશા અને તુર્કી રાજ્યકર્તાઓ જાગ્રત થઇ ગયા; તથા એપ્રિલ અને મેમાં ગ્રેન્ડ ડ્યૂકની સામે ઘણાં મોટાં લશ્કરો એકઠાં થયાં. પણ એપ્રિલની ૧૮ મી તારીખે તેણે ત્રેબિઝોંડ કબજે કર્યું.

A NATAL STATION NAMED AFTER MISS CAVELL.




મિસ કાવેલના નામનું એક નાતાલમાં સ્ટેશન.

છતાં મે મહિનામાં તુર્કોનું જોર એટલું વધ્યું, કે તેઓ તેના ઉપર હુમલો કરી શકયા, તથા આસ્કાલા અને મામાખાતુન આગળ તેને હઠી જવાની ફરજ પાડી. લગભગ આખા જૂનમાં રૂષિયનોને બચાવ ઉપર રહેવું પડયું, કેટલેક ઠેકાણે જિતેલાં મથકો પણ તેમને છોડવાં પડ્યાં, તથા તુર્કો અર્ઝરૂમ તરફ ધસવા લાગ્યા. જૂલાઇ સુધી યુડેનિચ્ચ હુમલો કરવાની સ્થિતિમાં આવ્યો નહીં. એ મહિનાની ૧૨ મી તારીખે પિતૃગ્રેડથી જાહેર થયું, કે તેણે મામાખાતુન પાછું પડાવ્યું છે, સુમારે ૨,૦૦૦ કેદીઓ પકડયા છે, અને અર્ઝિંગાન ઉપર કૂચ કરે છે. દરમિયાન ચોરોખના પહાડી મુલકમાં તુર્કોને હઠી જવું પડયું. ૧૫ મી તારીખે અર્ઝરૂમ-ત્રેબિઝોંડના રસ્તા ઉપર મધ્યમાં આવેલું બૈબર્ટ કબજે થયું, અને દસ દિવસ પછી અર્ઝિંગાન પણ પડયું, જે મહત્ત્વનું મિલિટરી સ્ટેશન હોવાથી આખા રૂષિયામાં આનંદ થયો. આ મધ્ય બિંદુ હાથમાં આવતાં આર્મીનિયાની જીત પૂરી થઇ, અને ત્સારે કોકેસસની સેનાને મુબારકબાદી આપી.

પણ તુર્કોનો હુમલો પૂરેપૂરો દાબી શકાયેલો નહીં, કારણકે રૂષિયાના એશિયાની અંદરના લાંબા મોખરાના બીજા ભાગો ઉપર તે જારી હતો, અને આગળ પણ ચાલતો હતો. એક બુદ્ધિમાન તરુણ જર્મન અમલદારની યોજના પ્રમાણે તુર્કો આખી રૂષિયન લાઇન ઉપર હલ્લો કરતા હતા. કાળા સમુદ્રથી અર્ઝરૂમ સુધીના ગ્રેન્ડ ડ્યૂકના મોખરા ઉપર તેઓ થોડી જીત પછી નિષ્ફળ થયેલા, પણ દક્ષિણ-પૂર્વમાં વાન સરોવરના પ્રદેશની અંદર ઑગસ્ટના બીજા અઠવાડિયામાં તેમણે બિટલિસ અને મુશનાં શહેરો પાછાં પડાવેલાં, અને એ ભાગમાં કેટલાક વખત સુધી રૂષિયનોની સ્થિતિ સારી નહોતી, તથા મેસેપોટેમિયામાંથી હઠીને તેમને ઇરાનમાં જવું પડ્યું હતું. મે માસમાં મિત્ર રાજ્યોમાં એવું મનાતું હતું, કે ગ્રેન્ડ ડ્યૂક બેરેટૉફ દ્વારા મોસલ ઉપર ચડાઇ કરવાને શક્તિમાન છે, અને કદાચ બગદાદમાંથી પણ તુર્કોને કાઢી શકશે.

પણ એ ધારણાઓ સફળ થયેલી નહીં. જૂનની ૮ મી તારીખે બગદાદથી સો કરતાં ઓછા માઇલ દૂર ખાનીકિન આગળ રૂષિયનો હાર્યા, અને તેમને ઇરાનમાં જવું પડ્યું. જૂલાઇમાં તેમણે કરમાનશાહ ખોયું, અને ઑગસ્ટની ૧૨ મી તારીખના અરસામાં હમદાન તેમને ખાલી કરવું પડ્યું. વધારે ઉત્તરમાં તેમને રોવેન્ડુઝ છોડવું પડ્યું, કે જે મોસલથી માત્ર ૮૦ માઇલ દૂર હતું, તથા ઉર્મિયા સરોવરની દક્ષિણે પહોંચીને ત્યાં આશ્રય લેવો પડ્યો. તુર્કોની આ જીતો ચિંતા કરાવે તેવી હતી, કારણકે ઇરાનમાં ઘણા લોકો જર્મન પક્ષ તરફ વળેલા હતા. પણ ઑગસ્ટ મહિનો આગળ ચાલવા લાગ્યો, તેટલામાં ગ્રેન્ડ ડ્યૂકે સ્થિતિ સુધારી દીધી, મુશ તથા બિટલિસ પાછાં કબજે કર્યાં, અને તુર્કોને ફરી પશ્ચિમ તરફ જવાની ફરજ પાડી. એ આખા પ્રદેશમાં પછી તુર્કો સારી ફતેહ મેળવી શકે, એવી સ્થિતિ રહી નહીં.



## લડાઇના તાર.

**સામાન્ય સ્થિતિ.**

જર્મનો બીજી રીતે ન ફાવવાથી વધારે વહાણોને ડુબાવવા લાગ્યા છે. તેમનો ત્રાસ જેમ એક તરફથી વધતો જાય છે, તેમ બીજી તરફથી મિત્ર રાજ્યોનો તેની લડાયક શક્તિ ચૂર્ણ કરવાનો નિશ્ચય પણ વધતો જાય છે. ગ્રીસને નમી જવું પડ્યું છે. બીજી સ્થિતિમાં કશો મહત્ત્વનો ફેરફાર નથી. મિત્ર રાજ્યોના ભગીરથ પ્રયત્નોની સફળતાનો દિવસ પાસે આવતો જાય છે, પણ હજી સુધી તો અરુણોદયનું દર્શન નથી.

**સ્વિસ સરહદ ઉપર.**

પારિસ, ૧૮ મી જાન્યુઆરી.

જર્મનો સ્વિસ સરહદ ઉપર મોટાં લશ્કરો એકઠાં કરવા લાગ્યા છે.

**એથન્સમાં સ્થિતિ.**

લંડન, ૧૯ મી જાન્યુઆરી.

એથન્સમાં સ્થિતિ સુધરતી જાય છે. મિત્ર રાજ્યોની માગણીઓનો અમલ કરવા માટે મસલહત તા. ૧૭ મીએ શરૂ થઇ હતી. પોલિસના ઉપરીએ ખાતરી આપી છે, કે છૂટા કરેલા વેનિઝેલિસ્ટોને કશી ઇજા કરવામાં આવશે નહીં. મિત્ર લશ્કરી અંકુશના અમલદારો આવી પહોંચ્યા છે. ગ્રીક સરકારના હાલના વલણથી મિત્ર રાજ્યોને સંતોષ છે, અને જો એ કાયમ રહેશે, તો ફરી સારો સંબંધ બંધાઇ જશે.

**ત્રિપોલીમાં બળવો.**

લંડન, ૧૯ મી જાન્યુઆરી.

ત્રિપોલીમાં ઝોરા આગળ ૫,૦૦૦ બળવાખોરોને જાન્યુઆરીની ૧૬ મી તારીખે ઇટાલિયનોએ હરાવ્યા છે. દુશ્મનને ૧,૦૦૦ માણસોનું નુકસાન થયું છે.

રોમ, ૧૯ મી જાન્યુઆરી.

બરૂની નામે એક પ્રસિદ્ધ સ્વદેશી સંક્ષોભક (agitator)ના પ્રપંચથી ત્રિપોલીનો બળવો જાગેલો કહેવાય છે. તે ત્રિપોલીમાંથી ન્હાસી ગયો હતો, અને પૈસા મેળવીને પાછો આવેલો. ઇટલીની સામે બળવો જગાડવાની પોતાને સત્તા મળેલી છે, એમ જણાવીને તેણે બે કોમોને ઉશ્કેરીને ૬,૦૦૦ ની ફોજ એકઠી કરી હતી. ઇટાલિયનોએ પાંચ કલાકની લડાઇ પછી બળવાખોરોને પૂરેપૂરા હરાવ્યા છે.

**લંડનમાં ભયંકર ધડાકો.**

લંડન, ૨૦ મી જાન્યુઆરી.

ગઇ કાલે સાંઝે લંડનના પૂર્વ કોણમાં જેવો ધડાકો થયો, તેવો રાજધાનીએ ભાગ્યેજ અનુભવ્યો હશે. આખું શહેર પરાંઓ સહિત ધ્રુજી ગયું હતું, અને કાન ફોડી નાંખે એવા

અવાજ શાંત થતાં પૂર્વના આકાશમાં કસુંબી રોશની ભરાઇ ગઇ હતી. * * * સ્ત્રીઓને અને છોકરીઓને બળતા ભાગોમાંથી દૂર કરતાં હૃદયભેદક બનાવો બન્યા છે. ઘણી મૂર્છિત હતી, અને ઘણી અતિશય દાઝી ગયેલી હતી. છ માણસોના કુટુંબમાંથી બાકી રહેલો એક થોડા મહિનાનો છોકરો ખંડેરમાંથી મળી આવ્યો છે. મધરાત સુધી પણ આગ બળ્યા કરતી હતી, અને એક પછી એક છાપરાં તૂટી પડતાં હતાં, તથા જ્વાળાઓના ફુવારા ઊંચે ઉડતા હતા. * * * જાણે ભયંકર ધરતીકંપ થયો હોય, એવી આસપાસની જગ્યા બની ગઇ છે; મકાનોનો નાશ થયો છે; છાપરાંઓ તૂટી પડ્યાં છે; અને ઘણી ઇમારતોમાં માત્ર એક એક દિવાલ રહી ગઇ છે. પાછળથી મળેલા એક તારથી જણાય છે, કે ધડાકો ૯૬ માઇલ દૂર કિંગ્સ લિનમાં પણ સંભળાયો હતો. સોએક માણસો માર્યા ગયા છે, અને ચારસો જખમી થયા છે.

જર્મન જીત.

લંડન, ૨૨ મી જાન્યુઆરી.

જનરલ મેકેનસને સેરેથ ઉપર જોરથી હુમલો કરીને રૂમાનિયન મોખરા ઉપરની ચુપકી તોડી છે. સેરેથ અને ડાન્યુબના સંગમથી ૨૫ માઇલ ઉપર ફ્રંન્ડેની નામે એક મજબૂત પૂલકિલ્લો છે, તેની જોડનો ટીનેસ્ટીનો કિલ્લો તેણે જિતી લીધો છે. પણ જર્મનો હજી સેરેથ ઓળંગ્યા નથી. ઓળંગશે તો ગાલાઝ સંકટમાં આવશે.

વિગ્રહસમિતિમાં હિંદના પ્રતિનિધિ.

દીલ્હી, ૨૨ મી જાન્યુઆરી.

નામદાર ગવ્હર્નર-જનરલ ઇન કાઉન્સિલની સલાહથી સેક્રેટરી ઑફ સ્ટેટે નીચેના અધિકારીઓને વિગ્રહસમિતિમાં ભાગ લેવા સારૂ પસંદ કર્યા છે:—સર જેમ્સ મેસ્ટન, સંયુક્ત પ્રાંતોના લેફ્ટેનંટ ગવ્હર્નર, અને સર સત્યેંદ્રપ્રસન્ન સિંહ. ઉપરાંત, બીકાનેરના નામદાર મહારાજાસાહેબને પણ હિંદના પ્રતિનિધિ તરીકે શહેનશાહી સમિતિમાં બેઠક લેવા આમંત્રણ થયું છે, જે સ્વીકારવામાં આવેલ છે.

બળવાખોરોને સજા.

સાન ફ્રાન્સિસ્કો, ૨૪ મી જાન્યુઆરી.

જર્મન કૉન્સલ-જનરલ, વાઇસ-કૉન્સલ, અને એક લેફ્ટેનંટને દારૂગોળો બનાવવાનાં કારખાનાંનો નાશ કરવાનાં કાવતરાં કરવા માટે બે વરસ કેદની તથા દસ હજાર ડૉલરના દંડની સજા થયેલ છે.

જપાનની લાગણી.

ટોકયો, ૨૪ મી જાન્યુઆરી.

મિત્ર રાજ્યોના વ્યાધિગ્રસ્તો અને જખમીઓને આરામ પૂરો પાડવા સારૂ અહીં એક સભા સ્થાપનામાં આવેલ છે. એક કોટ્યાધિપતિ વક્તાએ સભામાં આગ્રહ કર્યો છે, કે ઓછામાં ઓછા

વીસ લાખ પૌંડ પ્રજા તરફથી ભરાવા જોઇએ. મુખ્ય પ્રધાન માર્કિવસ ટેરાચીએ કહેલું, કે જાપાને પોતાની લાગણી કર્મમાં પ્રગટ કરવી જોઇએ.

બ્રિટિશ મુખ્ય પ્રધાનના વિચારો.

લંડન, ૨૫ મી જાન્યુઆરી.

આવતી શહેનશાહી વિગ્રહસમિતિ સંબંધી એક ખબરપત્રીની સાથે વાતચિત કરતાં મિ. લૉઇડ જ્યોર્જે નીચે પ્રમાણે કહ્યું છે:—

"* * * ઇશ્વર જાણે છે કે વિગ્રહથી આપણે સૌ બદલ્યા છીએ. હજી આપણે સમજીએ છીએ તે કરતાં તેણે આપણને વધારે શિખવ્યું છે. તેણે આપણે માટે એક નવો જમાનો ખુલ્લો કર્યો છે, અને તેમાં જે રીતે અમે અંધકારમાંથી સાથે બહાર આવ્યા છીએ, અને લોહી તથા ખજાનો સાથે રેડેલ છે, તે રીતે સાથેજ પ્રવેશ કરવા અમે ચાહીએ છીએ. * * * શહેનશાહી વિગ્રહસમિતિ વિગ્રહ સંબંધી બધા સામાન્ય પ્રશ્નોનો નિકાલ કરશે. સંસ્થાનોના મુખ્ય પ્રધાનો અથવા તેમના પ્રતિનિધિઓ વિગ્રહસમિતિના થોડા વખતના સભાસદો થશે. * * * ફ્રેંચ રેવોલ્યુશન પછી દુનિયાએ જોયેલા મોટામાં મોટા મોક્ષના કિનારા પર આપણે આવી પહોંચ્યા છીએ. તમે શું એમ કહો છો, કે જે લોકો એ માટે સાથે ટકી રહ્યા છે, અને જેમણે એ મોક્ષ સાધવાની ખાતર પોતાના સર્વસ્વનું બલિદાન આપ્યું છે, તેઓ એ સંપને કાયમ રાખવાનો કોઇક માર્ગ શોધી નહીં શકે? મારી ખાતરી છે કે તેઓ શોધી શકશે. * * *"

ગ્રીક સરકારની દિલગીરી.

લંડન, ૨૫ મી જાન્યુઆરી.

ગ્રીક સરકારે મિત્ર રાજ્યોને એક યાદી લખીને ૧ લી અને ૨ જી ડીસેંબરના બનાવો માટે પોતાની દિલગીરી જાહેર કરેલ છે.

ઍથન્સ, ૨૫ મી જાન્યુઆરી.

મિત્ર રાજ્યોના વાવટાને સલામી આપવાની ક્રિયા તા. ૨૭ મીએ થશે. એલચીઓ અને નૌકાના પ્રતિનિધિઓ હાજરી આપશે.

---

## નિવેદન.

આજના અંકની સાથે સ્વર્ગવાસી મિસ કાવેલના નામ ઉપરથી નામાયેલા નાતાલના એક રેલવે સ્ટેશનનો ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૬ ઠ્ઠી ફેબ્રુઆરી, ૧૯૧૭. [અંક ૧૦.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઈ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વેહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

## મંગળવાર, ૬ ઠ્ઠી ફેબ્રુઆરી, ૧૯૧૭.

### જર્મનીને મિત્ર રાજ્યોનો જવાબ.

The following is the official translation of the Allies' reply to the German Peace Note communicated by the French Government, on behalf of the Allied Powers, to the United States Ambassador in Paris, December 30 :—

"The Allied Governments of Russia, France, Great Britain, Japan, Italy, Serbia, Belgium, Montenegro, Portugal, and Rumania, united for the defence of the freedom of nations and faithful to their undertakings not to lay down their arms except in common accord, have decided to return a joint answer to the illusory peace proposals which have been addressed to them by the Governments of the Enemy Powers through the intermediary of the United States, Spain, Switzerland, and the Netherlands.

"As a prelude to any reply, the Allied Powers feel bound to protest strongly against the two material assertions made in the Note from the Enemy Powers, the one professing to throw upon the Allies the responsibility of the war, and the other proclaiming the victory of the Central Powers.

"The Allies cannot admit a claim which is thus untrue in each particular, and is sufficient alone to render sterile all attempt at negotiations.

"The Allied nations have for 30 months been engaged in a war which they had done everything to avoid. They have shown by their actions their devotion to peace. This devotion is as strong to-day as it was in 1914; and after the violation by Germany of her solemn engagements, Germany's promise is no sufficient foundation on which to re-establish the peace which she broke.

"A mere suggestion, without statement of terms, that negotiations should be opened, is not an offer of peace. *The putting forward by the Imperial*

Government of a sham proposal, lacking all substance and precision would appear to be less an offer of peace than a war manœuvre.

"It is founded on a calculated misinterpretation of the character of the struggle in the past, the present, and the future.

"As for the past, the German Note takes no account of the facts, dates and figures which establish that the war was desired, provoked and declared by Germany and Austria-Hungary.

"At The Hague Conference it was the German delegate who refused all proposals for disarmament. In July, 1914, it was Austria-Hungary who, after having addressed to Serbia an unprecedented ultimatum, declared war upon her in spite of the satisfaction which had at once been accorded. The Central Empires then rejected all attempts made by the Entente to bring about a pacific solution of a purely local conflict. Great Britain suggested a Conference, France proposed an International Commission, the Emperor of Russia asked the German Emperor to go to Arbitration, and Russia and Austria-Hungary came to an understanding on the eve of the conflict; but to all these efforts Germany gave neither answer nor effect. Belgium was invaded by an Empire which had guaranteed her neutrality and which has had the assurance to proclaim that treaties were 'scraps of paper' and that 'necessity knows no law.'

"At the present moment these sham offers on the part of Germany rest on a 'War Map' of Europe alone, which represents nothing more than a superficial and passing phase of the situation, and not the real strength of the belligerents. A peace concluded upon these terms would be only to the advantage of the aggressors, who, after imagining that they would reach their goal in two months, discovered after two years that they could never attain it.

"As for the future, the disasters caused by the German declaration of war and the innumerable outrages committed by Germany and her Allies against both belligerents and neutrals demand penalties, reparation, and guarantees; Germany avoids the mention of any of these.

"In reality these overtures made by the Central Powers are nothing more than a calculated attempt to influence the future course of the war, and to end it by imposing a German peace.

"The object of these overtures is to create dissension in public opinion in Allied countries. But that public opinion has, in spite of all the sacrifices endured by the Allies, already given its answer with admirable firmness, and has denounced the empty pretence of the declaration of the Enemy Powers.

"They have the further object of stiffening public opinion in Germany and in the countries allied to her; one and all, already severely tried by their losses, worn out by economic pressure and crushed by the supreme effort which has been imposed upon their inhabitants.

"They endeavour to deceive and intimidate public opinion in neutral countries whose inhabitants have long since made up their minds where the *initial responsibility rests, have recognized existing responsibilities,* and are too enlightened to favour the designs of Germany by abandoning the defence of human freedom.

"Finally, these overtures attempt to justify in advance in the eyes of the world a new series of crimes—submarine warfare, deportations, forced labour and forced enlistment of inhabitants against their own countries, and violations of neutrality.

"Fully conscious of the *gravity* of this moment, but equally conscious of its requirements, the Allied Governments, closely united to one another and in perfect sympathy with their peoples, refuse to consider a proposal which is empty and insincere.

"Once again the Allies declare that no peace is possible so long as they have not *secured reparation of violated rights and liberties, recognition of the* principle of nationalities, and of the free existence of small States; so long as they have not brought about a settlement calculated to end, once and for all, forces which have constituted a perpetual menace to the nations, and to afford the only effective guarantees for the future security of the world.

"In conclusion, the Allied Powers think it necessary to put forward the following considerations, which show the special situation of Belgium after two and a half years of war.

"In virtue of international treaties signed by five great European Powers, of whom Germany was one, Belgium enjoyed, before the war, a special status,

rendering her territory inviolable and placing her, under the guarantee of the Powers, outside all European conflicts. She was, however, in spite of these treaties, the first to suffer the aggression of Germany. For this reason the Belgian Government think it necessary to define the aims which Belgium has never ceased to pursue, while fighting side by side with the Entente Powers for right and justice.

"Belgium has always scrupulously fulfilled the duties which her neutrality imposed upon her. She has taken up arms to defend her independence and her neutrality violated by Germany, and to show that she remains faithful to her international obligations. On August 4, 1914, in the Reichstag, the German Chancellor admitted that this aggression constituted an injustice contrary to the laws of nations and pledged himself in the name of Germany to repair it.

"During two and a half years this injustice has been cruelly aggravated by the proceedings of the occupying forces, which have exhausted the resources of the country, ruined its industries, devastated its towns and villages, and have been responsible for innumerable massacres, executions, and imprisonments. At this very moment while Germany is proclaiming peace and humanity to the world, she is deporting Belgian citizens by thousands and reducing them to slavery.

"Belgium before the war asked for nothing but to live in harmony with all her neighbours. Her King and her Government have but one aim—the re-establishment of peace and justice. But they only desire a peace which would assure to their country legitimate reparation, guarantees, and safe-guards for the future."

જર્મનીની સુલેહની યાદીને મિત્ર રાજ્યોએ આપેલો જવાબ એટલા બધા ઐતિહાસિક મહત્વનો છે, કે અમે તેનું ઑફિશ્યલ ઇંગ્લિશ ભાષાંતર ઉપર ઉતાર્યું છે. એ જવાબ ગયા ડીસેંબરની ૩૦મી તારીખે પારિસ ખાતેના યુનાઇટેડ સ્ટેટ્સના એલચીને મિત્ર રાજ્યો તરફથી ફ્રેંચ સરકારે પહોંચાડ્યો હતો. અમે એ સંપૂર્ણ લેખનું ભાષાંતર આપવાને પ્રવૃત્ત થઇએ છીએ:—

"રશિયા, ફ્રાન્સ, ગ્રેટ બ્રિટન, જાપાન, ઇટલી, સર્બિયા, બેલ્જિયમ, મોન્ટેનીગ્રો, પોર્ટુગલ તથા રૂમાનિયાની સંયુક્ત થયેલી સરકારો, કે જે પ્રજાઓની સ્વતંત્રતાના બચાવ માટે સંયુક્ત થયેલી છે, અને જેમણે સર્વની સંમતિ સિવાય હથિયાર ન છોડવાનું માથે લીધું છે, તેમણે દુશ્મન રાજ્યોની સરકારોએ યુનાઇટેડ સ્ટેટ્સ, સ્પેન, સ્વિટ્ઝર્લેંડ, અને નેધરલેંડસ દ્વારા સુલેહની જે માયાવી દરખાસ્તો મોકલી છે, તેનો સર્વના તરફથી એક જવાબ આપવાનો નિશ્ચય કર્યો છે.

"કશા પણ જવાબની પ્રસ્તાવના તરીકે, દુશ્મન રાજ્યોની યાદીમાં આપેલી જે વાતોની સામે મજબૂત વાંધો ઉઠાવવાને સંયુક્ત રાજ્યો પોતાને બંધાયલાં ગણે છે, એક વિગ્રહ માટેની જવાબદારી સંયુક્ત રાજ્યો ઉપર નાંખવામાં આવેલ છે તે વાત, અને બીજી મધ્યનાં રાજ્યોની ફતેહ જાહેર કરવામાં આવેલ છે તે.

"જે દાવો આ પ્રમાણે દરેક વિશેષમાં જૂઠો છે, તે સંયુક્ત રાજ્યો સ્વીકારી શકતાં નથી, અને એ એકજ બાબત મસલહતના બધા પ્રયત્નને નિષ્ફળ કરવાને પુરતી છે.

"સંયુક્ત પ્રજાઓ ત્રીસ મહિનાથી એવા એક વિગ્રહમાં રોકાયેલ છે, કે જે દૂર રાખવાને તેમણે બનતા બધા ઉપાયો લીધા હતા. તેમણે સુલેહ તરફની પોતાની લાગણી કર્મોમાં બતાવી આપેલ છે. એ લાગણી આજે પણ ૧૯૧૪ના જેટલીજ પ્રબળ છે; અને જર્મનીએ પોતાની ગંભીર ફરજોનું ઉલ્લંઘન કર્યા પછી, જે શાંતિ તેણે તોડેલ છે તેની ફરી સ્થાપના કરવા સારૂ જર્મનીનું વચન કંઇ પુરતો પાયો નથી.

"કરારો સ્પષ્ટ કર્યા વગર મસલહતમાં ઉતરવાની માત્ર સૂચના કરવી, એ કંઇ સુલેહની દરખાસ્ત નથી. કશા તત્ત્વ અને કશી સ્પષ્ટતા વગરની જે પ્રપંચી દરખાસ્ત શહેનશાહી સરકારે આગળ કરી છે, તે સુલેહની દરખાસ્તના કરતાં વિગ્રહની યુક્તિ જેવી વધારે દેખાય છે.

"તે ભૂત, વર્તમાન, અને ભવિષ્યમાં વિરોધના સ્વરૂપને જાણીબૂજીને ઊંધું સમજાવવા ઉપર સ્થપાયેલી છે.

"ભૂતકાલ તરફ જોઇએ, તો જે હકીકતો, તારીખો તથા આંકડાઓથી એમ સાબિત થાય છે, કે જર્મની તથા ઑસ્ટ્રિયા-હંગરીએ વિગ્રહ ઇચ્છેલ છે, જગાડેલ છે, તથા જાહેર કરેલ છે, તેનો જર્મન યાદીમાં કશો હિસાબ ગણાયો નથી.

"હેગ સમિતિમાં સેનાઓને નિરાયુધ કરવાની દરખાસ્તની જેણે ના પાડેલી, તે જર્મન પ્રતિનિધિ હતો. ૧૯૧૪ના જૂલાઇમાં એ ઑસ્ટ્રિયા-હંગરી હતું, કે જેણે સર્બિયાને અપૂર્વ લડાઇનું કહેણ મોકલેલું, અને તરત પુરતું સમાધાન અપાયા છતાં વિગ્રહ જાહેર કરેલો. તે વખતે એક કેવળ સ્થાનિક વિરોધના શાંતિપૂર્વક સમાધાન માટે મિત્ર રાજ્યોએ જે પ્રયત્નો કરેલા, તે બધાનો મધ્યનાં સામ્રાજ્યોએ અનાદર કરેલો. ગ્રેટ બ્રિટને એક કોન્ફરન્સની સૂચના કરેલી, ફ્રાન્સે જૂદી જૂદી પ્રજાઓના એક કમિશનની, રશિયાના શહેનશાહે જર્મન શહેનશાહને પંચ નીમવાનું કહેલું, તથા રશિયા અને ઑસ્ટ્રિયા-હંગરી વચ્ચે વિગ્રહની પહેલાંની સાંજે સમજુત થયેલી; પણ આ બધા પ્રયત્નોનો જર્મનીએ કશો જવાબ આપ્યો નહીં, તેમ કશાનો અમલ પણ કર્યો નહીં. બેલ્જિયમની તટસ્થતા માટે જે સામ્રાજ્યે જામીનગિરી આપી હતી, તેણેજ તેના પર ચડાઇ કરી, અને સાથે ઉદ્ધતાઇથી જાહેર કર્યું, કે કોલકરારો માત્ર 'કાગળના કકડા' છે, અને 'જરૂરને કોઇ કાયદો નથી.'

"અત્યારે જર્મનીની આ પ્રપંચી દરખાસ્તોનો આધાર કેવળ યૂરપના 'વિગ્રહના નકશા' ઉપર છે, કે જે સ્થિતિના માત્ર ઉપલક અને થોડા વખતમાં મટી જનારા દેખાવને બતાવે છે,

અને લડતા પક્ષોના સાચા બળને નહીં. એ રીતે જે સુલેહ થાય, તેથી ફક્ત આક્રમણ કરનારાઓને લાભ થવાનો સંભવ છે, કે જેઓ બે મહિનામાં પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરવાની આશા રાખ્યા પછી બે વરસ પૂરાં થતાં જોઇ શકયા છે, કે તે કદાપિ સિદ્ધ થાય તેમ નથી.

"ભવિષ્યને માટે તો એજ, કે જર્મનીએ વિગ્રહ જાહેર કર્યો તેથી જે આફતો ગુઝરેલી છે, તથા જર્મની અને તેના મળતિયાઓએ લડતા પક્ષો તથા તટસ્થો બંને વિરુદ્ધ અસંખ્ય અત્યાચારો કર્યા છે, તે માટે દંડની, બદલાની, તથા જામીનગિરીની જરૂર છે; જર્મનીએ એ કશી વાતનો ઇસારો કર્યો નથી.

"વસ્તુતાએ વચલાં સામ્રાજ્યોની આ હીલચાલમાં વિગ્રહના ભાવી વલણ પર અસર કરવાના અને જર્મન સુલેહ આણીને તેને પૂરો કરવાના બુદ્ધિપૂર્વક પ્રયત્ન ઉપરાંત કશું નથી.

"હીલચાલનો ઉદ્દેશ સંયુક્ત રાજ્યોના પ્રજામતમાં વિરોધ ઉત્પન્ન કરવાનો છે. પણ એ પ્રજામતે તો, મિત્ર રાજ્યોએ સહેન કરેલાં બધાં બલિદાનો છતાં, પ્રશંસનીય દૃઢતાથી પોતાનો જવાબ આપી દીધો છે, અને દુશ્મન રાજ્યોના કથનના ખાલી દંભને વખોડી કાઢ્યો છે.

"બીજો એક ઉદ્દેશ એ પણ છે, કે જર્મનીમાં તથા તેની સાથે જોડાયેલાં બીજાં રાજ્યોમાં પ્રજામતને ટટાર કરવો; એ તમામ રાજ્યો હાનિઓથી હેરાન થઇ ગયેલ છે, આર્થિક દબાણથી પીડાયેલ છે, અને વસ્તી ઉપર જે પ્રયાસનો બોજો પડેલ છે, તેથી કચરાઇ ગયેલ છે.

(આ મહત્ત્વનો લેખ આવતા અંકમાં પૂરો કરવામાં આવશે.)



## લડાઇના તાર.

—:o:—

જાપાન અને મિત્ર રાજ્યો.

લંડન, ૨૭ મી જાન્યુઆરી.

જાપાનની પાર્લમેન્ટમાં પરદેશ ખાતાના પ્રધાન વાઇકાઉન્ટ મોટોનો બોલેલ છે, કે જ્યાં સુધી વિજય મળશે, ત્યાં સુધી જાપાન મિત્ર રાજ્યોને લશ્કરી અને આર્થિક મદદ આપ્યા કરશે. બ્રિટન તથા જાપાનની મૈત્રીથી ખાસ કરીને વિગ્રહ પછી પરસ્પર ઘણો લાભ થયો છે; અને રુશિયા એક સાચો અને કૃતજ્ઞ મિત્ર છે.

મિત્ર રાજ્યોનું કોન્ફરન્સ.

પિત્રોગ્રેડ, ૨૯ મી જાન્યુઆરી.

મિત્ર રાજ્યોના કોન્ફરન્સમાં ભાગ લેવાને લૉર્ડ મિલ્નર અહીં આવી પહોંચેલ છે. નામદાર ઝારના પ્રતિનિધિઓએ સરહદ ઉપર કોન્ફરન્સને સ્વાગત આપેલ છે. બ્રિટિશ, ફ્રેંચ તથા ઇટાલિયન એલચીઓ પણ કોન્ફરન્સમાં ભાગ લેશે.

ફ્રેંચોની તૈયારીઓ.

લંડન, ૩૦ મી જાન્યુઆરી.

હવે પછીના હુમલા માટે ફ્રેંચ લાઈનોની પાછળ ગંજાવર તૈયારીઓ કરવામાં આવે છે. ખોદવાનું તથા રસ્તા બાંધવાનું કામ સતત ચાલ્યા કરે છે, અને અજબ કરે તેવી રેલવેઓ તૈયાર થઇ ગઇ છે. ઘા કયાંથી પડશે, તે દુશ્મનથી જાણી શકાય તેમ નથી. જર્મનો જો સ્વિત્ઝર્લેંડમાં થઇને ઉતરશે, તો ત્યાં પણ ફ્રેંચો પૂરેપૂરી તૈયારીમાં માલુમ પડશે.

ગ્રીસ અને મિત્ર રાજ્યો.

ઍથન્સ, ૩૦ મી જાન્યુઆરી.

સોમવારે સાંઝે ઝેપ્પીઓન આગળ મિત્ર રાજ્યોના વાવટાને સલામી આપવામાં આવેલ છે. મિત્ર રાજ્યોના એલચીઓ તથા ગ્રીસના પ્રધાનો હાજર હતા.

ડચ સરહદ ઉપર દુશ્મનો.

આમ્સ્ટર્ડામ, ૩૦ મી જાન્યુઆરી.

ડચ સરહદ ઉપરનાં બે શહેરોમાં દુશ્મનનું ૪૦,૦૦૦ લશ્કર તથા ઘણી તોપો આવવાથી અહીં કંઇક ચિંતા થઇ પડી છે. એમ કહેવાય છે, કે ખેડુતોને પોતાનાં મકાન છોડીને સરહદથી દૂર જતા રહેવાનું સૂચવવામાં આવેલ છે.

ગ્રીસમાં શાંતિ.

લંડન, ૩૦ મી જાન્યુઆરી.

વર્તમાનપત્રોની ઉશ્કેરણી છતાં છૂટા થયેલા વેનિઝેલિસ્ટોને કશી અડચણ થઇ નથી, અને તોફાન બંધ છે. એમ માનવામાં આવે છે, કે મિત્ર રાજ્યો મુલકને સુરક્ષિત રાખશે, અને વિગ્રહ પૂરો થયા પછી વેનિઝેલોસને એવો અધિકાર મળશે, કે તે ધાર્યા પ્રમાણે કરી શકશે.

જર્મન ચાન્સેલરનું ભાષણ.

આમ્સ્ટર્ડામ, ૧ લી ફેબ્રુઆરી.

જર્મન પાર્લામેન્ટમાં બોલતાં ચાન્સેલરે જણાવ્યું છે, કે "દુશ્મનોએ જે સરતો આગળ ધરી છે, તેની ચર્ચામાં મારાથી ઉતરાય તેમ નથી, કારણકે પૂરેપૂરા હારેલા લોકોજ તે સ્વીકારી શકે. આપણને છેવટ સુધી લડવાનું કહેવામાં આવેલ છે. તો આપણે એ માગણી સ્વીકારીએ છીએ. આપણે વિજયી થશું. સબમરીનની લડત છેલ્લા આકરા રૂપમાં ચાલશે. ગયા માર્ચમાં અને સપ્ટેંબરમાં હું સબમરીનના અતિશય ઉપયોગની વિરુદ્ધ હતો, કારણકે ત્યારે તેનો યોગ્ય વખત આવ્યો નહોતો. આજે તે આવી પહોંચ્યો છે, એટલે ફતેહના મોટા સંભવ સાથે આપણે તે સાહસ આદરશું. હું સેનાના સર્વોપરિ અધિકારીઓની સાથે સંમત છું, કે સબમરીનની લડતથી વિજયપૂર્વક સુલેહનો વખત વહેલો આવશે."

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૧૩ મી ફેબ્રુઆરી, ૧૯૧૭. [અંક ૧૧.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વેહેંચાતું
સામાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૩ મી ફેબ્રુઆરી, ૧૯૧૭.

## જર્મનીને મિત્ર રાજ્યોનો જવાબ.

(ગયા અંકથી ચાલુ.)

"એમાં તટસ્થ રાજ્યોની અંદરના પ્રજામતને છેતરવાનો તથા ધમકાવવાનો પ્રયત્ન છે. પણ તટસ્થ રાજ્યોના નિવાસીઓએ તો પહેલી જવાબદારી કોની છે, એ વાતમાં ક્યારનો અભિપ્રાય બાંધી દીધો છે, વર્તમાન જવાબદારીઓને તેમણે સ્વીકારી છે, અને તેઓ એટલા સમજુ છે, કે માનવ સ્વતંત્રતાના બચાવનું કામ છોડીને જર્મનીના આશયોને અનુમોદન આપે, એ સંભવિત નથી.

"છેવટે, આ હીલચાલ અપરાધોની એક નવી પરંપરાને દુનિયાની નજરમાં પહેલેથી વાજબી ઠરાવવા યત્ન કરે છે—સબમરીનથી સંહાર, દેશનિકાલ, બલાત્કારની મજૂરી, અને રહેનાસીઓને તેમના પોતાના દેશનીજ સામે લડવાનો બલાત્કાર, તથા તટસ્થતાનાં ઉલ્લંઘનો.

"અમને પ્રસંગના ગાંભીર્યનું પૂરેપૂરૂં ભાન છે, પણ તેની અપેક્ષાનું પણ અમને સરખુંજ ભાન છે, એટલે સંયુક્ત સરકારો, કે જે પરસ્પર મજબૂત જોડાયેલી હોવાની સાથે પોતપોતાનાં પ્રજાજનોની સાથે સંપૂર્ણ સમભાવમાં છે, તે આવી ખાલી અને હૃદય વગરની દરખાસ્તને વિચારવાની ના પાડે છે.

"ફરી એક વાર સંયુક્ત રાજ્યો જાહેર કરે છે, કે જે હકો તથા સ્વતંત્રતાઓનું ઉલ્લંઘન થયું છે, તેમનો જ્યાં સુધી તેઓ બદલો મેળવી શકયાં નથી, અને પ્રજાઓના સિદ્ધાંતને તથા ન્હાનાં રાજ્યોના સ્વતંત્ર અસ્તિત્વને માન્ય કરાવી શકયાં નથી, ત્યાં સુધી સુલેહ સંભવિત નથી; એટલે કે, જે બળોને લીધે પ્રજાઓને નિરંતર ધાસ્તીમાં રહેવું પડ્યું છે, તેનો હમેશાંને માટે અંત લાવવાની તજવીજ તેઓ કરી શકયાં નથી, અને દુનિયાની ભવિષ્યની શાંતિને માટે બરાબર જામીનગિરી મેળવી શકયાં નથી ત્યાં સુધી.

"અંતમાં, સંયુકત સરકારો નીચેની બાબતો આગળ કરવાનું આવશ્યક ધારે છે, કે જે વિગ્રહનાં અઢી વરસ પછી બેલ્જિયમની ખાસ સ્થિતિ બતાવી આપે છે.

"પાંચ મોટાં યુરોપીઅન રાજ્યો, કે જેમાં જર્મની એક હતું, તેમની સહીના કોલ-

કરારોને લીધે વિગ્રહ પહેલાં બેલ્જિયમની સ્થિતિ ખાસ એવા પ્રકારની હતી, કે તેના મુલક પર કોઇ ચડાઈ કરે નહીં, અને મોટાં રાજ્યોની જામીનગિરીને લીધે તે યૂરપના બધા વિરોધોથી અલગ રહે. તોપણ, આવા કોલકરારો છતાં, જર્મનીના આક્રમણનું કષ્ટ તેને પહેલું ભોગવવું પડ્યું છે. આ કારણથી મિત્ર રાજ્યોની સાથે રહીને સત્ય તથા ન્યાયને માટે લડવા છતાં બેલ્જિયમ હમેશાં જે ઉદ્દેશોને અનુસરતું આવેલ છે, તેની સ્પષ્ટતા કરવાની બેલ્જિયન સરકારને આવશ્યકતા લાગે છે.

"પોતાની તટસ્થતાને લીધે પોતાના ઉપર જે ફરજો રહેલી છે, તે બેલ્જિયમે હમેશાં ચીવટથી અદા કરેલ છે. જર્મનીએ ઉલ્લંઘન કરેલ પોતાની સ્વતંત્રતા તથા તટસ્થતાના બચાવ માટે, અને પોતે પ્રજાઓ તરફની પોતાની ફરજો બજાવવાને તૈયાર છે, એમ બતાવવાને તેણે હથિયાર ઉપાડેલ છે. ૧૯૧૪ ના ઑગસ્ટની ૪ થી તારીખે જર્મન ચાન્સેલરે જર્મન પાર્લમેન્ટમાં કબૂલ કર્યું છે, કે આ આક્રમણમાં પ્રજાઓના કાયદાનો વિરુદ્ધ અન્યાય થયેલો છે, અને તેનું સાટું વાળી આપવાનું જર્મનીના નામથી તેણે વચન આપેલ છે.

"અઢી વરસ સુધી ચડી આવેલ લશ્કરોના અત્યાચારોથી આ અન્યાયમાં કર રીતે વધારો થયેલ છે, કે જેથી દેશનાં તમામ સાધનો ખૂટી ગયાં છે, તેના ઉદ્યોગો પાયમાલ થયા છે, તેનાં શહેરો અને ગામડાં ઉજડ થયાં છે, અને અસંખ્ય ખૂનો, શિરચ્છેદો, તથા કેદો પરિણમેલ છે. આ ક્ષણે, કે જ્યારે જર્મની દુનિયાની આગળ સુલેહની તથા દયાની વાતો કરે છે, ત્યારેજ તે હજારો બેલ્જિયનોને દેશનિકાલ કરે છે, અને તેમને ગુલામ જેવા બનાવે છે.

"વિગ્રહ પહેલાં પોતાના બધા પાડોશીઓની સાથે સંપમાં રહેવા ઉપરાંત બેલ્જિયમની બીજી કશી ઇચ્છા નહોતી. તેના રાજા તથા સરકારનો માત્ર એક ઉદ્દેશ છે—કે સુલેહ અને ન્યાયની પુનઃસ્થાપના થાય. પણ તેઓ એવી સુલેહ ઇચ્છે છે, કે જેથી તેમના દેશને વાજબી બદલો, જામીનગિરી, અને ભવિષ્યને માટે સલામતીની ખાતરી મળે."

---

રુશિયન સેના તથા નૌકાને નામદાર ત્સારનો હુકમ.

૨૫ મી ડીસેમ્બર, ૧૯૧૬.

---

"જર્મનીએ શાંતિ હતી ત્યારે, અને યૂરપની બધી પ્રજાઓને ગુલામ બનાવવાને લાંબા વખત સુધી ખાનગી તૈયારી કર્યા પછી, અચાનક રુશિયા ઉપર અને તેના સાચા મિત્ર ફ્રાન્સ ઉપર ચડાઇ કરી, તેને બે વરસ કરતાં વધારે વખત થયો છે. આ ચડાઇથી ઇંગ્લંડને અમારી સાથે ભળવાની તથા અમારી લડાઇમાં ભાગ લેવાની ફરજ પડી છે.

"જર્મનીએ પ્રજાઓના કાયદાના નિયમો તરફ જે સંપૂર્ણ તિરસ્કાર બતાવ્યો છે, કે જે

બેલ્જિયમની તટસ્થતાના ઉલ્લંઘનમાં પ્રગટ થાય છે, અને કબજે લીધેલા પ્રાંતોના શાંત રહેવાસીઓ તરફ તેણે જે નિર્દય ક્રૂરતા વાપરી છે, તેથી યૂરપનાં મોટાં રાજ્યો ધીમે ધીમે જર્મની તથા તેના મળતિયા ઑસ્ટ્રિયાની સામે સંયુક્ત થયેલાં છે.

"જર્મન સેનાઓ, કે જે લડાઇનાં સાધનોથી સારી રીતે સંપન્ન હતી, તેમના દબાણથી વિગ્રહના પહેલા વરસમાં ફ્રાન્સ તેમજ રૂશિયાને પોતાના મુલકનો કેટલોક ભાગ આપી દેવાની ફરજ પડી હતી, પણ આ થોડા વખતની આફતથી આપણા સાચા મળતિયાઓનો કે તમારો જુસ્સો તૂટી ગયો નથી. વખત જતાં સરકારના એકત્ર પ્રયાસોને લીધે, આપણાં અને જર્મનોનાં સાધનો વચ્ચેની અસમાનતા ધીમે ધીમે ઓછી થયેલ છે. પણ આ પહેલાં લાંબા વખતથી, છેક ૧૯૧૫ ની પાનખર ઋતુથી, આપણા દુશ્મનને રૂશિયન ભૂમિનો એક પણ ભાગ ટકાવી રાખતાં મુશ્કેલી પડી છે, તથા ચાલુ વરસની વસંત અને ગ્રીષ્મમાં તેણે વારંવાર સખ્ત હાર ખાધેલી છે, અને તેને આખા મોખરા ઉપર બચાવની સ્થિતિમાં રહેવું પડ્યું છે. તેનું બળ ઓછું થતું દેખાય છે, પણ રૂશિયાનું અને તેના બહાદુર મિત્રોનું બળ દિનપ્રતિદિન અચૂક વધ્યા કરે છે.

"જર્મનીને લાગે છે, કે તેની પૂરેપૂરી હારની ઘડી પાસે આવી છે, તેમ જે અત્યાચારો તથા નીતિનાં ઉલ્લંઘનો તેણે કરેલ છે, તેના બદલાનો વખત પણ પાસે આવેલ છે. એજ પ્રમાણે, જ્યારે તેનું લડાયક બળ તેના પાડોશીઓના બળ કરતાં ચડિયાતું હતું, ત્યારે જેમ જર્મનીએ તેમની વિરુદ્ધ વિગ્રહ જાહેર કર્યો હતો, તેમ હવે, પોતાની નિર્બળતાનો અનુભવ થતાં, તે એકદમ સુલેહની મસલહતમાં ઉતરવાની માગણી કરે છે. ખાસ કરીને તે મસલહતની શરૂઆત માટે અને તેની લડાયક શક્તિ ખૂટી જાય તે પહેલાં તે પૂરી કરવા માટે ઇન્તેઝાર છે. એજ વખતે તે પોતાની સેનાની શક્તિ સંબંધી ખોટો વિચાર ચલાવવા યત્ન કરે છે, અને રૂમાનિયનો ઉપરની પોતાની થોડા વખતની જીતને આગળ કરે છે, કે જેમને અર્વાચીન લડાઇ ચલાવવા સંબંધી અનુભવ મેળવવાનો વખતજ મળેલો નથી.

"પણ જો જર્મની પોતાને અનુકૂળ વખતે વિગ્રહ જાહેર કરવાને, તથા રૂશિયા અને તેના મિત્ર ફ્રાન્સ ઉપર તૂટી પડવાને શક્તિમાન હતું, તો મિત્ર રાજ્યો, કે જેઓ સર્વશક્તિમાન ઇંગ્લંડ અને ઉદાર ઇટલી જોડાવાને લીધે મજબૂત થયલાં છે, તેઓ પણ પોતાને અનુકૂળ લાગે તે વખતેજ સુલેહની મસલહતમાં ઉતરવાને શક્તિમાન છે.

"એ વખત હજી આવેલો નથી. દુશ્મને જે પ્રાંતોનો કબજો લીધો છે, તેમાંથી તેને હાંકી કાઢવાનું હજી બની શક્યું નથી. વિગ્રહથી ઉત્પન્ન થયેલાં કર્તવ્યો હજી રૂશિયાએ સિદ્ધ કરેલ નથી—કૉન્સ્ટન્ટિનોપલ અને ડાર્ડનલ્સની ફરીને પ્રાપ્તિ, તેમજ પોલાંડના હાલના ત્રણેય અપૂર્ણ પ્રાંતોમાંથી સ્વતંત્ર પોલાંડની ઘટના હજી બાકી રહેલ છે.

"આ સમયે સુલેહ કરવાથી તો બહાદુર રૂશિયન સેના અને નૌકાના અગણિત પ્રયાસો

## HONOURS FOR A HEROIC CITY: VERDUN'S DECORATIONS.



વીર નગર વર્ડુનને મિત્ર રાજ્યોનાં માનદાન.

Lakshmi Art Byculla, Bombay

નિષ્ફળ થઇ પડે. આ પ્રયાસો, અને એ કરતાં પણ વધારે ઋષિયાના જે ઉમદા પુત્રો રણ-ક્ષેત્રમાં પડ્યા છે તેમની પવિત્ર યાદગિરી, દુશ્મનના ઉપર છેવટનો વિજય મેળવીએ, તે પહેલાં સુલેહનો વિચાર આપણને કરવા દે એમ નથી.

"એમ કોણ ધારી શકે છે, કે જેણે વિગ્રહની શરૂઆત કરી, તે તેનો અંત પણ પોતાની મરજીમાં આવે તે વખતે લાવી શકશે?

"મને શંકા નથી, કે પવિત્ર ઋષિયાનો દરેક સાચો પુત્ર, પછી તે હથિયારબંધ થઇને લડાઇને મોખરે ગયેલ હોય, કે અંદરના ભાગમાં રહીને તેના લડાયક બળને વધારવાને અથવા તેના ઉદ્યોગને ખીલવવાને કામ કરતો હોય, તેની ખાતરી થશે, કે દુશ્મનને આપણી સરહદમાંથી આપણે હાંકી કાઢીએ, તે પછીજ તેને સુલેહ આપી શકાય; અને ત્યારેજ, કે જ્યારે આપણને તથા આપણા સાચા મિત્રોને તે વિશ્વાસપાત્ર પુરાવો આપશે, કે આ પ્રમાણે દુષ્ટ હુમલો હવે પછી કદાપિ કરવામાં આવશે નહીં, અને જ્યારે તે આ વચનો પાળશે એવી આપણી પાકી પ્રતીતિ કરાવી શકશે. આ જામીનગિરીઓના પ્રબળથી તેને શાંતિના વખતમાં માથે લીધેલી બાબતો અદા કરવાની ફરજ પડશે.

"આપણા વિજયની ખાતરીમાં આપણે દૃઢ થવું જોઇએ, અને સર્વોપરિ (પ્રભુ) આપણા વાવટાઓને ધન્ય કરશે, તથા તેમને ફરીને કીર્તિથી આચ્છાદિત કરશે, અને તમારા વીરત્વને ઉચિત સુલેહ આપણને આપશે—એવી સુલેહ, કે જેને માટે ભવિષ્યના જમાનાઓ તમારી યાદગિરીને ધન્યવાદ આપશે, તથા પવિત્ર ગણશે."

નિકોલસ.

• —દોરડાં વગરના વાર મારફ્વ.



## લડાઇના તાર.

—૧૦૧—

<u>વેપારી વહાણોનો વિનાશ.</u>

પારિસ, ૨ જી ફેબ્રુઆરી.

વિગ્રહમાં વેપારી વહાણોનો કેટલો નાશ થયો છે, તેના આંકડા એક પ્રસિદ્ધ વર્તમાનપત્રે બહાર પાડેલ છે. જર્મનીએ ૪૦૯ વહાણો ગુમાવેલ છે, કે જે તેની કુલ સંખ્યાના ૨૪ ટકા છે. મિત્ર રાજ્યોનાં ૧,૬૪૬ વહાણો નાશ પામેલ છે, જેમાંથી ૧,૫૨૦ સબમરીનથી ડુબેલ છે. આમાં ૧,૧૧૦ વહાણો બ્રિટિશ છે, કે જે વિગ્રહ પહેલાંના બ્રિટિશ કાફલાના ૧૧ ટકા થતા

જાય છે. મિત્ર રાજ્યોને થયેલી હાનિ નવાં વહાણો બાંધવાથી અને દુશ્મનનાં જપ્ત કરવાથી પૂરવામાં આવેલ છે. જર્મનીને ૧૨,૬૦,૦૦૦ ટનનું નુકસાન થયું છે, જેને સાટે ૬૭૬,૯૯૬ ટન નવાં વહાણો બંધાયેલ છે, અને ૯૦૦,૦૦૦ ટન તૈયાર થાય છે.

પારિસનાં વર્તમાનપત્રો સ્વીકારે છે, કે મિત્ર રાજ્યોના કાફલાનું કામ દર રોજ વધારે મુશ્કેલ થતું જશે, પણ દુશ્મનનું જોર ઓછું થવા લાગ્યું છે, તે વખતે વધારે ત્રાસની ધમકીથી ડરવાની તેઓ ના પાડે છે.

યુનાઇટેડ સ્ટેટ્સ અને જર્મની.

લંડન, ૩ જી ફેબ્રુઆરી.

અમેરિકાએ જર્મની સાથેનો સંબંધ તોડયો છે. વૉશિંગ્ટનથી તાર છે, કે કાઉન્ટ બર્ન-સ્ટૉર્ફને આજે પરવાના મળી જશે.

કાઉન્ટ બર્નસ્ટૉર્ફને પરવાના આપવામાં આવેલ છે. મિ. જેરર્ડ, કે જે બર્લિન ખાતે યુનાઇટેડ સ્ટેટ્સનો એલચી છે, તેને પાછો બોલાવેલ છે.

મિ. જેરર્ડને સૂચના મળી છે, કે એલચી અને કોન્સલોનાં તમામ ખાતાં બંધ કરવાં, અને સંબંધ તોડી નાંખવો. અમેરિકા સાથે નિસબતની બાબતો સ્પેન સંભાળશે.

પ્રેસિડન્ટ વિલ્સને પ્રધાનમંડળ તથા સેનેટરોની સાથે ચર્ચા કર્યા પછીજ નિર્ણય કર્યો છે. તેની ખાતરી થઇ છે, કે આખો દેશ સંબંધ તોડી નાંખવાના પક્ષમાં છે.

જર્મન પક્ષનાં તોફાન થાય, તો તે તરત દબાવી દેવાની ગોઠવણો થયેલ છે. પાર્લમેન્ટના બધા આગેવાન સભાસદોએ ઝાહેર કરેલ છે, કે તેઓ પ્રેસિડન્ટ વિલ્સનને ટેકો આપે છે.

બેંકો અને ઓફિસોને વાવટાથી શણગારવામાં આવેલ છે. વર્તમાનપત્રો ખરીદવાને ટોળેટોળાં દોડે છે.

અમેરિકાના કૃત્યનાં પરિણામ.

લંડન, ૪ થી ફેબ્રુઆરી.

વસ્તીના વિચારવંત માણસો સમજે છે, કે અમેરિકાના કૃત્યથી લાભની સાથે કેટલીક હાનિ થવાનો પણ સંભવ છે. ઉદાહરણ તરીકે, જર્મનીમાં રહેલા મિત્ર રાજ્યોના કેદીઓને અમેરિકા તરફથી જે મદદ મળતી તે બંધ પડશે, અને બેલ્જિયમમાં જે આશ્રયનું કામ ચાલે છે તેને ધક્કો પહોંચશે, તથા લાખેક માણસ ભૂખમરાના જોખમમાં આવી પડશે.

## પ્રેસિડન્ટ વિલ્સનનું ભાષણ.

લંડન, ૪થી ફેબ્રુઆરી.

સાંઝે કોંગ્રેસની બેઠક સમક્ષ પ્રેસિડન્ટ વિલ્સને પોતાના નિર્ણયનાં કારણો સમજાવ્યાં છે. તેણે કહ્યું, કે "સસેકસનો ટોર્પીડોથી નાશ કર્યા પછી જર્મનીએ જે ગંભીર ખાતરી આપી હતી, તે અચાનક અને જાણીબૂજીને ખેંચી લેવાયાથી સંબંધ તોડી નાંખવા સિવાય બીજો માર્ગ રહ્યો નથી. જર્મનીએ આ ખેદકારક કર્મ કર્યું છે, છતાં હું એમ માનતો નથી, કે જર્મન અધિકારીઓ બે પ્રજાઓ વચ્ચેની જૂની મૈત્રીની અવગણના કરશે, તથા અમેરિકન વહાણો તથા જીવોનો નાશ કરશે. પણ એમની દીર્ઘદૃષ્ટિ અને ડહાપણમાં મને જે વિશ્વાસ છે તે જો કમનસીબે ખોટો પડશે, તો અમેરિકનોને સમુદ્રો ઉપર શાંતિથી વ્યવહાર કરવામાં બચાવવા સારૂ આવશ્યક સાધનોની હું કોંગ્રેસ પાસે માગણી કરીશ. મને કશો શક નથી, કે બધાં તટસ્થ રાજ્યો એજ માર્ગ લેશે. * * * આપણે જર્મન લોકોના સાચા મિત્રો છીએ, અને તેમની સરકાર સાથે સુલેહમાં રહેવાની આપણી અંતઃકરણની ઇચ્છા છે. તેઓ દુશ્મન છે એમ માનવાની આપણને ફરજ પડશે નહીં, ત્યાં સુધી આપણે તેમને દુશ્મન માનશું નહીં. આપણો ઉદ્દેશ માત્ર સ્વતંત્રતા, ન્યાય, અને અબાધિત જીવનના આપણા લોકોના હકનું રક્ષણ કરવાનો છે. આ વિગ્રહના નહીં પણ સુલેહના પાયા છે. પ્રભુ કરે ને જર્મન સરકાર જાણીબૂજીને એવો અન્યાય ન કરે, કે એ હકનું રક્ષણ કરવાની આપણને ફરજ પડે."

## અમેરિકામાં જર્મન જાસુસો.

વૉશિંગ્ટન, ૪થી ફેબ્રુઆરી.

સરકારી મકાનો ઉપર ખાસ પહેરા મૂકવામાં આવ્યા છે, અને વ્હાઇટહાઉસમાં તેમજ એલચીખાતાંઓમાં બમણા જાપતા કરાયા છે. એમ ગણના થાય છે, કે મધ્ય સામ્રાજ્યોના સુમારે ૧૦,૦૦૦ એજંટો પોલિસની નજરમાં છે, અને તેમાંથી ૫,૦૦૦ તો એકલા ન્યૂ યૉર્કમાંજ છે. જર્મની સાથે સંબંધ તૂટે, તો અમુક રીતે વર્તવાને તેમને સૂચના છે, એ વાત ઑફિશ્યલી જણાયલી છે. કેટલાંક તોફાનો બહાર પણ આવી ચૂકયાં છે.

## જર્મનીની ખબરો બંધ.

આમ્સ્ટર્ડામ, ૪થી ફેબ્રુઆરી.

જર્મન-અમેરિકન વાંધા સંબંધી હજુ સુધી જર્મનીથી કશી ખબર નથી. સેન્સરે જર્મન વર્તમાનપત્રોને સરહદ ઉપર અટકાવેલ છે.

## બેલ્જિયન 'રીલીફ વર્ક' ઉપર અસર.

વૉશિંગ્ટન, ૫ મી ફેબ્રુઆરી.

સ્ટેટ ખાતાએ બેલ્જિયન એલચીને ખબર આપી છે, કે જે પ્રતિનિધિ કારભારીઓ હાલ

બેલ્જયમમાં કામ કરે છે, તેમને પાછા બોલાવી લેવાનો કશો ઇરાદો નથી. રીલીફનાં કામ ચલાવનાર અમેરિકનો જવાની ફરજ નહીં પડે, ત્યાં સુધી ટકી રહેશે.

પ્રેસિડન્ટ વિલ્સન.

વૉશિંગ્ટન, ૬ ઠ્ઠી ફેબ્રુઆરી.

ઑસ્ટ્રિયન અને જર્મન વહાણોને જપ્ત કર્યાની હકીકત જણાવતાં પ્રેસિડન્ટ વિલ્સન બોલ્યો છે, કે "જે કરવાનો આપણને ચોકખો હક નહીં હોય, તેવું કશું કામ આપણે કરશું નહીં. જ્યારે આપણે ક્રિયા કરીએ છીએ, ત્યારે તે સિદ્ધાંતની ખાતર કરીએ છીએ, સગવડની ખાતર નહીં."

ગ્રાન્ડ વઝીરનું રાજીનામું.

લંડન, ૬ ઠ્ઠી ફેબ્રુઆરી.

આમ્સ્ટર્ડામથી ખબર આવી છે, કે તુર્કીના સુલતાને ગ્રાન્ડ વઝીરનું રાજીનામું સ્વીકાર્યું છે. તલાટ બે તેની જગ્યાએ નિમાયો છે, અને વિગ્રહની રાજનીતિમાં ફેરફાર થવાનો નથી.

શાહેનશાહ રાજાજીનું ભાષણ.

લંડન, ૭ મી ફેબ્રુઆરી.

આજે પાર્લમેન્ટ ઉઘાડતાં નામદાર શહેનશાહ રાજાજીએ એક મહત્વનું ભાષણ આપ્યું છે, જેમાં સંસ્થાનોની સાથે હિંદી સામ્રાજ્યનું નામ જોડવામાં આવેલ છે.

બ્રિઝિલની જર્મની તરફ ચાદી.

રાયો ડી જાનેરો, ૭ મી ફેબ્રુઆરી.

સબમરીનના નિરંકુશ ઉપયોગ સંબંધી જર્મનીની જાહેરાતનો બ્રિઝિલની સરકારે જવાબ મોકલી આપેલ છે. જર્મનીની એ હીલચાલ પ્રજાઓના કાયદાથી વિરુદ્ધ છે, એવો તેમાં વાંધો લેવાયો છે, અને જણાવાયું છે, કે એ પ્રમાણે ખુલ્લા દરિયાને બંધ કરવાની કોઇને રજા હોઇ શકે નહીં.

---

## નિવેદન.

---

આજના અંકની સાથે વીર નગર વર્દુનને મિત્ર રાજ્યોના માનદાનનો એક સુંદર ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૨૦ મી ફેબ્રુઆરી, ૧૯૧૭. [અંક ૧૨.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૦ મી ફેબ્રુઆરી, ૧૯૧૭.

## જર્મન પૂર્વ આફ્રિકામાં લડાઇ.

"મૌસિમે ગુલમેં હૈં યોં હુમ તો વતનસે નિકલે,
જિસ તરહ આદમ હુવ્વા ઘે અદનસે નિકલે!"

અર્થ:—"ફુલની મોસમમાં અમે અમારા દેશમાંથી એવી રીતે બહાર નીકળ્યા, કે જે પ્રમાણે આદમ અને હવ્વાને એદનની વાડીમાંથી નીકળવું પડ્યું હતું."

૧૯૧૬ની વસંતની શરૂઆતમાં એવું બન્યું, કે જે મુલક "જર્મન પૂર્વ આફ્રિકા" ના નામથી ઓળખાય છે, તે માત્ર આફ્રિકામાંજ નહીં પણ આખી દુનિયામાં જર્મનીના છેલ્લા સંસ્થાન તરીકે રહ્યો. અને એજ વખતે મિત્ર રાજ્યોએ તથા ખાસ કરીને જનરલ સ્મટ્સની સરદારી નીચે બ્રિટિશ લશ્કરોએ આ મહત્ત્વના પ્રદેશને કબજે કરવાની ફતેહમંદ લડાઇ આદરી.

જર્મનીનું આ છેલ્લું સંસ્થાન મોટામાં મોટું અને સારામાં સારૂં હતું. એક પ્રસિદ્ધ જર્મન લેખકના શબ્દો પ્રમાણે "જર્મન પૂર્વ આફ્રિકા એ જર્મનીના બહારના બધા પ્રદેશોમાં મણિરૂપ હતું," અથવા બીજી રીતે કહીએ, તો એક માનીતા દીકરા જેવું હતું. જર્મનીએ તેના ઉપર પુષ્કળ પૈસા ખરચ્યા હતા. આ અર્ધ જંગલી ભૂમિમાં જર્મનીએ સંસ્થાનો સ્થાપવાની પોતાની અસાધારણ શક્તિ બતાવી આપી હતી, અને દેશી વસ્તી સાથેના વ્યવહારોમાં તેમજ દેશનાં સાધનોની ખીલવટ કરવામાં પરમ સમર્થ બુદ્ધિ પ્રગટ કરી હતી. સમર્થ અમલદારોની એક પરંપરાએ તેના પ્રશ્નોનો અભ્યાસ કર્યો હતો, અને ખેતીની તથા વેપારની ખીલવણી માટે બધા પ્રકારના પ્રયોગો કરવામાં આવ્યા હતા. અનુકૂળ જગ્યાઓમાં સંખ્યાબંધ ઝાડો રોપવામાં આવ્યાં હતાં, અને ઘણા ઉદ્યોગો દેશમાં ચાલતા થયા હતા. ન્હાનાં અને મોટાં ખાસ જર્મન મજબૂતીનાં શહેરો બાંધવામાં આવ્યાં હતાં, બંદરો તૈયાર થયાં હતાં, તથા રેલવેના અને બીજા પાકા રસ્તા બંધાયા હતા. ટુંકામાં, આખા પ્રદેશને ખુલ્લો કરવાને તથા તેને આબાદીને માર્ગે ચડાવવાને જે કંઇ થઇ શકે તે તમામ કરવામાં આવ્યું હતું. ઉપરાંત, જર્મનો એકંદરે દેશી વસ્તીના મોટા ભાગને રાજી રાખી શક્યા હતા. ગુલામગિરી તથા લટફાટ તેમણે મોટે ભાગે દબાવી દીધી હતી.

જ્યારે વિગ્રહ શરૂ થયો, ત્યારે જર્મન પૂર્વ આફ્રિકા એ બેશક એક મોટું અને વધતું જતું સંસ્થાન હતું. ૧૯૧૪ના ઑગસ્ટમાં તેની રાજધાની દાર-અસ સલામમાં એક મોટું પ્રદર્શન ભરાવાનું હતું, અને તેને માટે જર્મનોએ મોટા પાયા પર તૈયારીઓ કરી હતી. જર્મનીનું એવુંજ માનવું હતું, કે આ મુલકનો તેનો કબજો હમેશાંને માટે જારી રહેશે, અને તેના ભવિષ્ય માટે તેને સુંદર સ્વપ્નો આવતાં હતાં. એ સ્વપ્નો સાચાં પાડવાનો તેણે પ્રયાસ પણ સારો કર્યો હતો, કારણકે એકંદરે તેનો કારભાર સારો હતો, એમ કહેવું પડે છે. પણ જ્યારે બેલ્જિયમ ઉપર ચડાઇ થઇ, અને તેટલા માટે ગ્રેટ બ્રિટને તેની સામે વિગ્રહ જાહેર કર્યો, ત્યારે તેનાં સંસ્થાનોની આવરદા ભરાઇ ચૂકી.

એ મુલકમાં જર્મનીનો પૂરેપૂરો કબજો લગભગ પચીસ વરસનો હતો. જ્યારે આફ્રિકાની યૂરપનાં મોટાં રાજ્યો વચ્ચે વહેંચણી થયેલી, ત્યારે પૂર્વ અને પશ્ચિમ બંનેમાં એ ખંડનો ઘણો દેશ તેને ભાગે આવેલો. એ લૂટનો એક ભાગ જે વિશાળ પ્રદેશ પાછળથી "જર્મન પૂર્વ આફ્રિકા" કહેવાયો તે હતો. તેની ઉત્તરે બ્રિટિશ પૂર્વ આફ્રિકા આવેલ છે, દક્ષિણે બ્રિટિશ ન્યાસાલેંડ વધા પોર્ચુગીઝ મોઝાંબિક છે, પૂર્વમાં હિંદી મહાસાગર રહેલો છે, અને પશ્ચિમમાં ન્યાસા, ટાંગાનેકા તથા કિવુનાં સરોવરો છે. તેનો વિસ્તાર ૩૮૪,૦૦૦ ચોરસ માઇલ કરતાં વધારે એટલે જર્મનીના પોતાના કરતાં બમણો છે. જર્મન નૈર્ઋત્ય આફ્રિકાના કરતાં એ પ્રદેશ ૬૦,૦૦૦ ચોરસ માઇલ કરતાં વધારે મહત્તર છે, કે જે સંસ્થાનનું લશ્કર ૧૯૧૫ના જૂલાઇની ૯ મી તારીખે જનરલ બોથાને કશી પણ સરતો વગર શરણ થયેલું. તેની દેશી કાળી વસ્તી સુમારે ૭૫ લાખ જેટલી છે, અને કેટલીક જાતિઓ ચડિયાતા વર્ગની અને અર્ધ સુધરેલી છે. ઘણા આરબો લાંબા વખતથી આવીને વસેલા છે, અને તેમની અસર દેખાઇ આવે તેવી છે.

આ વિશાળ પ્રદેશ ઉપર જર્મનીએ પોતાનો વાવટો પહેલવહેલો ૧૮૯૦માં ઉડાવેલો, પણ એ ભૂલવું ન જોઇએ, કે જે વધારે વિશાળ મુલક પૂર્વ આફ્રિકાના નામથી ઓળખાય છે, તેનો ઇતિહાસ ઘણો જૂનો અને જાણવા જેવો છે. એમાં કશો શક નથી, કે ફિનીશિયનો તથા દક્ષિણ અરબસ્તાનના તેમના મળતિયાઓએ બે હજાર વરસ પહેલાં ત્યાં વપાસ કરવાને વહાણો મોકલ્યાં હતાં; અને ક્રિશ્ચિયન સંવત શરૂ થયો તે અરસામાં આરબોએ ઝાંઝીબારના ટાપુ ઉપર અને તેની પાછળ ખંડના ભાગમાં થાણુંઓ નાંખ્યાં હતાં.

"દુન્યાકો સરાએ ફાની દેખી!
હર ચીઝ યહાંકી આની જાની દેખી:
જો આકે ન જાય વો બુઢાપા દેખા,
જો જાકે આયે વો જવાની દેખી!"

અર્થ:—"દુનિયાને નાશ પામનાર ઘર દીઠું, અહીંની દરેક વસ્તુ આવતી ને જતી જોઇ: જે આવીને ન જાય, તે તો ઘડપણ જોયું, અને જે જઇને ન આવે તે જુવાની જોઇ."

પાછલા વખત પર આવીએ, તો બારમી સદીમાં આરબો અને ઇરાનીઓ બંને ઝાંઝીબાર, મોંબાસા, અને કિલ્વામાં વસેલા હતા. એ છેલ્લું સ્થાન, કે જે પાછળથી જર્મન પૂર્વ આફ્રિકા થયો તે મુલકમાં આવેલું હતું, ત્યાં ઘણા વખત સુધી એક આરબ રાજ્ય જામેલું હતું. સોમાલીલેંડથી દક્ષિણે આખા કિનારા ઉપર આરબો કાળા લોકો ઉપર રાજ્ય કરતા હતા; અને સોનું, હાથીદાંત, તથા બીજો માલ હિંદુસ્તાન અને પૂર્વ ભણી મોકલતા હતા. જ્યાં ખપ હોય ત્યાં ગુલામો પણ તેઓ વેચતા હતા. પંદરમી અને સોળમી સદીઓમાં, ફિરંગીઓ, કે જેઓ તે વખતના સૌથી સાહસિક નાવિકો હતા, તેઓ એ મુલકમાં આવી પહોંચેલા. તેમણે આરબ સુલતાનને હરાવ્યો, અને કિલ્વામાં પોતાની છાવણી કરી. પણ એશિયામાંથી વધારે આરબો આવતાં તેમને જીતેલો ઘણો મુલક પાછો આપી દેવાની ફરજ પડી; અને પાછળથી શીદી લડવૈયાના ટોળાંઓએ કિલ્વાને ખંડેર કરી મૂક્યું. ફિરંગીઓને રોવુમા નદીની દક્ષિણ બાજુ તરફ હઠી જવું પડ્યું, પણ એ નદી તેમની ઉત્તરની સરહદ તરીકે રહી; અને તેની ઉપરની બધી જમીન આરબોએ ધીમે ધીમે પાછી મેળવી લીધી.

"કિસી મસ્તકે આનેકી આરઝૂ હય:
તો સાકી લિએ સાગરે મુશ્કબૂ હય!"

અર્થ:—"કોઇ મસ્તના આવવાની આશા છે, તો તેને આવકાર આપવા માટે દારૂ પાનાર કસ્તૂરીની સુગંધવાળો પિયાલો લઇને ઉભો છે."

બ્રિટિશોએ ઓગણીસમી સદીની શરૂઆત સુધી પૂર્વ આફ્રિકા તરફ ખાસ ધ્યાન આપેલું નહીં. એ અરસામાં તેમણે "કેપ ઑફ ગુડ હોપ"નો કબજો કર્યો હતો, અને તેઓ ફ્રેંચોની કેટલીક યોજનાઓ ઊંધી વાળવામાં રોકાયલા હતા. ફ્રેંચોએ માડાગાસ્કરમાં થાણાં નાંખ્યાં હતાં, અને મોરીશિયસનો કબજો લીધો હતો. ૧૮૦૪ માં બ્રિટિશ સરકારે એક લશ્કર ચડાવ્યું હતું, કે જે કેપની પાછળ થઇને પૂર્વ આફ્રિકાને કિનારે પહોંચેલું, કે જ્યાં તે આરબ રાજ્યકર્તાઓ સાથે કોલકરારમાં ઉતરવાનો બંદોબસ્ત કરી શકે. તે પછી કેટલેક વખતે ઝાંઝીબારમાં એક કોન્સલની ઑફિસ સ્થપાયેલી. એ અરસામાં ઝાંઝીબાર અને પૂર્વ આફ્રિકાના બીજા બધા આરબ મુલક ઉપર મસ્કતથી કારભાર ચાલતો. મસ્કત ઇરાની અખાતના મુખ ઉપર આવેલી ઓમાનની રાજધાની હતી, અને ત્યાંના સુલતાનની સાથે બ્રિટિશોને સારો સંબંધ હતો.

"કદ તેરા સર્વે રવાં થા, મુઝે માલુમ ન થા:
ચાંદ બદલીમેં નિહાં થા; મુઝે માલુમ ન થા!"

અર્થ:—"તારા શરીરની ઊંચાઇ ચાલતો શરૂ છે, તે હું જાણતો નહોતો: ચંદ્રમા વાદળીમાં સંતાયલો હતો, તે હું જાણતો નહોતો."

કિનારાની પાછળ શું રહેલું છે, તેની તે વખતે બહારની દુનિયાને થોડીજ ખબર હતી.

ગઇ સદીની મધ્યથી જે મુસાફરો અંદરના ભાગમાં જઇ આવ્યા છે, તેમના વૃત્તાંતો દુનિયાના ઇતિહાસના સૌથી અદ્ભુત લેખોની બરાબરી કરે તેવા છે. પ્રથમ ઝાંઝીબારમાં અને ખંડ ઉપર ઇંગ્લંડની ચર્ચ મિશનરી સોસાયટીનાં મિશનો સ્થપાયેલાં, અને તેના પહેલા પ્રતિનિધિઓ જન્મથી જર્મન હતા. આરબો પાસેથી તેમણે એવી વાતો સાંભળેલી, કે મુલક ગરમ છતાં અંદરના ભાગમાં દૂર બરફના પહાડો છે, અને પશ્ચિમે સેંકડો માઇલના વિસ્તારનાં મોટાં સરોવરો છે. આ વાતોથી ઉત્તેજિત થઇને ક્રૅફ અને રેબમૅન નામે વર્ટેંબર્ગના રહેવાસી બે મિશનરીઓ પ્રથમ અંદરના ભાગમાં ગયેલા, અને તેમણે કિલિમાંજારોના ભવ્ય પહાડની શોધ કરેલી. દુનિયાના મોટામાં મોટા પહાડોમાંનો એ એક છે, અને ઘણે ભાગે આશ્ચર્યકારક સૌંદર્યથી ભરપૂર છે. તેમના વૃત્તાંતોથી બીજા શોધકોને ઉત્તેજન મળેલું, જેમકે બર્ટન અને સ્પીકને. ટાંગાનૈકા અને વિકટોરિયા ન્યાન્ઝાનાં સરોવરો શોધવાનું માન સ્પીકને ઘટે છે. બીજા શોધકોમાં લિવિંગ્સ્ટન, સ્ટૅનલી, તથા કમાન્ડર કૅમેરોનનાં નામ પણ ઉમેરવાં જોઇએ.

ઓગણીસમી સદીના પાછલા ભાગમાં ગ્રેટ બ્રિટનને સારે નસીબે ઝાંઝીબારનો કૉન્સલ-જનરલ સર જૉન કર્ક અસાધારણ શક્તિનો આદમી હતો. સર જૉને ક્રિમીયામાં શસ્ત્રવૈદ્ય તરીકે કામ કર્યું હતું, અને ઝાંબેસીની ચડાઇમાં લિવિંગ્સ્ટનની સાથે હોઇને તેણે પૂર્વ આફ્રિકામાં વીસ કરતાં વધારે વરસ ગાળ્યાં હતાં. રાજકીય બાબતોમાં તેની સમજણ અસાધારણ હતી, અને બીજાઓ આકર્ષાય એવા પ્રકારનો તે આદમી હતો. ઝાંઝીબારનો સુલતાન અને આરબ ઠાકોરો તેને ઓળખતા હતા, તેના પર વિશ્વાસ રાખતા હતા, તથા તેની સલાહ પ્રમાણે ચાલતા હતા. એટલે સોમાલીલેંડથી ફિરંગીઓના મુલક સુધીના આખા મોટા મુલકના રાજ્યકર્તા જેવો તે થઇ પડ્યો હતો. બ્રિટિશ સત્તાના વિસ્તાર માટે તેને ઘણો આગ્રહ હતો, અને ગુલામગિરીના વેપારને દાબી દેવાને પણ તે ઉત્સુક હતો. આ બંને ઉદ્દેશોમાં તે ઘણે અંશે પાર પડેલો. તેણે ઝાંઝીબારના સુલતાનને ગુલામનો વેપાર બંધ કરવા સમજાવ્યો, પણ રાજકીય ક્ષેત્રમાં ફ્રેંચો તેની સામે હતા, કારણકે ઝાંઝીબારમાં તેમણે પણ એક કૉન્સલખાતું સ્થાપ્યું હતું, અને તેમની સાથે એવા કોલકરારો હતા, કે સર જૉનના હાથ છૂટા નહોતા.

બીજી શહેનશાહતના વખતમાં ગ્રેટ બ્રિટન તથા ફ્રાન્સે લડાઇ ન થાય તે માટે એવા કરાર કર્યા હતા, કે પૂર્વ આફ્રિકામાં મસ્કતના તથા ઝાંઝીબારના સુલતાનના પ્રદેશોને એકેય પક્ષે પોતાના રાજકીય અંકુશમાં લાવવા નહીં. બંને રાજ્યો વચ્ચે હરીફાઇ પુષ્કળ ચાલતી હતી, પણ તેથી આરબો પોતાનો મુલક રાખી શકેલા. છેવટે એક ત્રીજું રાજ્ય વચ્ચે પડ્યું, અને તેણે સ્થિતિ બદલી નાંખી. એ ત્રીજું રાજ્ય તે જર્મની.

"સમાયા હય જબસે તું આંખોમેં મેરી,
જિધર દેખતા હું ઉધર તુહિ તુ હય!"

અર્થ:—"જ્યારથી તું મારી આંખોને પસંદ પડયો છે, ત્યારથી જ્યાં જોઉં છું, ત્યાં તું ને તુંજ દેખાય છે!"

જર્મન વેપારીઓ તો ઝાંઝીબારમાં છેક ૧૮૪૯માં દેખાયા હતા, પણ જર્મનીની એકતા થયા પછી કેટલેક વરસેજ કૈઝર બીજા વિલ્હેલ્મ અને તેના પ્રધાનોએ જર્મનીનાં સંસ્થાનો વધારવાની રાજનીતિનું અનુસરણ કરેલું. આફ્રિકા સિવાય પૃથ્વીના બીજા ભાગો તો વહેંચાઇ ગયા હતા, એટલે આફ્રિકા તરફ જર્મનીનું ધ્યાન જાય, એ સ્વાભાવિક હતું. ૧૮૮૪માં ડા. કાર્લ પીટર્સને પૂર્વ આફ્રિકા મોકલવામાં આવેલો, કે જ્યાં જર્મનોના કહેવા પ્રમાણે તેણે દેશી રાજાઓની સાથે કોલકરારો કરીને કેટલાક હક મેળવેલા. પછીના વરસમાં જર્મન સરકારે તેને તથા આ સાહસમાં તેના સાથીઓને શહેનશાહી રક્ષણનો પરવાનો આપેલો. ૧૮૮૫માં જર્મનીએ વિટુના સ્વતંત્ર રાજ્યને પોતાના રક્ષણ નીચે આવેલું જાહેર કર્યું. ૧૮૮૬માં ગ્રેટ બ્રિટન અને જર્મની વચ્ચે એવી સમજુત થયેલી, કે ઝાંઝીબારના સુલતાનના મુલકમાં ઝાંઝીબાર, પેંબા અને લામુના દ્વીપસમૂહનો સમાવેશ થાય, અને તે ઉપરાંત તુંગી અખાતથી કિપિની સુધી કિનારા પર દસ માઇલનો પટ્ટો તથા કેટલાંક ઉત્તરનાં શહેરો પણ રહે. ઝાંઝીબારના સુલતાનો જે દાવો કરતા હતા, તેથી આ પ્રદેશ ઘણો ઓછો હતો.

દરમિયાન બ્રિટિશોએ પૂર્વ આફ્રિકામાં પોતાને મળેલા પ્રસંગનો પુરતો લાભ લીધેલો નહીં. પણ હવે તેમણે બ્રિટિશ પૂર્વ આફ્રિકન એસોસિએશન નામે એક કંપની કાઢી, અને ડા. પીટર્સની કંપની સાથે હરીફાઇ શરૂ કરી. ૧૮૮૭માં ઝાંઝીબારના સુલતાને અંબા નદી તથા કિપિની વચ્ચેના પોતાના મુલકનો બ્રિટિશ કંપનીને પટ્ટો લખી આપ્યો; પણ પછીના વરસમાં હરીફ જર્મન કંપનીને પણ અંબાની દક્ષિણના પ્રદેશમાં તેણે તેવાજ લાભ આપ્યા. બ્રિટિશો તથા જર્મનો વચ્ચે પુષ્કળ અદેખાઇ અને મનદુઃખ થયેલાં, જેનો અંત આણવાને ૧૮૯૦ના જૂલાઇની ૧લી તારીખે ગ્રેટ બ્રિટન તથા જર્મની વચ્ચે એક સંધિ કરવામાં આવ્યો, જેમાં ફ્રાન્સે પણ સહી કરી.

"વોહ જો તુમમેં હમમેં કરાર થા, તુમેંહ યાદ હો કે ન યાદ હો:
વોહી વાદા યાની નિબાહકા, તુમેંહ યાદ હો કે ન યાદ હો!"

અર્થ:—"જે તમારી અમારી વચ્ચે કોલકરાર થયા હતા, તે તમને યાદ હોય કે ન હોય: તે કરાર તો પ્રીતિ નિભાવવાનો હતો, પછી તમને યાદ હોય કે ન હોય!"

(આ મહત્ત્વનો વિષય હવે પછીના અંકમાં જારી રાખવામાં આવશે.)



## લડાઇના તાર.

સામાન્ય સ્થિતિ.

અત્યારે લડાઇની સામાન્ય સ્થિતિ અતિશય ભયંકર છે. જર્મની આગબોટો ઉપર આગબોટો ડુબાવ્યાજ કરે છે, પણ સબમરીનોના નાશ માટે બ્રિટિશ નૌકા સારો પ્રયત્ન કરી રહેલ છે,

અને ઘણી નવી યોજનાઓનો ઉપયોગ ચાલ્યા કરે છે. પશ્ચિમ મોખરા ઉપર ચડાઇની બ્રિટિશ તૈયારી તોપો અને રેલવેની બાબતમાં અધૂરી જણાય છે. અમેરિકાએ હજી વિગ્રહ જાહેર કર્યો નથી. દુનિયાનાં ઘણાંખરાં તટસ્થ રાજ્યોએ સબમરીનના નિરંકુશ ઉપયોગ વિરુદ્ધ અવાજ ઉઠાવ્યો છે. ઉન્મત્ત જર્મનીએ હજી સુધી કોઇને દાદ આપેલ નથી. પણ રાવણનાં દસ માથાં રણમાં રોળાવાનો વખત ઝડપથી પાસે આવતો દેખાય છે.

સબમરીનનો ત્રાસ.

લંડન, ૮ મી ફેબ્રુઆરી.

અમીરોની સભામાં લૉર્ડ કર્ઝને સબમરીનના ત્રાસને પહોંચી વળવાને લેવાતાં પગલાંનું વર્ણન આપ્યું છે. છેવટે તેણે કહ્યું છે, કે "આપણે વિગ્રહના સર્વોપરિ અને ભયંકર વખત પાસે આવી પહોંચ્યા છીએ. કદાચ હવે પછીના મહિનાઓમાં દુશ્મન પહેલાંના કરતાં પણ વધારે ત્રાસદાયક કર્મો કરશે; અને તેને હરાવવાને આપણને બધાં સાધનોનો ઉપયોગ કરવાની જરૂર પડશે."

અમેરિકામાં જાગર્તિ.

ફિલાડેલ્ફિયા, ૮ મી ફેબ્રુઆરી.

ત્રીસ લાખ જર્મન-અમેરિકનોનું પ્રતિનિધિત્વ કરનારા અઠ્ઠાવીશ સંસ્થાનના પ્રતિનિધિઓએ યુનાઇટેડ સ્ટેટ્સ તરફ વફાદારીના કસમ લીધા છે, પ્રેસિડન્ટ વિલ્સનના કૃત્યને બહાલ રાખ્યું છે, અને લડાઇ જાગે તો જર્મન-અમેરિકન પલટનો ઉભી કરવાનું કબૂલ કર્યું છે.

ન્યૂ યૉર્ક, ૯ મી ફેબ્રુઆરી.

જર્મન-અમેરિકનોની વફાદારીની વાતો છતાં કાવતરાં સામે પુરતી સાવચેતીઓ લેવામાં આવે છે; અને ઘણાં મહત્વનાં ખાતાંઓ પોતાના ટ્યૂટૉનિક નોકરોને રજા આપવા લાગ્યાં છે. ઓગણીસ વિમાન બનાવનારાં કારખાનાંઓએ સરકાર માટે દર અઠવાડિયે ૨૦૦ વિમાન બનાવી આપવાનું વચન આપેલ છે.

ઇજિપ્તમાં સનૂસીની હાર.

લંડન, ૯ મી ફેબ્રુઆરી.

ગિરબાની દક્ષિણે પડેલા સૈયદ અહમદ સનૂસીના લશ્કરે હાર ખાધી છે, અને તેને ન્હાસવું પડ્યું છે. સિવાનો તથા મુનાસિબ ઘાટનો આપણે કબજો લીધો છે.

પૂર્વ આફ્રિકામાં હિંદી લશ્કર.

લંડન, ૯ મી ફેબ્રુઆરી.

જનરલ સ્મટ્સ એક લેખમાં હિંદી લશ્કરના વર્તનની સારી તારીફ કરે છે, અને ખાસ કરીને પહાડી તોપખાનાંના માણસોના કામને વખાણે છે.

વહાણોનો વિનાશ.

લંડન, ૧૧ મી ફેબ્રુઆરી.

કુશળ માણસો એવી ગણતરી કરે છે, કે સબમરીનનો વધારે ત્રાસ શરૂ થયા પછી હમેશાં ૧૮,૦૦૦ ટન જેટલાં વહાણોને જર્મનો ડૂબાવે છે, અને પહેલાં ૧૨,૦૦૦ ટન જેટલાંની એ દશા કરતા હતા. આટલુંજ નુકસાન જારી રહેશે, તો તેથી બહુ અડચણ આવવાની નથી.

ચીન અને જાપાનનો ટેકો.

પેકિંગ, ૧૪ મી ફેબ્રુઆરી.

પ્રેસિડન્ટ વિલ્સનને જવાબની એક યાદીમાં ચીનની સરકાર સબમરીનના નિરંકુશ ઉપયોગને વખોડી કાઢે છે, અને જણાવે છે કે જો તેના વાંધા ઉપર ધ્યાન નહીં અપાય, તો તે જર્મની સાથેનો સંબંધ તોડી નાંખશે.

લંડન, ૧૫ મી ફેબ્રુઆરી.

એમ કહેવાય છે, કે જો યુનાઇટેડ સ્ટેટ્સ વિગ્રહમાં ઉતરશે, તો જાપાન તેને ટેકો આપશે.

ફીલ્ડ-માર્શલ હેગનો અભિપ્રાય.

પારિસ, ૧૪ મી ફેબ્રુઆરી.

અહીં એક વાતચિતમાં ફીલ્ડ-માર્શલ હેગે જણાવ્યું છે, કે "પશ્ચિમનો મોખરો નિર્ણાયક છે, અને મિત્ર રાજ્યો જર્મન પશ્ચિમ મોખરાને તોડી નાંખશે, એમાં કશો શક નથી. રણક્ષેત્ર ઉપરજ વિગ્રહનો નિર્ણય થશે, અને ૧૯૧૭ માં સુલેહ કદાચ થાય. પણ જો જર્મનીને આ સાલમાં પૂરેપૂરી હરાવાશે નહીં, તો મિત્ર રાજ્યો લડાઇ ચાલુ રાખવાને આનાકાની કરશે નહીં. પૂરેપૂરી જીત વગર સ્થાયી સુલેહ સંભવિત નથી. બ્રિટિશ સેનાઓનો આગ્રહ છે, કે છેવટ સુધી લડ્યા કરવું. * * * આપણે અતિશય કામ કર્યું છે, પણ હજી ઘણું કરવાનું રહ્યું છે. જોઇએ તેટલો દારૂગોળો તૈયાર થયેલ છે, પણ હજી આપણને વધારે તોપો તથા રેલવેઓની જરૂર છે. તોપો એટલી ઘસાઇ જાય છે, કે તે અતિ વધારે કદાપિ થવાની નથી. રુશિયા, ઇટલી, અને રૂમાનિયાને પણ આપણે બધા પ્રકારનાં સાધનો પૂરાં પાડીએ છીએ. બધે સંયુક્ત અને મજબૂત મોખરો રાખવાનો હોવાથી તેમ કરવાની આપણી ફરજ છે. આઇઓની લડાઇ બંધ પડીને ખુલ્લી હીલચાલ થઇ શકશે, ત્યારેજ આપણને ધારેલા લાભ મળશે. અપૂરી સુલેહથી તો જર્મનો માત્ર ભયંકર વેર લઇ શકશે. દુશ્મન હાર પાસે હોવાથીજ સુલેહના પ્રપંચો કરે છે."

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૨૭ મી ફેબ્રુઆરી, ૧૯૧૭. [અંક ૧૩.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૭ મી ફેબ્રુઆરી, ૧૯૧૭.

જર્મન પૂર્વ આફ્રિકામાં લડાઇ.

(ગયા અંકથી ચાલુ.)

આ કોલકરારથી "જર્મન પૂર્વ આફ્રિકા" ની ઉત્પત્તિ થઇ. જર્મનીએ વિટુ ઉપરથી અને પોતાના નવા સંસ્થાનની ઉત્તરની બધી ભૂમિ ઉપરથી પોતાનો હક અથવા દાવો ઉઠાવી લીધો. ગ્રેટ બ્રિટને ઝાંઝીબાર અને પેંબાને તથા જર્મનીની નવી સરહદની ઉત્તરે સોમાલીલેંડ સુધીના બધા પ્રદેશને પોતાના રક્ષણ નીચેનો મુલક જાહેર કર્યો, કે જે મોંબાસાથી પશ્ચિમે અંદરના ભાગમાં યુગેંડા સુધી પહોંચ્યો. જર્મનીએ આ પ્રદેશનો બ્રિટિશ છાયા નીચે આવેલ તરીકે સ્વીકાર કર્યો. માડાગાસ્કર, સહારા, અને નાઇજીરિયન સુદાનમાં ફ્રાન્સના હક કબૂલ રખાયા. ગ્રેટ બ્રિટને પાછળથી પોતાના પ્રદેશમાં ત્રણ રક્ષિત રાજ્યોની સ્થાપના કરી—વિટુ સહિત પૂર્વ આફ્રિકાનું રક્ષિત રાજ્ય, યુગેંડાનું રક્ષિત રાજ્ય, તથા ઝાંઝીબારનું રક્ષિત રાજ્ય. પૂર્વ આફ્રિકન રક્ષિત રાજ્યનો ગવર્નર ઝાંઝીબારનો હાઇ કમિશનર હતો, પણ બીજી રીતે કારભારો જુદા જુદા અને પરસ્પરથી સ્વતંત્ર હતા.

ઝાંઝીબાર શહેર, એજ નામના ટાપુ ઉપર આવેલું હોઇને, પૂર્વ આફ્રિકામાં મોટામાં મોટું હતું, અને તેના જેવું બંદર બીજે કયાંય નહોતું. જર્મનીને અપાયલા મુલકમાં કોઇ પણ સ્થાન એટલા મહત્ત્વનું નહોતું, અને કોલકરાર જ્યારે પ્રસિદ્ધ થયા, ત્યારે બર્લિન અને હામ્બર્ગના સંસ્થાનપક્ષને ઘણો અસંતોષ થયેલો. પણ જર્મનો તરત બીજાં બંદરો શોધવા લાગ્યા, અને તેમને તાંગા તથા દાર-અસ-સલામ મળી આવ્યાં. ૧૮૯૧ માં તાંગાથી તેમણે એક રેલવે બાંધવા માંડી, કે જે પાછળથી ઉસંબરા રેલવે કહેવાઇ, અને ઉસંબરાના ઘાટ ઉપર થઇને છેક કિલિમાંજારો પર્યંત પહોંચી. અહીંથી તેમણે તાંગાનિકા સરોવર સુધી એક બીજી લાઇન બાંધી. તેનું છેલ્લું સ્ટેશન ઉજીજી આગળ છે, કે જ્યાં ૧૮૭૧ માં લિવિંગ્સ્ટન અને સ્ટૅનલીની મુલાકાત થયેલી. વિગ્રહ શરૂ થયો, ત્યારે તાંગાથી શરૂ થતી ઉસંબરા રેલવે મોશી સુધી એટલે કિનારાથી બસેં માઇલ કરતાં વધારે અંતર સુધી પહોંચી હતી; અને દાર-અસ-સલામથી ઉજીજી સુધીની મધ્ય રેલવે, કે જે ૧૯૧૪ ના ફેબ્રુઆરીમાંજ પૂરી થયેલી, તે ૭૮૦ માઇલ લંબાઇની હતી. આ બંદરો અને રેલવેઓ ઉપર જર્મન પૂર્વ આફ્રિકાના જીવનનો

આધાર હતો; અને એ ચોક્કસ હતું, કે જો કોઇ પણ જોરાવર દુશ્મન એ હાથ કરી શકે, તો મુલકમાં જર્મન સત્તા બહુ વાર ટકી શકે નહીં.

"તજવીઝેં હજારો ઔર તદબીરેં કરો લાખોં,
આખરકો વોહી હોવે જો કુછ કે ખુદા ચાહે!"

અર્થ :—"હજારો તોડજોડ અને લાખો યુક્તિઓ કરો, પણ છેવટે તો જે પ્રભુ ધારે તે થાય."

જર્મનીએ આ પ્રમાણે પોતાના મુખ્ય સંસ્થાન ઉપર પ્રીતિ દર્શાવી હતી, છતાં ત્યાં વસવાટ તો બહુજ ધીમેથી થયો હતો. એવી ગણના થયેલી, કે ૧૯૧૩ માં તેની બધી ગોરી વસ્તી મળીને છ હજારની અંદર હતી, અથવા જર્મન નૈર્ઋત્ય આફ્રિકાની ગોરી વસ્તીથી માત્ર સુમારે ½ હતી. પણ લડાયક ઉમરના બધા પુરુષો કેળવાયેલા સિપાઇઓ હતા, અને જ્યારે વિગ્રહ શરૂ થયો, ત્યારે પૂર્વમાંથી બીજા જર્મનો આવી મળવાને લીધે તેમની સંખ્યા છેવટે લગભગ ૩,૦૦૦ જેટલી થયેલી. તેમની પાસે પુષ્કળ મશીનગનો, રાઇફલો, અને બીજાં હથિયારો હતાં. ઉપરાંત, તેમની પાસે કાળા લોકોની પણ કેટલીક પલટનો હતી, જેમાં સુમારે છ કે સાત હજાર માણસો હતા. જર્મન કવાયતમાં કેળવાયેલા હોઇને એ કાળા લોકો પણ સારા લડવૈયા હતા.

જર્મનીને એવો તો ખયાલ પણ નહીં આવેલો હોય, કે તેને પોતાને પૂર્વ આફ્રિકાનો મુલક છોડી દેવાની ફરજ પડશે. તેને ખબર હતી, કે રક્ષિત રાજ્યમાં બ્રિટિશ લશ્કર ઘણું ઓછું હતું, અને વિગ્રહ જલદી પૂરો થશે એવી આશા હોવાથી એ પ્રદેશના ભવિષ્ય માટે કશી ચિંતા નહોતી. એથી ઉલટું, તેનો ઇરાદો બ્રિટિશ મુલકમાં લડાઇ લઇ જવાનો હતો, કે જ્યાં બચાવ કે ચડાઇ માટે કશી તૈયારી નહોતી. મોંબાસાથી વિકટોરિયા ન્યાન્ઝાના સરોવર સુધીની રેલવે દુશ્મનને હુમલો કરતાં ફાવે તેવી હતી. આ લાઇન જર્મન સરહદની લગભગ સમાંતર હતી, અને તેમની વચ્ચેનું અંતર જુદે જુદે સ્થળે ૫૦ થી ૧૦૦ માઇલ સુધીનું હતું. તાંગાથી મોશી સુધીની જર્મન ઉસંબરા રેલવે એવી હતી, કે જેથી બ્રિટિશ લાઇનની સામે જલદીથી લશ્કર એકત્ર કરી શકાય. જર્મનીની યોજના એ હતી, કે એ લાઇન ઉપર જમીન-રસ્તે હુમલો કરવો, કોનિગ્સબર્ગ નામની ક્રૂઝરે દરિયામાંથી મોંબાસા ઉપર તોપો ચલાવવી, અને ન્યાસાલેંડ તથા ઉત્તર ર્‍હોડીસિયામાંથી પણ ચડાઇ કરવી.

"વો સામને નઝર આતી હય મંઝલે મકસદ,
મુસીબત આએ અગર કુછ તો દિલ! ન ઘબરાના"

અર્થ :—"આ સામે વહાલાનું ઘર દેખાય છે. ઓ મન! કદાચ કંઇ સંકટ પડે, તો ગભરાઇશ નહીં."

જ્યારે વિગ્રહ શરૂ થયો, ત્યારે પૂર્વ આફ્રિકાની અંદર બ્રિટિશો ગંભીર સ્થિતિમાં હતા.

પહેલા મહિનામાં તો તેઓ એક હજાર કરતાં વધારે આદમીઓ રણમાં ઉતારી શકે એવું નહોતું. કેટલુંક લશ્કર સોમાલીઓની સામે ચડાઇમાં ગયું હતું. એ લશ્કરને તરત પાછું બોલાવવામાં આવ્યું, અને પાંચસેંક રાઇફલવાળા એકત્ર થયા. બસેંક પોલિસો રેલવેની રક્ષા કરવા લાગ્યા. ગોરા વતનીઓએ વોલંટિયરોની બે ટુકડી તૈયાર કરી; અને યુગેંડા રેલવે વોલિંટિયરોને લાઇન પરના પૂલોના બચાવ માટે આવાહન થયું.

૧૯૧૪ ના ઑગસ્ટમાં જર્મનો પોતાની ચડિયાતી સંખ્યાનો બરાબર લાભ લઇ શક્યા નહીં. તેમણે દક્ષિણમાં ફેરીંગા પાસે, ન્યાસા સરોવર ઉપર, તથા પશ્ચિમમાં એબરકોર્ન આગળ હુમલા કર્યા, પણ તેમનું કશું વળ્યું નહીં. જો તેઓ એકદમ યુગેંડા રેલવે ઉપર ધસ્યા હોત, તો તેઓ સારી જીત મેળવી શકત. પણ મોંબાસાથી દક્ષિણે કિનારા ઉપર ટાવેટા અને વાંગાનો કબજો લેવા ઉપરાંત તેમણે ઑગસ્ટમાં કશું વધારે કર્યું નહીં. સપ્ટેંબરના પહેલા અઠવાડિયાની આખરે તેમણે રેલવેની સામે ગંભીર હીલચાલ શરૂ કરી.

દરમિયાન ઑગસ્ટની ૧૩ મી તારીખે જર્મન રાજધાની દાર-અસ-સલામ ઉપર એક બ્રિટિશ ક્રૂઝરે તોપ ચલાવી હતી. બંદરમાં માણસો ઉતરેલા, અને તેમણે વાયરલેસનું નવું સ્ટેશન બંધાયું હતું તેનો નાશ કરેલો. મોવે કરીને ૬૫૦ ટનના એક જર્મન વહાણને પણ ડુબાવવામાં આવ્યું હતું.

ઑગસ્ટ વીતી ગયો, અને સપ્ટેંબરની ત્રીજી તારીખે હિંદુસ્તાનથી થોડી મદદ આવી પહોંચી. બ્રિગેડિયર-જનરલ સ્ટુઅર્ટ તેનો ઉપરી હતો, અને તે તમામ બ્રિટિશ લશ્કરનો ઉપરી થયો. હજી પણ જર્મનો જોરથી હુમલો કરે, તો તેમને પહોંચી વળવાને જોઇએ તેટલી બ્રિટિશોની સંખ્યા નહોતી. પણ દેશ મોટે ભાગે પાણી વગરનો વેરાન હોવાથી બચાવનું કામ પ્રમાણમાં સહેલું હતું.

સપ્ટેંબરમાં યુગેંડા લાઇનની સામે દુશ્મને કેટલાક પ્રયત્ન કર્યા. પહેલા યત્નમાં ત્સાવો નદી ઉપરના રેલવેના પૂલ પાસે તેને હઠી જવું પડ્યું. બીજા યત્નમાં વિક્ટોરિયા ન્યાન્ઝા સરોવર પાસે કિસાઇમાંથી તેમને નીકળી જવાનું ઠીક લાગ્યું, અને વિનિફ્રેડ તથા કેવિરોન્ડો નામે આગબોટોની મદદથી કારંગુ છોડીને સરોવરનો આશ્રય લેવાની ફરજ પડી. ત્રીજી ચડાઇ સૌથી વધારે જોખમભરેલી હતી. તે વાંગાથી શરૂ થઇને કિનારે કિનારે મોંબાસા સુધી પહોંચવાની હતી, અને એ ચડાઇની સાથે કૉનિગ્સબર્ગ કામ કરવાની હતી.

કૉનિગ્સબર્ગને મોંબાસા ઉપર તોપ ચલાવવાનું કામ સુપ્રત થયું હતું. મોંબાસા શહેર એક ટાપુ ઉપર આવેલું છે, અને ખંડની સાથે તે એક પૂલથી જોડાયલું છે. પણ બ્રિટિશ નાકાની તજવીઝથી કૉનિગ્સબર્ગ ઠરાવેલી તારીખે હાજર થઇ શકી નહીં. ઝમીન ઉપરના લશ્કરને પણ ગાસી આગળ અટકી જવું પડ્યું લડાઇ જોરથી ચાલી. બધા ગોરા અમલદારો જખમી થયા, અને એક દેશી સારજંટની હિંમતથીજ દુશ્મનનો પરાજય થયો. ઑક્ટોબરની બીજી તારીખે

## THE VENIZELIST HEAD-QUARTERS AT SALONICA—NATIONALIST VOLUNTEERS ARRIVING.





સાલોનિકામાં વેનિઝેલિસ્ટોની છાવણી—નેશનેલિસ્ટ વોલંટિયરોનું આવી પહોંચવું.

Lakshmi Art, Byculla, Bombay

કેટલુંક હિંદી લશ્કર આવી પહોંચ્યું. આખા ઑકટોબરમાં જર્મનો લાઇનથી સિત્તેરેક માઇલ દૂર ટાવેટાને તથા એકબે એટલાંજ દૂરનાં મથકોને ટકાવી રહ્યા. પણ બ્રિટિશોએ રેલવેને સુરક્ષિત રાખી, અને વધારે કુમકની રાહ જોઇ.

હિંદથી એક બીજું લશ્કર નવેંબરની પહેલી તારીખે કિનારે આવી પહોંચ્યું, અને બીજા દિવસની સ્હવારે એ તોપોવાળી હોડીઓ સાથે તાંગાની નઝદીક દેખાયું. મેજર-જનરલ એઇટકેન તેનો ઉપરી હતો. તાંગાને તાબે થવાનું કહેણ મોકલવામાં આવ્યું. ઉપરી અમલદારે ગવ્હર્નર ગેરહાજર છે, અને તેને પૂછવાની જરૂર છે, એવું બહાનું કાઢીને થોડા કલાકની મેહુતલ માગી. એ વખત પૂરો થતાં એજ કારણ માટે થોડા વધારે કલાક આપવામાં આવ્યા. એ અરસાનો લાભ લઇને તેણે ઉસંબરા રેલવેની મદદથી અંદરના ભાગમાંથી સિપાઇઓ બોલાવ્યા, અને શહેરના બચાવની મજબૂતી કરી.

"ન જાના સાદગી પર સાદાદિલ ઇન સાદારૂયોંકી:
બહુતસે સીરતે શૈતાં બની આદમ ભી હોતે હૈં!"

અર્થ:—"ઓ ભોળા માણસ! આ દાઢી મૂછ વગરના માણસોની ભલમનસાઇ પર ભૂલો પડીશ નહીં. કારણકે મનુષ્યોમાં પણ ઘણા શૈતાની આચરણવાળા હોય છે."

સખ્ત લડાઇ પછી બ્રિટિશો તાંગામાં પહોંચી શકયા. દુશ્મનોમાં રીસે ભરાયલી મધમાંખીઓનાં ટોળાં પણ હતાં. ઝાડીમાં અને રસ્તામાં મધપૂડા છુપાવવામાં આવ્યા હતા, અને ઢાંકણાંને ગુપ્ત વાળા લગાડવામાં આવ્યા હતા, જે બ્રિટિશો આવતાં ખેંચી લેવાયા. ઘણા સિપાઇઓને સખ્ત ડંખ થયેલા. પણ શેરીઓની અંદર મકાનોમાંથી એવી આગ વરસવા માંડી, કે બ્રિટિશો આગળ વધી શકયા નહીં. તેમને બંદર તરફ હઠી જવાની અને ફરી વહાણમાં ચડવાની ફરજ પડી. એજ દિવસે લોંગિડો ઉપર હુમલો થયો હતો, અને તે નિષ્ફળ નીવડયો હતો. પણ એ જગ્યા દુશ્મને એક પખવાડિયા પછી છોડી દીધી, અને બ્રિટિશોએ તેનો ફરીને કબજો લીધો. નવેંબરના ત્રીજા અઠવાડિયામાં જર્મનોએ યુગેંડા ઉપર ચડાઇ કરી, અને કયાકાના કિલ્લાનો કબજો લીધો.

"ઝાહિરાગરદિશે અરદૂં હય હિંડોલેકી તરહ:
પસ્ત દો ચાર જો આતે હૈંય તો દો ચાર બલંદ!"

અર્થ:—"કાળચક્ર તો દેખીતું હિંડોળા જેવું છે: જો બેચાર વાર નીચે આવે છે, તો બેચાર વાર ફરી ઊંચે ચડે છે."

૧૯૧૫ના જાન્યુઆરીમાં જર્મનો બ્રિટિશ મુલકમાં ઘુસી શકયા. એક વાર તેમને રોકવામાં તથા હઠાવવામાં આવ્યા, અને સરહદની અંદર દક્ષિણે ૨૦ માઇલ દૂર જાસિન કરીને જગ્યા છે, તે તેમને ખોવી પડી. પણ એ મહિનાની ૨૦ મી તારીખે તેમણે ૨,૦૦૦ માણસો લઇને એ

સ્થાન પર હુમલો કર્યો, અને બીજે દિવસે તેનો કબજો લીધો. હિંદી પાયદળની ત્રણ ટુકડીઓ તેની ચોકી કરતી હતી, અને દારૂગોળો તમામ ખૂટી ગયો, ત્યાં સુધી તાબે થયેલી નહીં.

જાસિન ખોયા પછી જર્મન પૂર્વ આફ્રિકાનાં બીજાં મુખ્ય મથકોમાંથી બ્રિટિશો થોડો વાર ખસી ગયા. પણ રૂફિગી નદીના મુખની સામે આવેલ માફિયા ટાપુનો તેમણે કબજો લીધો, અને ફેબ્રુઆરીની ૨૬ મી તારીખે આખા કિનારાને ઘેરો ઘાલ્યો. તટસ્થોને દૂર થવા સારૂ ચાર દિવસની મેહુતલ આપવામાં આવી. સંસ્થાનની અંદરના જર્મનોને આ પ્રમાણે બહારની મદદ ન મળે એવો બંદોબસ્ત થયો. જાન્યુઆરીમાં દાર-અસ-સલામ ઉપર ફરીને પણ તોપો છૂટી.

એપ્રિલની આખરે બ્રિગેડિયર-જનરલ ટિઘે મેજર-જનરલના હોદ્દાથી પૂર્વ આફ્રિકામાં બ્રિટિશોનો સેનાપતિ નિમાયો. ૧૯૧૫ ના ઉન્હાળામાં લડાઇ ચાલુ રહી, પણ કશું મહત્ત્વનું પરિણામ આવ્યું નહીં. જર્મનોએ યુગેંડા રેલવે ઉપર વારંવાર હુમલા કર્યા, પણ તે નકામા ગયા. વિકટોરિયા ન્યાન્ઝા સરોવર ઉપર જૂનની ૨૫ મી તારીખે દુશ્મને બુકોબા આગળ હાર ખાધી.

લડાઇમાં બ્રિટિશોને માંખીઓ તથા બીજાં જંતુઓને લીધે ઘણી હરકત ખમવી પડી. સિંહો અને બીજાં જંગલી પશુઓની વાત તો જુદી. મેલેરિયા વગેરે જે દર્દો ગોરા માણસોને કાળા માણસોના દેશમાં સતાવે છે, તે પ્રચલિત હતાં. એક બ્રિટિશ અમલદારે લખેલું, કે એ મુલક શેતાનનો પોતાનો છે, અનેક જાતના ત્રાસદાયક જંતુઓથી ભરેલો છે, તથા ત્યાં નવ જાતના એકબીજાથી બૂરા તાવ આવે છે.

ઑગસ્ટની આખરમાં જર્મનો વિકટોરિયા ન્યાન્ઝા સરોવર પાસેથી હઠી ગયા. નવેંબરમાં તેમણે લોંગિડો પાછું લીધું, અને ટાવેટાની પૂર્વે સેરંગેટીનો પણ કબજો લીધો. ડીસેંબરમાં મોંબાસાથી નૈર્ઋત્યમાં ૭૦ માઇલ ઉપર આવેલું કેસિગૅા નામે ન્હાનું સ્થાન પણ તેમણે જિતી લીધું. ફરી તેઓ યુગેંડા રેલવેને સતાવવા લાગ્યા.

આટલા વખતમાં પૂર્વ આફ્રિકામાં મહત્ત્વની ફતેહ ન મળવાથી ગ્રેટ બ્રિટનમાં હાહાકાર થયો હતો. પાર્લમેન્ટમાં પ્રશ્નો પૂછાયા હતા, અને વર્તમાનપત્રો વધારે ઉત્સાહ બતાવવાની સરકારને સૂચના કરી રહ્યાં હતાં. નવાં લશ્કરો મોકલવામાં આવ્યાં, અને ડીસેંબરમાં એમ ઑર્ડર કરવામાં આવ્યું, કે પ્રૌઢ સેનાપતિ સર હોરેસ સ્મિથ-ડોરિઅનની એ પ્રદેશમાં ઉપરી વરીકે નીમણુક થઇ છે.

જનરલ સ્મિથ-ડોરિઅન પોતાની નવી જગ્યાએ જવા માટે તરત રવાના થયો, પણ સફરમાં તેને ન્યૂમોનિયાનો વ્યાધિ થઇ આવ્યો. ફેબ્રુઆરીની ૧૦ મી તારીખે વિગ્રહ ઑફિસે ઑર્ડર કર્યું, કે નાદુરસ્ત તબીયતના કારણથી તેને રીટાયર થવું પડ્યું છે, અને લેફ્ટેનંટ-જનરલ સ્મટ્સની તેની જગ્યાએ નીમણૂક થયેલ છે. આ ખબરથી યૂનિયનમાં અને સામાન્ય રીતે આખી

શહેનશાહતમાં આનંદ થયો. એ નીમણુક યોગ્યજ હતી, કારણકે પૂર્વ આફ્રિકાનાં લશ્કરોમાં દક્ષિણ આફ્રિકાનો ભાગ સૌથી વધારે હતો. જનરલ સ્મટ્સ તરત ડર્બાન છોડીને મોખરા તરફ રવાના થયો, અને ૧૯ મી ફેબ્રુઆરીએ મોંબાસા પહોંચતાં જનરલ ટિંઘે તેની મુલાકાત લીધી.

(આ રસિક ઇતિહાસ આવતા અંકમાં પૂરો કરવામાં આવશે.)



## લડાઇના તાર.

—101—

શહેનશાહી વિગ્રહસમિતિ.

લંડન, ૧૭ મી ફેબ્રુઆરી.

ડેલી ન્યૂસ ખબર આપે છે, કે શહેનશાહી વિગ્રહસમિતિ એપ્રિલ સુધી મુલતવી રહેલ છે.

મેસોપોટેમિયામાં જીત.

લંડન, ૧૭ મી ફેબ્રુઆરી.

ટાઇગ્રિસના જમણા કિનારા ઉપરનો હુમલો ફતેહમંદ નીવડ્યો છે. ૮૯ અમલદારો તથા ૧,૯૦૧ સિપાઇઓ કેદ થયેલ છે. ૫ મશીનગનો, ૨,૫૦૦ રાઇફલો તથા પુષ્કળ સામાન આપણા હાથમાં આવેલ છે.

લૉર્ડ ડરબીનું ભાષણ.

લંડન, ૧૮ મી ફેબ્રુઆરી.

બોલ્ટન ખાતે બોલતાં લૉર્ડ ડરબીએ જણાવ્યું છે, કે લડાઇ લાંબી અને વધારે જોસથી ચાલશે, અને પ્રજાને હજી વધારે મોટાં બલિદાનો આપવાં પડશે. જર્મનીનાં હજી ઘણાં માણસો સંગ્રહમાં છે, અને તે પ્રાધાન્ય મેળવવાને ભગીરથ યત્ન કરશે. હવે પછીના ૭ મહિના ઘણા બારીક છે. આપણી ફતેહ થશે એ ચોકસ છે, પણ તે સહેલાઇથી મળવાની નથી.

બ્રાઇટનમાં હિંદી મેમોરિયલ.

લંડન, ૧૯ મી ફેબ્રુઆરી.

બ્રાઇટનમાં એક હિંદી મેમોરિયલ બાંધવા સારૂ ઇંડિયા કાઉન્સિલે ૭૫૦ પૌંડ મંજૂર કર્યા છે, અને બ્રાઇટનની ટાઉન કાઉન્સિલે પણ એટલીજ રકમ ભરી છે.

યૂરપમાં ગંભીર સ્થિતિ.

લંડન, ૧૯ મી ફેબ્રુઆરી.

લડાઇની અસર યૂરપમાં સર્વત્ર દેખાય છે, અને ખોરાક તથા બળતણ ઉપર અંકુશો સાધારણ થવા માંડ્યા છે. તટસ્થો ખાસ કરીને કોલસાની તંગી ભોગવે છે. સબમરીનનો ત્રાસ છતાં ગ્રેટ બ્રિટનને સૌથી વધારે વસ્તુઓ મળે છે. ફ્રાન્સમાં વર્તમાનપત્રો એક પાનામાં પ્રગટ થાય છે, અને હૉલંડમાં અઠવાડિયામાં એક દિવસ બહાર પડતાં નથી. ફ્રાન્સમાં માંસ વગરના દિવસો તો ચાલે છેજ; અને તે ઉપરાંત શાકભાજી માટે ટિકેટો કાઢવાની દરખાસ્ત થઇ છે.

ટૂંકામાં, સાધારણ સ્થિતિ દર રોજ વધારે ખરાબ થતી જાય છે. સ્કેંડિનેવિયામાં કોલસાની તંગીને લીધે શાળાઓ, દેવળો, તથા કારખાનાંઓ ખુલ્લાં રાખવાના વખતમાં ઘટાડો થયો છે. સ્વીડનમાં સાકર અને સાબુ માટે ચિઠ્ઠીઓ અપાય છે. રોમમાં ભાખરી અને સાકર માટે ટિકેટો શરૂ થવાનો સંભવ છે, અને કોલસાના એક ટનના ૧૬ પૌંડ પડે છે.

ગ્રીસનું વલણ.

ઍથન્સ, ૨૦ મી ફેબ્રુઆરી.

રક્ષક રાજ્યોનાં એલચીખાતાંઓએ એવું જાહેરનામું બહાર પાડેલ છે, કે ગ્રીક સરકારે કરાર પ્રમાણે વર્તન કર્યું નથી, તેથી ઘેરો જારી રાખવામાં આવે છે.

સબમરીનો સામેની લડત.

લંડન, ૨૧ મી ફેબ્રુઆરી.

સર એડવર્ડ કાર્સને આમની સભામાં જણાવ્યું છે, કે છેલ્લા ઑકટોબર સુધીમાં ૮૦,૦૦,૦૦૦ માણસોને દરિયાપાર લઈ જવામાં આવેલ છે, અને તેમાં માત્ર એકજ વાર હોનારત બની છે. તે ઉપરાંત ૯૫ લાખ ટન દારૂગોળો તથા બીજો લડાઈનો સામાન મોકલાયેલ છે. સબમરીનના ગંભીર સંકટનો બરાબર ઉપાય હજી જડ્યો નથી, પણ એવાં પગલાં લેવામાં આવે છે, કે જેથી સંકટની ગંભીરતા ઘણી ઓછી થઇ જશે. સબમરીનોના ઉપાય માટે એક ખાતું ઉઘાડવામાં આવેલ છે, જેમાં સૌથી બાહોશ અને અનુભવી માણસો મુકાયા છે. છેલ્લા બે મહિનામાં હથિયારબંધ વેપારી વહાણોની સંખ્યા ૪૭ ટકા વધેલ છે. ડીસેંબરના પહેલા અઢાર દિવસોમાં મિત્ર રાજ્યો તથા તટસ્થોની ૬૯ આગબોટો, જેમાંની દરેક ૧,૦૦૦ કરતાં વધારે ટનની હતી, અને જેનું કુલ ટનેજ ૨૦૧,૦૦૦ હતું, તે ડુબાવવામાં આવેલ છે. જાન્યુઆરીમાં એટલાજ વખતમાં ૧૮૨,૫૨૩ ટનેજની ૬૫ આગબોટો નાશ પામી છે. અને ફેબ્રુઆરીમાં એટલાજ વખતમાં ૨૬૮,૬૩૧ ટનેજની ૮૯ આગબોટો દરિયાને તળિયે બેઠી છે. એકંદરે એ વખતમાં ૧૧૮, અને ૯૧, તથા ૧૩૪ વહાણો ટાળરાયેલ છે.

ફ્રેંચ અને ઇટાલિયન લશ્કરોનો સંયોગ.

સાલોનિકા, ૨૨ મી ફેબ્રુઆરી.

ફ્રેંચ અને ઇટાલિયન લશ્કરો જોડાઇ ગયાં છે, અને તેથી ગોરિટ્ઝા અને લેસ્કોવિક વચ્ચેનો માર્ગ ખુલ્લો થયો છે. ઍથન્સ અને મધ્ય રાજ્યો વચ્ચેનો ટપાલનો સંબંધ તેથી તૂટી ગયો છે, અને માત્ર વાયરલેસ તથા વિમાનોથી વ્યવહાર ચાલે એવું થયું છે.

---

## નિવેદન.

આજના અંકની સાથે સાલોનિકામાં વેનિઝેલિસ્ટોની છાવણી તથા નેશનેલિસ્ટ વોલંટિયરોના આવી પહોંચવાનો એક સુંદર સંયુક્ત ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૬ ઠ્ઠી માર્ચ, ૧૯૧૭. [અંક ૧૪.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૬ ઠ્ઠી માર્ચ, ૧૯૧૭.

## જર્મન પૂર્વ આફ્રિકામાં લડાઇ.

(ગયા અંકથી ચાલુ.)

જનરલ સ્મટ્સ પૂર્વ આફ્રિકામાં આવી પહોંચ્યો, તે પહેલાં બ્રિટિશોએ ઉત્તરના ભાગમાં કેટલેક ઠેકાણે દુશ્મનને પાછા હઠાવ્યા હતા, અને જાન્યુઆરીના છેલ્લા સપ્તાહમાં સેરેંગેટી છાવણી તથા લોંગિડોનો કબજો લીધો હતો. ફેબ્રુઆરીની શરૂઆતમાં જર્મનોએ કુસિંગા ખાલી કર્યું હતું, પણ ટાવેટાનો તેઓ હજી કબજો રાખી રહ્યા હતા. છતાં એ પ્રદેશમાં બ્રિટિશોની સ્થિતિ અગાઉના કરતાં ઘણી સુધરી ગઇ હતી. દક્ષિણ આફ્રિકામાંથી પુષ્કળ લશ્કર આવી પહોંચ્યું હતું; અને હિંદમાંથી પણ વધારે મદદ પહોંચી હતી. વોઇ આગળથી યુગેંડા રેલવેની એક શાખા બાંધવામાં આવી હતી, અને તે મ્બ્યુઝી સુધી પૂરી થઇ હતી. બુરા ટેકરીઓથી સેરેંગેટી સુધી નળ નાંખવામાં આવ્યા હતા, અને તેથી હંમેશાં ૪૦,૦૦૦ ગેલન પાણી મળી શકતું હતું. છાવણીને જરૂર દર રોજ ૧૦૦,૦૦૦ ગેલન પાણીની હતી, અને બાકીનું રેલવેના ઉપયોગથી લાવવામાં આવતું હતું. વાહનનો બંદોબસ્ત સારો થયો હતો. સુમારે બેથી ત્રણ હજાર મોટર લારીઓ એકઠી કરવામાં આવી હતી, અને પેટ્રોલનો સંચય પુરતો હતો.

ઉત્તરમાં આ પ્રમાણે સ્થિતિ હતી. પશ્ચિમમાં બ્રિટિશોએ બેલ્જિયનોની મદદથી તાંગાનેકા સરોવરનો કબજો લીધો હતો. આ વિક્રમમાં બે હથિયારબંધ મોટર મછવાઓનો મુખ્ય ભાગ હતો, કે જે છેક ટેમ્સથી આફ્રિકાના અંદરના ભાગમાં આણવામાં આવ્યા હતા. મિમી અને તૂતૂ નામના એ મછવાઓએ ૧૯૧૫ ના જૂનની ૧૨ મી તારીખે લંડન છોડ્યું હતું, અને કેપ ટાઉન પહોંચ્યા પછી તેમને રેલવે મારફત સરોવરની પાસેમાં પાસેના સ્ટેશન ફુંગુરૂમી સુધી પહોંચાડવામાં આવ્યા હતા. દસ મિનિટની લડાઇ પછી તેમણે કિંગાની નામની જર્મન આગબોટને તાબે થવાની ફરજ પાડી હતી, અને લડાઇમાં કપ્તાન તથા બીજા અમલદારો માર્યા ગયા હતા. ૧૯૧૬ ના ફેબ્રુઆરીની ૯ મી તારીખે બેલ્જિયનોની મદદથી તેમણે હેડવિગ વૉન વિસમૅન નામના તોપવાળા વહાણનો નાશ કર્યો, અને તાંગાનેકા સરોવરમાં જર્મનો રહ્યા નહીં.

જનરલ ટ્રિઘેર્ને જનરલ સ્મટ્સને ઉત્તરમાં જે સ્થિતિ હતી તે બરાબર સમજાવી, અને પૂર્વમાં મ્બુયુનીથી તથા પશ્ચિમમાં લોંગિડોથી કિલિમાંજારોના પ્રદેશમાં જર્મનો ઉપર ચડાઇ

કરવાને પોતે જે તૈયારીઓ કરી હતી, તે બધી વિગતવાર જાહેર કરી. સ્મટ્સ તરતજ ટિઘેની સાથે ચડાઇની બંને લાઇન જોવા ગયો, અને નજરે જોતાં પૂર્વ આફ્રિકાના આ ભાગનો તરત જીતી લેવાનો તેણે ઠરાવ કર્યો. જનરલ ટિઘેએ કરેલી તૈયારીઓની તેણે સંકોચ વગર તારીફ કરી છે.

ફેબ્રુઆરીની ૨૩ મી તારીખે જનરલ સ્મટ્સ નૈરોબી આગળ છાવણીમાં આવી પહોંચ્યો, અને તેણે લૉર્ડ કિચનરને તાર કર્યો, કે વરસાદ પહેલાં કિલિમાંજારોનો પ્રદેશ કબજે કરી શકાશે. બે દિવસ પછી એ પ્રયત્ન કરવા માટે બ્રિટિશ સરકારની મંજૂરી આવી. જનરલ સ્મટ્સે મ્બુયુની આગળ પોતાની છાવણી નાંખી, અને બે બાજુ તરફથી ધસારો શરૂ કર્યો.

કિલિમાંજારો પ્રદેશમાં દુશ્મનો પાસે ૬,૦૦૦ રાઇફલો, ૧૬ તોપો અને ૩૭ મશીનગનો હોવાની ગણતરી થઇ હતી. તેમણે બચાવનાં સ્થાનો સારાં પસંદ કર્યાં હતાં. બીજી તરફ જનરલ સ્મટ્સની પાસે માણસોની સંખ્યા વધારે હતી.

માર્ચની ૫ મી તારીખે પહેલી ટુકડી જનરલ સ્ટુઅર્ટની સરદારી નીચે લોંગિડોથી ઉપડી, અને ૩૫ માઇલના નિર્જળ પ્રદેશને વીંધીને ૮ મી તારીખે જેરારાગુઆ પહોંચી. ૧૪ મી તારીખે મોશી આવતાં માલુમ પડ્યું, કે એ સ્થાનનો તો જનરલ ડેવેન્ટરની સરદારી નીચેની બીજી ટુકડી કબજો લઇ ચૂકેલ છે. મોશીની પહેલાંજ ટાવેટા જિતાઇ ગયું હતું.

હવે કાહે ઉપર ચડાઇ કરવાની રહી. કેટલાક દિવસો તૈયારીમાં ગયા પછી ૨૧ મી તારીખે ડેવેન્ટરે કાહેની ટેકરી તથા કાહેના સ્ટેશનનો કબજો મેળવ્યો.

માર્ચની ૨૦ મી તારીખે મોશીની પશ્ચિમે અરૂશા નામે એક મહત્ત્વનું એક સ્થાન છે તે લેવાયું. જર્મન દળને દક્ષિણ તરફ ન્હાસી જવું પડ્યું. આ પ્રમાણે કિલિમાંજારો અને મેરૂના પ્રદેશો બ્રિટિશોના હાથમાં આવ્યા. લૉર્ડ કિચનરે તાર કરીને જનરલ સ્મટ્સને મુબારકબાદી આપી. જનરલ સ્મટ્સે તે પછી પોતાની છાવણી મોશીમાં કરી, અને નવી હીલચાલ માટે તૈયારી કરવા માંડી. દરમિયાન વરસાદની મોસમ આવી, એટલે મેની આખર સુધી તે ચડાઇ કરવાનું બની શક્યું નહીં, કે જેને પરિણામે ઉસંબરા રેલવેનો કબજો લેવાયો.

પણ એપ્રિલમાં તેણે બીજે સ્થાને મહત્ત્વનું કામ કરી બતાવ્યું. ઉસંબરા રેલવેનું પશ્ચિમનું ટર્મિનસ હાથ કર્યા પછી તે મધ્યની રેલવે ઉપર ઘા કરવા પ્રવૃત્ત થયો, કે જે દાર-અસ-સલામથી તાંગાનૈકા સુધી જાય છે. આ હીલચાલનું બીજું એક પરિણામ એ આવ્યું, કે જર્મનો એટલા પ્રદેશમાં ઘેરાઇ રહ્યા, અને ઉત્તરમાં કશી મદદ મોકલી શકયા નહીં. ચડાઇનું કામ જનરલ વૅન ડેવેન્ટરને સોંપવામાં આવેલું. માર્ચની આખરે ડેવેન્ટર મોશીથી અરૂશા ગયેલો, અને ત્યાં લશ્કર એકત્ર કરેલું. ઘણી ઝડપથી આગળ ધસીને એપ્રિલની ૪ થી અને ૫ મી તારીખે તેના સવારોએ કિસ્સેલ આગળ જર્મનોને હરાવ્યા, અને નૈર્ઋત્યમાં ચાલીને તેણે એપ્રિલની ૧૨ મી તારીખે કોથરશીમનો તથા ૧૪ મીએ સાલંગાનો કબજો લીધો. ઘણા કેદીઓ પકડાયા, અને બાકીના દુશ્મનો દક્ષિણ તરફ નાઠા. ૧૭ મી તારીખે તે કોન્ડોઆ

ઇરાંગી, કે જે અરૂશાથી ૧૨૫ માઇલ તથા મધ્ય રેલવેથી ૧૦૦ માઇલ દૂર છે, ત્યાં આવી પહોંચ્યો. દુશ્મનો હઠથી સામે થયા, પણ ૧૯ મી તારીખે તેણે કોન્ડોઆ ઇરાંગી લીધું.

જર્મનો હવે કિલિમેટિંડે આગળ એકઠા થવા લાગ્યા. બે મહિના સુધી ડેવેન્ટરથી પણ દુશ્મનને રોકી રાખવા ઉપરાંત બહુ બની શક્યું નહીં. છેવટે જૂલાઇની આખરમાં કુમક આવી પહોંચી, અને ૨૯ મી તારીખે મધ્ય રેલવે ઉપર આવેલું ડોડોમા તેણે તાબે કર્યું. એ પહેલાં એક સપ્તાહ ઉપર જનરલ સ્મટ્સે જાહેર કરેલું, કે આખી ઉસંબરા રેલવે તેના હાથમાં આવી ચૂકેલ છે.

જર્મન પૂર્વ આફ્રિકામાં લડાઇ હજી ચાલ્યા કરે છે, પણ આગળના બનાવોનું સવિસ્તર વર્ણન આપી શકાય, એવી વિગતો અત્યાર સુધી બહાર આવેલ નથી.

## જર્મન રાજનીતિ અને ઇસ્લામ.

વિગ્રહ શરૂ થયો, ત્યારે ડા. આલ્બર્ટ શ્ની જર્મન પૂર્વ આફ્રિકાનો ગવર્નર હતો. તે ન્યૂ ઝીલેંડની એક બાનુને પરણ્યો હતો, અને ૧૯૧૩ માં ગવર્નર નિમાયો હતો. ૧૯૧૩ ના ઑકટોબરમાં તેણે પ્રાંતોના બધા કમિશનરોને એક સર્ક્યુલર મોકલેલો, જેની નકલ બ્રિટિશોને ૧૯૧૬ ના માર્ચમાં મોશીમાંથી મળી આવેલી. એ કિંમતી લેખમાં નીચે પ્રમાણે શબ્દો હતા:—

"બધાં મિલિટરી સ્ટેશનો.

"આ સર્ક્યુલર તમને મળે, ત્યારથી ત્રણ મહિનાની અંદર તમને રિપોર્ટ કરવાની સૂચના કરવામાં આવે છે, કે ઇસ્લામનો ફેલાવો બરાબર અટકાવવા સારૂ સરકારી નોકરો અને સરકારી શિક્ષકો મારફત શું શું બની શકે એમ છે, તે લખી જણાવવું.

"ઇસ્લામની બિલકુલ મના કરવાનો નિયમ તમને શક્ય લાગે છે? કદાચ એવો નિયમ તો અમલમાં મૂકી શકાય, કે કોઇ પણ શિક્ષકને સુન્નતમાં ભાગ લેવાની કે મસ્જિદમાં બોધ કરવાની પરવાનગી મળશે નહીં. એવીજ મના સરકારી બીજા નોકરોને પણ કરી શકાય.

"કુશળ માણસોની એવી ભલામણ છે, કે જો દેશી લોકોમાં સૂવરોના ઉછેરને ઉત્તેજન અપાશે, તો તેથી ઇસ્લામનો ફેલાવો અવશ્ય અટકશે. આ બાબતનો પણ વમે વિચાર કરશો."

જ્યારે વિગ્રહ શરૂ થયો, ત્યારે ડા. શ્નીએ પોતાનું વલણ બદલી નાંખ્યું. તેના હુકમથી એવું એક જાહેરનામું ચોતરફ વહેંચવામાં આવ્યું, કે જેથી મુસલમાનો એક જહાદ શરૂ કરવાને ઉશ્કેરાય. એ ઉપરાંત તેઓ બ્રિટિશ મુલકના આબરૂદાર મુસલમાનો સાથે પત્રવ્યવહાર ચલાવવા લાગ્યા. ન્યાસાની સરહદ ઉપરના લશ્કરનો કાઉન્ટ ફ્રૉકનસ્ટાઇન કરીને ઉપરી હતો, તેણે ન્યાસા સરોવરની આસપાસના મુસલમાનોમાં સારી વગ ધરાવનાર એક ગૃહસ્થને કાગળ લખેલો, જેમાંથી થોડાં વાક્યો અમે નીચે ઉતારીએ છીએ:—

"મુસલમાનો જર્મનો તથા ઑસ્ટ્રિયનોની સાથે મળીને ઇંગ્લિશ, ફ્રેંચ, ઇટાલિયનો,

સર્બિયનો તથા જાપાનીઓ સાથે લડી રહ્યા છે. દુશ્મનને બધેય હાર ખાવી પડી છે. * * * મોરોક્કોમાંથી ફ્રેંચોને નિકળી જવું પડ્યું છે. * * * અફઘાનિસ્તાન અને બલૂચીસ્તાનમાંથી ઇંગ્રેજો ન્હાસી ગયા છે.

"હવે પાદશાહનાં ફરજંદોના હાથમાં સત્તા આવી છે. * * * ફ્રેંચો અને રુશિયનો પાયમાલ થયેલ છે, અને ઇંગ્રેજો હજી પૂરેપૂરા મરાયા નથી, પણ તેમના ઘણા સિપાઇઓ કપાયા છે, અને ઘણાં લડાયક વહાણો ડૂબી ગયાં છે. તેમની પાંચસો કરતાં વધારે આગબોટો દરિયાને તળિયે બેઠી છે.

"અહીં પૂર્વ આફ્રિકામાં આપણા સિપાઇઓ ઘણે ઠેકાણે ઇંગ્લિશ રેલવે પાસે પહોંચી ગયા છે. આપણા દેશી સિપાઇઓએ ઇંગ્લિશ રેલવેનો નાશ કરેલ છે. * * * બેલ્જિયન દેશી સિપાઇઓ સર્વત્ર હારી ગયા છે, ઘણા મરી ગયા છે, તથા ઘણા કેદ પકડાયા છે. ઉપરાંત, અહીં ન્યાસાલેંડમાં ઘણા જર્મન આસ્કારીઓ (દેશી સિપાઇઓ) છે. ઘણા મુસલમાનોને તથા અમને પોતાને મોટો લાભ થવાનો છે. * * *

"બધા મુસલમાનો અલ્લાહને માટે પોતાના જાન કુરબાન કરે છે. મેં પોતે મારી આંખથી તેમની જહાદનો વાવટો જોયેલો છે. માટે તમારે મારી પાસે તરત ખબર લાવવાનું ચૂકવું નહીં, અને જે એંગોનીઓને નાણાં જોઇતાં હોય, તેમનાં તથા તેમના ઉપરીનાં નામ તમારે મને જણાવવાં.

"એકાંતમાં તેમને પૂછી જોજો. આપણી વાત ગુપ્ત રહે, તે માટે હુશિયાર માણસોનો ઉપયોગ કરજો, અને પરિણામે સરકારમાં તમારા લોકોની સાથે તમે સુખી થશો."—ફૉકન-સ્ટાઇન, કપ્તાન.

---

## ઝાંઝીબારના સુલતાનનો કાગળ.

---

ઝાંઝીબારના આરબોને બ્રિટિશ અને જર્મન બંનેના અમલનો અનુભવ છે. ત્યાંના સુલતાને મોંબાસા ખાતેના પોતાના પ્રતિનિધિને લખેલા એક કાગળમાં સમાયલી વાતો જાણવા લાયક છે. તે લખે છે:—

"ઇંગ્લંડની મોટી શહેનશાહત તરફની તમારી વફાદારીમાં ફેરફાર કરવા સારૂ જર્મનો તમને લાલચો કે વચનો આપે, તે બિલકુલ માનશો નહીં. યાદ રાખજો, કે ઇંગ્લંડ હમેશાં આપણા લાભ અને ધર્મના સાચા મિત્ર તથા રક્ષક તરીકે રહેલ છે, અને તમને તથા બધા આરબોને મારી એવી ભલામણ છે, કે ગ્રેટ બ્રિટન તરફની વફાદારી બિલકુલ ડગ્યા વગર ટકાવી રાખવી.

"જર્મનો તરફથી આવતાં જૂઠાણું માનવાની વિરુદ્ધ હું તમને સાવચેતી આપું છું. યાદ કરો કે સૈયદ મજીદ અને સૈયદ બરગાશના વખતમાં જર્મનો કેવી રીતે વર્ત્યા હતા. સ્થાનિક સરકારના હકોનાં ઉલ્લંઘનો, અને આપણી ધાર્મિક બાબતોમાં પરાણે વચ્ચે પડવું, મસ્જિદોમાં જોડા પહેરી રાખીને પ્રવેશ કરવો, અને મસ્જિદોના પવિત્ર હકો તરફ પણ બેદરકારી બતાવવી, વગેરે. * * * જર્મન સરકાર કઠોર અને ક્રૂર છે, અને મુસલમાનો તરફ હમેશાં તિરસ્કાર અને ધિક્કારની નજરથી જોતી આવેલ છે. તેમના શબ્દો માનશો નહીં, કારણકે તમારો વિશ્વાસ મેળવવાને હાલ તેઓ જૂઠું બોલે છે, અને પાછળથી તમને કચરી નાંખશે, તથા તમને અને આપણા હમદીનોને હેરાન કરશે."

---

## લડાઇના તાર.

બ્રિટિશ મુખ્ય પ્રધાનનું ભાષણ.

લંડન, ૨૩ મી ફેબ્રુઆરી.

આજે મિ. લૉઇડ જ્યોર્જ બોલનાર હોવાથી આમની સભામાં ગર્દી હતી. ઘણા પ્રખ્યાત વિઝિટરો હાજર હતા. મિ. લૉઇડ જ્યોર્જને ઉભા થતાં હર્ષનાદથી વધાવવામાં આવેલ છે. તેણે કહ્યું, કે "મિત્ર રાજ્યોના પ્રયાસની છેવટની ફતેહનો આધાર વહાણો સંબંધી મુશ્કેલી દૂર કરવા ઉપર રહ્યો છે. આપણાં વહાણોમાંથી દસ લાખ ટન જેટલાં ફ્રાન્સની સેવામાં રોકાયલાં છે, અને મોટી સંખ્યા રુશિયા તથા ઇટલીને સુપ્રત થઈ છે, અને ઘણાં વહાણો ડૂબી ગયાં છે. પ્રજાની સાધારણ જરૂરોને માટેજ નહીં પણ લશ્કરી ઉપયોગ માટે પણ તંગી છે. સબમરીનના સંકટ સામે પ્રજાને મોટાં બલિદાનો આપવાં પડશે, નહીં તો પાયમાલી થવાનો સંભવ છે. તેટલા માટે વહાણો સંબંધી મુશ્કેલીના સવાલનો દૃઢતાથી ફડચો લાવવો જોઇશે, નવાં વહાણો બાંધીને, અનાવશ્યક આયાત બંધ કરીને, અને સ્થાનિક ખોરાકની પેદાશ વધારીને. * * * કીટામાં કરકસર કરવાની સારામાં સારી પદ્ધતિઓની શોધ ચાલે છે. ફ્રેંચ સરકારે આપણી સેનાના ઉપયોગ માટે બે જંગલો આપેલાં છે, અને મને ધાસ્તી છે કે હજી વધારે માગવાં પડશે. * * * સબમરીનોને લીધે નહીં પણ ખરાબ પાક ઉતરવાને લીધે ખોરાકની વસ્તુઓનો સંગ્રહ આપણી પાસે ઘણો ઓછો છે. પ્રજાની સલામતીની ખાતર ૧૯૧૭ માં પેદાશ વધારવા સારૂ આપણે દરેક પ્રયત્ન કરવો જોઇએ. * * * આપણી જવાબદારીઓ એટલી ગંભીર છે, કે કોઇ પણ શબ્દો તે માટે પુરતા નથી. બિલકુલ વખત ગુમાવવાનો નથી."

શહેનશાહી વિગ્રહસમિતિ.

લંડન, ૨૩ મી ફેબ્રુઆરી.

વિગ્રહસમિતિમાં ભાગ લેવા સારૂ કાનડાનો મુખ્ય પ્રધાન સર રૉબર્ટ બૉર્ડન તથા ન્યૂફાઉન્ડલેન્ડનો મુખ્ય પ્રધાન સર ઇ. મૉરિસ આવી પહોંચેલ છે.

શહેનશાહતને કાનડાની મદદ.

લંડન, ૨૩ મી ફેબ્રુઆરી.

એક વાતચિતમાં સર રૉબર્ટ બૉર્ડને જણાવ્યું છે, કે દરિયા પારની નોકરી માટે કાનડામાં ૪૦૦,૦૦૦ પુરુષો દાખલ થયેલ છે, અને ૩૦૦,૦૦૦ તો આટલાંટિક ઓળંગી ચૂકેલ છે. વધારે માણસો દાખલ કરવાનો વિચાર હજી ચાલે છે. દારૂગોળાનાં કારખાનાંઓમાં ૩૦૦,૦૦૦ કરતાં વધારે સ્ત્રીપુરુષો કામ કરે છે. બ્રિટનને દારૂગોળા માટે પાંચ કરોડ પૌંડની મદદ આપવા ઉપરાંત બીજા છ કરોડ પૌંડનો ફાળો કાનડાએ આપેલ છે.

આગબોટોનો વિનાશ.

પારિસ, ૨૪ મી ફેબ્રુઆરી.

ઓફિશ્યલી જણાવવામાં આવેલ છે, કે ચીનની ટપાલ લઈને આવતી એથૉસ નામની આગબોટને ભૂમધ્ય સમુદ્રમાં ટોર્પીડો મારી ડુબાવવામાં આવેલ છે.

રોમ, ૨૪ મી ફેબ્રુઆરી.

સાલોનિકા જતી મિનાસ નામે આગબોટને માટાપાન ભૂશિરની પશ્ચિમે ૧૬૦ માઇલ દૂર ટોર્પીડો મારવામાં આવેલ છે. કેટલાક સિપાઇઓ બચ્યા છે.

બ્રિટિશ આગબોટ પર્સીઅસ ડુબાવવામાં આવેલ છે.

લંડન, ૨૪ મી ફેબ્રુઆરી.

જેકેટ્રા, મેનેડો, ઝૅસ્ટરલેંડ, વગેરે કુલ સાત ડચ આગબોટોને ૨૨ મી તારીખે ટોર્પીડોથી ડુબાવવામાં આવેલ છે. તેઓ બધી મળીને ૨૩,૦૦૦ ટનની હતી. ડચ વર્તમાનપત્રો આ બાબતમાં સખ્ત ટીકાઓ કરે છે.

પશ્ચિમ મોખરો.

લંડન, ૨૪ મી ફેબ્રુઆરી.

ચાલુ દબાણને લીધે એંકર નદી ઉપર કેટલાંક મહત્ત્વનાં સ્થાનકો દુશ્મને ખાલી કરેલ છે. મિરૅમોન્ટની દક્ષિણમાં તથા દક્ષિણ-પૂર્વમાં એક માઇલના મોખરા ઉપર આપણે ઠીક આગળ વધ્યા છીએ, અને પીટિટ મિરૅમોન્ટમાં પ્રવેશ કર્યો છે.

લંડન, ૨૫ મી ફેબ્રુઆરી.

એંકર ઉપર દુશ્મને ઝમીન છોડી દેવાનું જારી રાખ્યું છે, અને આપણાં લશ્કરે સેરી તથા બીજાં મહત્ત્વનાં સ્થાનકોનો કબજો લીધો છે.

બ્રિટિશ કિનારા ઉપર ગોળા.

લંડન, ૨૬ મી ફેબ્રુઆરી.

કેન્ટના કિનારા ઉપર બારેક ગોળા પડ્યા કહેવાય છે. બધું નુકસાન એક ગામડામાં થયું છે. એક ગોળો ચાર માઇલ દૂરના એક શહેરમાં પણ પડ્યો છે.

લંડન, ૨૭ મી ફેબ્રુઆરી.

માર્ગેટ અને બ્રૉડસ્ટેર્સ વચ્ચેના એક ન્હાના ગામને સૌથી વધારે નુકસાન થયું છે. એક ન્હાના ઘરમાં નવ માણસોનું કુટુંબ વસતું હતું, તેને સૌથી દુઃખદાયક અનુભવ થયો છે. મા દસ મહિનાના બાળકને લેવા મેડી પર દોડી, ત્યાં એક ગોળો પડવાથી મા મારી ગઈ, અને બાળક મરે તેવું જખમી થયું. બીજાં બે બાળકોને પણ ગંભીર ઇજા થઇ છે.

મેસોપોટેમિયામાં જીત.

લંડન, ૨૬ મી ફેબ્રુઆરી.

કૂત-અલ-અમારાની પશ્ચિમે બાગાઇલા તરફ તુર્કો હઠતા જાય છે. તેમની ઘણી વખારોમાં આગ લાગી છે. બે દિવસમાં ૧,૭૩૦ કેદીઓ પકડાયા છે. સન્નૈયાતથી કૂત-અલ-અમારા સુધીનાં બધાં સ્થાનકો બ્રિટિશને કબજે થયાં છે.

યુનાઇટેડ સ્ટેટ્સની તૈયારી.

વાશિંગ્ટન, ૨૬ મી ફેબ્રુઆરી.

આજે કોંગ્રેસમાં પ્રેસિડન્ટ વિલ્સને હથિયારબંધ તટસ્થતા રાખવા માટે મંજૂરી માગી છે. તેણે જણાવ્યું, કે અમેરિકન વહાણોના બચાવ માટે પુરતી યોજનાઓ કરવામાં આવેલ છે. તેણે બતાવી આપ્યું, કે જોકે પોતે શાંતિ ઇચ્છે છે, પણ અમેરિકનોના હકોની રક્ષા તથા દરિયા ઉપર સફર કરવાના અમેરિકન વહાણોના હકનું પ્રતિપાદન શાંતિના કરતાં વધારે મોટી વાત છે. * * * "સુલેહમાં રહેવાને હું ઉત્સુક છું; બીજાઓ જાણીબૂજીને ત્રાસ આપશે ત્યારેજ લડાઇ થશે. હું મિજાજ ઉપર કાબુ રાખીને અને ડહાપણથી વર્તન કરીશ, એમ લોકોએ વિશ્વાસ રાખવો."

સિપાઇઓ અને ખેતી.

લંડન, ૨૮ મી ફેબ્રુઆરી.

આજે આમની સભામાં ખેતીવાડીના બોર્ડના પાર્લમેન્ટરી સેક્રેટેરી સર રિચર્ડ વિનફ્રેએ જાહેર કર્યું, કે વિગ્રહ ઑફિસનો એવો વિચાર છે, કે ખેતીવાડીના કામ માટે ૩૦,૦૦૦ સિપાઇઓ આપવા, અને ૧૫,૦૦૦ ને તો સ્થાનિક બચાવના લશ્કરમાંથી તરત છૂટા કરવા.

જર્મન ચાન્સેલરનું ભાષણ.

આમ્સ્ટર્ડામ, ૨૮ મી ફેબ્રુઆરી.

શહેનશાહી પાર્લમેન્ટમાં બોલતાં જર્મન ચાન્સેલરે કહ્યું છે, કે "સુલેહની સરતો પહેલેથી જણાવી દેવી નિષ્ફળ છે, અને મારો ઉદ્દેશ માત્ર જર્મનીએ જે અનીતિ સહન કરેલ છે તેનો બદલો મેળવવાનો છે." દરિયા ઉપર ઇંગ્લંડના જુલ્મને વખોડી કાઢતાં તેણે કહ્યું છે, કે "ઇંગ્લિશેતર વેપારને આ પ્રમાણે ગુલામ બનાવવામાં આવે છે તે આપણે તોડી નાંખશું." પ્રેસિડન્ટ વિલ્સન ઉપર તે ઇંગ્લંડ તરફ પક્ષપાતનો આરોપ કરે છે. સબમરીનના ઉપયોગનો તે બચાવ કરે છે, અને જણાવે છે, કે નૌકાની આશા કરતાં પણ વધારે પરિણામ આવેલ છે.

ભાવનગર દરબારી છાપખાનું.

# ભ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૧૩મી માર્ચ, ૧૯૧૭. [અંક ૧૫.

। यतो धर्म स्ततो जयः।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૩ મી માર્ચ, ૧૯૧૭.

## રૂમાનિયાનો વિગ્રહમાં પ્રવેશ.

વિગ્રહ શરૂ થયો, ત્યારથી યૂરપનાં લડતાં રાજ્યોનું ધ્યાન રૂમાનિયાના વલણ તરફ લાગી રહ્યું હતું. કેટલાક બનાવોને લીધે એ વલણ ઘણું અનિશ્ચિત હતું, અને એ અનિશ્ચય દૂર કરવાથી રૂમાનિયન સરકારને કશો લાભ નહોતો. બે વરસ સુધી મુખ્ય પ્રધાન બ્રેટીએનુએ મનની વાત મનમાં રાખી, અને પોતાને માટે તથા પોતાની સરકારને માટે "રૂમાનિયન સ્ફિંક્સ"નું ઉપનામ પ્રાપ્ત કર્યું.

ઇતિહાસ કે ભૂગોળ કોઇ પણ દૃષ્ટિથી જોતાં તે મુખ્યત્વે કરીને બાલ્કન રાજ્ય નહોતું. અનાજ અને તેલની પેદાશવાળા દેશ તરીકે તેનો વ્યવહાર પશ્ચિમ યૂરપના ઉદ્યોગી દેશોની સાથે વધારે અને તેના દક્ષિણના પાડોશીઓની સાથે ઓછો હતો. રેલવે અને નદી દ્વારા તેના મુખ્ય માર્ગો ઑસ્ટ્રિયા-હંગરી અને જર્મની તરફ જતા હતા. સ્લાવ સમુદ્રમાં એક લૅટિન ટાપુ તરીકે, રૂશિયનો કોન્સ્ટન્ટિનોપલ ઉપર ધસારો કરે તે વિરુદ્ધ, રૂમાનિયાએ મધ્ય રાજ્યો સાથે આર્થિક અને રાજકીય સંબંધો બાંધ્યા હતા. તેના ઉદ્યોગો ઉપર જર્મન મૂડીનો જે અંકુશ હતો, તે ૧૮૯૫ માં એક હોહેનઝોલર્ન તેનો રાજ્યકર્તા થવાથી દૃઢ થયેલો, અને ૧૮૮૩ માં તેણે જર્મની, ઑસ્ટ્રિયા તથા ઇટલીની સાથે અમુક સમજુત કરેલી.

ઇતિહાસ તરફ દૃષ્ટિ કરતાં રૂમાનિયાની પરંપરા સામેની દિશાનું સૂચન કરતી હતી. તેની વસ્તી મિશ્ર હતી. કેટલીક, જે ડાન્યૂબિયન અને ઇલીરિયન લોકો હજી સુધી આલ્બેનિયન કોમમાં ટકી રહેલા છે, તેમાંથી ઉતરેલી હતી; થોડી, જે રોમનો તથા રોમન થયેલા ડેલ્મેશિયનોને ટ્રેજન અને તેના અનુગામીઓએ અર્ધ જિતાયેલ ડેસિયાની ચોકી માટે ત્યાં વસાવ્યા હતા, તેના વંશની હતી; તથા બાકીની, જે કેલ્ટિક, ગૉથિક, સ્લાવ અને તાર્તરનાં ધાડાં કોન્સ્ટન્ટિનોપલને માર્ગે અવારનવાર આવ્યાં કર્યાં હતાં, તેમની સંતતિમાંથી હતી. રૂમાનિયાએ આ તત્ત્વોમાંથી એક વિશિષ્ટ ગ્રીકો-લૅટિન સંસ્કૃતિનો વિકાસ કર્યો હતો. તેનાં ભાષા, સાહિત્ય અને રિવાજોમાં તેના સ્લાવ પાડોશીઓની ઘણી છાયા છે. અઢારમી સદીમાં અને ઓગણીસમી સદીના આગલા ભાગમાં રૂમાનિયનો તુર્કો સાથેની તકરારમાં મદદ માટે રૂશિયા ઉપર આધાર રાખતા આવ્યા હતા. ફ્રાન્સની અસર રૂશિયાના કરતાં પણ વધારે હતી. કંઇક અંશે લોહીથી, પણ ખાસ કરીને ભાષા તથા પરંપરાને લીધે, રૂમાનિયનો એક લૅટિન પ્રજા હોવાનો દાવો કરી શકે છે.

વચલા ઝમાનાઓમાં પશ્ચિમ સાથેનો સંસર્ગ મોટે ભાગે તૂટી ગયો હતો, પણ અઢારમી સદીમાં ફ્રેંચ સંસ્કારના પ્રચારથી લોકોનું શુસ લૅટિનત્વ જાગ્રત થયેલું. ઓગણીસમી સદીની શરૂઆતની પ્રજાકીય હીલચાલમાં ફ્રેંચ રેવોલ્યુશનની અમુક અસર હોવી જોઇએ; અને ૧૮૪૮માં રાજ્યવિપ્લવ થયેલો.

તે પછીનાં દસ વરસમાં મોલ્ડેવિયા તથા વાલેશિયા સંયુક્ત થયાં, અને એ કાર્યમાં ફ્રાન્સે મહત્ત્વનો ભાગ લીધો. ૧૮૫૯ થી ૧૮૬૬ સુધી પ્રિન્સ કૂઝાના રાજ્યમાં ફ્રાન્સ અને રુશિયા બંને પક્ષનું જોર રહ્યું. કૂઝા પછી ગાદીએ બેસવાને ત્રીજા નેપોલિયને હોહેનઝોલર્ન-સિગ્મેરિંગનના પ્રિન્સ ચાર્લ્સ માટે આગ્રહ કરેલો, તે પાછળનો ઇતિહાસ જોતાં વિલક્ષણ વિશ્વાસનું કાર્ય લાગે છે. ૧૮૬૬ ની સાલ માત્ર જર્મનીમાંજ નહીં પણ રૂમાનિયા સુદ્ધાંમાં પ્રશિયાની ફતેહ માટે ધ્યાનમાં રાખવા જેવી છે.

પછીનાં ૧૭ વરસમાં આ હીલચાલની સફળતા પ્રગટ થઇ. શરૂઆતમાં તો પ્રિન્સ ચાર્લ્સે જર્મન મૂડી અને જર્મન સાયન્સ દેશમાં લાવવાને જે પગલાં લીધેલાં, તેની સામે ઘણા માણસો થયેલા. લિબરલ પક્ષનો આગેવાન બ્રટિએનુ, કે જેણે તેને ગાદી ઉપર લાવવામાં મોટો ભાગ લીધો હતો, તે પણ પ્રથમ તો વિરુદ્ધ હતો. ૧૮૭૦ ના વિગ્રહમાં રૂમાનિયાની લાગણી ફ્રાન્સ તરફ હતી, પણ ફ્રાન્સની હાર થતાં તેના હિમાયતીઓને લાગેલું, કે રાજકીય બાબતોમાં મદદ માટે બીજે નજર કરવાની જરૂર છે. બિસ્માર્કે વરુણ હોહેનઝોલર્ન શાહઝાદાને રુશિયાની સાથે મિત્રતાનો સંબંધ જાળવી રાખવાની સલાહ આપી હતી, અને પોતાની કારકીર્દીનાં પહેલાં વરસોમાં પ્રિન્સ ચાર્લ્સે એ રાજનીતિનું અનુસરણ પણ કર્યું હતું, કારણકે તે સારી રીતે સમજતો હતો, કે રુશિયાની મદદથીજ કોઇક દિવસ તમામ રૂમાનિયા સુલતાનની ધુરાથી પૂરેપૂરૂં સ્વતંત્ર થઇ શકશે. ૧૮૭૭ માં પ્રસંગ આવ્યો, અને પ્રિન્સ આવેશથી રુશિયાના પક્ષમાં દાખલ થયો. પ્લેવના કબજે થયું ત્યારે અને તે પછી રૂમાનિયન સેનાની લાયકી જણાઇ આવી, અને છેવટની ફતેહ મેળવવામાં તે ઘણે ભાગે સાધનભૂત થઇ. પરિણામે રૂમાનિયા સ્વતંત્ર થયું, અને ત્રણ વરસ પછી પ્રિન્સ ચાર્લ્સે રાજાનું પદ ધારણ કર્યું. પણ વિગ્રહને લીધે કેટલીક કડવાશ પાછળ રહી. રુશિયાએ ડોબ્રુજાનો તુર્કી પ્રાંત રૂમાનિયાને આપ્યો તો ખરો, પણ બદલામાં ક્રિમીયન વિગ્રહ પછી બેસારેબિયાના જે ત્રણ ભાગ રાજ્યોએ મોલ્ડેવિયા માટે જીતી આપ્યા હતા તે પાછા માગ્યા. બેસારેબિયાની "ચોરી" થી રુશિયા અને રૂમાનિયા વચ્ચે મનદુઃખ થયું, અને એક નવી હીલચાલ માટે રૂમાનિયન લાગણી તૈયાર થઇ.

પ્રિન્સ ચાર્લ્સની સાથે જર્મનીની કેટલીક અસરો રૂમાનિયામાં દાખલ થઇ હતી. બીજો માર્ગ પણ નહોતો. ૧૮૭૦ ની આસપાસમાં ફ્રાન્સ તરફથી બહુ આશા રખાય એવી સ્થિતિ નહોતી. રુશિયાથી અસંતોષ થયો હતો. ઇંગ્લંડ દૂર અને બેદરકાર હતું. બીજી તરફ, જર્મની પ્રિન્સની માતૃભૂમિ હતી, એટલુંજ નહીં, પણ તેની તથા દુનિયાની આંખમાં સર્વોપરિ હતી.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૩ મી માર્ચ, ૧૯૧૭.

## રૂમાનિયાનો વિગ્રહમાં પ્રવેશ.

વિગ્રહ શરૂ થયો, ત્યારથી યૂરપનાં લડતાં રાજ્યોનું ધ્યાન રૂમાનિયાના વલણુ તરફ લાગી રહ્યું હતું. કેટલાક બનાવોને લીધે એ વલણુ ઘણું અનિશ્ચિત હતું, અને એ અનિશ્ચય દૂર કરવાથી રૂમાનિયન સરકારને કશો લાભ નહોતો. બે વરસ સુધી મુખ્ય પ્રધાન બ્રેટીએનુએ મનની વાત મનમાં રાખી, અને પોતાને માટે તથા પોતાની સરકારને માટે "રૂમાનિયન સ્ફિંક્સ"નું ઉપનામ પ્રાપ્ત કર્યું.

ઇતિહાસ કે ભૂગોળ કોઇ પણુ દૃષ્ટિથી જોતાં તે મુખ્યત્વે કરીને બાલ્કન રાજ્ય નહોતું. અનાજ અને તેલની પેદાશવાળા દેશ તરીકે તેનો વ્યવહાર પશ્ચિમ યૂરપના ઉદ્યોગી દેશોની સાથે વધારે અને તેના દક્ષિણુના પાડોશીઓની સાથે ઓછો હતો. રેલવે અને નદી દ્વારા તેના મુખ્ય માર્ગો ઑસ્ટ્રિયા-હંગરી અને જર્મની તરફ જતા હતા. સ્લાવ સમુદ્રમાં એક લૅટિન ટાપુ તરીકે, રુશિયનો કોન્સ્ટન્ટિનોપલ ઉપર ધસારો કરે તે વિરુદ્ધ, રૂમાનિયાએ મધ્ય રાજ્યો સાથે આર્થિક અને રાજકીય સંબંધો બાંધ્યા હતા. તેના ઉદ્યોગો ઉપર જર્મન મૂડીનો જે અંકુશ હતો, તે ૧૮૬૫ માં એક હોહેનઝોલર્ન તેનો રાજ્યકર્તા થવાથી દૃઢ થયેલો, અને ૧૮૮૩ માં તેણે *જર્મની, ઑસ્ટ્રિયા* તથા ઇટલીની સાથે અમુક સમજુત કરેલી.

ઇતિહાસ તરફ દૃષ્ટિ કરતાં રૂમાનિયાની પરંપરા સામેની દિશાનું સૂચન કરતી હતી. તેની વસ્તી મિશ્ર હતી. કેટલીક, જે ડાન્યૂબિયન અને ઇલીરિયન લોકો હજી સુધી આલ્બેનિયન કોમમાં ટકી રહેલા છે, તેમાંથી ઉતરેલી હતી; થોડી, જે રોમનો તથા રોમન થયેલા ડૅલ્મેશિયનોને ટ્રૅજન અને તેના અનુગામીઓએ અર્ધ જિતાયેલ ડેસિયાની ચોકી માટે ત્યાં વસાવ્યા હતા, તેના વંશની હતી; તથા બાકીની, જે કેલ્ટિક, ગૉથિક, સ્લાવ અને તાર્તારનાં ધાડાં કોન્સ્ટન્ટિનોપલને માર્ગે અવારનવાર આવ્યાં કર્યાં હતાં, તેમની સંતતિમાંથી હતી. રૂમાનિયાએ આ તત્ત્વોમાંથી એક વિશિષ્ટ ગ્રીકો-લૅટિન સંસ્કૃતિનો વિકાસ કર્યો હતો. તેનાં ભાષા, સાહિત્ય અને રિવાજોમાં તેના સ્લાવ પાડોશીઓની ઘણી છાયા છે. અઢારમી સદીમાં અને ઓગણીસમી સદીના આગલા ભાગમાં રૂમાનિયનો તુર્કો સાથેની તકરારમાં મદદ માટે રુશિયા ઉપર આધાર રાખતા આવ્યા હતા. ફ્રાન્સની અસર રુશિયાના કરતાં પણુ વધારે હતી. કંઇક અંશે લોહીથી, પણુ ખાસ કરીને ભાષા તથા પરંપરાને લીધે, રૂમાનિયનો એક લૅટિન પ્રજા હોવાનો દાવો કરી શકે છે.

વચલા ઝમાનાઓમાં પશ્ચિમ સાથેનો સંસર્ગ મોટે ભાગે તૂટી ગયો હતો, પણ અઢારમી સદીમાં ફ્રેંચ સંસ્કારના પ્રચારથી લોકોનું ગુપ્ત લૅટિનત્વ જાગ્રત થયેલું. ઓગણીસમી સદીની શરૂઆતની પ્રજાકીય હીલચાલમાં ફ્રેંચ રેવોલ્યુશનની અમુક અસર હોવી જોઇએ; અને ૧૮૪૮માં રાજ્યવિપ્લવ થયેલો.

તે પછીનાં દસ વરસમાં મોલ્ડેવિયા તથા વાલેશિયા સંયુક્ત થયાં, અને એ કાર્યમાં ફ્રાન્સે મહત્ત્વનો ભાગ લીધો. ૧૮૫૯ થી ૧૮૬૬ સુધી પ્રિન્સ કૂઝાના રાજ્યમાં ફ્રાન્સ અને ઋષિયા બંને પક્ષનું જોર રહ્યું. કૂઝા પછી ગાદીએ બેસવાને ત્રીજા નેપોલિયને હોહેનઝોલર્ન-સિગ્મેરિંગનના પ્રિન્સ ચાર્લ્સ માટે આગ્રહ કરેલો, તે પાછળનો ઇતિહાસ જોતાં વિલક્ષણ વિશ્વાસનું કાર્ય લાગે છે. ૧૮૬૬ ની સાલ માત્ર જર્મનીમાંજ નહીં પણ રૂમાનિયા સુદ્ધાંમાં પ્રશિયાની ફતેહ માટે ધ્યાનમાં રાખવા જેવી છે.

પછીનાં ૧૭ વરસમાં આ હીલચાલની સફળતા પ્રગટ થઇ. શરૂઆતમાં તો પ્રિન્સ ચાર્લ્સે જર્મન મૂડી અને જર્મન સાયન્સ દેશમાં લાવવાને જે પગલાં લીધેલાં, તેની સામે ઘણા માણસો થયેલા. લિબરલ પક્ષનો આગેવાન બ્રેટિએનુ, કે જેણે તેને ગાદી ઉપર લાવવામાં મોટો ભાગ લીધો હતો, તે પણ પ્રથમ તો વિરુદ્ધ હતો. ૧૮૭૦ ના વિગ્રહમાં રૂમાનિયાની લાગણી ફ્રાન્સ તરફ હતી, પણ ફ્રાન્સની હાર થતાં તેના હિમાયતીઓને લાગેલું, કે રાજકીય બાબતોમાં મદદ માટે બીજે નજર કરવાની જરૂર છે. બિસ્માર્કે તરુણ હોહેનઝોલર્ન શાહઝાદાને ઋષિયાની સાથે મિત્રતાનો સંબંધ જાળવી રાખવાની સલાહ આપી હતી, અને પોતાની કારકીર્દીનાં પહેલાં વરસોમાં પ્રિન્સ ચાર્લ્સે એ રાજનીતિનું અનુસરણ પણ કર્યું હતું, કારણકે તે સારી રીતે સમજતો હતો, કે ઋષિયાની મદદથીજ કોઇક દિવસ તમામ રૂમાનિયા સુલતાનની ધુરાથી પૂરેપૂરૂં સ્વતંત્ર થઇ શકશે. ૧૮૭૭ માં પ્રસંગ આવ્યો, અને પ્રિન્સ આવેશથી ઋષિયાના પક્ષમાં દાખલ થયો. પ્લેવના કબજે થયું ત્યારે અને તે પછી રૂમાનિયન સેનાની લાયકી જણાઇ આવી, અને છેવટની ફતેહ મેળવવામાં તે ઘણે ભાગે સાધનભૂત થઇ. પરિણામે રૂમાનિયા સ્વતંત્ર થયું, અને ત્રણ વરસ પછી પ્રિન્સ ચાર્લ્સે રાજાનું પદ ધારણ કર્યું. પણ વિગ્રહને લીધે કેટલીક કડવાશ પાછળ રહી. ઋષિયાએ ડોબ્રુજાનો તુર્કી પ્રાંત રૂમાનિયાને આપ્યો તો ખરો, પણ બદલામાં ક્રિમીયન વિગ્રહ પછી બેસ્સારેબિયાના જે ત્રણ ભાગ રાજ્યોએ મોલ્ડેવિયા માટે જીતી આપ્યા હતા તે પાછા માગ્યા. બેસ્સારેબિયાની "ચોરી" થી ઋષિયા અને રૂમાનિયા વચ્ચે મનદુઃખ થયું, અને એક નવી હીલચાલ માટે રૂમાનિયન લાગણી તૈયાર થઇ.

પ્રિન્સ ચાર્લ્સની સાથે જર્મનીની કેટલીક અસરો રૂમાનિયામાં દાખલ થઇ હતી. બીજો માર્ગ પણ નહોતો. ૧૮૭૦ની આસપાસમાં ફ્રાન્સ તરફથી બહુ આશા રખાય એવી સ્થિતિ નહોતી. ઋષિયાથી અસંતોષ થયો હતો. ઇંગ્લંડ દૂર અને બેદરકાર હતું. બીજી તરફ, જર્મની પ્રિન્સની માતૃભૂમિ હતી, એટલુંજ નહીં, પણ તેની તથા દુનિયાની આંખમાં સર્વોપરિ હતી.

તેના નવા સ્થપાયેલા સામ્રાજ્યથી પ્રેરિત થયેલો ઉત્સાહ ઉભરાઇને બીજા દેશોમાં પણ પહોંચતો હતો. પ્રિન્સ ચાર્લ્સે પોતાની સેનાને નવેસરથી રૂપ આપવાને જર્મન ઉસ્તાદો આણ્યા, આવશ્યક રેલવેઓ બાંધવાને જર્મન કંટ્રાકટરો તથા એંજીનિયરોને બોલાવ્યા, અને રૂમાનિયન ઉદ્યોગોને નાણાં પૂરાં પાડવાને તથા રૂમાનિયન બેંકોને મજબૂત કરવાને જર્મન મૂડીને આમંત્રણ કર્યું. શરૂઆતમાં તો તેથી તે લોકોને ગમેલો નહીં, પણ વખત જતાં પ્રજાએ જોયું, કે દેશના વિકાસ માટે તેણે સારો યત્ન કર્યો છે. ઑસ્ટ્રિયા-હંગરી તથા રૂશિયાની વચ્ચે આવેલું હોઇને રૂમાનિયાને જર્મની સિવાય કોઇ મિત્ર થાય એમ લાગ્યું નહીં. જર્મનીજ ઑસ્ટ્રિયા-હંગરીને અંકુશમાં રાખવાને તથા રૂમાનિયા તરફની રૂશિયન રાજનીતિને અટકાવવા સમર્થ હતી. ધીમે ધીમે સંબંધ વધારે ગાઢ થતો ગયો. રાજાની માનીતી યોજના રૂમાનિયાના આગેવાન રાજપુરુષોને પણ વિચાર કરતાં સારી લાગી. ૧૮૮૩ માં જર્મની સાથે કોલકરાર થયા.

જે પ્રમાણે આગલા વરસમાં ઇટલીને ઑસ્ટ્રો-જર્મન એકસંપીમાં જોડાવું પડ્યું હતું, તેજ પ્રમાણે રૂમાનિયાને પણ કરવું પડ્યું. તેમની સ્થિતિ લગભગ સરખી હતી. જે પ્રમાણે ઇટલીને ટ્યૂનિસને માટે ફ્રાન્સથી છૂટું થવું પડ્યું હતું, તેજ પ્રમાણે બેસારેબિયાની ખાતર રૂમાનિયાને રૂશિયાથી છૂટું થવું પડ્યું હતું. બંને પ્રસંગે દલાલ બિસ્માર્ક હતો. પણ ઇટલી અને રૂમાનિયા વચ્ચે એથી પણ વધારે સમાનતા હતી. જેમ કાઉન્ટ નીગ્રાએ પ્રિન્સ બ્યૂલોને એક વાર કહેલું, તેમ ઇટલી અને ઑસ્ટ્રિયા કાંતો શત્રુ અથવા મિત્ર થવાં જોઇએ. રૂમાનિયાની પણ એવીજ સ્થિતિ હતી. ટ્રાન્સિલ્વેનિયા, કે જેનું સ્વરાજ્ય હંગરીએ છેવટે ૧૮૬૭માં ખૂંચવી લીધું હતું, તેમાં સુમારે ૬૦ ટકા વસ્તી રૂમન છે. રૂમાનિયાથી બન્યું હોત, તો તેણે ૧૮૬૬ માં હંગરી સાથે લડાઇ કરી હોત; અને પાછળથી હંગેરિયન રૂમનો તરફની ખરાબ વર્તણુકથી રૂમાનિયાની લાગણી દુ:ખાઇ હતી. છેક ૧૮૬૯ માં બિસ્માર્કે બંને દેશ વચ્ચે સમાધાન કરાવવાનો યત્ન કર્યો હતો, પણ ટ્રાન્સિલ્વેનિયાના સવાલને લીધે તે થઇ શકેલું નહીં. એ સમાધાન કરાવતાં તેને ૧૪ વરસ લાગ્યાં, પણ જોકે ૧૮૮૩ માં સમાધાન થયું ખરું, છતાં તેનો જાહેર સ્વીકાર થયેલો નહીં. કારણકે પ્રિન્સ ચાર્લ્સની સંમતિથી મુખ્ય પ્રધાન બ્રેટિઆનુ કાઉન્ટ કેલનોકીને વિએનામાં તથા બિસ્માર્કને ગેસ્ટીનમાં મળ્યો, અને તે પછી રૂમાનિયા ત્રિપુટીની એકસંપીને જોડાયેલું રહ્યું. જાહેરાત ન કરવાનું કારણ કદાચ એ હોય, કે રૂશિયન સરકારને ખોટું ન લગાડવું, અને દેશની લાગણીને પણ ન દુભાવવી. પણ ગમે તે કારણ હોય, છતાં કોલકરાર પ્રધાનો વચ્ચે રહ્યા, અને પાર્લમેન્ટ તરફથી તેને મંજૂરી મળી નહીં.

પછીનાં ત્રીસ વરસમાં રૂમાનિયામાં ઑસ્ટ્રો-જર્મન પ્રબળ વધતું ગયું. છેક ૧૮૭૫ માં ઑસ્ટ્રિયા-હંગરી સાથે વેપાર સંબંધી કોલકરાર થયેલા, કે જેમાં તેને ઘણી લાભકારક સરતો મળેલી. પછીનાં દસ વરસમાં ઑસ્ટ્રો હંગેરિયન માલની આયાત ત્રણગણી થઇ, અને ૧૮૮૨ માં રૂમાનિયાની કુલ આયાતના પચાસ ટકા હતી. પણ ઑસ્ટ્રિયા-હંગરીની પાછળ એક ઘણો વધારે ભયંકર મિત્ર હતો. ૧૮૮૦ ની આસપાસમાંજ પ્રિન્સ બિસ્માર્કે ઇટલીનો

THE HEREDITARY PRINCE OF JAPAN, H. I. H. PRINCE HIROHITO.



જાપાનનો યુવરાજ કુમાર શ્રી હિરોહિટો.

Lakshmi Art, Byculla, Bombay

વેપાર જીતી લેવાની હીલચાલ આદરી, અને રૂમાનિયાનો પણ ત્યારેજ વારો આવ્યો. રૂમાનિયા અને ઑસ્ટ્રિયા-હંગરી વચ્ચે થોડા વખતના વ્યાપારવિગ્રહનો લાભ લઇને જર્મનીએ ૧૮૮૬ માં રૂમાનિયન બજાર હાથ કરવાની પ્રવૃત્તિ આદરી. ૧૮૮૯ સુધીમાં ફ્રેંચ અને બ્રિટિશ પ્રયત્નો છતાં તેણે પહેલી જગ્યા મેળવી, અને રૂમાનિયાની કુલ વાર્ષિક આયાતમાં એ વરસમાં તેનો હિસ્સો ૨૯ ટકા હતો, તે વધીને ૧૯૧૩ માં ૪૦·૩૩ ટકા સુધી પહોંચ્યો. ઑસ્ટ્રિયા-હંગરીએ બીજી જગ્યા લીધી, અને ૧૮૯૧ માં સારા સંબંધો થયા પછી સરાસરી ૨૫ ટકા જેટલો તેનો હિસ્સો જારી રહેલ છે.

રૂમાનિયામાં જર્મન વેપારની આ ફતેહ કંઇ અંશે હરીફ દેશોમાં વ્યવસ્થાની ખામીને લીધે, પણ ખાસ કરીને જર્મનીએ વાપરેલી પદ્ધતિઓને લીધે થયેલી. સોંઘા અને દેખાવડા માલથી રૂમાનિયાની બજાર તેમણે ભરી દીધેલી. પણ ફતેહનું મુખ્ય કારણ એ હતું, કે જર્મન નિકાસ કરનારી પેઢીઓ રૂમાનિયન વેપારીઓ પાસે લાંબા વખત સુધી નાણાં માગતી નહીં. જ્યાં ઇંગ્લિશ, ફ્રેંચ અને ઇટાલિયન પેઢીઓ ત્રણ કે છ મહિના કરતાં વધારે મુદ્દત આપવાને નાખુશી બતાવતી, ત્યાં જર્મન પેઢીએ ૧૨ થી ૧૫ મહિના સુધી નાણાં માગતી નહીં, પણ પરચૂરણ વેચનારાઓ માલ વેચી નાંખે અને નફો મેળવે, ત્યાં સુધી રાહ જોતી. પારકી ભાષાઓ શીખવામાં અને પરદેશીઓને શું ગમે છે તે શોધી કાઢવામાં જર્મનો ઉદ્યોગી તો હતાજ; અને તે ઉપરાંત જર્મન એ રૂમાનિયાની મુખ્ય વેપારી ભાષા થઇ પડી હતી, તથા શહેરોના યાહુદી વેપારીઓ તે વધારે વાપરતા હતા.

૧૮૬૭ માં હંગરીએ ટ્રાન્સિલ્વેનિયા લઇ લીધાનું સૂચન ઉપર કરેલું છે. ફ્રાન્સિસ જોસફે એ કૃત્ય માગીયરોને રાજી રાખવાને કરેલું. એ ખરૂં કે ૧૮૬૮ ના પ્રજાઓ સંબંધી કાયદાથી હંગેરિયન સરકારે પોતાની રૂમાનિયન પ્રજાનાં ભાષા, પ્રજાત્વ અને ધર્મને માન આપવાનું વચન આપ્યું હતું. પણ આ વચન બીજાંઓની માફક તોડવાને માટેજ અપાયું હતું. તે પછી ૧૮૭૪ માં ચૂંટણીનો કાયદો થયો, જેથી એવી ગોઠવણ થઇ, કે રૂમાનિયન વસ્તી હંગેરિયન પાર્લમેન્ટમાં પુરતા પ્રતિનિધિઓ મોકલી શકે નહીં. ૧૮૭૯, ૧૮૮૩ અને ૧૮૯૧ માં એવા કાયદા થયેલા, કે જેથી રૂમાનિયન શાળાઓ ધીમે ધીમે માગીયર બની જાય. ૧૮૬૩ માં માગીયરેતર શાળાઓ કુલ સંખ્યાના ૫૮ ટકા હતી, તે ૧૮૯૨ માં ૧૨ ટકા સુધી આવી ગઇ. દેશનો કારભાર લગભગ બધો માગીયરોના હાથમાં હતો. ચૂંટણી ઉપર માગીયર અમલદારો એવો જાપતો રાખતા, કે રૂમાનિયન વસ્તીનો અવાજ સંભળાતો નહીં. હંગરીના કુલ ૪૧૩ પ્રતિનિધિઓમાં વસ્તીના ધોરણ પ્રમાણે રૂમાનિયનોના ૬૯ પ્રતિનિધિઓ જોઇએ, પણ તે ૧૪થી વધારે કદાપિ થવા દીધેલ નહીં, અને ૧૯૧૦ ની નિંદાયેલી ચૂંટણીમાં તો માત્ર પાંચની સંખ્યા રહેલી!

હંગરીના રૂમનો પોતાના પ્રજાત્વનો નાશ કરનારી આ રાજનીતિની સામે દૃઢતાથી થયેલા, પણ શહેનશાહી સરકારે તેમનો અવાજ સાંભળેલો નહીં. પછી તેઓ કાર્પેથિયનની પેલી તરફ રહેલા

પોતાના સ્વતંત્ર બંધુઓ તરફ નજર કરવા લાગ્યા. ૧૮૯૧ માં બુખારેસ્ટની અંદર એવા એક સમાજની સ્થાપના થયેલી, કે જેનો ઉદ્દેશ તમામ રૂમાનિયન કોમના લાભ સાચવવાનો હતો.

સવાલ મોટો હતો. હંગરીમાંજ—૧૯૧૦ ની ઓફિશ્યલ માગીયર ગણના પ્રમાણે—૨૯,૪૯,૦૩૨ રૂમનો વસતા હતા, જેમાંના અર્ધા ટ્રાન્સિલ્વેનિયાના પ્રાંતમાં હતા, અને બાકીના બીજા પ્રાંતોમાં વિખરાયેલા હતા. બીજા ૨૭૫,૧૧૫ રૂમનો ઑસ્ટ્રિયન સરકાર નીચે અને મુખ્યત્વે કરીને બુકોવિનામાં હતા, કે જ્યાં તેમની સંખ્યા કુલ વસ્તીના ⅓ થી વધારે હતી. બીજી તરફ, બેસ્સારેબિયાની વસ્તીમાં ½ કરતાં વધારે ભાગ રૂમાનિયન હતો, કે જે પ્રાંત રૂશિયાએ ૧૮૧૨ માં લઇ લીધેલો.

વિગ્રહ જાગ્યો, ત્યારે મધ્યનાં રાજ્યોએ ૧૮૮૩ ના કોલકરાર પ્રમાણે પોતાની સાથે ભળવાનો રૂમાનિયાનો ઇરાદો છે કે કેમ, એ જાણવા સારૂ રાજા અને સરકારનું મન સમજવા યત્ન કર્યો. પણ આ બાબતમાં રાજા અને તેની સરકાર વચ્ચે મતભેદ હતો. રાજાની રાજનીતિ ૪૮ વરસથી જર્મની તરફ ઢળવાની રહી હતી, અને તેથી રૂમાનિયાની આબાદી થઇ છે, એમ તે દાવો કરી શકવાની સ્થિતિમાં હતો. બ્રિટિશો શું કરી શકશે તે શંકાસ્પદ હતું, અને રાજા હોહેનઝોલર્ન હોવાથી પ્રશિયાના વિજયથી પોતાને લાભ થશે એમ માનતો હતો. ઉપરાંત, તે ધારતો હતો, કે રૂશિયાની હાર થતાં રૂમાનિયાને બેસ્સારેબિયા પ્રાંત પાછો મળશે, અને કોન્સ્ટન્ટિનોપલ સંબંધી રૂશિયાનો લોભ અટકશે.

પણ રૂમાનિયન સરકારનું માનવું જુદું હતું. ઇટલીએ તટસ્થતા જાહેર કરવાથી અને બ્રિટન વિગ્રહમાં ભળ્યાથી જર્મનીનો સંપૂર્ણ વિજય તેમને શંકાસ્પદ લાગતો હતો. હંગરી તરફથી કશા લાભની તેમને આશા નહોતી, અને ઑસ્ટ્રિયા-હંગરી છેવટે ટકી રહેશે કે કેમ, એ અનિશ્ચિત દેખાતું હતું. કોઇ પણ પક્ષમાં ભળવામાં જોખમ હતું. રૂમાનિયા પાસે હથિયારો અને દારૂગોળાની તંગી હતી, તથા તેની સરહદ લાંબી અને બચાવ કરવામાં મુશ્કેલી પડે એવી હતી. એ ખુલ્લું છે કે આ બાબતમાં રૂમાનિયન સરકારની સમજ સાચી હતી. ૧૯૧૪ના ઑગસ્ટમાં રૂમાનિયા કોઇ પણ પક્ષમાં ભળ્યું હોત, તો તેને ઘણું સહન કરવું પડત.

કોલકરારનું અનુસરણ કરવું કે કેમ, એ સવાલ હતો. સરકારે કોલકરાર બરાબર છે એમ કબૂલ કરેલું, પણ તે લાગુ પડે એવી સ્થિતિ હોવા બાબત વાંધો લીધેલો. ઇટલીની માફક રૂમાનિયાએ પણ જર્મન રાજ્યો ઉપર હુમલો થયો છે એમ સ્વીકારવાની ના પાડી; અને ઇટલીની માફક રૂમાનિયાને પણ ઑસ્ટ્રિયા-હંગરીના ઇરાદાની ખબર પડેલી નહીં. રાજાનો એવો વિચાર હતો, કે રૂમાનિયાની આબરૂ અને તેનો લાભ બંને જર્મનીની સાથે ભળવામાં છે. પણ સરકારના મતભેદને લીધે દેશની એવી ખાતરી કરી આપવામાં મુશ્કેલી હતી. લોકોના મોટા ભાગમાં માગીયરો અને બલ્ગરો વિરુદ્ધ લાગણી ઘણી હતી. ખાસી તેઓ રૂશિયાની

સાથે જોડાયલા હતા, અને વંશ તથા ભાષાથી પોતાને લૅટિન સમજતા હતા. નિશ્ચિત અને મોટા લાભ વગર આ અડચણોનું વજન ઓછું થાય તેમ નહોતું.

રાજાએ લોકલાગણી જાણવા માટે ક્રાઉન કાઉન્સિલ બોલાવી, પણ તેના સભાસદોએ આજે મતે તટસ્થતા રાખવી ઇષ્ટ છે, એમ ઠરાવ્યું. સેનાના મુખ્ય અધિકારીઓએ પણ એવોજ અભિપ્રાય આપ્યો. રાજાને તેથી ઘણો આઘાત લાગ્યો. તેની ઉમર ૭૬ વરસની હતી. બે મહિના પછી તેનું મૃત્યુ થયું.

(આ મહત્ત્વનો ઇતિહાસ આવતા અંકમાં જારી રાખવામાં આવશે.)

## લડાઇના તાર.

—101—

દુશ્મનનું હઠી જવું.

લંડન, ૧ લી માર્ચ.

એક જર્મન વાયરલેસ સંદેશામાં જણાવ્યું છે, કે અમે એંકર નદી ઉપરનાં બેય કાંઠાનાં મથકો જાણીજોઇને ખાલી કર્યાં છે, અને બચાવની બીજી લાઇન પકડી છે. દુશ્મન અમારી હીલચાલ સંબંધી અજ્ઞાનમાં રહેલ છે, અને નષ્ટ થયેલા મુલકના કબજા માટે તેમને અમારા પાછળના ચોકીદારો સાથે લડવું પડયું છે.

મેક્સિકન કાવતરૂં.

લંડન, ૧ લી માર્ચ.

• જર્મનીએ મેક્સિકોને જે લેખમાં વચન આપેલું છે, તે આખો લેખ બહાર પડયો છે. તારીખ જાન્યુઆરીની ૧૯ મી છે, અને સહી હર ઝિમરમૅનની છે. આ દસ્તાવેજ કાઉન્ટ બર્નસ્ટૉર્ફ મારફત મોકલવામાં આવ્યો હતો. પ્રેસિડન્ટ વિલ્સને જ્યારે જર્મનીની સાથેનો સંબંધ તોડી નાંખ્યો, ત્યારે એ તેના હાથમાં પડી ચૂકયો હતો.

લંડન, ૨ જી માર્ચ.

બ્રિટિશ વર્તમાનપત્રો જર્મનીનું જે કાવતરૂં બહાર પડયું છે, તેને હરામખોરી અને મૂર્ખતાની પરાકાષ્ઠા તરીકે જણાવે છે. જાપાન તરફથી એક ઑફિશ્યલ યાદી બહાર પડેલ છે, જેમાં એવી રાક્ષસી દરખાસ્તને જાપાન કદાપિ સ્વીકારે નહીં, એમ જાહેર કરવામાં આવ્યું છે.

વૉશિંગ્ટન, ૨ જી માર્ચ.

કાઉન્ટ બર્નસ્ટૉર્ફને બર્લિનથી એવી સૂચના મળેલી કહેવાય છે, કે મેક્સિકોને હર ઝિમરમૅનની યાદી મળે, તેજ વખતે યુનાઇટેડ સ્ટેટ્સનાં બંદરોમાં જે જર્મન વહાણો હોય, તેમને નકામાં કરી નાંખવાં. એવું અનુમાન થાય છે, કે કાઉન્ટ બર્નસ્ટૉર્ફને એવી વિગતવાર સૂચના મળેલી

હોવી જોઇએ, કે જે પ્રમાણે કરતાં યુનાઇટેડ સ્ટેટ્સ વિગ્રહમાં ઉતરી શકે નહીં. એમ જણાય છે, કે જર્મનીએ દક્ષિણ અને મધ્ય અમેરિકાનાં રાજ્યોને યુનાઇટેડ સ્ટેટ્સ વિરુદ્ધ થવાને ઉશ્કેર્યા હતાં, ક્યૂબામાં બળવો જગાડ્યો હતો, અને યુનાઇટેડ સ્ટેટ્સ પ્રતિકૂળ થાય, તો તેમાં તરત અંધાધુંધી ચલાવવાનું કાવતરૂં રચ્યું હતું.

મોનેસ્ટિરને નુકસાન.

લંડન, ૫ મી માર્ચ.

એવી ઓફિશ્યલ ગણતરી થયેલ છે, કે ત્રણ મહિનામાં દુશ્મને મોનેસ્ટિર ઉપર ૨,૬૨૭ ગોળા તથા બોંબ ફેંકેલ છે. ૪૩ ઘરનો નાશ થયો છે, ૩૦૦ ઘરને નુકસાન થયું છે, ૩૨ પુરુષો મરી ગયા છે, ૩૭ ને ઇજા થઇ છે, અને ૪૫ સ્ત્રીઓ તથા છોકરાં માર્યાં ગયાં છે, તથા ૮૫ ને ઇજા થઇ છે.

પ્રેસિડન્ટ વિલ્સનના ખૂનનું કાવતરૂં.

ન્યૂ યૉર્ક, ૬ ઠ્ઠી માર્ચ.

હોબોકેનની પોલિસે ફ્રિટ્ઝ કોલ્બ નામના માણસને પકડેલ છે, જેણે એમ કબૂલ કર્યું છે, કે તે પ્રેસિડન્ટ વિલ્સનને ઉડાવી દેવાના કાવતરામાં શામિલ હતો, અને ન્યૂ યૉર્ક બંદરમાં થયેલા ધડાકાઓમાં પણ તેણે ભાગ લીધો હતો. તેના ઓરડામાંથી બે પૂરા બોંબ મળી આવેલ છે, જે આજે પ્રેસિડન્ટ વિલ્સનને મોકલવાના હતા. એ માણસના બે મદદગારો પણ પકડાયા છે.

મેસોપોટેમિયામાં ધસારો.

લંડન, ૭ મી માર્ચ.

આપણા સવારોએ ટેસીફોન નજીક લજ્જ પાસે તુર્કોના પાછલા માણસો સાથે લડાઇ કરી છે. દુશ્મનનો સામાન ૮૦ માઇલ ઉપર વિખરાયલો પડ્યો છે. અત્યાર સુધીમાં ૩૮ તોપો હાથ આવી છે.

---

## નિવેદન.

આજના અંકની સાથે જાપાનના યુવરાજ કુમાર શ્રી હિરોહિટોનો એક સુંદર ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૨૦ મી માર્ચ, ૧૯૧૭. [અંક ૧૬.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વેહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૭ મી માર્ચ, ૧૯૧૭.

## રૂમાનિયાનો વિગ્રહમાં પ્રવેશ.

( ગયા અંકથી ચાલુ. )

તટસ્થતાનો નિર્ણય કર્યા પછી બ્રટિઆનુએ તેમાંથી પોતાના દેશને માટે કંઇક લાભ મેળવવાની ઇચ્છા કરી. ઑકટોબરની ૧૫ મી તારીખે અથવા તે અરસામાં રૂશિયાની સાથે એવી સમજુત થઇ, કે તટસ્થતાના બદલામાં તેને ટ્રાન્સિલ્વેનિયા મળશે.

જર્મન પક્ષના લોકો બેસી રહેલા નહીં. દેશમાં ઠેકઠેકાણે તેમની એજન્સીઓ સ્થપાઇ. બુખારેસ્ટમાં તાર સમાચારનું એક દૈનિક પત્ર પ્રગટ થવા અને મફત વહેંચાવા લાગ્યું. એ સિવાય હજારો ચોપાનિયાં અને એકપાનિયાં બહાર પડવા લાગ્યાં, કે જેમાં મધ્ય રાજ્યોના બળની અતિશયોક્તિવાળી વાતો છપાતી રહી. ઘણા રૂમાનિયનોએ આ પ્રવૃત્તિમાં ભાગ લીધેલો, કારણકે તેઓ જર્મન સંબંધથી પોતાના દેશને લાભ સમજતા હતા. મિત્ર રાજ્યોના પક્ષનાં પત્રોએ પણ સામી પ્રવૃત્તિ આદરેલી.

બુખારેસ્ટના જર્મન એલચીએ પોતાના પક્ષના પ્રયત્નને ઘણી મદદ આપેલી. રૂમાનિયન રાજધાનીમાં ઘણા સમર્થ જર્મન રાજપુરુષો રહી ગયા હતા. કિડરલેન-વાકટર, પ્રિન્સ બ્યુલો, બેરન માર્શલ વૉન બીબરસ્ટાઇન, એ બધા રૂમાનિયામાં એલચી તરીકે કામ કરી ગયા હતા. ૧૯૧૪ના સપ્ટેંબરમાં છેલ્લા એલચીને પાછો બોલાવી લેવામાં આવ્યો હતો, અને એ જગ્યાએ બેરન વૉન ડેમ બસશે નિમાયલો. એ માણસની પ્રતિષ્ઠા બિલકુલ સારી નહોતી. વૉશિંગ્ટનમાં એલચીખાતાના મંત્રી તરીકે, બર્લિનમાં બ્રિટિશ અને અમેરિકન સવાલોની દેખરેખ રાખનાર પરદેશખાતાના અમલદાર તરીકે, અને વિગ્રહ પહેલાંનાં વરસોમાં આર્જેન્ટિનામાં તેણે પુષ્કળ ખટપટો કરી હતી. તેણે ઑસ્ટ્રિયા તથા બલ્ગેરિયાના એલચીઓની સાથે મળીને બે વરસ સુધી જર્મન પક્ષની ઝુંબેશ જારી રાખી.

છતાં રૂમાનિયન સરકાર તેથી ભોળવાયેલી નહીં. બ્રટિઆનુ મૌન રાખી રહ્યો. રૂમાનિયાને દારૂગોળા વગેરેની તંગી હતી એ મુશ્કેલી દૂર કરતાં કેટલોક વખત લાગ્યો. બીજી મુશ્કેલી સરહદના બચાવની હતી. તે પોતે ટ્રાન્સિલ્વેનિયા ઉપર ચડાઇ કરવાને ઉત્સુક હતો, પણ પહેલાં દક્ષિણના મોખરાને સલામતીમાં મૂકવાની આવશ્યકતા હતી.

રૂમાનિયન સેનાની નવી વ્યવસ્થા ૧૮૬૭ થી શરૂ થઇ હતી. દસ વરસ પછી રૂશિયા અને તુર્કી વચ્ચેના વિગ્રહમાં તેણે સારૂં વિક્રમ કરી બતાવ્યું હતું. લશ્કરી નોકરી ફરજિયાત અને સંતત હતી. ઉપલા લશ્કરી અધિકારીઓએ જર્મની અને ફ્રાન્સ બંને પાસેથી ઘણું શિક્ષણ મેળવ્યું હતું. નવો રાજા ફર્દિનંદ તમામ લશ્કરનો સેનાધિપતિ હતો. એવી ગણના થયેલી છે, કે ૧૯૧૬ના ઑગસ્ટની ૨૭મી તારીખે, કે જ્યારે તેણે વિગ્રહમાં પ્રવેશ કર્યો, ત્યારે તેની પાસે સુમારે ૬૦૦,૦૦૦ હથિયારબંધ માણસો હતા, અને જરૂર પડે તો એટલાજ બીજા સિપાઇઓ તૈયાર કરી શકાય એટલો સંચય હતો. તોપો લગભગ ૧,૫૦૦ હતી.

લશ્કર સારી રીતે કેળવાયલું હતું, પણ તેમાં વાસ્તવિક લડાઇના અનુભવની ખામી હતી. લગભગ ચાળીશ વરસ પહેલાં પ્લેવનાની લડત પછી તેને લડવાનો પ્રસંગ મળ્યો નહોતો, કારણકે ૧૯૧૩ માં બલ્ગેરિયા પર ચડાઇ કરેલી, તેમાં તો ફરવા જવા જેવુંજ બન્યું હતું. બળવાન તોપોની ખામી હતી. પણ ફ્રાન્સ, ગ્રેટ બ્રિટન, અને રૂશિયાએ દારૂગોળા વગેરેનો ઘણો જથો પૂરો પાડયો.

મુખ્ય પ્રધાન બ્રેટિએનુ પોતે વિગ્રહખાતાનો પ્રધાન હતો. તે એક એન્જીનિયર તરીકે કેળવાયલો હતો, અને પ્રથમ રૂમાનિયન સ્ટેટ રેલવેઓ સાથે જોડાયલો હતો, તથા પાછળથી પોતાના પ્રખ્યાત પિતાને પગલે ચાલીને કારભારમાં નિયુક્ત રહ્યો હતો. વિગ્રહમાં દાખલ થયા પછી થોડે વખતે વિગ્રહખાતાનું કામ તેણે પોતાના ભાઇ વિન્ટિલા બ્રેટિએનુને સુપ્રત કરેલું.

રૂમાનિયન સેનાપતિઓમાં જનરલ એવેરેસ્કુનું નામ પ્રખ્યાત થયું છે. બ્રિટિશ શહેનશાહી જનરલ સ્ટાફના વડા સર વિલિયમ રૉબર્ટસનની માફક તે સાધારણ સિપાઇગિરીમાંથી વધીને ચડયો હતો. લશ્કરમાં સિપાઇ તરીકે નોકરી બજાવ્યા અને "સર્જેન્ટ" થયા પછી તે ત્યૂરિનની લશ્કરી પાઠશાળામાં અભ્યાસ કરવા ગયેલો. રૂસો-તુર્કી વિગ્રહમાં તેણે એક સવારોની પલટનમાં રહીને કામ કર્યું હતું, અને ક્રમે ક્રમે ચડીને ૧૯૧૩ માં તે સ્ટાફનો ઉપરી નિમાયો હતો. બીજા બાલ્કન વિગ્રહને વખતે તે એ જગ્યાએ હતો, અને રૂમાનિયાની જે હીલચાલને લીધે એ વિગ્રહનો અંત આવ્યો, એ તેની યોજના હતી. રાજકીય બાબતોનો પણ તેને વિશાળ અનુભવ છે. તે રૂશિયન ભાષા સહેલાઇથી બોલી શકે છે, અને ઘણે રાજકીય પ્રસંગે પિતૃગ્રેડ જઇ આવેલ છે. બર્લિનમાં પણ તે થોડો વખત એલચીખાતાના "મિલિટરી એટેચી" તરીકે રહેલ છે. ૧૯૦૭-૮ના ખેડુતોના બળવા વખતે તે લશ્કરનો ઉપરી હતો, અને પછીના વરસમાં વિગ્રહખાતાનો પ્રધાન થયેલો. તે પ્રબળ લક્ષણનો આદમી છે, તથા પોતાની તથા બીજી પ્રજાઓ સંબંધી ઘણી માહિતી ધરાવે છે. તે હમેશાં મિત્ર રાજ્યોના પક્ષમાં રહેલ છે, અને એ વાત જાહેર કરતાં કદાપિ અચકાયેલ નથી. લશ્કરનો તેના ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે, અને ૫૭ વરસની ઉમરનો હોઇને સેનાપતિઓના વર્ગમાં પ્રમાણમાં તરુણ ગણાય તેવડો છે.

રૂમાનિયાએ ટ્રાન્સિલ્વેનિયા પર ચડાઇ આદરી, ત્યારે તે ઓર્સોવા આગળ અને એ શહેરની પૂર્વના પહાડોમાં લડતા બીજા લશ્કરનો ઉપરી હતો; પણ એક પખવાડિયામાં તેની

ડાન્યુબના લશ્કરના ઉપરી તરીકે ડોબ્રુજામાં બદલી થયેલી, અને તે દુશ્મનને કેટલાક માઇલ સુધી હઠાવવામાં સફળ થયેલો. રૂમાનિયાએ બલ્ગેરિયન સરહદ ઉપર પુરતા માણસો રાખેલા નહીં.

ટ્રાન્સિલ્વેનિયાની ચડાઇના સંબંધમાં એટલું વધારે કહેવું જોઇએ, કે રૂમાનિયાને એવી આશા હતી, કે ગેલીશિયા અને ખાસ કરીને બુકોવિનામાં કામ કરતાં રૂશિયન લશ્કરો તેની સાથે થઇ શકશે, અને તેથી એ પ્રદેશમાં દુશ્મનને સારો ફટકો મારી શકાશે. વિગ્રહની જાહેરાત પછી થોડાજ કલાકમાં આખી સરહદ ઉપરના બધા ઘાટ રૂમાનિયનોએ છાપો મારીને મેળવ્યા, અને થોડા દિવસ સુધી ધસારો એવો ચાલ્યો, કે એક પછી એક શહેર અને ગામડાં તેના હાથમાં પડવા લાગ્યાં.

પણ જ્યારે ઉત્તરમાં તેઓ આ પ્રમાણે ધસારો કરતા હતા, ત્યારે દક્ષિણમાં સ્થિતિ જુદા પ્રકારની હતી. થોડાજ વખતમાં જણાઇ આવ્યું, કે બલ્ગેરિયાનું વલણ સમજવામાં તેમણે ગંભીર ભૂલ કરી છે, અને ડોબ્રુજાની સરહદ ઉપરનું લશ્કર ચડાઇ માટે તો શું, પણ બચાવ સુદ્ધાંને માટે પુરતું નથી. વાત બની ગયા પછી રૂમાનિયાનો વાંક કાઢવાનું સહેલું છે, પણ હકીકતમાં બલ્ગેરિયાએ જાણીબુઝીને તેને ઠગ્યું હતું. તેને જણાવવામાં આવ્યું હતું, કે ટ્રાન્સિલ્વેનિયાના રૂમાનિયનોને માગીયરોની ધૂંસરીમાંથી છુટા કરવાના પ્રયાસમાં બલ્ગેરિયાની તેના તરફ દિલસોઝી છે. બલ્ગેરિયાએ તરત વિગ્રહ જાહેર કરેલો નહીં. બે ત્રણ દિવસ સુધી બધું ઠીકઠાક લાગેલું; અને સાલોનિકામાં સંચિત થયેલા લશ્કરના ભયથી બલ્ગેરિયા કશું કરી શકશે નહીં, એમ પણ બોલાયલું. જર્મનીને અંદરના ભેદની ખબર હતી, પણ તેણે તે છતાં બલ્ગેરિયાને આગ્રહ કર્યો, કે વફાદાર રહેવું, અને મિત્રોને મદદ કરવી.

સપ્ટેંબરની ૧ લી તારીખે બલ્ગેરિયાએ વિગ્રહ જાહેર કર્યો, પણ એવા ઉપાય લીધા, કે ખબર જેમ બને તેમ મોડી બહાર પડે. તે દિવસે મુખ્ય પ્રધાન રેડોસ્લેવૉફે સોફિયા ખાતેના રૂમાનિયન એલચીને એક યાદી લખીને રૂમાનિયન-બલ્ગેરિયન સરહદ ઉપર કેટલાક અઘટિત બનાવોની વિગત લખી, અને છેવટે જણાવ્યું કે બંને દેશો વિગ્રહની સ્થિતિમાં છે, એમ સમજવું. રૂમાનિયન એલચીને યાદી પહોંચી તો ખરી, પણ તેની બુખારેસ્ટ તારથી ખબર આપવાની કે એક અઠવાડિયા સુધી કોઇ પણ રીતે જણાવવાની તેને મના કરવામાં આવી. તે પહેલાં બીજે રસ્તે રૂમાનિયાને ખબર તો પડી, પણ એ તમામ વ્યવહારમાં બલ્ગેરિયાની નાલાયકી બહાર પડી. અને આ બધો વખત બલ્ગેરિયા રૂમાનિયાના ડોબ્રુજા મોખરા ઉપર ચડાઇ કરવાને પોતાનું પુષ્કળ લશ્કર એકત્ર કરતું હતું, અને તે ઉપરાંત તેણે કેટલીક તુર્કી ટુકડીઓ આણી હતી, તથા તમામ ઉપર જર્મન અધિકારીઓ હતા.

૧૯૧૬ ના ઑગસ્ટની ૨૭ મી તારીખે રાત્રે, કે જ્યારે કાર્પેથિયન તથા ટ્રાન્સિલ્વેનિયન આલ્પ્સના બધા ઘાટ રૂમાનિયાને કબજે થતા હતા, ત્યારે બલ્ગેરિયાના દગા સંબંધી કોઇને શંકા નહોતી. કાર્પેથિયન ઉપર ઉત્તરથી દક્ષિણમાં જનારા ઘાટ ટોલગાઇઝ, બેકસ, ગાઇમીસ,

અને ઓઇટોઝ કરીને છે, જેમાં ત્રીજો સૌથી સારો છે, કારણકે ત્યાં રૂમાનિયાના ટાર્ગુ ઓક-નાથી ટ્રાન્સિલ્વેનિયાના કિસકસ્ઝેરેડા સુધીનો રેલવેનો સંબંધ છે.

ટ્રાન્સિલ્વેનિયન આલ્પ્સ ઉપરના ઘાટ પૂર્વથી પશ્ચિમ તરફ જનારા છે, અને તે બુઝા, બ્રેટોકીઆ, પ્રેડેલસ, પ્રેડીઅલ, ટોમોસ, ટોર્ઝબર્ગ, રેટર ટર્મ, વલ્કન અને વાર્કિઓરોવા કરીને છે. પહેલા છ ઘાટથી બ્રાસ્સો સુધી રસ્તા જાય છે, અને પ્રેડીઅલ ઘાટ બુખારેસ્ટને સૌથી નજીક છે.

મહિનો પૂરો થવા આવ્યો, તે અરસામાં એવેરેસ્કુના હાથ નીચે રૂમાનિયનો એટલા આગળ વધ્યા, કે વલ્કન ઘાટની ઉત્તરે પિતૃસેની અને પ્રેડીઅલની પેલી તરફ બ્રાસ્સો તેમને કબજે થયાં. દૂર ઉત્તરમાં તેમનાં લશ્કરો ટોલમાઇઝ અને બેકસ ઘાટમાં થઇને ઉતરવા માંડ્યાં હતાં; અને તેથી મધ્ય ટ્રાન્સિલ્વેનિયાનું મારોસ વાસરહેલી નામનું શહેર મુશ્કેલીમાં આવી પડે એમ લાગતું હતું. ડાન્યુબ ઉપર વાર્કિઓરોવા ઘાટ માટે પણ સખ્ત લડાઇ ચાલી રહી હતી.

મહિનો પૂરો થતાં રુશિયન લશ્કર ડાન્યુબ ઉતરીને ડોબ્રુજામાં પેઠું. વસ્તીએ તેનો સારો સત્કાર કરેલો. એજ વખતે કાળા સમુદ્રનો રુશિયન કાફલો પણ કૉન્સ્ટૅન્ટસા આગળ આવી પહોંચ્યો. ઑગસ્ટની ૩૧ મી તારીખે એ પ્રદેશના રુશિયન લશ્કરનો ઉપરી જનરલ ઝૈઑનચોવ્સ્કી તેના સ્ટાફના અમલદારો સહિત રૂમાનિયન રાજધાનીમાં હતો, અને રાજાએ તેને મુલાકાત આપેલી.

ઘાટોની અંદર અને આસપાસ લડાઇ ઉપરાંત સપ્ટેંબર સુધી કશું મહત્ત્વનું કામ થયું નહીં. ઑગસ્ટની ૨૮ મી તારીખની રાત્રે બુખારેસ્ટને હવાઇ હુમલાનો પહેલો અનુભવ થયો, અને એક ઝેપ્પેલિને તથા વિમાને શહેર ઉપર કેટલાક બૉંબ નાંખ્યા. પછીના મહિનામાં વધારે ભયંકર હુમલા હમેશાં થતા રહ્યા.

સપ્ટેંબરની ૧ લી તારીખે પાંચ દિવસની સખ્ત લડાઇ પછી રૂમાનિયનોએ ઓર્સોવા લીધું, શહેરની પૂર્વે અને ઉત્તરે આવેલી બે ટેકરીઓ હાથ કરી, અને હારેલા દુશ્મનને સેર્ના નદીને પેલે પાર હાંકી કાઢયા.

દરમિયાન હંગરી જર્મનીને મદદ માટે પુકાર કરી રહ્યું હતું. જર્મની અણધાર્યો ફટકો મારવાને તૈયાર હતી. સપ્ટેંબરની ૨ જી તારીખે બલ્ગરો, તુર્કો તથા જર્મનોના સંયુક્ત દળે ડોબ્રુજાની લાઇન ઓળંગી, અને નિર્બળ રૂમાનિયન ચોકીદારોને હરાવીને વરત ફતેહ મેળવી. થોડા વખતમાં માલુમ પડ્યું, કે આ સેનાનો ઉપરી જર્મનીનો પ્રખ્યાત માર્શલ મૅકેનસન હતો.

ડાન્યુબની પૂર્વમાં અને તેની તથા કાળા સમુદ્રની વચ્ચે આવેલ હોઇને ડોબ્રુજા એક ચાર બાજુનો પ્રદેશ છે. તે સુમારે ૧૦૦ માઇલ લાંબો તથા ૬૦ માઇલ પહોળો છે, અને સુમારે ૬,૦૦૦ ચોરસ માઇલના વિસ્તારમાં છે ઘણા ભાગમાં ખરાબા અને રેતીનાં મેદાનો છે. દરિયાની

પાસે આવતાં ડાન્યુબની ત્રણ શાખાઓ થઇ જાય છે, જેમાં માત્ર સુલિનાજ ઉપર વહાણો ચાલી શકે તેવી છે. રસ્તા સારા નથી, અને ડોબ્રુજ્જામાં થોડાજ સારા છે; પણ બે રેલવેઓ છે, એક બુખારેસ્ટથી કૉન્સ્ટૅન્ટસા સુધીની, અને બીજી મેડજિડિયાની દક્ષિણેથી ડોબ્રિક સુધી થઇને બલ્ગેરિયામાં જનારી. પહેલી લાઇન ઘણા મહત્વની છે, કારણકે તે વડે રૂમાનિયાના મુખ્ય બંદરમાં પહોંચાય છે. તેનો ડોબ્રુજ્જાવાળો ભાગ એક બ્રિટિશ કંપનીએ ૧૮૬૦ માં બાંધ્યો હતો, પણ ૧૮૮૨ માં તે રૂમાનિયન સરકારે ખરીદી લીધો હતો. એ લાઇનને માટે ડાન્યુબ ઉપર એક અગિયાર કરતાં વધારે માઇલ લાંબો પૂલ બાંધવામાં આવ્યો હતો, જેનો પશ્ચિમનો છેડો ફેટેસ્ટી પાસે અને પૂર્વનો કર્ના વોડા પાસે હતો.

એ પૂલ બાંધવામાં પંદર લાખ પૌંડનો ખર્ચ થયો હતો, અને એંજીનિયરના હુનરનો એ એક આશ્ચર્યકારક નમુનો હતો. સેંકડો માઇલ સુધી ડાન્યુબ ઉપર બીજો એકજ પૂલ આવેલો છે, કે જે બેલગ્રેડ આગળ છે, અને ઘણો ન્હાનો છે. આ પૂલનો તથા રેલવેનો કબજો લેવાનો મેકેનસનનો ઇરાદો હતો.

સપ્ટેંબરની ચોથી તારીખે બલ્ગેરિયનોએ ડોબ્રિક શહેર છીની લીધું, અને જર્મન તથા બલ્ગેરિયન લશ્કરોએ ડાન્યુબ ઉપર ટર્ટુકાઇ કરીને શહેર છે તે પર હુમલો ચલાવ્યો. ડોબ્રિકની આસપાસ રૂશિયનોની મદદથી રૂમાનિયનો બલ્ગેરિયનોને થોડો વખત ખાળી શકયા, પણ છેવટે તેમને હઠી જવાની ફરજ પડી; અને ટર્ટુકાઇમાં તેમણે સખ્ત હાર ખાધી. માણસો તથા તોપો બંનેમાં દુશ્મન ચઢિયાતા હતા, અને તેમની મોટી તોપોએ કિલ્લેબંધીના ચૂરા કર્યા. દસ વાર રૂમાનિયનોએ હુમલાને બહાદુરીથી પાછો હઠાવ્યો, પણ પરિણામે તેઓ ફતેહ મેળવી શકયા નહીં. તા. ૬ ઠ્ઠીએ સ્થાન મેકેનસનના હાથમાં પડયું.

સપ્ટેંબરના આગલા ભાગમાં ઉત્તરની સરહદ ઉપર રૂમાનિયન ધસારો ઠીક આગળ ચાલ્યો. ઑસ્ટ્રિયનો મારોસ અને ઓલ્ટુ ખીણોની દિશામાં હઠતા ગયા. મદદ આવી પહોંચતાં પાછા આવવાનું તેઓ ધારતા હતા. અને એટલું ખરૂં કે તેમણે રેલવેઓ, પૂલો કે રસ્તાઓ, કશાનો નાશ કર્યો નહીં.

બીજી તરફ, હંગેરિયન સ્ઝેકલરો ગભરાઇને પોતાનાં મકાન બાળવા લાગ્યા, ઢોર મારવા માંડ્યા, અને ન્હાસીને બ્યુડાપેસ્ટમાં હજારોની સંખ્યામાં એકઠા થયા. પણ એટલામાં જર્મન મદદ આવવા લાગી. સપ્ટેંબરની ૧૩ મી તારીખે બર્લિને જાહેર કર્યું, કે હર્મેનસ્ટાટ પાસે હ્ટ્સઝેગથી દક્ષિણ-પૂર્વમાં જર્મન લશ્કરને રૂમાનિયનોની સાથે ભેટો થયો છે.

થોડા દિવસ પહેલાં ડોબ્રુજ્જાની ગંભીર સ્થિતિને લીધે જનરલ એવેરેસ્કુની ત્યાં બદલી થયેલી. આ મોખરા ઉપર તે સપ્ટેંબરની ૧૬ મી તારીખે આવી પહોંચ્યો. એજ દિવસે બંને સેનાઓ વચ્ચે એક મોટી લડાઇ શરૂ થઇ. ૧૮ મી તારીખે લડાઇનું પરિણામ હજી અનીશ્ચિત હતું, પણ બીજે દિવસે એવેરેસ્કુ પાસે તાજી કુમક આવી પહોંચી, અને હુમલો કરવાની સ્થિતિમાં

હોવાથી તેણે દુશ્મનના લશ્કરને ઘણા નુકસાન સાથે પાછું હઠાવ્યું. આખી રાત સખ્ત લડાઇ ચાલુ રહી, પણ પરિણામે મિત્રોનો સંપૂર્ણ વિજય થયો. સ્હવારમાં મેકેનસને હઠી જવાનું શરૂ કર્યું, તેનું લશ્કર રસ્તામાં ગામડાંઓ બાળતું ગયું, અને રૂમાનિયન વતનીઓને પીડતું ચાલ્યું.

ટ્રાન્સિલ્વેનિયામાં એક મહિનામાં રૂમાનિયનોએ લગભગ ⅙ મુલક એટલે ૭,૦૦૦ ચોરસ માઇલ કરતાં જરા વધારે પ્રદેશ કબજે કર્યો. એ ભાગની વસ્તી મોટે ભાગે રૂમાનિયન હતી, અને તેમણે રૂમાનિયન સિપાઇઓને પોતાના છોડવનારા તરીકે માન આપેલું. નવી સ્થિતિ કદાચ કાયમ નહીં રહે, એવું તેમના દિલમાં આવેલું નહીં.

(આ મહત્ત્વનો વિષય હવે પછીના અંકમાં પૂરો કરવામાં આવશે.)



## લડાઇના તાર.

—:o:—

સબમરીન વિરુદ્ધ યુનાઇટેડ સ્ટેટ્સ.

વૉશિંગ્ટન, ૧૧મી માર્ચ.

યુનાઇટેડ સ્ટેટ્સના વહાણ બાંધનારાઓનું ૧૪મી તારીખે એક કોન્ફરન્સ બોલાવવામાં આવેલ છે, કે જેથી તેઓ બનતી ઝડપથી વેપારમાં ઉપયોગી થવા માટે ધોરણ પ્રમાણેનાં વહાણો બનાવી શકે. સ્ટેટ ખાતાએ ઠરાવ્યું છે, કે હથિયારબંધ વેપારી વહાણોને જર્મન સબમરીનો સામે, અથવા "પેરિસ્કોપ" દેખાય કે તેની સામે, આગ ચલાવવાનો હક છે.

બગદાદનો કબજો.

લંડન, ૧૧મી માર્ચ.

રવિવારને રોજ બગદાદનો કબજો લેવામાં આવેલ છે. બુધવારે આપણા સવારોને તથા તોપોવાળા મછવાઓને ખબર પડેલી, કે દિયાલા નદી ઉપરની લાઇન દુશ્મનો જોરથી પકડી રહ્યા છે. અને ગુરુવારે તેમની સાથે લડાઇ થયેલી. ટેસીફોનના બચાવ માટે સારી તૈયારીઓ હતી, પણ અઝીઝીથી આપણો ધસારો એટલી ઝડપથી થયેલો, કે કદાચ તેથી દુશ્મનોએ તે ખાલી કરેલ હશે. ગુરુવારે રાત્રે ચંદ્રના પ્રકાશમાં આપણું લશ્કર દિયાલા નદી ઓળંગી ગયું છે.

પૂર્વ આફ્રિકામાં સ્થિતિ.

લંડન, ૧૨મી માર્ચ.

રૂટર સાથે વાતચિતમાં જનરલ સ્મટ્સે જણાવ્યું છે, કે જર્મન પૂર્વ આફ્રિકાની લડાઇનો અંત આવવામાં માત્ર વરસાદની મોસમને લીધે વિલંબ થયો છે. મે મહિના સુધી વરસાદ

ચાલશે, અને ત્યારે જર્મનોને કાંતો તાબે થવાની ફરજ પડશે, અથવા પોર્તુગીઝ મુલકમાં પેસવું પડશે, કે જ્યાં પોર્તુગીઝો તેમની સાથે જંગ કરવાને તૈયાર છે. દુશ્મનના લશ્કરનો થોડોજ ભાગ બાકી રહ્યો છે. દક્ષિણ આફ્રિકાનું લગભગ બધું ગોરૂં લશ્કર વિદાય થયું છે, અને કામ પૂરૂં કરવાને માત્ર દેશી પલટનો પાછળ રહી છે.

બ્રિટિશ કાપડની આયાત ઉપરની જગાત.

લંડન, ૧૨ મી માર્ચ.

લેંકેશાયરના કાપડના વેપારીઓના એક ડેપ્યુટેશને મિ. ચેંબરલેનની મુલાકાત લઈને માગણી કરી છે, કે બ્રિટિશ કાપડની આયાત ઉપર હિંદમાં જે નવી જગાત નાંખવામાં આવી છે, તે કાંતો પાછી ખેંચી લેવી, અથવા હિંદમાં ઉત્પન્ન થતા કાપડ ઉપર વધારે વેરો નાંખવો. મિ ચેંબરલેને જવાબ આપ્યો છે, કે એ પ્રમાણે બને તેમ નથી, કારણકે હિંદની ધારાસભાનો એક પણ સભાસદ સ્થાનિક ઉત્પન્ન ઉપર વધારે વેરો નાંખવાના પક્ષમાં મત આપે તેમ નથી; અને જે થયેલ છે, તે ન્યાય પ્રમાણે અને શહેનશાહતના લાભ માટે છે.

"ડેલી ન્યૂસ" ખબર આપે છે, કે લેંકેશાયરના પાર્લમેન્ટના પ્રતિનિધિઓ ૧૪મી તારીખે, કાપડ ઉપર જે જગાત વધારવામાં આવેલી છે, તેની સામે વાંધો ઉઠાવનાર છે. કર્મકાર સભાસદો અને નેશનેલિસ્ટો સરકારની સામે થશે. મિ. એસ્કિવથ અને તેના અનુયાયીઓએ હજી કશો ઠરાવ કરેલ નથી, પણ પચાસ લિબરલો મિ. લૉઇડ જ્યોર્જને ટેકો આપશે.

રશિયામાં ઉથલપાથલ.

લંડન, ૧૫ મી માર્ચ.

આજે આમની સભામાં મિ. બોનર લૉએ જાહેર કર્યું છે, કે "રશિયાના નામદાર ઝારે ગાદી છોડી દીધી છે, અને ગ્રેન્ડ ડ્યૂક મિખાએલ એલેક્ઝાંડ્રોવિચ રીજન્ટ નિમાયેલ છે." પિતૃગ્રેડમાં ઘણાં તોફાનો થયાં છે, જોકે તે ઝડપથી ઓછાં થતાં જાય છે. મોટા મોટા અધિકારીઓ કેદ પકડાયા છે. ડૂમાનો પ્રેસિડન્ટ બાબી બાબતોની વ્યવસ્થા કરે છે. હીલચાલ સુલેહ કરાવવા માટે નથી, પણ લડાઈ જોઈએ તેટલા આગ્રહથી ન ચલાવવા માટે અને સરકારની વિરુદ્ધ છે. બસેં અમલદારો કેદ થયેલ છે. કેટલાકને મારી નાંખવામાં આવ્યા છે. નવું પ્રજાકીય પ્રધાનમંડળ બંધાયું છે. પ્રિન્સ લિવૉફ મુખ્ય પ્રધાન નિમાયેલ છે. તાર હજી અધૂરા અને અનિયમિત આવે છે, એટલે વધારે વિગતો હવે પછી જણાશે.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૨૭ મો માર્ચ, ૧૯૧૭. [અંક ૧૭.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વેહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૭મી માર્ચ, ૧૯૧૭.

## રૂમાનિયાનો વિગ્રહમાં પ્રવેશ.

(ગયા અંકથી ચાલુ.)

બ્રાસ્સોમાં રૂમનો તરફથી "ટ્રાન્સિલ્વેનિયન ગેઝીટ" નામે એક વર્તમાનપત્ર નિકળતું હતું. શહેરનો કબજો લેવાયા પછી થોડે દિવસે તેમાં એક વિષય પ્રગટ થયો, જેમાં નીચેના શબ્દો હતા :—

"રૂમાનિયનો, જાગ્રત્ થાઓ! મહારાજા ફર્ડિનંડનું ભવ્ય લશ્કર આપણી વચ્ચે આવી ચુક્યું છે. આપણા બંધુઓ, આપણા છોડાવનારાઓ, આવી પહોંચ્યા છે, કારણકે વખત બરાબર થયો છે. થીઇસથી કાળા સમુદ્ર સુધી રૂમાનિયન ભવિષ્યનું તમારી સંગીનોની ધાર ઉપર તમે વહન કરો છો."

આવી ભાષા વાપરવાનું સ્વાભાવિક વલણ થાય એવા આસપાસના સંજોગો હતા ખરા, પણ નજીકના ભવિષ્યમાં ઊંડી નિરાશા થવાની હતી.

નવેંબરની ૨૬મી અને ૨૭મી તારીખે હર્માનસ્ટાટ પાસે જર્મનોએ રૂમાનિયન સ્થાનકો ઉપર જોરથી હુમલો શરૂ કર્યો. લડાઇ ત્રણ દિવસ સુધી ચાલી. પરિણામે રૂમાનિયનોને ઘણી હાનિ થઇ. તેઓ ચોતરફથી ઘેરાઇ ગયા, અને તેમને ૩,૦૦૦ સિપાઇઓ, ૧૩ તોપો, ૧૦ એંજિનો અને બીજા ઘણા સામાનનું નુકસાન થયું. રોટર ટર્મના ઘાટનો દુશ્મને ફરીને કબજો લીધો.

ઑક્ટોબરની અંદર ડોબ્રુજામાં મારામારી ફરી વેગથી ચાલવા લાગી. તુઝલાની દક્ષિણે ટોપ્રોસારી પાસે એક તુર્કી અને બલ્ગેરિયન સેનાવિભાગને રૂસો-રૂમાનિયન લશ્કરે હઠી જવાની ફરજ પાડી. સપ્ટેંબરની ૧૬મીથી ૨૦મી તારીખ સુધીમાં મૅકેનસનને જે લાઇન સુધી હઠવું પડ્યું હતું, તે આખી લાઇન ઉપર મિત્રોએ હુમલો કર્યો; પણ જોકે તેમણે સારૂં નુકશાન કર્યું, અને ૧૩ તોપો પડાવી, છતાં મૅકેનસનને વધારે હઠાવી શકયા નહીં. કદાચ આ હુમલાની હીલચાલને મદદ આપવા સારૂ કેટલીક પલટનોનું એક રૂમાનિયન લશ્કર ડાન્યુબ ઓળંગ્યું, અને ઑક્ટોબરની ૨૭ તારીખે નદીની દક્ષિણે રસ્ચક અને ટુટ્રાખાન વચ્ચે એક ગામડું આવેલું છે ત્યાં ઉતર્યું. કિનારા ઉપર બલ્ગેરિયન ચોકીદારો હતા તે માર્યા ગયા અથવા કેદ

પકડાયા. રૂમાનિયનોએ પાડોશનાં કેટલાંક ગામડાં કબજે કર્યાં, પણ ઑકટોબરની ત્રીજી તારીખે તેમને નદી પાછી ઓળંગીને હઠી જવું પડ્યું.

દરમિયાન ઉત્તર દિશામાં ફૉકનહેનનો હુમલો વધારે અને વધારે જોરમાં આવતો જતો હતો. ટ્રાન્સિલ્વેનિયામાં પૂર્વ તરફ તે વધારે આગળ વધતો હતો, અને તેની મુખ્ય ધારણા બ્રાસ્સો લેવાની દેખાતી હતી. તેની પાસે સુમારે અઢી લાખ સિપાઇઓ હતા. રૂમાનિયનો બિચારા શું કરે? તેમના લશ્કરના મોટા ભાગને હઠી જવું પડ્યું, અને ઑકટોબરની ૮મી તારીખે બ્રાસ્સો દુશ્મનના હાથમાં પડ્યું.

ઑકટોબરની ૧૧ મી સુધીમાં રૂમાનિયનોએ ટ્રાન્સિલ્વેનિયામાં જે મુલકનો કબજો કર્યો હતો, તે તમામમાંથી વિદાય થવા માંડ્યું. સ્થિતિ વિષમ જણાતાં રૂમાનિયનોએ પોતાના સર્વથી સમર્થ સેનાપતિ જનરલ એવેરેસ્કુને એ પ્રદેશમાં મોકલ્યો.

બુખારેસ્ટ સાધારણ રીતે ગમ્મતી શહેર ગણાય છે. પણ હવે શહેરીઓ ગંભીર થવા માંડ્યા. આકાશી હુમલાથી તેઓ હેરાન થયા હતા. સેંકડો નિર્દોષ માણસો, ઓરતો અને બાળકો તેમાં માર્યાં ગયાં હતાં, અથવા જખમી થયાં હતાં. વિમાનોમાંથી ઝેરી મીઠાઇનાં પડીકાં ફેંકતાં પણ જર્મનો અટકયા નથી. જર્મન સુધારાના આ અનુભવથી બુખારેસ્ટને જર્મની તરફ તિરસ્કાર છૂટયો હોય, એમાં નવાઇ નથી.

ફૉકનહેનને ખાળવાને એવેરેસ્કુની સરદારી નીચેનું રૂમાનિયન લશ્કર બહાદુરીથી લડ્યું, અને ઑકટોબરની ૧૩ મી તારીખે બુઝ્રા અને પ્રેડીઅલ ઘાટ આગળ જર્મનોને અટકવું તથા હઠવું પડ્યું. પણ બીજે દીવસે રૂમાનિયનોને ટૉર્ઝબર્ગ ઘાટમાંથી હાંકી કાઢવામાં આવ્યા, અને તેમની પોતાની સરહદની અંદર છસાત માઇલ દૂર રૂકારૂ કરીને ગામ છે ત્યાં આશ્રય લેવાની ફરજ પડી.

રૂમાનિયનોને મદદ તથા સલાહ આપવાને ફ્રાન્સે જનરલ બર્થેલોટની સરદારી નીચે એક મિલિટરી મિશન મોકલ્યું હતું, અને તે ઑકટોબરના ત્રીજા અઠવાડિયામાં બુખારેસ્ટ પહોંચ્યું હતું. ફ્રાન્સ પુષ્કળ દારૂગોળો પૂરો પાડતું હતું, બ્રિટન પણ એ પ્રકારની સેવા બજાવતું હતું, તથા રશિયા રૂમાનિયાને મજબૂત ટેકો આપતું હતું. છતાં પરિણામમાં બહુ ફેર પડ્યો નહીં.

બલ્ગેરિયનો ટોપ્રોસારી તથા કોબેડિન હાથ કર્યા પછી કૉન્સ્ટેન્ટ્સા પર હુમલો કરવા લાગ્યા, અને ઑકટોબરની ૨૨ મી તારીખે સખ્ત લડાઇ પછી એ બંદર તેમણે તાબે કર્યું. ઑકટોબરની ૨૩ મીએ મૅકેનસને મેડગિડિયા છાપો મારીને લીધું, અને રાસોવા સુદ્ધાં હાથ કર્યું. કર્નાવોડાથી કૉન્સ્ટેન્ટ્સા સુધીની રેલવેનો પણ તેણે કબજો લીધો.

વાંચનાર જાણે છે કે રૂમાનિયનોને પાછળથી પોતાની રાજધાની પણ ખાલી કરવી પડી છે. પણ એ લડાઇની સવિસ્તર વિગતો હજી જોઇએ તેવા રૂપમાં બહાર આવેલ નથી.

## રુશિયન પાર્લમેન્ટ અથવા ડુમા.

રુશિયન લોકોની સ્વરાજ્યની માગણીને કંઇ અંશે સંતોષવા સારૂ ઇ. સ. ૧૯૦૫ ના ઑગસ્ટમાં ડુમાની પ્રથમ સ્થાપના કરવામાં આવી હતી. પ્રથમ તેને માત્ર સલાહ આપવાનો અધિકાર હતો, પણ થોડા મહિનામાં તેને કાયદા બાંધવાનો અધિકાર સુદ્ધાં મળેલો. દરેક ડુમા પાંચ વરસ સુધી બેસે, એવો નિયમ છે.

પહેલી ડુમા ૧૯૦૬ ના એપ્રિલમાં મળી હતી. તેની જિંદગી ટૂંકી હતી. તેનો પ્રોગ્રામ અતિશય મોટો અને તે વખતે અમલમાં મૂકી ન શકાય તેવો હતો. તેની માગણીઓમાં કેટલીક એ હતી, કે મત આપવાનો અધિકાર સૌને મળવો જોઇએ, શુદ્ધ પાર્લમેન્ટરી સરકારની સ્થાપના થવી જોઇએ, શિરચ્છેદની સજા રદ કરવી જોઇએ, જમીનદારોની માલેકી ખુંચવી લેવી જોઇએ, શહેનશાહી કાઉન્સિલ કાઢી નાંખવી જોઇએ, વગેરે. સરકારે જ્યારે આ માગણીઓની ના પાડી, ત્યારે ડુમાએ લોકોને અપીલ કરવાનું ઠરાવ્યું, અને તેને ત્વરાથી બરખાસ્ત કરવામાં આવી. તેના કેટલાક સભાસદો પકડાયા, અને સાઇબીરિયામાં દેશનિકાલ થયા.

બીજી ડુમા ૧૯૦૭ ના માર્ચની ૬ ઠ્ઠી તારીખે મળી. એ સભાનું વલણ પહેલીના કરતાં પણ વધારે ઉચ્છેદક હતું. માર્ચની ૧૯ મી તારીખે મુખ્ય પ્રધાન સ્ટોલીપિને કેટલાક સુધારા રુજુ કર્યા. પણ ડુમાના મોટા ભાગે સમાધાન સ્વીકારવાની ના પાડી. એક રાજ્યદ્રોહનું કાવતરૂં પકડાયાથી એ ડુમાનો પણ અંત આવ્યો.

ત્રીજી ડુમા ૧૯૦૭ ના નવેંબરની ૧૫ મી તારીખે એકઠી થઇ, અને ૧૯૧૨ ના નવેંબર સુધી જારી રહી.

ચોથી ડુમા ૧૯૧૨ ના નવેંબરમાં ભરાઇ, અને હાલની ઉથલપાથલ મુખ્યત્વે કરીને તેને લીધે થઇ છે.

## રુશિયા સંબંધી કેટલીક હકીકતો.

રુશિયન શહેનશાહત, કે જે પૂર્વ યૂરપ અને ઉત્તર એશિયામાં વિશાળ મુલક ઉપર વિસ્તરે છે, તેનો ફેલાવો ૮૬,૬૦,૦૦૦ ચોરસ માઇલ કરતાં વધારે પ્રદેશમાં છે, અથવા દુનિયા ઉપરની $\frac{1}{6}$ જમીનની સપાટીને રોકે છે. પણ તેની સરાસરી વસ્તી પ્રમાણમાં ઘણી ઓછી છે, અને તેથી પૃથ્વીની કુલ વસ્તીના $\frac{1}{12}$ ભાગનોજ તેમાં સમાવેશ થાય છે. યૂરપમાં જમીન ઉપર તેની સરહદની લંબાઇ ૨,૮૦૦ માઇલ તથા એશિયામાં સુમારે ૧૦,૦૦૦ માઇલ છે; અને દરિયા ઉપર સરહદની લાઇન યૂરપમાં ૧૧,૦૦૦ માઇલ કરતાં વધારે તથા એશિયામાં ૧૯,૦૦૦ અને ૨૦,૦૦૦ માઇલની વચ્ચે છે.

## THE NEW EMPEROR AND EMPRESS OF AUSTRIA.



ઑસ્ટ્રિયાનો નવો શહેનશાહ અને તેની શહેનશાહબાનુ.

Lakshmi Art, Byculla, Bombay.

લંડન, ૧૮ મી માર્ચ.

આપણાં લશ્કરોએ પેરોનમાં પ્રવેશ કર્યો છે. સાઠ કરતાં વધારે ગામડાંનો પણ કબજો લેવાયો છે. પણ દુશ્મનો હઠી ગયા પહેલાં ઘણી જગ્યાઓ બાળતા ગયેલ છે. કુવાઓમાં ઝેર સુદ્ધાં નાંખવામાં આવેલ છે.

રશિયન ધસારો.

પિત્રુગ્રેડ, ૧૮ મી માર્ચ.

રશિયનોએ વાનમાં પ્રવેશ કર્યો છે.

માજી રશિયન શહેનશાહ.

પિત્રુગ્રેડ, ૧૮ મી માર્ચ.

ત્સારે શી રીતે ગાદી છોડી, તેની વિગતો બહાર આવી છે. મધ્ય રાત્રે એક ડેપ્યુટેશન પ્સ્કૉફમાં તેની મુલાકાતે ગયું હતું, જેમાં જનરલ રસકી પણ હતો. જનરલ રસકીએ ત્સારને બધી સ્થિતિ સમજાવી.

"ત્યારે તમે મને શું કરવાનું કહો છો?" ત્સારે પૂછયું.

"ગાદી છોડો," એવો જવાબ મળ્યો.

એક તારમાં જણાવવામાં આવે છે, કે "નિકોલસ રોમેનૉફ" લિવિડિયા ગયેલ છે. વર્તમાનપત્રો માજી શહેનશાહને એ નામથી ઓળખાવવા લાગ્યાં છે.

મિ. લૉઇડ જ્યોર્જ અને રશિયા.

લંડન, ૧૯ મી માર્ચ.

આજે આમની સભામાં મિ. એસ્કિવથને જવાબ આપતાં મિ. લૉઇડ જ્યોર્જે કહ્યું છે, કે રશિયામાં બનાવો એટલી ઝડપથી બન્યા છે અને બનતા જાય છે, કે હાલ તરત વિગતવાર વૃત્તાંત આપી શકાય તેમ નથી. કામચલાઉ સરકાર સંબંધી બોલતાં તેણે જણાવ્યું છે, કે "અમારી માહિતી પ્રમાણે નવી સરકારને આખા દેશ તરફથી તેમજ સેના અને નૌકા તરફથી ટેકો મળેલ છે. પણ બધું સંકટ દૂર થયેલ છે, એમ હજી કહી શકાતું નથી. એટલું જાણવાથી સંતોષ છે, કે લડાઇ વધારે જોરથી ચલાવવાના ખાસ ઉદ્દેશથીજ નવી સરકાર સ્થાપવામાં આવેલ છે."

શહેનશાહી વિગ્રહસમિતિ.

લંડન, ૨૦ મી માર્ચ.

સંસ્થાનો અને હિંદના પ્રતિનિધિવાળી શહેનશાહી વિગ્રહસમિતિની પહેલી બેઠક આજે મુખ્ય પ્રધાનના મકાનમાં મળી હતી. મિ. વૉલ્ટર લોંગ, સર એડવર્ડ મૉરિસ, સર રૉબર્ટ બૉર્ડન, મિ. હેઝન, મિ. વૉર્ડ અને મિ. માસ્સી મોટરોમાં આવી પહોંચ્યા હતા. ઇંડિયા

ઑફિસમાંથી મિ. ચેંબરલેન, બિકાનેરના મહારાજા, સર જેમ્સ મેસ્ટન અને સર સત્યેંદ્ર પ્રસન્ન સિંહ સાથે આવ્યા હતા. જનરલ સ્મટ્સે સૌથી પાછળ હાજરી આપી હતી. સમિતિની બેઠક અઢી કલાક ચાલી હતી.

ફ્રેંચ પ્રધાનમંડળનો ફેરફાર.

લંડન, ૨૦ મી માર્ચ.

ફ્રેંચ પ્રધાનમંડળ નવું બંધાયું છે, અને મિ. રિબૉ મુખ્ય પ્રધાન તથા પરદેશખાતાનો પ્રધાન નિમાયેલ છે. વિગ્રહખાતાનો પ્રધાન મિ. પ્યાંલીવ ફ્રેંચ વિમાનીઓનો અગ્રેસર હોઇને આખા ફ્રાન્સમાં સૌથી આગેવાન ગણિતિક છે. માજી મુખ્ય પ્રધાન વિવિયાની ન્યાયખાતાનો પ્રધાન નિમાયેલ છે. રિબૉ એક દૂરદર્શી અને અનુભવી રાજપુરુષ છે, અને ફ્રાન્સને તેનાથી ઘણો સંતોષ છે.

રુશિયન માજી પ્રધાનની ભીરુતા.

પિતૃગ્રેડ, ૨૧ મી માર્ચ.

એવી ખબર બહાર આવે છે, કે જ્યારે પ્રોટોપોપૉફને જણાયું, કે એક હથિયારબંધ ટોળું તેના મકાન પાસે આવે છે, ત્યારે તે પોતાના ચોકીદારોને પણ જણાવ્યા વગર એક પાછલે બારણેથી ન્હાસી ગયો. પિતૃગ્રેડથી થોડા માઇલ દૂર શુવાલોવો કરીને એક ગામડું છે, ત્યાં તે પહોંચ્યો; અને પછી પોતાની પાછળ પડનારાઓને છેતરવાને તે એક બીજા પરામાં જઇને એક ડાક્તરને ત્યાં બે દિવસ છુપાઇ રહ્યો. ત્યાં તેનો ભાઇ આવી પહોંચ્યો, અને તેણે તેને તાબે થવાને સમજાવ્યો.

જર્મનીમાં તોફાન.

આમ્સ્ટર્ડામ, ૨૧ મી માર્ચ.

ડચ-જર્મન સરહદ ઉપર ઓલ્ડનઝાલથી ૨૧ મી તારીખનો એક તાર છે, કે બર્લિનમાં મોટાં તોફાનો થયાની ખબર આવ્યા કરે છે, અને બંદોબસ્ત જાળવવા સારૂ પૂર્વ મોખરા ઉપરથી પલટનો ત્યાં ગયેલી કહેવાય છે.

પશ્ચિમમાં મિત્ર રાજ્યોનો ધસારો.

લંડન, ૨૧ મી માર્ચ.

પેરોનની દક્ષિણ-પૂર્વ તરફ અને પૂર્વ તરફ આપણે ઝડપથી આગળ ધસ્યા છીએ, અને સોમની પૂર્વે દસ માઇલ સુધી પહોંચ્યા છીએ. આ પ્રદેશમાં બીજાં ચાળીસ ગામડાંનો આપણે કબજો લીધો છે. નુર્લુ અને આરસની વચ્ચે ઘણે ઠેકાણે દુશ્મન સામે થયેલ છે, પણ તેના પાછલા ચોકીદારોને સ્થાનકોમાંથી દૂર કરવામાં આવેલ છે, અને આપણો ધસારો જારી છે.

## બ્રિટિશ પાર્લમેન્ટની રૂશિયનોને મુબારકબાદી.

લંડન, ૨૨ મી માર્ચ.

નીચેની સરકારી દરખાસ્તની નોટિસ આપવામાં આવેલ છે:—

"આ સભા ડુમાને ભાઇબંધીની સલામ મોકલે છે, અને રૂશિયન પ્રજાને તેમનામાં સ્વતંત્ર સંસ્થાઓની સ્થાપના થવા માટે અંતઃકરણથી મુબારકબાદી આપે છે. અમને સંપૂર્ણ વિશ્વાસ છે, કે એથી કરીને રૂશિયન પ્રજાનો ઝડપથી અને સુખદાયી વિકાસ થશે, એટલુંજ નહીં, પણ લડાઇ સુદ્ધાં જે લશ્કરી આપખુદી યૂરપની સ્વતંત્રતાનો નાશ કરવા મથી રહી છે, તેમની સામે વધારે જોસ અને દૃઢતાથી ચલાવવામાં આવશે."

* * * * *

આજે આમની સભામાં ડુમાને ભાઇબંધીની સલામ મોકલવાનો ઠરાવ રજુ કરતાં મિ. બોનર લૉએ કહેલ છે, કે "છેલ્લા તેર દિવસમાં રૂશિયામાં જે બન્યું છે, તે ફ્રેંચ ઉથલપાથલના શરૂઆતના દિવસોનું સ્મરણ આપે છે. બધું સંકટ દૂર થયું છે, એમ કહેવા પુરતો તો જોકે હજી વખત થયો નથી, તોપણ એક નવી સરકારને પાર્લમેન્ટોની માતા શુભેચ્છાનો સંદેશો મોકલે, એટલા પુરતો વખત તો આવી ચૂકયો છે, કારણકે એ નવી સરકાર પરદેશી જુલ્મગારને હાંકી કાઢવાના અને સ્વદેશમાં સ્વતંત્રતા તથા બંદોબસ્ત સ્થાપવાના ખાસ ઉદ્દેશથી રચવામાં આવેલ છે. એક મિત્ર રાજ્યની સરકાર ઉપર અભિપ્રાય આપવાનું કે તેને વખોડવાનું આપણું કામ નથી, પણ હું આશા રાખું છું કે હું ત્સારને માટે દયાની લાગણી દર્શાવી શકું." * * *

મિ. એસ્કિવથે ઠરાવને ટેકો આપતાં કહ્યું, કે "સ્વતંત્ર પ્રજાઓની ભાઇબંધીમાં બ્રિટિશ પાર્લમેન્ટ રૂશિયાને સત્કારે છે."

## યુનાઇટેડ સ્ટેટ્સની તૈયારી.

વાશિંગ્ટન, ૨૨ મી માર્ચ.

મુખ્ય મુખ્ય તાંબું બનાવનારાઓએ સરકારને કબૂલત આપી છે, કે તેઓ સેના તથા નૌકાના ઉપયોગ માટે બજારથી અર્ધી કિંમતે સાડાચાર કરોડ રતલ તાંબું પૂરૂં પાડશે. સ્ટેટોના ગવર્નરો, કોંગ્રેસના સભાસદો, અમલદારો તથા આગેવાન શહેરીઓ લડાઇમાં ભળવા સારૂ પ્રેસિડન્ટ વિલ્સનને આગ્રહ કરે છે.

## નિવેદન.

આજના અંકની સાથે ઑસ્ટ્રિયાના નવા શહેનશાહ અને તેનાં શહેનશાહી બાનુનો એક સુંદર સંયુક્ત ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.]  મંગળવાર, ૩ જી એપ્રિલ, ૧૯૧૭.  [અંક ૧૮.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,

ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની

આજ્ઞાથી પ્રસિદ્ધ થતું

અને

વિના મૂલ્યે વહેંચાતું

સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૩જી એપ્રિલ, ૧૯૧૭.

## હિંદનો બચાવ અને લશ્કરી કેળવણી.

હિંદના બચાવ સંબંધી કાયદાથી હિંદીઓને લશ્કરમાં જોડાવાનો હક મળ્યો છે, અને તેથી આખા દેશમાં અસાધારણ આનંદ અને સંતોષ ફેલાયેલ છે. મોટાં શહેરોમાં સારી સ્થિતિના સંખ્યાબંધ તરુણોએ નામ નોંધાવ્યાં છે, અને વધારે સંખ્યા નામ નોંધાવે, તે માટે દેશના આગેવાનો પ્રયાસ કરી રહ્યા છે. આખા દેશની રક્ષા કરી શકે, અથવા સરકારને આવશ્યક લાગે, એટલી મોટી સંખ્યા ઉભી કરવાની જરૂર છે; અને પહેલીજ વાર લશ્કરી કેળવણી લેવાનો પ્રસંગ મળતો હોવાથી પ્રજા અતિશય ઉલ્લાસમાં આવી છે.

લશ્કરી કેળવણીનું મહત્ત્વ આપણે ત્યાં કેવું સમજાયું છે, તે જોવાને પ્રથમ આપણે આદિકવિ વાલ્મીકિના રામાયણ તરફ નજર કરીએ.

બાલકાંડના અઢારમા સર્ગમાં નીચેના શ્લોકો આવે છે:—

"सर्वे ज्ञानोपसंपन्नाः सर्वे समुदिता गुणैः ।
तेषामपि महातेजा रामः सत्यपराक्रमः ॥
इष्टः सर्वस्य लोकस्य शशाङ्क इव निर्मलः ।
गजस्कन्धेऽश्वपृष्ठे च रथचर्यासु संमतः ॥
धनुर्वेदे च निरतः पितुः शुश्रूषणे रतः ।
बाल्यात्प्रभृति सुस्निग्धो लक्ष्मणो लक्ष्मिवर्धनः ॥"

અર્થ:—"બધાજ કુમારો જ્ઞાનથી સંપન્ન છે, અને બધાજ ગુણો વડે ઉત્કર્ષ પામેલા છે; છતાં તેમાં પણ રામ મોટા તેજવાળો અને સત્યપરાક્રમ છે. બધા લોકનો એ માનીતો હોઇને ચંદ્રની સમાન નિર્મળ છે; તથા હાથીના સ્કંધ ઉપર, ઘોડાની પીઠ ઉપર, અને રથની અંદર સવારી કરવામાં નિપુણ છે. ધનુર્વેદ એટલે યુદ્ધની વિદ્યામાં તે નિમગ્ન છે, તથા પિતાની સેવામાં તેને પ્રીતિ છે; અને લક્ષ્મી વધારનાર લક્ષ્મણ બાળપણથી રામ તરફ સારી રીતે સ્નેહ રાખનાર છે."

ગોસ્વામી શ્રી તુલસીદાસજી પોતે રચેલા બાલકાંડમાં નીચે પ્રમાણે લખે છે:—

" गुरुगृह गये पढन रघुराई। अल्पकाल विद्या सब पाई ॥
जाकी सहज श्वास श्रुतिचारी। सो हरि पढ़ यह कौतुक भारी ॥
विद्या विनय निपुण गुण शीला। खेलहिं खेल सकल नृपलीला ॥
करतल बाण धनुष अति सोहा। देखत रूप चराचर मोहा ॥
* * * * *
बंधु सखा सब लेहिं बुलाई। बनमृगया नित खेलहिं जाई ॥
पावन मृग मारहिं जिय जानी। दिनप्रति नृपहि दिखावहिं आनी ॥
जे मृग राम बाणके मारे। ते तनु तजि सुरलोक सिधारे ॥
अनुज सखा सँग भोजन करहीं। मातुपिता आज्ञा अनुसरहीं ॥"

અર્થ:—"રામચંદ્રજી ગુરુને ઘેર ભણવા ગયા, અને થોડા વખતમાં બધી વિદ્યા મેળવી. ચાર વેદ જેના શ્વાસરૂપ છે, તે હરિ ભણે, એ મોટા આશ્ચર્યની વાત છે. વિદ્યા અને વિનયમાં નિપુણ તથા ગુણ અને શીલથી પોતે યુક્ત છે, અને રાજાઓની લીલાના ખેલ ખેલે છે. હાથમાં ધનુષબાણ બહુ શોભે છે, અને રૂપ જોઇને સ્થાવર તથા જંગમ સૃષ્ટિ મોહ પામે છે. * * * ભાઇઓ, મિત્રો, વગેરે સૌને બોલાવીને હમેશાં શિકાર કરવા જાય છે; દિલમાં જાણીને પવિત્ર પશુઓને મારે છે, અને હમેશાં લાવીને રાજાને દેખાડે છે. જે પશુઓ રામના બાણથી મરે છે, તે શરીર છોડીને દેવલોકમાં જાય છે; ન્હાના ભાઇની તથા મિત્રોની સાથે ભોજન કરે છે, તથા માતાપિતાની આજ્ઞાને પાળે છે."

એ કહેવાની ભાગ્યેજ જરૂર છે, કે શ્રી રામચંદ્રજીના વખતની યુદ્ધકળા અને હાલની યુદ્ધકળામાં ઘણો તફાવત પડી ગયો છે. યાંત્રિક સાધનોના ઉપયોગથી અર્વાચીન લડાઇઓનું સ્વરૂપ અગાઉના કરતાં વધારે વિષમ, દારુણ અને ભયંકર થયું છે. અને તોપણ જ્યાં સુધી પ્રજાઓ લડતી બંધ પડી નથી, ત્યાં સુધી આત્મરક્ષા માટે દરેક પ્રજાને લડતાં શીખ્યા વગર ચાલે તેમ નથી. હિંદમાં અત્યાર સુધી એ શીખવાનું બની શકે એવું હતુંજ નહીં; નવીન મહાભારતની મોટી હોળી ચાલુ રહેવાને લીધેજ આ પ્રસંગ આપણી પ્રજાને પ્રાપ્ત થયો છે.

અને પ્રાપ્ત થયો છે, તો તેનો બને તેટલો લાભ લેવાની આપણી ફરજ છે. જે માણસ પ્રસંગ આવતાં પોતાનું અને પોતાનાં પરિજનનું રક્ષણ કરી શકતો નથી, તેની માણસાઇ તેટલે અંશે અધૂરી છે. બીજાઓ ઉપર હુમલો કરતાં શીખવાની જરૂર નથી, પણ બીજાઓ હુમલો કરે, તો તે હઠાવતાં શીખવાની તો દરેક માણસને જરૂર છે. આપણા દેશમાં સેંકડો વરસથી લડાઇનું કામ મુખ્યત્વે ક્ષત્રિયોજ કરતા આવ્યા છે, જેકે પરશુરામ, દ્રોણાચાર્ય, વગેરે

બ્રાહ્મણો પણ ઉસ્તાદની કીર્તિ પ્રાપ્ત કરી ગયા છે. હાલના રાજપુતોની નસોમાં એ જૂનું લોહી હજી વહ્યા કરે છે, જોકે દારૂ, અફીણ, વગેરે ઝેરોના દુરુપયોગને લીધે એ લોહી હાલ અગાઉના જેવું શુદ્ધ અને તેજસ્વી રહ્યું નથી. છતાં જે કંઇ બીજ રહેલ છે, તેના વિકાસ માટે અત્યારે સારો પ્રસંગ આવ્યો છે; અને રાજપુત સિવાયની પણ બીજી બધી કોમોને માટે દ્વાર ખુલ્લાં થયાં છે.

માત્ર, હિંદીઓને હિંદમાં વસતા ઇંગ્રેજ અને એંગ્લો-ઇંડિયનોના જેવાજ અધિકાર મળશે કે કેમ, એ બાબત હજી પુરતી સ્પષ્ટતા થઇ નથી; અને તેટલા માટે લોકોના ઉત્સાહમાં કંઇક ન્યૂનતા દેખાય છે, તથા સરકાર તે સારી રીતે સમજે છે. ઇંગ્લંડમાં હિંદના પ્રતિનિધિઓનો સારો સત્કાર થયો છે, અને આ વિષયમાં પણ હિંદીઓને ન્યાય મળશે, એવી આશા છે.

## CHARACTER OF THE HAPPY WARRIOR.

### સુખી લડવૈયાનાં લક્ષણો.

પ્રખ્યાત ઇંગ્લિશ કવિ વર્ડ્‌સ્વર્થે સુખી લડવૈયાનાં લક્ષણ સંબંધી એક કાવ્ય લખ્યું છે, જેમાંથી થોડી પંક્તિઓનું આ પ્રસંગે અમારા વાંચનારાઓની પાસે અવતારણ કરવા અમે ચાહીએ છીએ:—

'Who is the happy Warrior? Who is he
That every man in arms should wish to be?

* * * *

Whose high endeavours are an inward light
That makes the path before him always bright:

* * * *

More skilful in self-knowledge, even more pure,
As tempted more, more able to endure,
As more exposed to suffering and distress;
Thence also more alive to tenderness.

* * * *

Who, if he rise to station of command,
Rises by open means; and there will stand
On honourable terms, or else retire,
And in himself possess his own desire.

* * * *

More brave for this, that he hath much to love:
*    *    *    *
Who, not content that former worth stand fast,
Looks forward, persevering to the last,
From well to better, daily self-surpast:
*    *    *    *
This is the happy Warrior; this is He
That every Man in arms should wish to be.'

અર્થ:—"સુખી લડવૈયો કોણ છે? તે કોણ છે, કે જેના જેવા થવાની દરેક હથિયારબંધ માણસને ઇચ્છા થાય? * * * જેના ઉન્નત પ્રયાસો એવો આંતર પ્રકાશ આપે છે, કે જેથી તેની આગળનો માર્ગ હમેશાં પ્રકાશિત રહે છે. * * * આત્મજ્ઞાનમાં વધારે કુશળ, વધારે પરીક્ષિત હોવાથી વધારે શુદ્ધ; દુઃખ અને વેદનાનો વધારે પરિચિત હોઇને સહન કરવાને વધારે શક્તિમાન; અને તેટલા માટે કોમળતાની અસર પણ તેના ઉપર વધારે. * * * જે, જો તે અધિકારની પદવીએ ચડે છે, તો ખુલ્લાં સાધનોથી ચડે છે; અને આબરૂસર ત્યાં ટકાતું હશે તો ટકી રહેશે, અને નહીં તો વિદાય થશે, તથા પોતાની ઇચ્છાને પોતાની અંદર સમાવશે. * * * આ કારણથી વધારે બહાદુર, કે તે ઘણુંને ચાહે છે: * * * જે પાછલી લાયકી ટકી રહે તેથી સંતુષ્ટ ન રહેતાં આગળ નજર કરે છે, અને છેવટ સુધી પ્રયત્નશીલ રહે છે, તથા સારાથી બેહતર તરફ ચાલીને દર રોજ પોતાની પોતે સરસાઇ કરે છે: * * * આ લડવૈયો સુખી છે; આ તે છે કે જેના જેવા થવાને દરેક હથિયારબંધ માણસે ઇચ્છવું જોઇએ."

---

## મનસ્વિપ્રશંસા અને જીવિતસાફલ્ય.

---

મનસ્વિપ્રશંસા અને જીવિતસાફલ્ય સંબંધી સંસ્કૃત કવિઓએ પણ જાણવા અને યાદ રાખવા લાયક વિચારો દર્શાવ્યા છે. ઉદાહરણ તરીકે:—

" मनस्वी म्रियते कामं कार्पण्यं न तु गच्छति।
अपि निर्वाणमायाति नानलो याति शीतताम्॥ "

અર્થ:—"મનસ્વી ખુશીથી મરી જાય છે, પણ પામર બનતો નથી; જેમ અગ્નિ બુઝાઇ જાય છે ખરો, પણ ઘંટો થતો નથી, તેમ."

" यस्य जीवन्ति धर्मेण पुत्रा मित्राणि बान्धवाः ।
सफलं जीवितं तस्य नात्मार्थे को हि जीवति ॥ "

અર્થ:—"જેના ધર્મથી પુત્રો, મિત્રો, અને સગાંઓ જીવે છે, તેનુંજ જીવતર સફળ છે; બાકી પોતાની ખાતર તો કોણ નથી જીવતો?"

" स जीवति यशो यस्य कीर्तिर्यस्य स जीवति ।
अयशोऽकीर्ति संयुक्तो जीवन्नपि मृतोपमः ॥ "

અર્થ:—"જેનો યશ જીવે છે, અને જેની કીર્ત્તિ જીવે છે, તેજ જીવે છે. અયશ અને અકીર્ત્તિવાળો માણસ તો જીવતો છતાં મરેલા જેવો છે."

" यस्मिञ्जीवति जीवन्ति बहवः स तु जीवति ।
काकोऽपि किं न कुरुते चञ्च्वा स्वोदरपूरणम् ॥ "

અર્થ:—"જેના જીવ્યાથી ઘણા જીવે છે, તેજ જીવે છે; બાકી તો શું કાગડો પણ ચાંચથી પોતાનું પેટ ભરતો નથી?"

" उपकारेण दूयन्ते न सहन्तेऽनुकम्पिताम् ।
आपत्स्वपि दुराराध्या नित्यदुःखा मनस्विनः ॥ "

અર્થ:—"મનસ્વીઓ કોઇ ઉપકાર કરે તેથી કચવાય છે, કોઇ લાગણી બતાવે તે પણ સહી શકતા નથી, અને આફતોમાં પણ સહેલાઇથી રાજી ન થાય તેવા અને હમેશાં દુઃખનિમગ્ન રહે છે."



## લડાઇના તાર.

—:o:—

રુશિયાની જૂની સરકાર.

પિતૃગ્રેડ, ૨૨ મી માર્ચ.

વર્તમાનપત્રો એવી ગણતરી કરે છે, કે પિતૃગ્રેડમાં સુમારે ૨,૦૦૦ માણસો માર્યા ગયા છે અથવા જખમી થયા છે. એમ જણાય છે, કે નામદાર ત્સારને અને તેની મહારાણીને દેશની ખરી સ્થિતિનો બિલકુલ ખયાલ આવેલો નહીં. ગ્રૅન્ડ ડ્યૂક ગ્રાઇરિલની વહુને ત્સારિત્સાને

ખરી સ્થિતિ જણાવવા અને સારૂં પ્રધાનમંડળ યોજવાનું કહેવા સારૂ મોકલવામાં આવી હતી. પણ ત્સારિત્સાએ જવાબ આપેલો, કે "એ બધા અમારા વંશના દુશ્મનો છે. અમારી સામે માત્ર પિતૃદ્રોહ તથા મૂઠીભર અજ્ઞાન પત્તાં ખેલનાર અમીરો છે. હું રાજગાદી ઉપર વીસ વરસથી છું, અને રશિયાને ઓળખું છું, અને જાણું છું કે લોકો અમારા કુટુંબને ચાહે છે."

એક વર્તમાનપત્ર જણાવે છે કે ત્સારિત્સાનો પ્રોટોપોપૉફ સાથેનો પત્રવ્યવહાર પકડાયો છે, અને તેમાં જૂની સરકાર જર્મની સાથે છૂટો સંધિ કરવા ચાહતી હતી, એવો પુરાવો છે.

પશ્ચિમમાં ધસારો.

લંડન, ૨૩મી માર્ચ.

ખરાબમાં ખરાબ શિયાળાની હવાને લીધે ધસારાના કામમાં ઘણી અડચણ આવે છે. દુશ્મનો આગ્રહથી અટકાવ કરે છે. ઉત્તરના ભાગમાં ઊંચી જગ્યાઓ ઉપર મશીનગનો ગોઠવી છે, અને મજબૂત ચોકીદારો તથા સવારો આગળ વધવામાં અંતરાય કરે છે. આપણા નવા મોખરાની પાછળ પુષ્કળ ઉદ્યોગ ચાલે છે; રસ્તાઓ સુધારવામાં આવે છે, નવા બંધાય છે, તથા રેલવે નંખાય છે. દુશ્મનો ૧૭ અને ૩૫ વરસની વચ્ચેની ઓરતોને દારૂગોળો બનાવવાના કામમાં રોકવાને માટે ઉપાડી જાય છે.

દુશ્મનનું જંગલીપણું.

પારિસ, ૨૩મી માર્ચ.

હઠતાં હઠતાં દુશ્મનો ઘણો વિનાશ કરતા જાય છે. ચૉનીમાં ૨,૫૦૦ ઘરોમાંથી ૧,૮૦૦ ઘરોને પાડી નાંખીને બાળી મૂકવામાં આવેલ છે. નાશ પામેલાં મકાનોમાં દેવળો, ન્યાયમંદિર, ઇસ્પિતાલ તથા ધર્મશાળાઓ પણ છે. ૧૪ અને ૬૦ વરસની વચ્ચેના તમામ પુરુષોને ઉપાડી જવામાં આવેલ છે. આસપાસનાં ગામોમાંથી ઓરતો, બાળકો, તથા અશક્ત પુરુષોને શહેરના અમુક ભાગમાં એકઠાં કરીને તેમના પર બંદૂકો છોડવામાં આવેલ છે, અને ઘણાં માણસો મરી ગયાં છે, અથવા જખમી થયાં છે. જર્મનોએ કુવાઓમાં સોમલ નાંખેલ છે, એમ સાબિત થાય છે. ફ્રાન્સે ફરી જિતેલ મુલકના નિવાસીઓ બહુ દુઃખી દેખાય છે. ભૂખે હેરાન થયેલાં છોકરાં પોતાનાં મકાનોનાં ખંડેરોમાં ભૂતોની માફક ભમતાં જોવામાં આવેલ છે. સિપાઇઓએ ઘણા દિવસ સુધી તેમને ખોરાક આપેલ છે. વતનીઓને એક વરસથી દૂધ મળ્યું નથી, અને સપ્ટેંબર પછી માંસ અદૃશ્ય થયેલ છે.

યુનાઇટેડ સ્ટેટ્સમાં લોકમત.

ન્યૂ યૉર્ક, ૨૩મી માર્ચ.

તેર હજાર માણસોની એક ગંજાવર સભા મેડિસન ચોકના બાગમાં ભરવામાં આવી હતી, તેણે ઠરાવ કર્યો છે, કે જર્મની સાથે વગર વિલંબે વિગ્રહ જાહેર કરવા સારૂ કોંગ્રેસને આમંત્રણ કરવું, તથા પ્રેસિડન્ટ વિલ્સનને ટેકો આપવો.

માજી ત્સાર.

લંડન, ૨૩ મી માર્ચ.

પિતૃગ્રેડથી ખબર આવી છે, કે માજી ત્સાર ત્સારસ્કો સેલોમાં આવી પહોંચેલ છે. તેના ત્યાં આવવા પહેલાં પ્રતિનિધિઓ મોગિલેવ પહોંચ્યા હતા. કશા ગભરાટ વગર તેમણે જનરલ એલેક્સિએફને તેને કેદ પકડવાનો હુકમ આપ્યો, અને જનરલે માજી ત્સારને ખબર આપી. ત્સારે જવાબ આપ્યો, કે "હું ગમે ત્યાં જવાને તત્પર છું, અને જે નિર્ણય થાય તેને અનુસરવા તૈયાર છું." વિદાયગિરી વખતે તેની માતા અને કેટલાક અમલદારો હાજર હતા. સ્હવારમાં નવ વાગતાં તેની ટ્રેન ત્સારસ્કો સેલો આવી પહોંચી, જ્યારે તેને જગાડવામાં આવ્યો, અને દસ વાગ્યે ખાણાની સલૂનમાં જઇને તેણે પોતાના માણસોની સાથે કાફી પીધી. એક કલાક વાતચિત કર્યા પછી તેણે પોતાના સેવકોને સંબોધીને કહ્યું, કે "હું તમારી સેવાઓ માટે તમારો ઉપકાર માનું છું. સલામ!" તેણે બધાઓને ચુંબન આપ્યું, અને તેઓએ તેના ખભા પર ચુંબન કર્યું.

વાશિંગ્ટનથી તાર છે, કે સ્ટેટ ખાતાએ નવી રૂશિયન સરકારનો રીતસર સ્વીકાર જાહેર કરેલ છે.

પાર્લમેન્ટમાં હિંદની સેવાનો ધાપ.

લંડન, ૨૪ મી માર્ચ.

હિંદે વિગ્રહના ખર્ચમાં આપેલો ફાળો સ્વીકારવાનો ઠરાવ આજે આમની સભામાં રજુ કરતાં મિ ચેંબરલેને કહ્યું, કે "મારી ખાતરી છે, કે આ સભાના સભાસદો આ બક્ષિશમાં સમાયલી બંધુતાની લાગણીનો આભાર સાથે સ્વીકાર કરવામાં સંમત થશે." તેણે હિંદી લશ્કરનાં પરાક્રમો યાદ કરી બતાવ્યાં, અને જણાવ્યું, કે અત્યારે ત્રણ લાખ હિંદીઓ મોખરા ઉપર છે, અને તમામ ઘણું સારૂં કામ કરે છે. હિંદના રાજાઓની અસાધારણ ઉદારતાની પણ તેણે તારીફ કરી.

મિ. એસ્કિવથે કહ્યું, કે "આપણા હિંદી ભાઇઓએ શહેનશાહતની સેવામાં જે ભવ્ય ભાગ લીધો છે, તેનો આભાર તથા સ્નેહ સહિત સ્વીકાર આ સભા ખુશીથી કરશે. હિંદના તમામ વર્ગોનાં સ્વાર્પણ તથા વફાદારી એવાં છે, કે ઇતિહાસમાં તેની બરાબરી વિરલ છે."

પશ્ચિમમાં ધસારો.

લંડન, ૨૫ મી માર્ચ.

છેલ્લા સપ્તાહમાં ૩૦૦ ચોરસ માઇલ ફ્રેંચ મુલક પાછો કબજે થયો છે, તથા ૨૦૦ શહેર અને ગામડાં તથા દસ હજાર વતનીઓ ફ્રાન્સને પાછાં મળેલ છે. મિત્ર રાજ્યોના મોખરાના ૧૦૦ માઇલ ઉપર ખાઇઓની લડાઇ બંધ પડી છે, અને તેને ઠેકાણે ખુલ્લી મારામારી ચાલે છે.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩. ]　　મંગળવાર, ૧૦ મી એપ્રિલ, ૧૯૧૭.　　[ અંક ૧૯.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વેહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૦ મી એપ્રિલ, ૧૯૧૭.

સોમના ધસારાની જર્મનો ઉપર અસર.

૧૯૧૬ના જૂલાઇની ૧લી તારીખથી સોમ ઉપર બ્રિટિશ લશ્કરે જે ધસારો શરૂ કર્યો, તેના પરિણામ તરીકે જર્મનોને પુષ્કળ જમીન તથા માણસોની હાનિ થઇ છે, એ હકીકત વાંચનારાઓના સ્મરણમાં હશે. જે સ્થાનકોની કિલ્લેબંધી ઉપર તેમણે મહિનાઓ સુધી મહેનત કરેલી, અને જે સ્થાનકો જિતી ન શકાય તેવાં જણાતાં હતાં, તે તેમને ખોવાં પડ્યાં. માણસોની હાનિ તો એટલી બધી થઇ, કે વિગ્રહના આખા ઇતિહાસમાં તેમનાં લશ્કરોને બીજે કયાંય તેવી ખમવી પડી નથી. ઘણો સામાન તથા ઘણાં હથિયારો બ્રિટિશોના હાથમાં પડેલાં. પણ સૌથી વધારે હાનિ તો આત્મવિશ્વાસની તથા આશાની થયેલી. તેમનો લડવાનો આવેશ ક્ષીણ થયેલો.

પકડાયેલા જર્મન કાગળો ઉપરથી જણાય છે, કે સોમ ઉપરનો ધસારો જેમ જેમ આગળ ચાલતો ગયેલો, તેમ તેમ જર્મન સિપાઇઓને હારની લડાઇ કેવી હોઇ શકે, તેનો અનુભવ થતો ગયેલો. સોમ ઉપરની લડાઇની સ્થિતિ જર્મન આંખોને કેવી દેખાતી હતી, તે બતાવવાને પ્રથમ અમે એક માણસની ડાયરીમાંથી નોંધ આપશું. એ માણસ બવેરિયન પાયદળની ચૌદમી પલટનમાં હતો:—

"૧૦-૯-૧૬.—રાતના સાડા અગિયાર વાગ્યે મારી ત્રીજી ટુકડીએ ૧૯ મી પાયદળની પલટનની સાથે એકજ વખતે હુમલો કર્યો. પણ તેઓ એકબીજાની સામે લડ્યા, કારણકે રાતને વખતે પોલાદના ટોપમાં ભેદ દેખાતો નથી. ત્રીજી ટુકડીનો દરેક અમલદાર જખમી થયો, અને કેટલાક કેદ પકડાયા. ઘણા સિપાઇઓ માર્યા ગયા.

"૧૧-૯-૧૬.—આજે પાયદળની સાતમી પલટને આવીને અમને છૂટા કર્યા. અમારી હુમલો કરનારી પાર્ટી પણ તૈયાર છે, કારણકે તે હમણાંજ આવેલ છે. ચાર વાગ્યે છૂટા થતાં અમને બીજી લાઇનમાંથી ત્રીજી કંપનીમાં લઇ જવામાં આવ્યા. ખાઇઓ પડી ગયેલી છે, અને પુષ્કળ માણસો મરેલા તથા દટાયલા છે. તોપો અને રાઇફલો કૂચ્ચાજ કરે છે. અત્યારે તો વમે માણસોને પશુઓની માફક દોડતા જુઓ છો, પણ જ્યારે તેઓ ગોઠવાઇ જાય છે, ત્યારે એક પણ દેખાતો નથી. ૯ ઠ્ઠી કંપની તરફ જતાં અમે ભૂલા પડ્યા, અને ત્રીજી ટુકડી પાસે આવી પહોંચ્યા, કે જે ૧૯ મી પાયદળ પલટનને ટેકો આપવા રાખેલી હતી. ખાઇઓની અંદર તથા

બહાર મરેલાઓ તથા અર્ધા દટાઇ ગયેલા આદમીઓ ઘણા પડેલા છે. ખાઇઓની વચ્ચે માથાંઓ પડ્યાં હતાં. મારી પાસે છ કે આઠ માણસ પડ્યા હતા, અને તે એક પર બીજા એમ ખડકેલા હતા. અમારી ૬ ઠ્ઠી કંપની તરફ જતાં માર્ગમાં પણ એટલાજ માણસો ગોળાથી દટાઇ ગયેલા અને નહીં દટાયેલા દેખાતા હતા. કેટલાક ત્રાસ છૂટે એવા દેખાવો અમે દીઠા, છતાં અમે સલામતીથી આવી તો પહોંચ્યા.

"૧૨-૯-૧૬.—રાત્રે દસ વાગ્યે પહેલી તથા બીજી લાઇનનો છુટકારો થયો. જતાં અમારા કેટલાક આદમી ગોળીઓથી જખમી થયા હતા. અમે છૂટયા તે પછી દુશ્મનની તોપોની આગ વધારે તીવ્ર થઇ, અને સ્હવાર સુધી જારી રહી. તોપોનો મારો આખો દિવસ ચાલ્યા કર્યો, અને દુશ્મને હવામાંથી પણ ઘણું કામ કર્યું. બ્રિટિશ તોપવાળાઓ તથા વિમાનીઓથી ઘણું ડરવા જેવું છે. ઘણી વાર એમ વિચાર આવે છે, કે તેઓ નિરંતર મારો ચલાવ્યા કરે, તે વગર તેમના તોપવાળાઓને ખોરાક કે પગાર નહીં મળતો હોય. તેમની ગોળીઓને લીધે આગો પ્રગટે છે. હમેશાં રાત્રે અમારા ચોકીદારોને ચોથી કંપનીમાં જવું પડે છે, કે જે જમણી તરફ ૫૫૦ વાર વધારે દૂર છે, અને ચોથી કંપનીના માણસોને ત્રીજી કંપનીમાં જવું પડે છે. સ્હવારમાં બે વાગ્યે દરેક ટોળીમાંથી એક માણસ ખોરાક લાવવાને નિમાય છે. આ માણસને બેથી આઠ વાગ્યા સુધી દરેક પ્રકારના સંકટમાંથી પસાર થવું પડે છે. અને એ બધું છતાં અમને શું ખાવાનું મળે છે? ૧$\frac{3}{4}$ ઔંસ "ચીઝ", $\frac{3}{4}$ ઔંસ માંખણ, અને કાફી તો એવી કે પીવાય નહીં, તે કરતાં પાણી સારૂં. પરમ દિવસ અમને ડબ્બામાં રાખેલું માંસ મળેલું, જે એટલું ગંધાતું હતું, કે તેથી માંદા પડી જવાય. સાંજના અરસામાં તોપની આગ ઓછી થઇ.

"૧૪-૯-૧૬.—સ્હવારથી રાત સુધી તોપોની સખ્ત આગ જારી રહી. અમારા સ્થાનક ઉપર ગોળા પડયાજ કર્યા. આમાંથી અમે બચશું, તો ઇશ્વરનો ઉપકાર માનશું.

"૧૫-૯-૧૬, ૧.૩૦ સ્હવારના.—અમારી તોપો મારો ચલાવે છે. સ્વાભાવિક રીતે બ્રિટિશ તોપો જવાબ આપે છે. દરેક ક્ષણે એમ લાગે છે, કે જાણે તેઓ હુમલો કરશે. છેલ્લા કલાકમાં ચોથી કંપનીને ઘણી હાનિ થઇ છે; અમને પ્રમાણમાં ઓછી થઇ છે. સ્હવારમાં સાત વાગ્યે મોટી બ્રિટિશ તોપો એક સાથે સો ગોળાઓ છોડે છે. ન્હાની ગોળીઓ પણ ખાઇઓ ઉપરથી પસાર થતી સંભળાય છે. આજે રાત્રે અમારાથી છૂટા થવાશે.

"૧૫/૧૬-૯-૧૬.—એમ લાગે છે, કે બ્રિટિશોને દારૂગોળાની તાજી ગાડી મળે છે, કે તરત તેઓ તે અમારી સામે વાપરી નાંખે છે. તેમનાં વિમાનો સીધાં અમારી ખાઇઓમાં જોઇ શકે છે. વિમાનીઓ તોપવાળાઓને સૂચના આપે છે."

ઉપરના લેખ પરથી સમજાય છે, કે લડાઇની સ્થિતિ વધારે વિષમ થતી જાય છે, એવો લેખકને અનુભવ થયો છે. પ્રથમ તે પોતાના લશ્કરની ખામીઓ બતાવે છે, પછી દુશ્મનના આગ્રહની વાત કરે છે, અને છેવટે કેટલીક બાબતોમાં દુશ્મનની સરસાઇ સંબંધી બોલે છે. કમનસીબે આ માણસ પકડાઇ જવાથી તેની ડાયરી આગળ ચાલી નથી.

એકાદ અઠવાડિયા પછી એજ પ્રદેશમાં પાયદળની ૬૬ મી પલટનનો એક સિપાઇ પોતાની ડાયરીમાં નીચે પ્રમાણે નોંધે છે:—

"લગભગ એક અઠવાડિયાથી દુશ્મનની રાક્ષસી તોપો આગળ અને પાછળ અમારી લાઇનો ઉપર મારો ચલાવે છે. માત્ર રાતના નવ વાગ્યાથી મધરાત સુધી અટકીને દિવસ અને રાત તેઓ મોટા ગોળા ફેંકયા કરે છે. ભોંયરૂં ધ્રુજે છે, તેમાં ફાટો પડે છે, અને તે હલે છે. હમણાં પ્રવેશદ્વારનો પાછો નાશ થયો છે. નિરંતર એવી ફિકર રહ્યા કરે છે, કે બીજી ક્ષણે ભોંયરૂં પડી જશે, અને અમે દટાઇ જશું. અત્યાર સુધી તો સ્થિતિ ઠીક રહી છે, પણ એ પ્રશ્ન થયા કરે છે, કે 'કયાં સુધી'? અમારી જમણી તરફ ત્રીજી કંપનીનાં બે ભોંયરાં ફરી નાશ પામ્યાં છે. કેટલાક માણસો મરી ગયા છે, ઇત્યાદિ. એક માણસ તો આ ભયંકર આગ કયારે બંધ પડશે, તેની ચિંતામાં મૂઢ બની ગયો છે. આ રીતે માણસો દીવાના થઇ જાય છે."

સપ્ટેંબરની આખરમાં લખાયલા કાગળો, જર્મનોને વધારે ચિંતા અને હારની ધાસ્તી લાગતી હોય, એમ બતાવી આપે છે. ૧૭૦ મી પલટનનો એક અમલદાર વધારે દક્ષિણમાં રહેલા એક બીજા અમલદારને ૨૭મી તારીખે નીચે પ્રમાણે લખે છે:—

"તમે હજી શામ્પેનમાં છો, અને ડાકણની કડામાં નથી, કે જેની કોર ઉપર અહીં અમે બેઠા છીએ, અને એક બાજુથી કે બીજી બાજુથી અંદર પડવાની હમેશાં રાહ જોઇએ છીએ. હાલ તરત અહીં સ્થિતિ ફરીને વધારે વિષમ બની છે. છેલ્લા થોડા દિવસોમાં હવા વિમાનીઓથી જાગ્રત્ થઇ છે, અને મોટા ગોળાઓ આવ્યા કરે છે, કે જે અમારાં માથાંની આસપાસ તથા અમારી પીઠ પાછળ અમારા સાથીઓની ઉપર પડે છે. ગઇ કાલે બપોરે બોઆમાં પાસે અમારી અતિશય નજદીક તોપોનો સખ્ત મારો ચાલ્યો હતો, અને એક હુમલો થયો હતો, જે પાછો વાળવામાં આવ્યો કહેવાય છે. ઓફિશ્યલ ખબર આવશે, ત્યાં સુધી અમે વિગતો જાણવાના નથી. તમે નકશામાં જોશો, તો સમજાશે કે અમે અતિશય ધ્યાનથી તમારા તરફ જે પ્રવૃત્તિ ચાલી રહી છે તે જોઇ રહ્યા છીએ. અત્યારે બ્રિટિશોની પાસે જે મોટી તોપો છે, તેમની સંખ્યા ભયંકર છે; અને તેઓ જે દારૂગોળો વાપરે છે, તેનું પ્રમાણ માની ન શકાય તેટલું છે. અને ખરાબી એ છે, કે તેમના વિમાનીઓ નિરંતર આપણી લાઇનો ઉપર ઉડ્યા કરે છે, અને તોપો કયાં ગોઠવાયલી છે, તે શોધી કાઢે છે. તેઓ હમેશાં આપણાં વિમાનો ઉપર પણ હુમલા કરે છે, કે જે આપણી આંખો કાઢી લેવાની બરાબર છે. દરમિયાન, આકાશ દુશ્મનનાં વિમાનોથી કાળું થઇ જાય છે, અને આપણા જર્મન વિમાનીઓ * * * પણ એ સંબંધી મારે કશું કહેવું ન જોઇએ. એ તો ડ્રાઇનમાં પાણી રેડવા જેવું થાય. બ્રિટિશ તોપો, બ્રિટિશ વિમાનીઓ, અને તેમના અવલોકનથીજ પસારામાં તેમને જે ફતેહ મળી છે તે મળી છે. વધારે ફતેહ નથી મળી, તે આપણા જર્મન પાયદળને લીધે છે. પણ જો આપણી પાસે બ્રિટિશ વિમાનીઓ તથા તોપ ફોડનારા હોય, તો આપણે હજારો માણસોના જાન બચાવી શકીએ. એ બધું વિચારતાં નિરાશા થઇ જાય છે."

GENERAL NIVELLE AND GENERAL MANGIN.



ફ્રેંચ જનરલ નિવેલ અને જનરલ મેંગિન.

Lakshmi Art, Byculla, Bombay

એ અરસામાં સાધારણ સિપાઇઓએ લખેલા કાગળોથી તેમને સહન કરવાં પડતાં દુઃખો આથી પણ વધારે સ્પષ્ટ થાય છે. પાયદળની ૬૬ મી પલટનનો એક માણસ લખે છે:—

"વહાલા વિલ્હેલ્મ,—પૃથ્વીમાં મારી કબરમાંથી હું તમને સલામ મોકલું છું. આ ભયંકર તોપોની આગમાં અમે થોડા વખતમાં દીવાના બની જશું. રાત અને દિવસ તે અટક્યા વગર ચાલ્યા કરે છે. પહેલાં કોઇ વાર તે આટલી ખરાબ અનુભવી નથી. આખો દિવસ અમે પૃથ્વીની અંદર બિલકુલ પ્રકાશ કે તડકા વગર નીચે બેસી રહીએ છીએ, અને માત્ર મોતની રાહ જોઇએ છીએ, કે જે ગમે તે ક્ષણે આવે તેમ છે. વહાલા વિલ્હેલ્મ, મારે તમને આ પ્રમાણે લખવું ન જોઇએ, પણ મારાથી રહેવાતું નથી. વળી એક મોટો હુમલો આવવાનો છે. આપણે શું ફરી કોઇ દિવસ મળી શકશું? એક ઈશ્વરને ખબર છે! આ ભયંકર છે"!

એજ પલટનના બીજા માણસે લખેલું:—

"ચોવીસ દિવસમાં પહેલી વાર આજેજ હું ન્હાઇ શકયો છું, અને ખમીસ બદલાવી શકયો છું. એટલું ઠીક છે. દુશ્મનની તોપોના મારામાંથી અમને બિલકુલ વિરામ મળતો નથી. નિરંતર ન્હાની મોટી તોપો ફૂટ્યાજ કરે છે. ગર્જના ભયંકર થાય છે. વહાલા પિતા, તમને તોપોનો અનુભવ છે, એટલે નવ ઇંચિયા તથા અગિયાર ઈંચિયા તોપો એટલે શું, અને તે કેવો અવાઝ કરી શકે, તે જાણી શકશો. * * * કોને ખબર હતી, કે આ દુઃખદ વિગ્રહ આટલો લાંબો ચાલશે? લોકો એમજ માનતા હતા, કે તે આ ઉન્હાળામાં અથવા બહુ તો પાનખરમાં પૂરો થશે, પણ થોડાજ વખતમાં બધી આશાઓ નાશ પામશે. મને લાગે છે કે અમારે બીજો એક શિયાળો ખાઇઓમાં ગાળવો પડશે. આ પ્રપંચ હવે પૂરો થાય તો સારૂં"!

બીજો એક સિપાઇ લખે છે:—

"વહાલા મિત્ર,—આખરે મેં તમને વચન આપેલું તે કાગળ હું લખું છું, પણ મેં પ્રથમ આશા રાખી હતી, તેવો તે નહીં નીવડે. આ વખત મારે માટે ભયંકર છે, મોટી આત્મિક વ્યથાનો વખત છે. મારા પોતાના શ્રેયની મને ચિંતા નથી. તેનું મને બહુ દુઃખ નથી. કેટલાક વખતથી વિગ્રહના પરિણામ માટે મને ગંભીર શંકાઓ થવા લાગી છે, અને એ માટે મારી પાસે સારાં કારણો છે. તમે બેશક થીપવાલ સંબંધી વાંચ્યું હશે. પણ હું તમને કહી શકું, કે અમારે માટે એ કચરાવાનો વખત હતો. મારા વિચાર પ્રમાણે, ઊંચામાં ઊંચા સેનાપતિથી માંડીને ન્હાનામાં ન્હાના સિપાઇ સુધી દરેકને એવી લાગણી થયેલી, કે અત્યારે પહેલી મોટી લડાઇમાં જર્મની હારે છે. હું પોતે આઠ દિવસ સુધી કશું ખાઇ શકેલો નહીં. અને પછી સણમરીનની મોટી લડત! એ પછી અમેરિકાની સાથે વિરોધ! આપણે કેટલા ઠગાયા છીએ. સિપાઇના હૃદયને તો દરેક ક્ષણ નારકી વેદનાની થઇ છે."

(આ વિષય હવે પછીના અંકમાં પૂરો કરવામાં આવશે.)

## લડાઇના તાર.

બ્રિટિશ વહાણોનો વિનાશ.

લંડન, ૩૦ મી માર્ચ.

ડા. મૅકનેમેરા જણાવે છે, કે ડીસેંબર, જાન્યુઆરી, ફેબ્રુઆરી અને માર્ચના પહેલા અઢાર દિવસોમાં અનુક્રમે ૩૦, ૨૬, ૬૬ અને ૫૫ બ્રિટિશ વહાણોનો સબમરીનથી અથવા સુરંગથી નાશ થયો છે. મચ્છીમારની હોડીઓ આમાં ગણેલી નથી.

રુશિયન રાજ્યવિપ્લવ.

પિત્રુગ્રેડ, ૩૦ મી માર્ચ.

એમ જાહેર કરવામાં આવેલ છે, કે સરકારી બધા હોદ્દાઓ, પ્રધાનોના અધિકારો સહિત, સ્ત્રીઓને માટે ખુલ્લા રહેશે. માજી પ્રધાનો પ્રિન્સ ગોલિટ્ઝિન અને ગોરમિકિનને છૂટા કરવામાં આવેલ છે. સરકારે જાહેરનામું કાઢ્યું છે, કે પોલાંડની નવી સરકારનું સ્વરૂપ પોલ લોકો પોતે નક્કી કરી શકશે.

પશ્ચિમમાં ધસારો.

લંડન, ૩૧ મી માર્ચ.

પારિસનો એક કુશળ ટીકાકાર કહે છે, કે આપણે પ્રખ્યાત હિંડનબર્ગ લાઇન સુધી પહોંચ્યા છીએ; અને હવે નવાં સ્થાનકો મજબૂત થાય, અને હવા સુધરે ત્યાં સુધી અટકવાનું છે. પેલેસ્ટાઇનમાં નવી ફતેહ થવાથી તુર્કોની હવે ખાતરી થઇ હશે, કે તેમનું સામ્રાજ્ય જોખમમાં છે. જર્મનોની મદદ વગર એશિયાની ફતેહોનું વેર લેવાનું તુર્કોથી બને તેમ નથી; અને હાલ તુર્કોને મદદ કરવાને હિંડનબર્ગ લશ્કર ફાજલ પાડી શકે, એ સંભવિત નથી.

જર્મન પાર્લમેન્ટમાં તોફાન.

આમસ્ટર્ડામ, ૩૧ મી માર્ચ.

૩૦ મી માર્ચે શહેનશાહી જર્મન પાર્લમેન્ટમાં તોફાની દેખાવો થયા છે. સોશ્યલિસ્ટોએ જાહેર કર્યું છે, કે જર્મનીમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયા વગર રહેનાર નથી, અને પરદેશ સાથેની રાજનીતિ નક્કી કરવામાં પાર્લમેન્ટને વધારે સત્તા હોવી જોઇએ. "રાજ્યદ્રોહ", "રાજ્યદ્રોહ", એમ વારંવાર પુકારો થયા હતા. એક સોશ્યલિસ્ટે કહ્યું છે, કે "જો ૧૯૦૫ માં કૈઝરે ત્સારને એવી સલાહ આપી હોય, કે લોકોની માગણીઓની સામે ન થવું, તો ચાન્સેલર કેમ કૈઝરને એવી સલાહ આપવાની હિંમત કરતો નથી?"

બ્રિટિશ મોખરે.

લંડન, ૨૭ એપ્રિલ.

બ્રિટિશો સેન્ટ કવેન્ટિનથી બે માઇલ સુધી પહોંચ્યા છે. ઘણાં ગામડાં કબજે થયાં છે, અને ૧૮૨ કેદીઓ પકડાયા છે.

રુશિયાનો દૃઢ નિશ્ચય.

પિત્રુગ્રેડ, ૨૭ એપ્રિલ.

રુશિયાના નવા મુખ્ય પ્રધાન પ્રિન્સ લ્વૉફે વર્તમાનપત્રીઓની મુલાકાત લેતાં જણાવ્યું છે, કે રુશિયા મિત્ર રાજ્યો સાથેના કોલકરારોને આગ્રહથી વળગી રહેશે, અને છેવટ ફતેહ

થાય ત્યાં સુધી લડાઇ જારી રાખશે. ચઢી આવનાર દુશ્મન રૂશિયનોને નમાવવા ચાહે છે, પણ સ્વતંત્ર રૂશિયનો તેની આગળ નમશે નહીં. ગ્રૅન્ડ ડચેસ મેરી પેવલોવના તથા ગ્રૅન્ડ ડ્યૂક બોરિસને કેદ કરવામાં આવેલ છે, અને એમ ધારવામાં આવે છે, કે ગ્રૅન્ડ ડ્યૂક નિકોલસને ત્સાર બનાવવાનું કાવતરૂં પકડાવાથી એ પરિણામ આવેલ છે.

હિંદનો હિસ્સો.

લંડન, ૨૭ એપ્રિલ.

શહેનશાહતના માલ બનાવનારાઓએ મિ. ચેંબરલેન, બિકાનેરના મહારાજા, સર જે. એસ. મેસ્ટન, તથા સર એસ. પી. સિંહને આપેલા ખાણામાં મિ. ચેંબરલેને કહ્યું છે, કે "શહેનશાહતને બહારનાં સાધનોથી બિલકુલ સ્વતંત્ર બનાવવાની યોજનામાં હિંદ ઘણો મોટો હિસ્સો આપી શકે તેમ છે. સામ્રાજ્યના મોટા ભંડાર જેવું હિંદ બની શકે તેમ છે, પણ તેની સ્થિતિ માત્ર લાકડાં ફાડનાર અને પાણી કાઢનારના જેવી રહેવી જોઇએ નહીં. એ આવશ્યક છે, કે તેના ઉદ્યોગોનો વિકાસ થવો જોઇએ. કશી અદેખાઇ કે શંકા વગર આપણે હિંદના વિકાસનું અવલોકન કરવું જોઇએ, અને તેમાં મદદ આપવી જોઇએ. બ્રિટિશ અને હિંદી બંને ઉદ્યોગોને માટે સામ્રાજ્યમાં સ્થાન છે, અને એકના વિકાસથી અન્યને મદદ મળે તેમ છે. શહેનશાહી સમિતિઓમાં હિંદને પહેલીજ વાર સ્થાન મળ્યું છે, અને હવે પછી હમેશાંને માટે તે વિલાયત અને સંસ્થાનોની સાથે શહેનશાહતના લાભોમાં અને તેની ફરજોમાં હિસ્સો લઇ શકશે."

યુનાઇટેડ સ્ટેટ્સ અને જર્મની.

વૉશિંગ્ટન, ૩૭ એપ્રિલ.

પ્રેસિડન્ટ વિલ્સને પોતાના વ્યાખ્યાનમાં કોંગ્રેસને એમ કહ્યું છે, કે યુનાઇટેડ સ્ટેટ્સ અને જર્મની વચ્ચે વિગ્રહની સ્થિતિ છે, એમ જાહેર કરવું. તેણે પાંચ લાખનું લશ્કર ઉભું કરવાનો આગ્રહ કર્યો છે, અને મિત્ર રાજ્યોની સાથે વિગ્રહમાં સહકારી થવું પડશે, એમ જણાવ્યું છે.

લંડન, ૩૭ એપ્રિલ.

આમની સભામાં મિ. બોનર લૉએ જણાવ્યું છે, કે વૉશિંગ્ટન ખાતેના એલચીએ તાર કર્યો છે, કે કોંગ્રેસ પ્રેસિડન્ટ વિલ્સનને વિગ્રહ જાહેર કરવાની રજા આપશે, એવી આશા છે.

વૉશિંગ્ટન, ૩૭ એપ્રિલ.

લોકોએ પ્રેસિડન્ટ વિલ્સનને આવતાં અને જતાં તાળીઓના પોકારથી વધાવેલ છે, અને ભાષણ ચાલતું હતું તે દરમિયાન સ્વદેશાભિમાનના આવેશમાં શ્રોતાઓએ વારંવાર સત્કાર કરેલ છે. પ્રેસિડન્ટ વિલ્સને વક્રોક્તિમાં કહ્યું, કે સ્વરાજ્ય ભોગવતી પ્રજાઓ કંઇ પાડોશનાં રાજ્યમાં જાસુસો મોકલતી નથી, અથવા પ્રપંચો કરતી નથી. રૂશિયાની ઉથલપાથલ માટે તેણે આનંદ પ્રદર્શિત કર્યો, અને જણાવ્યું, કે સ્વતંત્રતા, ન્યાય તથા શાંતિને માટે લડતાં બળોમાં રૂશિયન લોકો પોતાની સરલ ભવ્યતા સહિત શામિલ થયા છે. ન્યાયની અદાલતોમાં સાબિત થયું છે, કે જર્મન અમલદારો સુલેહનો ભંગ થાય, અને ઉદ્યોગોને નુકસાન પહોંચે, તેવાં કાવતરાં કરે છે. મેક્સિકોના જર્મન એલચી ઉપરની નોટ પકડાવાથી તેમના દુષ્ટ ઇરાદાઓ સિદ્ધ થાય છે. "અમે જાણીએ છીએ, કે આવી સરકારથી તમામ પ્રજાસત્તાક રાજ્યો જોખમમાં

છે. આ સ્વાભાવિક દુશ્મનની સાથે અમે લડાઇ સ્વીકારીએ છીએ, અને જરૂર પડશે તો પ્રજાનાં તમામ સાધનોનો ઉપયોગ કરીને અમે તેના અહંકારને તોડશું. અમારે કંઇ સ્વાર્થના ઉદ્દેશો સાધવાના નથી, અમારે કંઇ વધારે મુલક જોઇતો નથી, કે પૈસાનો બદલો લેવો નથી. અમે છૂટથી સ્વાર્પણ કરીએ છીએ, કારણકે અમે માણસજાતના હકોના હિમાયતી છીએ, અને જ્યારે તે સ્થાપિત થશે, ત્યારેજ સંતુષ્ટ થશું." તેણે કહ્યું, કે અમેરિકાને કંઇ જર્મન લોકોની સાથે દુશ્મનાવટ નથી, અને તેમને ઇજા કરવાનો ઇરાદો નથી, પણ જે સરકારને સત્ય કે માણસાઇની લાગણી નથી, તેની સામે વિરોધ છે. જર્મનીની હુમણાંની વેપાર સામે લડાઇ માણસજાતની સામે લડાઇ છે.

ઋષિયન સેનાના અધિકારીઓની ફરી વ્યવસ્થા.

લંડન, ૩ જી એપ્રિલ.

બ્રિટિશ અને ફ્રેંચ નમુના પ્રમાણે રૂષિયામાં પણ સાત માણસોનું પ્રધાનમંડળ નીમવાનો નિર્ણય થયો છે; અને સેનાના મુખ્ય અધિકારીઓની ફરી વ્યવસ્થા થવાની છે. લશ્કરમાં જર્મન વિરુદ્ધ મજબૂત લાગણી દેખાય છે.

બ્રિટિશ બંદરોમાં વહાણોની આવજાવ.

લંડન, ૪ થી એપ્રિલ.

નૌકાખાતા તરફથી ખબર મળે છે, કે છેલ્લા અઠવાડિયામાં ૨,૨૮૧ વહાણો બ્રિટિશ બંદરોમાં આવી પહોંચ્યાં છે, અને ૨,૩૯૯ વિદાય થયાં છે. સોળસો ટનથી વધારે એવાં ૧૮ વહાણો, તથા ૧,૬૦૦ ટનથી ઓછાં ૧૩ વહાણો ડુબાવવામાં આવેલ છે. સત્તર ઉપરનો હુમલો નિષ્ફળ નીવડ્યો છે. ૭ માછીમારોનાં વહાણો પણ ડુબેલ છે.

રૂષિયાની મુલાકાતે જતા કર્મકાર પ્રતિનિધિઓ.

લંડન, ૪ થી એપ્રિલ.

મિ. બોનર લૉએ આમની સભામાં જાહેર કર્યું છે, કે શહેનશાહી સરકારની વિનંતી ઉપરથી કર્મકાર વર્ગના પાર્લમેન્ટના બે પ્રતિનિધિઓ રૂષિયા તરફ જનાર છે. ઉદ્દેશ એ છે, કે રૂષિયન કર્મકારોને બ્રિટિશ કર્મકારોની મુબારકબાદી પહોંચાડવી, અને વિગ્રહ ચલાવવામાં રૂષિયન સરકારને ઉત્તેજન આપવું. રૂષિયન સરકારે જાહેર કર્યું છે, કે એ મુલાકાતથી તેમને આનંદ થશે. ફ્રાન્સમાંથી પણ એવા પ્રતિનિધિઓ જવાના છે.

યુનાઇટેડ સ્ટેટસનો વિગ્રહનો ઠરાવ.

લંડન, ૫ મી એપ્રિલ.

વૉશિંગ્ટનથી તાર છે, કે સેનેટે ૬ વિરુદ્ધ ૮૨ મતથી વિગ્રહનો ઠરાવ પસાર કર્યો છે.

## નિવેદન.

આજના અંકની સાથે જનરલ નિવેલ અને જનરલ મેંગિન નામે બે પ્રખ્યાત ફ્રેંચ સેનાપતિઓનો એક સંયુક્ત ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

આનંદ મુદ્રણાલયમાં છાપ્યું. (ભાગ્યનગર છાપખાનું)

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૧૭ મી એપ્રિલ, ૧૯૧૭. [અંક ૨૦.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વેહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૭મી એપ્રિલ, ૧૯૧૭.

સોમના ઘસારાની જર્મનો ઉપર અસર.
(ગયા અંકથી ચાલુ.)

પકડાયલા કાગળો ઉપરથી જણાય છે, કે ઑકટોબર મહિનામાં જર્મન લશ્કરને નિરાશા વધતી ગયેલી. ઑકટોબરની ત્રીજી તારીખે એક પાયદળનો અમલદાર લખે છે:—

"મોખરાની લાઇનોમાં રહ્યાને અમને સોળ દિવસ થયા છે, અને અમે ભોંયરાંઓ બાંધ્યાં છે. પહેલા થોડા દિવસો સુધી અમારે કશા આચ્છાદન વગર ખાઇઓમાં રહેવું પડેલું, અને છેવટે આવશ્યક ભોંયરાં અમે પોતે બનાવી લીધાં. ફ્રિકોર્ટમાં અમને જેવી હાનિ થયેલી તેવી ફરીને થઇ છે. એકજ ગોળાથી અમારા સોળ આદમી મરી ગયા છે, અને કેટલાક જખમી થયા છે તે જુદા. મોખરાની લાઇનમાં રહેવું ભયંકર છે. દર રોજ એકથી બે કલાક સુધી તોપોનો સખ્ત મારો ચાલે છે, અને જુદી જુદી તોપોમાંથી વરસતી આગ કદાપિ બંધ પડતી નથી. તમે કલ્પી શકશો, કે માણસો ભયંકર અનુભવોમાંથી પસાર થાય છે. તેમને માટે હવે ભોંયરાંનો સવાલ રહ્યો નથી. પહેલી લાઇનમાં ભોંયરૂં તો શું પણ એક ખાઇ સુદ્ધાં હવે રહેલ નથી. ખાઇઓ તૂટી ગયેલ છે. માણસો ગોળાઓથી થયેલાં દરોમાં પડ્યા છે. અમે જે ભોંયરાં થોડો આશ્રય મેળવવા સારૂ બનાવ્યાં છે, તેમની પણ સારી સ્થિતિ નથી. કેટલાંક તૈયાર થયા પહેલાંજ ગોળાઓની આગથી પડી ગયાં હતાં. ખાઇઓ ઉપર નિરંતર આગ વરસ્યા કરે છે. અમે ધીમે ધીમે હઠવા લાગ્યા છીએ."

૩૬૦મી પલટનની ૧૧મી ટુકડીના એક માણસે લખેલું:—

"મારે તમને કહેવું જોઇએ, કે હું હાલ સોમ ઉપર છું, અને અહીં અત્યારે દુર્દશા છે. જો હું સાજોસારો પાછો આવીશ, તો ખરેખર ઈશ્વરનો ઉપકાર માનીશ. અહીંની સ્થિતિ સંબંધી હું તમને ઘણું કહી શકું, પણ મારે કહેવું જોઇએ નહીં. આ ભોંયરામાં અમને ૭ દિવસ તો થઇ ગયા છે. સ્હવારથી રાત સુધી દશા ભયંકર છે. અમારી જ્ઞાનરજ્જુઓ થોડાજ વખતમાં ઢીલી પડી જશે."

એજ પલટન અને એજ ટુકડીના બીજા એક આદમીએ ચાર દિવસ પછી લખેલું:—

"ઑકટોબરની ૧લીથી અમે સોમ ઉપર છીએ. જો હું આમાંથી બચીશ, તો જે ત્રાસો અમારે અહીં ખમવા પડે છે, તેનું તમને લખીને વર્ણન આપીશ. ટૂંકામાં કહું, તો દશા

ભયંકર છે. કોઇને જો જરા પણ જખમ થાય, તો તેથી તે જર્મનીમાં પાછો જઇ શકે. દરેક જખમી માણસ પાછો જાય છે. આજે રાત્રે અમે પહેલી લાઇનમાં જંઇએ છીએ, કે જ્યાં પહેલી અને બીજી 'બેટેલિયનો'ને એટલી બધી હાનિ થયેલી છે."

વાંચનાર જોઇ શકશે, કે અત્યાર સુધીના કાગળોમાં મુશ્કેલી અને સંકટનો અનુભવ દેખાય છે, પણ નિરાશા નથી. બહુ વખત પહેલાં નિરાશા પણ આવી. જર્મન સિપાઇઓ સોમને મોટા જર્મન કબરસ્તાન તરીકે જોવા લાગ્યા. ત્યાં આવતાંજ જીવતા પાછા જવાની આશા તેઓ ખોવા લાગ્યા. ત્યાં જેઓ હતા તેઓ આવનારાઓને જણાવતા, કે સોમ પર આવવું તે મરવા સારૂ આવવા જેવું છે. ઑકટોબરના બીજા અને ત્રીજા અઠવાડિયામાં લખાયેલા કેટલાક કાગળો જોઇએ.

૧૧૧ મી પાયદળ પલટનનો એક સિપાઇ લખે છે:—

"હૅન્સ મરણ પામ્યો છે. ફ્રિટ્ઝ મરણ પામ્યો છે. વિલ્હેલ્મ મરણ પામ્યો છે. બીજા ઘણા માર્યા ગયા છે. ટુકડીમાં હું હવે છેક એકલો છું. ઈશ્વર કરે ને અમે જલદી છૂટા થઇએ. અમને અતિશય હાનિ થયેલી છે. અને હવે ફરી હવા ખરાબ થઇ છે, એટલે જે કોઇ જખમી હોતો નથી, તે માંદો પડે છે. આ લગભગ અસહ્ય છે. ઈશ્વર કરે ને જો સુલેહ થાય!"

એજ પલટનનો એક બીજો આદમી લખે છે:—

"વહાલા ભાઇ,—જો કોઇ રીતે આ લડાઇનો અંત આવે! તમે જાણતા હશોજ, કે અહીં સોમના રક્તકુંડમાં બહુ આનંદ નથી. આજ બાર દિવસથી અમે ગંદકીમાં છીએ. દિવસ અને રાત તૈયાર રહેવું પડે છે. ખોરાક હમેશાં થંડો મળે છે. પીવાની બાબતમાં બહુ તંગી છે—રોજની કાફીની બે લોટી અને કદાચ પાણીનો એક સીસો, કે જે ત્રણ આદમી વચ્ચે વહેંચાવો જોઇએ. ખાઇઓ અમુક ભાગમાં છેક ઢળી પડી છે. અમે ઘૂંટણ સુધી કાદવમાં ચાલીએ છીએ."

મોર્સર બેટેલિયનનો એક માણસ લખે છે:—

"વહાલા ભત્રીજા આલ્ફ્રેડ,—ગઇ રાતે તમારો કાગળ મળતાં મને આનંદ થયો. તમે મારી એટલા પાસે આવશો, એવી મેં કદાપિ આશા રાખી ન હોત, કારણકે કેમ્બ્રાઇ અહીંથી સુમારે સોળજ માઇલ થાય છે. મારી ખાતરી છે, કે થોડીજ વારમાં આપણે અહીં મળશું, કારણકે તમારે ઘણું કરીને અહીંજ એટલે મોતમાં આવવાનું છે. અત્યાર સુધીમાં હજારો મરેલા પડ્યા છે. જો તમને મોખરાની લાઇનની ખાઇઓમાં રહેવું નહીં પડે, તો સ્થિતિ એટલી ખરાબ નહીં થાય. પણ મારે તમને એકદમ કહી દેવું જોઇએ, કે અહીં જે બને છે તેવું લડાઇમાં અત્યાર સુધી બીજે કયાંય બન્યું નથી. પણ તમારૂં દુર્ભાગ્ય જો અહીં આવવાનું હશે, તો તમે તમારી મેળે જોઇ શકશો. દર રાત્રે તોપોનો સખ્ત મારો ચાલે છે, કે જેથી અમે બહેરા થઇ જઇએ છીએ. બે અઠવાડિયાં પહેલાં અમે છૂટા થયેલા, અને અમારા

આનંદનો પાર નહોતો. પણ કેમ્બ્રેઇની પાછળ બાર માઇલ સુધી અમે પહોંચ્યા, ત્યારે એક મોટર સાઇકિલસ્ટે અમને પાછા આણેલા!"

પાયદળની ૧૧૦ મી પલટનનો એક સિપાઇ લખે છે:—

"અહીં અમે સોમવાર તા. ૧૬ મીની સાંઝ સુધી છીએ. અમને ફરીને ભયંકર હાનિઓ થયેલ છે. મને લાગે છે, કે અમે સોમ છોડશું, ત્યાં સુધી મને રજા મળશે નહીં; પણ અમને એટલી બધી હાનિ થયેલી છે, કે જો જલદી છૂટા કરવામાં નહીં આવે, તો પલટનમાં એક પણ માણસ રહેશે નહીં. ગુસ્તાવ આ મલિન કામથી બહાર છે, એ સાંભળી હું રાજી થાઉં છું. અહીં અમારે શું ખમવું પડે છે, તેનો તમને ખયાલ આવી શકે તેમ નથી. તમે કદાચ એમ ધારતા હશો, કે આ ધસારો શામ્પેનના જેવો હશે. અહીં કાદવ એવો છે, કે બૂટની ઉપર અઢાર ઇંચ સુધી તે ચડી જાય છે. બ્રિટિશો લગભગ દર રોજ હુમલો કરે છે. આસપાસ બધેય મુડદાં પડ્યાં છે. પણ આ બધી વેદના હું તમને લખી જણાવીશ નહીં. એકજ વાત. અહીં જો અમે લાંબી મુદ્દત રહેશું, તો હું તમને ભાગ્યેજ ફરીને મળી શકીશ. તમને આમ લખતાં મને દુઃખ થાય છે, પણ એ મારી ફરજ છે. અરે! જો કોઇ રીતે આ ત્રાસદાયક લડાઇનો અંત આવે!"

ધીમે ધીમે સિપાઇઓ અમલદારો ઉપર અને રાજ્ય ઉપર પણ ટીકા કરવાની હિંમત ધરે છે; અને તેમની લડવાની વૃત્તિ શિથિલ થાય છે. ત્રીજી અરસાટ્ઝ પલટનનો એક આદમી ઑક્ટોબરમાં નીચે પ્રમાણે લખે છે:—

"વહાલા ગ્રીટ,—૧૯૧૪-૧૬ નો વિગ્રહ હલકાઇનો અને હરામખોરીનો છે, અને તેમાં બીજી કોઇ સરકારની જેટલીજ પ્રશિયન સરકાર અપરાધી છે. માણસોનું ખૂન કરવાના ઉદ્દેશથી તે ચલાવવામાં આવે છે, કે જેથી સરકાર પોતાની સત્તાને ટકાવી શકે. કપ્તાનના દરજ્જા સુધી અમને જે અમલદારો મળ્યા છે, તે મોટે ભાગે છોકરાઓ છે, કે જેમને કશાનો કશો ખયાલ નથી. તેમને સારો પગાર અને ખોરાક તથા પુષ્કળ પીવાનું મળે છે. બીજી તરફ, અમે હેરાન થઇએ છીએ, અને જે મળવું જોઇએ તે પણ અમને મળતું નથી. જર્મન વર્તમાનપત્રો હમેશાં બીજી સરકારો માટે લખ્યા કરે છે, પણ જર્મન સરકાર એથી વધારે ખરાબ છે. તે શરમ વગર પ્રજાને છેતરે છે. આ ખૂનરેજીમાં એ સ્પષ્ટ જોઇ શકાય છે. આ બધું આપણે સહન કરીએ છીએ, એટલે જર્મન હોવા માટે પણ શરમ લાગ્યા વગર રહેતી નથી. ખરેખર આપણે આપણી રાઇફલો ફેરવવી જોઇએ, અને આખી સરકારનો નાશ કરવો જોઇએ. વહાલા ગ્રીટ, જો હું પાછો ન ફરૂં, તો એ બધા સંબંધી મેં જે લખ્યું છે તે યાદ કરજો, કે 'ટોળીવાળા'-ઓએ માત્ર ગમ્મતને માટે અમને મરાવી નાંખ્યા છે. દુશ્મનની સ્થિતિ જુદી છે; તેને એટલી હાનિ થયેલી નથી. જો અમારામાંનો એક પણ દેખાવ દે છે, તો તેઓ પુષ્કળ દારૂગોળો વાપરે છે; પણ તેઓ જોકે આચ્છાદન વગર સેંકડોની સંખ્યામાં કામ કરતા હોય છે, તોપણ આપણી તોપો આગ ચલાવતી નથી. તેમને તેમ કરવાની રજા નથી, કારણકે દારૂગોળાની તંગી છે. છતાં વર્તમાનપત્રો લખે છે, કે દુશ્મનને દારૂગોળાની તંગી છે!

"એ સ્પષ્ટ છે, કે જર્મનીને હાનિ થવા માંડી છે, અને તે ભયંકર સ્થિતિમાં આવતી જાય છે. ઉપલા દસ હજાર માટે આ સ્થિતિ ખરાબ નહીં હોય, પણ ગરીબ લોકોને તથા સિપાઇઓને માટે તો એ દયાજનક છે. જર્મનીમાં ગરીબ લોકો જેવા અહીં અમે ઠગાયા છીએ તેવાજ ઠગાય છે. અમલદારો માલ નિરર્થક વાપરી નાંખે છે, એ જોઇને પ્રથમ મને ઘણું દુઃખ થતું. પણ હવે તેઓ ગમે તેટલો દુરુપયોગ કરે તેથી મને કંઇ લાગતું નથી. * * * પણ અમે અમારા અમલદારોને ધિક્કારીએ છીએ. તેમને ધિક્કારવાની અમને ફરજ પડે છે."

આ બળવાને મળતી લાગણી આખા જર્મન લશ્કરમાં ફેલાયલી જણાય છે. સિપાઇઓ ન્હાસી જતા, અથવા સહેલાઇથી તાબે થતા. આ બાયલાપણા માટે કેટલીક પલટનોમાં માણસોને ગોળીએ દેવામાં આવેલા, પણ સ્થિતિ સુધરેલી નહીં.

જર્મન પ્રજા ઉપર આની કેટલી અસર થયેલી? બિનલડાયક વસ્તીને આ સ્થિતિની ખરી કલ્પના આવેલી કે નહીં? આવા કાગળો લખનારા હજારો માણસો દેશમાં પાછા ગયા હશે, ત્યારે શું વાત કર્યા વગર રહ્યા હશે? બેશક જર્મન પ્રજાને ખરી ખબર મળેલી હોવી જોઇએ. નીચેના જર્મનીમાંથી લખાયેલા કાગળો એ વાતને ટેકો આપે છે. બવેરિયન પાયદળની એક પલટનના સિપાઇને નીચે પ્રમાણે કાગળ મળેલો:—

"સોમ ઉપરની સ્થિતિ ત્રાસદાયક હોવી જોઇએ. જે સિપાઇઓ ત્યાં રહી ગયા છે તેમના કહેવાથી જણાય છે, કે સ્થિતિ નારકી છે. પણ વર્તમાનપત્રો માત્ર દુશ્મનની હાનિ સંબંધી લખે છે, જોકે આપણી હાનિ ઘણી વધારે હોવી જોઇએ."—કલીંટ્ઝ.

એજ માણસને કાર્લ્સરૂહેથી કોઇએ નીચે પ્રમાણે લખેલું:—

"એટલે તમે સોમ ઉપર લડો છો. એ ભયંકર લાગે છે. આપણે થોડા વખતમાં ઘશાઇ જશું. એ વધારે વાર ચાલી શકશે નહીં. અહીં ઘર આગળ અમારી પાસે કશું વધારે ખાવાનું નથી. ગઇ રાત્રે હવાઇ હુમલાની ધાસ્તી હતી, અને ફરી અમે ભોંયરામાં બેસી રહ્યા હતા."

વિગ્રહની શરૂઆતમાં અને ઘણા વખત સુધી જે અસાધારણ વીરત્વ જર્મનોએ બતાવેલું, તે યાદ કરતાં તેમનો લડવાનો જુસ્સો નરમ પડેલો માનતાં આપણને મુશ્કેલી લાગે છે. એક ખુલાસો એ છે, કે નવી ભરતીમાં ઘણા મોટી ઉમરના તથા જુવાનિયા દાખલ થયેલા; અને તેમને જૂના સિપાઇઓના જેવી કેળવણી મળેલી નહીં.

એક પકડાયેલા જર્મન અમલદારે સંકોચ વગર નીચે પ્રમાણે જણાવેલું:—

"જેઓ બે વરસ પહેલાં વૉન કલક તથા વૉન બ્યૂલોના હાથ નીચે લડેલા, તેમની સાથે અત્યારના જર્મન સિપાઇઓને સરખાવાય તેમ નથી. જર્મનીના સારામાં સારા સિપાઇઓ ફ્રેંચ તથા બ્રિટિશ તોપોના મારાથી નાશ પામેલ છે. હાલ તે એટલા થોડા રહ્યા છે, કે જુવાનિયા અને આધેડ માણસોની પલટનોને મજબૂત કરવાને તેમને વાપરવામાં આવે છે. જુવાનિયાઓ

બહાદુરીથી લડાઇમાં ધસે છે, અને મરે છે, પણ તેમને લડાઇનો કશો અનુભવ નથી. બીજી તરફ, બુઢ્ઢાઓને લડવાની હોંસ નથી, અને તક આવતાં તેઓ તાબે થઇ જાય છે. તેઓ માત્ર પૂતળાં જેવા છે, લડવૈયા નથી.”

લડવાની વૃત્તિ નરમ થવાનું એક બીજું કારણ એ હતું, કે આ બધો વખત ઘર તરફથી તેમને માઠી ખબરો મળ્યા કરતી હતી. જોકે તવંગર માણસોને આ વખતે પણ જોઇએ તેટલો ખોરાક મળી શકતો હશે, છતાં એમ દેખાય છે, કે લડતા જર્મનોનાં બાળકો, પત્નીઓ તથા માતાઓ ઘણું કષ્ટ સહન કરતાં હતાં, અને કેટલાંકને ભૂખ પણ વેઠવી પડતી. આ સ્ત્રીઓ એવા કાગળો લખતી, કે જેથી લડનારને લડવાનું મન ન રહે. નીચે આપ્યા છે તેવા સમાચાર મળતાં કોઇ પણ માણસની સ્થિતિ કેવી થાય, તેની કલ્પના કરવી મુશ્કેલ નથી.

“અમને દર રોજ નિયમિત અર્ધો શેર ભાખરી મળે છે, અને દોઢ શેર બટેટાં, તથા અઠવાડિયે એક વાર પા શેર માંસ. આ ઉપર નભીને અમારે સખ્ત મહેનત કરવાની છે! એ અમારાથી બને તેમ નથી. પણ કરવું શું? એ કરી શકે તેમ નથી.”—(હાનોવર, લૉયફેલ્ડથી કાગળ, ૧૮-૯-૧૬.)

“જ્યારે તમે ઘેર આવો, ત્યારે થોડું માંસ અને થોડી ચરબી સાથે લાવવાનું ભૂલશો નહીં. અમારી પાસે કશું નથી.”—(હામ્બર્ગથી કાગળ, ૨૨-૯-૧૬.)

“અની આજે ઓબરનીબેલ્સબાખ એટલા માટે ગયેલ છે, કે ત્યાંથી જો કંઇ ચરબી અથવા માંખણ કે ઇંડાં મળે, તો તપાસ કરે. અહીં તો કશું મળતું નથી, અને લડાઇનાં રસોડાંનો ખોરાક ખવાય તેવો નથી.”—(કાર્લ્સરૂહેથી કાગળ, ૮-૧૦-૧૬.)

“અહીં થોડા વખતમાં એવી દશા આવશે, કે અમારે સૂકો રોટલો, બટેટાં તથા મીઠું ખાઇને ચલાવવું પડશે. * * * કલેગ્સ્ટોટન ઇંગ્લંડથી છૂટો થતાં પાછો આવેલ છે. તે કહે છે કે ત્યાં પુષ્કળ ખોરાક છે, અને કોઇ પણ માણસ પુરતું ખરીદી શકે છે, અને વસ્તુઓ ત્યાં અહીંના જેટલી મોંઘી નથી.”—(ગૂસ્તનસુંડથી કાગળ, ૧૧-૧૦-૧૬.)

“દિલગીર છું કે તમે રજા ઉપર આવી શકશો નહીં. પણ મોટાઓને ગરીબોની શી દરકાર છે? જો માત્ર તેમનાં પેટ ભરાય, તો બીજા બધા માણસો ભલે મરી જાય. પણ ઇશ્વરની સજામાંથી તેઓ છૂટી શકશે નહીં.”—(મીસડૉર્ફથી કાગળ, ૧૨-૧૦-૧૬.)

“હું ઇચ્છું છું, કે હું પણ તમારી માફક સિપાઇ હોત તો સારૂં. ત્યારે માણસને ખાવાનું તો પુરતું મળે છે.”—(મુરકવિટ્ઝથી કાગળ, ૧૯-૧૦-૧૬.)

આ બધી બાબતો વિચારતાં જણાયે, કે ૧૯૧૬ના સોમના ધસારાને વિગ્રહના અંતની શરૂઆત ગણી શકાય.

## લડાઇના તાર.

—:o:—

<u>અમેરિકા અને જર્મની.</u>

વૉશિંગ્ટન, ૬ ઠ્ઠી એપ્રિલ.

કોંગ્રેસના વિગ્રહના ઠરાવ ઉપર પ્રેસિડન્ટે સહી કરી છે, અને ઓફિશ્યલી જાહેર થયેલ છે, કે અમેરિકાને જર્મની સાથે વિગ્રહ છે.

સેનેટર વિલિયમ્સે કહેલું, કે જ્યાં સુધી જર્મની અને ઑસ્ટ્રિયાના શહેનશાહો પદભ્રષ્ટ થાય, અને તુર્કોને યૂરપમાંથી કાઢી મૂકવામાં આવે, ત્યાં સુધી અમેરિકાએ વિગ્રહમાં રહેવું જોઇએ.

યુનાઇટેડ સ્ટેટ્સની અંદરનાં જર્મન વેપારી વહાણો પકડવામાં આવેલ છે. તેમનું કુલ ટનેજ ૬૦૦,૦૦૦ છે. ભવિષ્યમાં એ વહાણોનો શો ઉપયોગ કરવો, એ બાબત વિચાર ચાલે છે.

પાંસઠ જર્મનોને કેદ કરવા માટે હુકમો નીકળ્યા છે.

પારિસ, ૬ ઠ્ઠી એપ્રિલ.

પારિસની મ્યુનિસિપાલિટીએ પ્રેસિડન્ટ વિલ્સનના ભાષણને પુસ્તકના આકારમાં છપાવવાનું અને તે નિશાળે જતાં તમામ બાળકોમાં વહેંચવાનું ઠરાવ્યું છે.

<u>રૂષિયન સોશ્યલિસ્ટો અને જર્મની.</u>

પિટ્રોગ્રેડ, ૭ મી એપ્રિલ.

મિ. કેરેન્સ્કી નામે ન્યાયખાતાના સોશ્યલિસ્ટ પ્રધાને જણાવ્યું છે, કે "જો જર્મન સોશ્યલિસ્ટો એવું માનતા હશે, કે મારો સાથી અને હું જર્મની સાથે છૂટી સલાહ કરવામાં મદદ કરશું, તો તેમને પૂરી નિરાશા થશે. બીજી તરફ, જો જર્મનો તેમના શહેનશાહને ગાદી ઉપરથી ઉઠાડી મૂકશે, તો સરલતા થશે, કારણકે રાજાઓ કરતાં પ્રજાઓ જલદીથી એકમત થઇ શકશે. ચાલુ ક્રૂર કાપાકાપી માટે રાજાઓ જવાબદાર છે."

<u>બ્રિટિશ ધસારો.</u>

લંડન, ૧૦ મી એપ્રિલ.

વિમીની ટેકરી કબજે થઇ છે. પશ્ચિમમાં એ મોટામાં મોટો જર્મન કિલ્લો છે. ૧૧,૦૦૦ ઉપર કેદીઓ તથા ૧૦૦ ઉપર તોપો હાથ આવેલ છે. કેદીઓમાં ૨૩૫ અમલદારો છે.

<u>હિડંનબર્ગનું અભિમાન.</u>

આમ્સ્ટર્ડામ, ૧૦ મી એપ્રિલ.

એક સ્પૅનિશ વર્તમાનપત્રના બર્લિન ખાતેના ખબરપત્રી સાથે વાતચિત કરતાં માર્શલ હિંડનબર્ગે જણાવ્યું છે, કે "નિરંકુશ સબમરીનનો ઉપયોગ કરવાનું ઠરાવતી વખતે જર્મનીને ખબર હતી, કે અમેરિકા કદાચ મિત્ર રાજ્યોની મદદમાં ઉતરશે, પણ તેનું મહત્ત્વ નથી. નાણાંની મદદ મળશે એ ખરૂં, પણ લડાઇમાં નાણાં સૌથી વધારે અગત્યનાં નીવડયાં નથી. અમેરિકા જે દારૂગોળો પૂરો પાડે છે, તેનું પ્રમાણ એટલું મોટું છે, કે તેમાં વધારો થવો ભાગ્યેજ શકય છે. એથી ઉલટું, અમેરિકન લશ્કર સજ્જ કરવાનું હોવાથી તેમાં ઘટાડો થવો સંભવિત છે. માપી શકાય તેટલા વખતમાં અમેરિકા મહત્ત્વની મદદ આપી શકે તેમ નથી,

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૪મી એપ્રિલ, ૧૯૧૭.

વિગ્રહના બીજા વરસમાં બેલ્જિયમની સ્થિતિ

"રૂસ્તમ યહાં રહા ન તો હય સામ હય રહા,
મર્દોકા જ્યારમાં કે ફકત નામ હય રહા!"

અર્થ—"અહીં રૂસ્તમ કે સામ પહેલવાન રહેલ નથી. પણ વીર પુરુષોની નામના રહી છે."

વિગ્રહના બીજા વરસમાં બેલ્જિયમની સ્થિતિ વિલક્ષણ રહી. લગભગ આખા રાજ્યને દુશ્મને કબજે લીધેલો. રાજાને અને તેની સરકારને પોતાના મુલકના એક ન્હાના ટુકડા પર જઇને આશ્રય લેવો પડેલો, કે જે ન્યૂપૉર્ટથી નોવે એગ્રાઇસ સુધી વિસ્તરતો હોઇને લંબાઇમાં ત્રીસ માઇલ કરતાં ઓછો તથા પહોળાઇમાં સાતથી આઠ માઇલ છે. રાજા આલ્બર્ટ અને તેની વફાદાર પ્રજાની પાસે પોતાના દેશનો આટલોજ ભાગ અવશેષ રહ્યો હતો.

ફ્લૅન્ડર્સ અને હેનો, નામૂર અને લક્ષેમ્બર્ગનો પ્રાંત, લિઆઝ અને મોન્સ, આન્ટવર્પ, બ્રસેલ્ઝ તથા ગેન્ટનાં મોટાં શહેરો, અને લગભગ આખો દરિયાકિનારો જર્મનોના હાથમાં હતો. બેલ્જિયમના રાજાના હાથમાં જે ટુકડો રહ્યો હતો તે પણ ઘણે ભાગે પાયમાલ હતો, અને આખા ઉપર દુશ્મનની તોપોની આગ પહોંચતી હતી.

લા પાન કરીને એક ન્હાનું ઉન્હાળામાં હવા ખાવાનું સ્થાન છે, ત્યાં બેલ્જિયમની કામચલાઉ રાજધાની સ્થાપવામાં આવી. ફર્નનું જૂનું વિચિત્ર શહેર વસ્તીનું મુખ્ય સ્થાન હતું. કોઇ કોઇ ઠેકાણે એકાદ ગામડું અર્ધું નાશ પામ્યા વગર રહી ગયું હતું. ઉદાહરણ તરીકે, લુમાં એક બાજુ તરફનાં ઘરો અક્ષત રહ્યાં હતાં, જોકે પૂર્વ તરફના તેના સુંદર પ્રાચીન દેવળને જર્મનોએ ગોળાઓથી નાશ કરેલો. ઇપ્ર, કે જે પશ્ચિમ ફ્લૅન્ડર્સમાં આવેલું એક પ્રાચીન શહેર છે, અને હજી મિત્ર રાજ્યોના હાથમાં છે, તેને પાયમાલ કરવામાં આવેલું, અને તેનાં ઘણાંખરાં મકાનોને ઠેકાણે ધૂળના અને કચરાના ઢગલા થયેલા. કેથીડ્રલનો નાશ, કાપડના હૉલનો નાશ, અને આખા શહેરમાં એક પણ મકાન અખંડિત રહેલું નહીં.

"કસમ લેલો તુમ્હારે ગૈરસે ગર હમકો ઉલ્ફત હો:
તુમ્હીં પર જાન દેતે હૈં, તુમ્હીં પર દમ નિકલતા હય!"

અર્થ—"જો તમારા સિવાય બીજા કોઇની ઉપર અમને પ્રેમ હોય, તો અમો સમ ખાઇએ. અમે તો તમારા પરજ ફિદા છીએ, અને તમારા પરજ પ્રાણ નિકળે છે."

છતાં પાયમાલ પ્રદેશના આ ન્હાના ટુકડામાંથી રાજા આલ્બર્ટ અને તેના સલાહકારોએ નવી વ્યવસ્થાનું કામ બહાદુરીથી શરૂ કર્યું. ઑસ્ટેન્ડથી આર્લોન સુધીની તેની પ્રજાનું હૃદય તેના તરફ વફાદાર હતું. દિન પ્રતિ દિન વીજળીથી ભરેલાં દોરડાંના પ્રતિબંધોમાંથી પસાર થઇને લોકો હૉલંડમાં પહોંચતા, કે જેથી તેઓ પોતાના રાજાની સાથે થઇ શકે, અને જરૂર હોય તો સ્વદેશની ખાતર પ્રાણ આપી શકે. ફ્રેંચ સરકારે હાવરમાં બેલ્જિયમને ઓફિસનાં મકાનો પૂરાં પાડ્યાં, અને જમીન આપી, કે જેના ઉપર દારૂગોળાનાં કારખાનાં બાંધી શકાય, બંદરની સગવડ શેવલેનમાં આપી, તથા વખારો માટે જગ્યા કેલેમાં. બેલ્જિયન સેના, કે જે ઇસેર ઉપર જર્મનોને ખાળી રાખવા સારૂ બહાદુરીથી લડતાં લગભગ નાશ પામી હતી, તેની નવી સ્થિતિ માટે નવી વ્યવસ્થા કરવામાં આવી; અને જૂની સેનાના અંશોમાંથી થોડા વખતમાં એક સુસજ્જ અને બળવાન લશ્કર તૈયાર થયું. રાજા આલ્બર્ટનું રાજ્ય લગભગ ચાલ્યું ગયું હતું, છતાં તે પોતાની પ્રજાની અને દુનિયાની આગળ સર્વોપરિ ધૈર્ય અને હિંમતનો દાખલો બતાવી રહ્યો હતો. "પંચ"માં એક ચિત્ર આવેલું, જેમાં કૈઝર રાજા આલ્બર્ટને કહેતો હતો, કે "તમે બધું ગુમાવ્યું છે"; અને રાજા જવાબ આપતો હતો, કે "મારો આત્મા નહીં!"

"હમ હૈંય ઔર કોહ હય ઔર દશ્ત હૈંય ઔર નાલે હૈંય:
કદમ ઉઠતા નહિ પાઉંમેં પડે છાલે હૈંય!"

અર્થ:—"વગડામાં અને ડુંગરોમાં અમે રઝળીએ છીએ અને રડીએ છીએ: ચાલવાને પગ ઉપડતા નથી, કારણકે પગનાં તળિયાંમાં ઝરોળા પડી ગયા છે."

બેલ્જિયન વસ્તીના ઘણા ભાગે અર્થાત્ લાખો માણસોએ બેલ્જિયમમાં જર્મનોના શાસનમાંથી ન્હાસી જઇને ફ્રાન્સ, હૉલંડ, ઇંગ્લંડ, અથવા બેલ્જિયન મુલકનો જે કકડો હજી બેલ્જિયન રહ્યો હતો તેમાં, ઘર કર્યાં હતાં; પણ જર્મનોના કબજાના પ્રદેશમાં હજી સિત્તેર લાખ કરતાં વધારે માણસો રહ્યાં હતાં. આ માણસોને હૂનની હરામખોરીનો પૂરેપૂરો અનુભવ થયો. દરેક બહાનાથી દંડો નાંખવામાં આવ્યા, કરનો બોજો વધારવામાં આવ્યો, અને ઉદ્યોગનાં સાધનોની લૂટ ચલાવવામાં આવી. છેવટે ગુલામના જેવી મજૂરી કરાવવા માટે જર્મનીએ દેશની સિવિલિયન વસ્તીને દેશનિકાલ કરવાનું શરૂ કર્યું.

"યૂસુફ ન પૈદા હોગા યે દુઃખ તુમપે કુવેં મેં:
ઘર જલતા હય દમ ઘુટતા હય ખલ્કતકા ધુવેં મેં!"

અર્થ:—"હે યૂસુફ! તમારા ઉપર કુવામાં આ દુઃખ પડ્યું નહીં હોય, કે ઘરો બળે છે, અને પ્રજાના શ્વાસ ધુંવાડામાં રૂંધાય છે."

પાયમાલ થયલાં શહેરો અને ગામડાં હજી પણ જર્મન ચડાઇના પહેલા દિવસોનું સ્મરણ કરાવતાં હતાં. આ સૌમાં વધારે ત્રાસદાયક સ્થિતિ ડીનાનની હતી, કે જ્યાં ૧,૩૭૫ મકાનોમાંથી

૧,૨૬૩ નો પૂરેપૂરો નાશ કરવામાં આવ્યો હતો, અને જ્યાંના રહેવાસીઓ પોતે સહેલાં દુઃખો ભૂલી શકતા નહોતા. કારણકે હથિયાર વગરના આગેવાન શહેરીઓને જર્મનોએ ગોળીએ દીધા હતા, નદી પાસેની ગુફાઓમાં સ્ત્રીઓ અને બાળકો ઉપર મશીનગન ચલાવાઇ હતી, અને થોડા દિવસમાં તમામ અવસ્થાનાં સ્ત્રીપુરુષોમાંનાં ૮૦૦ ને કાપી નાંખવામાં આવ્યાં હતાં. લુવાંની પણ લગભગ એવીજ દશા હતી. જૂનું યુનિવર્સિટીનું મકાન અને તેની અદ્ભુત લાઇબ્રેરી સહિત શહેરનું હૃદય અદૃશ્ય થયું હતું, તથા ૧,૧૨૦ ઇમારતોનો નાશ થયો હતો.

"અય નૂહ તુઝે ઇસ નએ તૂફાંકી ખબર હય?
ખુશ્કીમેં જે ડુબા હય વો હુમ જૈસોં કા ઘર હય!"

અર્થ:—"હે નૂહ! તને આ નવા પ્રલયની ખબર છે? સૂકી ભૂમિમાં જે બૂડ્યાં, તે અમારાં ઘર છે."

આન્ટવર્પની નજીકનું ટર્મોન નામનું ઉદ્યોગી શહેર જર્મન સેનાપતિના હુકમથી છેક જમીનદોસ્ત કરવામાં આવ્યું હતું. શહેર બળી જતું હતું, ત્યારે એ સેનાપતિ પોતાના મદદનીશોની સાથે નદી પાસેની એક વાડીમાં બેઠો હતો, શામ્પેન પીતો હતો, અને ગીતો ગાતો હતો. લિઆઝની હદથી ગેન્ટ સુધીમાં સેંકડો ગામડાંનો એજ પ્રમાણે વિનાકારણ સંહાર કરવામાં આવ્યો હતો. નવ પ્રાંતોમાંના ચારમાં ૧૮,૨૦૭ ઘરો અને સાર્વજનિક ઇમારતોનો બાળીને અથવા બીજી રીતે જર્મનોએ વિનાશ કર્યો હતો.

પણ માણસો અને મકાનોના વિનાશ કરતાં પણ વધારે ચિંતા કરાવે એવી દેશની આર્થિક સ્થિતિ હતી. કારખાનાંઓનું કામ લગભગ બિલકુલ બંધ પડ્યું હતું. બેલ્જિયન લુહારો બલાત્કાર છતાં જર્મની માટે દારૂગોળો બનાવવાની ના પાડતા હતા, અને બીજી કશી વસ્તુનો ખપ નહોતો. કારખાનાંવાળાઓને પરદેશથી કાચો માલ મળી શકે એવું નહોતું, અને માલ તૈયાર કરે તોપણ તેનો નિકાસ કરવાની સગવડ નહોતી, કારણકે બેલ્જિયમની આસપાસ મિત્ર રાજ્યોનો ઘેરો હતો. દેશ પોતાને માટે પુરતો ખોરાક નિપજાવી શકે એવી સ્થિતિ નહોતી, અને અમેરિકન કમિશન મારફત પરદેશથી જો ઉદાર મદદ ન પહોંચી હોત, તો વસ્તીનો મોટો ભાગ ભૂખે મરત. ૧૯૧૬ ની પાનખરથી વસ્તીના ત્રીજા ભાગને પોતાના ખોરાકને માટે ધર્માદાન ઉપર આધાર રાખવો પડયો છે.

બેલ્જિયમનું રાજ્ય હજી વર્તમાન હતું, એ હકીકત અતિશય રાજકીય મહત્ત્વની હતી. રાજા આલ્બર્ટનું રાજ્ય આગલા દિવસોની માફક ૧૧,૩૭૩ ચોરસ માઇલના સ્ટેટ ઉપર નહોતું, પણ બેલ્જિયમની અંદરજ બસેંક ચોરસ માઇલ પાયમાલ થયલી જમીન ઉપર હતું, તથા મધ્ય આફ્રિકાના સંસ્થાન ઉપર. છતાં હજી તે રાજા હતો, મોટાં રાજ્યો તેને રાજ્યકર્તા તરીકે સ્વીકારતાં હતાં, તથા તેની પાસે લશ્કર હતું, દરબારીઓ હતા, અને પ્રધાનો હતા. મહેલને બદલે તેને લા પાનના એક બંગલામાં વસવું પડ્યું હતું.

રૂમાનિયાના રાજા.




હોલંડનાં રાણી. ઇટલીના રાજા. નોર્વેના રાજા.

Lakshmi Art, Byculla, Bombay.

રાજા અને તેની સતી સરખી રાણીએ કેટલીક ઉપાધિઓ ઘડીભર દૂર કરી. તેમણે બાળકોને કેળવણી લેવા ઇંગ્લંડ મોકલ્યાં, અને તે તેહેવારોમાં મળવા આવે એમ ઠરાવ્યું. રાજાએ પોતાનો વખત લશ્કરને આપવા માંડ્યો. દિન પ્રતિ દિન તેની મોટર ગાડી લાઇનોની પાછળના માર્ગોમાં ચાલતી દેખાતી હતી. કોઇ વાર તે ડિક્સમ્યૂડ આગળ ઉભી રહેતી, કોઇ વાર એલ્વરડિંગે આગળ, અને કોઇ વાર છાવણી પાસે; તથા રાજા કાંતો સેનાપતિઓ સાથે અથવા સિપાઇઓ સાથે વાતચિત કરતો. જર્મનીની લાઇનની નજીકમાં નજીક જગ્યા પાસે તે પોતાની ગાડી છોડી દેતો, અને પગે ચાલીને મોખરાની લાઇનોમાં ફરતો. ઇસેરની નહેરના પશ્ચિમ કાંઠા ઉપર ફરતાં અને પેલી તરફનો પોતાનો સુંદર મુલક દુશ્મનના હાથમાં ગયલો જોતાં તેને કેવા વિચારો આવતા હશે!

રાજા હમેશાં એકલો ફરતો નહીં. બેલ્જિયન લોકો એ અરસામાં એક વાતને નિર્વિવાદ સાચી તરીકે સ્વીકારતા. તેઓ કહેતા, કે "જ્યાં રાજા હશે, ત્યાં રાણી પાસે માલુમ પડશે." રાણી એલિઝાબેથ મૂળે તો એક જર્મન શાહઝાદી છે, કારણકે તે બવેરિયાના રાજકુટુંબમાં જન્મી હતી. પણ બેલ્જિયનો બોલતા, કે "એ હકીકત ભૂંસી નાખવાને તેણે શ્રેષ્ઠ પ્રયાસો કરેલ છે." તેનો વખત મુખ્યત્વે કરીને પ્રીતિ અને દયાનાં કર્મોમાં રોકાતો હતો. તે ઇસ્પિતાલો ઉપર દેખરેખ રાખતી, જખમીઓને રાજી કરતી, અને જેવી કોઇ મધ્યમ વર્ગની સ્ત્રી પોતાના પતિની સંભાળ રાખે તેવી સંભાળ રાખતી. કોઇ વાર તે જખમીઓ અને માંદાઓને મૂકીને રાજાની સાથે ખાઇઓમાં જતી.

"ક્યા મનમકે તાકે આંખુમેં ખુદાઈ રહ ગઈ.
આજતો પૂજેંગે હમી દિલબરકે બુતખાનેકો હમ!"

*અર્થ:—"માશૂકની આંખોમાં કંઇ અજબ પ્રભુતા રહેલી છે, કે જેથી હવે અમે આજ* મનહર માશૂકના દેવાલયની પૂજા કરશું."

દરેક બેલ્જિયન પલટનમાં રાણીજીની મુલાકાતની વાતો કહેવામાં આવતી. કેવી રીતે ઉપર થઇને ગોળીઓ સુસવાટી કરતી ચાલી જાય તે છતાં તે ખંચાતી નહીં, અને પાસે એક જર્મન ગોળી પડતાં કેવું તેણે તિરસ્કારથી હાસ્ય કરેલું, તેનાં વર્ણનો થતાં. સિપાઇઓ કહેતા, કે જ્યારે લડાઇ ખૂબ ચાલી હોવાને લીધે તેઓ કંટાળી જતા, ત્યારે તરુણ રાણી તેમની પાસે આવીને આશ્વાસન દેતી, મદદ કરતી, અને ઉત્તેજન આપતી. લડાઇ ચાલ્યા પછી થોડાજ વખતની અંદર બેલ્જિયન સેના રાણી એલિઝાબેથને એક પવિત્ર મૂર્તિ તરીકે જોવા લાગેલી. જે માણસોને અદૃશ્યમાં કશી શ્રદ્ધા નહોતી, અને જેઓ પોતાના જૂના ધર્મની વાતોને હસવા સરખી સમજતા, તેઓ પણ પોતાની રાણીને તો એક નવી દેવીની માફક પૂજવા લાગેલા.

વિગ્રહના બીજા વરસમાં અને ત્રીજા વરસની શરૂઆતમાં બેલ્જિયમની શી સ્થિતિ હતી, તે ચિત્રી જોવાનો ચાલો આપણે યત્ન કરીએ. પ્રથમ તો આખો દેશ એકલા લડાયક કારભાર

નીચે હતો. રેલવેઓનો ઉપયોગ ફક્ત લશ્કરને માટે થઇ શકતો. ટપાલ, તાર, કે ટેલીફોનનો ઉપયોગ થઇ શકે તેવું નહોતું. લોકોને પોતે જે પ્રાંતમાં રહેતા હોય તે છોડવાની મના હતી, અને ખાસ લશ્કરી પરવાનો મળ્યા પછીજ પ્રાંત બહાર જઇ શકાતું. તેમને એક જગ્યાથી બીજી જગ્યાએ જતાં અડચણો થતી. મિલિટરી ગવ્હર્નરો "માર્શલ લૉ" વાપરીને રાજ્ય કરતા. જાસુસો તથા ન્હાસી ગયેલા કેદીઓ માટે વારંવાર દોડાદોડ થતી, અને મિત્ર રાજ્યોને મદદ કરવાનો જેના પર શક આવતો, તેમને તરત અને સખ્ત સજા થતી. આ વખતે જર્મન લશ્કરોએ કેટલેક ઠેકાણે ઘણા અત્યાચાર કરેલા; પણ ઇનસાફની ખાતર એટલું કહેવું જોઇએ, કે બીજા પ્રાંતોમાં તેઓ અંકુશ રાખીને નરમાશથી વર્તેલા.

પહેલો મહત્ત્વનો ફેરફાર એ થયો, કે બેલ્જિયમના અમુક ભાગ ઉપર "સિવ્હિલ" કારભારની સ્થાપના થઇ. જિતાયેલા દેશના ત્રણ વિભાગ કરવામાં આવ્યા. પહેલો વિભાગ લડાઇની લાઇનની તરત પાછળના પ્રદેશનો હતો, કે જે "વ્યૂહરચના"નો વિભાગ કહેવાતો; અને તેમાં "મિલિટરી" અમલ હતો. તેની પાછળ પૂર્વ અને પશ્ચિમ ફ્લૅન્ડર્સના ઘણા ભાગનો પ્રદેશ હતો, અને તેનો કારભાર પણ લશ્કરના હાથમાં હતો. છતાં બેલ્જિયમના મોટા ભાગને "કબજાનો મુલક" ગણવામાં આવતો, અને તેના ઉપર સંયુક્ત "સિવ્હિલ" અને "મિલિટરી" અમલ હતો. સૌની ઉપર જર્મન ગવ્હર્નર જનરલ બેરન વૉન બિસ્સિંગ હતો, કે જેના મોતના સમાચાર આપણને હમણાંજ મળેલા છે. કબજાના મુલકમાં લોકોને ધીમે ધીમે હીલચાલની વધારે છૂટ મળેલી, અને રેલવે તથા અંદરની ટપાલનો ઉપયોગ થવા લાગેલો.

વ્યૂહરચનાના મુલક સિવાયના બાકીના આખા દેશમાં સ્થાનિક સ્વરાજ્યની જૂની પદ્ધતિ કાયમ રાખવામાં આવેલી, જોકે તે જર્મન અંકુશની નીચે હતી, તથા જર્મનોએ તેમાં કેટલાક ફેરફાર પણ કરેલા. આ પ્રમાણે ગામો અને મ્યુનિસિપાલિટીઓને પોતાના મેયરો અથવા બર્ગોમાસ્ટરો હતા; પ્રાંતિક કાઉન્સિલો કાયમ રાખવામાં આવેલી, અને જર્મનીએ માગેલાં નાણાં માટે મત આપવાની તેમને ફરજ પડેલી; તથા દીવાની અદાલતો હજી બેસતી હતી. ખોરાકની તંગીને લીધે થતાં સ્થાનિક તોફાનો જેવા પ્રસંગોમાં જર્મન અમલદારો કશું પગલું લેવાની ના પાડતા; અને કહેતા, કે "એ તો બેલ્જિયનોનું પોતાનું કર્તવ્ય છે. અમારે તેની સાથે કશી નિસબત નથી." "સિવ્હિલ" સરકારના મુલકની કુલ વસ્તી લગભગ ૬૦,૦૦,૦૦૦ જેટલી હતી.

(આ મહત્ત્વનો ઇતિહાસ આવતા અંકમાં પૂરો કરવામાં આવશે.)

## લડાઇના તાર.

### સામાન્ય સ્થિતિ.

પશ્ચિમમાં બ્રિટિશો અને ફ્રેંચોનો ધસારો જારી છે, અને તેઓ ઠીક આગળ વધતા જાય છે. સબમરીનો હજી આગબોટોને ડુબાવ્યા કરે છે, પણ જર્મનોને આશા હશે તેટલું નુકસાન થઇ શકતું નથી. રુશિયામાં નવું પ્રજાસત્તાક રાજ્ય સ્થાપિત થતાં લડાઇના કામમાં કંઇક

શિથિલતા દેખાય છે, પણ તે જલદી દૂર થઇ જશે, એવાં ચિહ્નો છે. યુનાઇટેડ સ્ટેટ્સ સોબતી થવાથી મિત્ર રાજ્યોના પગમાં વધારે જોર આવ્યું છે. તોપણ જર્મની હજી પ્રબળ જણાય છે, અને હજી આપણા પક્ષને ઘણાં મોટાં બલિદાનો આપવાં પડશે, એવી સ્થિતિ માલુમ પડે છે.

હુનોની હરામખોરી.

લંડન, ૧૪ મી એપ્રિલ.

હમણાંજ છૂટા થયેલા ફ્રેંચ મુલકમાં જર્મનોએ ચલાવેલી હરામખોરીના દાખલા બહાર આવતા જાય છે. એકજ શહેરમાંથી ઊંચા વર્ગની ૮૦ છોકરીઓને ઉદ્યોગ અને ખેતીના કામમાં મજૂરીના બહાનાથી લઈ જવામાં આવેલ છે. બીજા એક શહેરમાં પ્રભાતને વખતે આખી વસ્તીને એકઠી કરીને કોઇક અજાણ્યે સ્થળે ઘસડી જવામાં આવેલ છે. ત્રીજા એક શહેરમાં જર્મનો લોકોને રોકીને તેમનાં ઘડિયાળ જોવા માગતા; અને જો ઘડિયાળોમાં જર્મન ટાઇમ જોવામાં ન આવતો, તો માલેકોનો ભારે દંડ થતો.

બ્રિટિશ અને ફ્રેંચ પ્રતિનિધિઓને માન.

પિત્રૂગ્રેડ, ૧૪ મી એપ્રિલ.

બ્રિટિશ અને ફ્રેંચ કર્મકાર પ્રતિનિધિઓ પિત્રૂગ્રેડમાં આવી પહોંચ્યા છે. લોકોનાં ટોળે-ટોળાંએ તેમનો સત્કાર કર્યો છે, અને દેશભક્તિનાં ગીતો ગવાયાં છે.

પ્રેસિડન્ટ વિલ્સનની અપીલ.

વૉશિંગ્ટન, ૧૬ મી એપ્રિલ.

પ્રેસિડન્ટ વિલ્સને અમેરિકન પ્રજાને વિગ્રહના સંબંધમાં આગ્રહથી અપીલ કરી છે. તેણે કહ્યું છે, કે "જે હેતુ માટે આપણે લડીએ છીએ, તેમાં લેશ પણ સ્વાર્થનું તત્ત્વ મારી દૃષ્ટિએ દેખાતું નથી. જેને આપણે માણસજાતના હક માનીએ છીએ તે માટે, અને દુનિયામાં ભવિષ્યની અંદર સુલેહ તથા શાંતિ રહે તે માટે, આપણે લડાઇમાં ઉતર્યા છીએ. આ હેતુ પૂરેપૂરો પાર પાડવા સારૂ નફા તરફ જોયા વગર આપણે સેવામાં લાગવું જોઇએ, અને એવા ઉત્સાહથી અને એવી બુદ્ધિથી કામ કરવું જોઇએ, કે જે સાહસની બરાબરી કરી શકે. * * * દક્ષિણના ખેડુતોને મારી ખાસ સૂચના એ છે, કે તેમણે કપાસ ઉપરાંત અનાજનું વાવેતર પણ પુષ્કળ કરવું. કપાસની કિંમતથી લોભાયા વગર, જે પ્રજાઓ અત્યારે સ્વતંત્રતાને માટે લડી રહી છે તેમને માટે અનાજ ઉત્પન્ન કરવાના કરતાં દેશભક્તિ દાખવવાનો તેમને માટે બીજો બેહતર માર્ગ નથી. * * * એક મોટા પ્રજાસત્તાક રાજ્યની કાર્યશક્તિ બતાવી આપવાની તક આપણને મળી છે, અને તેમાં આપણે ન્યૂન નિવડશું નહીં. * * * અનાજ અને લડાઇનાં સાહિત્યો ગમે તેમ કરીને દરિયાપાર મોકલવાં જોઇશે. ઘણાં વહાણો ડૂબશે, અને ડૂબેલાંની જગ્યા તરત નવાં વહાણોએ પૂરવી જોઇશે. * * * પ્રજાની કસોટીનો વખત આવ્યો છે; અને આપણ સૌએ સાથે રહીને બોલવાનું છે, કામ કરવાનું છે, તથા સેવા બજાવવાની છે."

ઑસ્ટ્રિયાની રુશિયા પાસે દરખાસ્ત.

આમ્સ્ટર્ડામ, ૧૬ મી એપ્રિલ.

ઑસ્ટ્રિયન સરકારે રુશિયા પાસે સુલેહની દરખાસ્ત મૂકી છે. એવું જણાવવામાં આવ્યું છે, કે ઑસ્ટ્રો-હંગેરિયન રાજ્યને રુશિયા સાથે કશો વાંધો નથી. (વાંચનારે યાદ રાખવું, કે રુશિયન કામચલાઉ સરકારે મિત્ર રાજ્યો સાથેના બધા કરારો સ્વીકાર્યા છે, અને છૂટી સલાહ ન કરવી, એવો કરાર તેમાં આવી જાય છે.)

બ્રિટિશ પાર્લમેન્ટે કરેલો અમેરિકાનો સત્કાર.

લંડન, ૧૮ મી એપ્રિલ.

યુનાઇટેડ સ્ટેટ્સનો સત્કાર કરવાનો ઠરાવ મિ. બોનર લૉએ આજે આમની સભામાં રજુ કરેલ છે. પોતાના ભાષણમાં તેણે કહ્યું, કે "અમેરિકાનો વિગ્રહમાં પ્રવેશ એ વિગ્રહનો મોટામાં મોટો બનાવ છે, એટલુંજ નહીં, પણ તે સ્થિતિ ફરવાની શરૂઆત છે. જૂની દુનિયાનાં ત્રાજવાં સરખાં કરવાને નવી દુનિયા દાખલ થયેલ છે. જે સાધનો આખરે લડાઇમાં નિર્ણાયક નીવડે છે, તેનો સંચય કદાચ કોઇ પણ બીજી પ્રજાના કરતાં અમેરિકા પાસે વધારે છે. * * * દુનિયાની વેદના તથા પીડાની રાત્રિ પૂરી થવા આવી છે."

મિ. એસ્કિવથે કહ્યું, કે "હું કશી ખુશામદ કે અતિશયોક્તિની ભાષા વાપર્યા વગર કહી શકું છું, કે અમેરિકાનું આ કૃત્ય ઇતિહાસનાં સૌથી નિઃસ્વાર્થી કૃત્યોમાંનું એક છે. વિગ્રહથી યુનાઇટેડ સ્ટેટ્સને કશી મોટી હાનિ થતી નથી; તેમ તેની સ્વતંત્રતા કશા જોખમમાં નથી. મુલક તેને જોઇતો નથી. * * * આવી સ્થિતિમાં તટસ્થતા એ માત્ર ભૂલ નથી પણ અપરાધ છે. વચ્ચે પડવાની શક્તિ હોય, ત્યારે પણ જો તમે કાન બંધ કરીને, હાથ વાળી લઇને, તથા નજર ફેરવીને ઉભા રહો, તો તમે માત્ર દ્રષ્ટા રહેતા નથી, પણ અપરાધીના મદદગાર થાઓ છો. અમેરિકા છેવટે શો નિર્ણય કરશે, એ બાબતમાં અમને કોઇને કશી ધાસ્તી નહોતી."

રુશિયન લશ્કરની મુલાકાત.

પિત્રુગ્રેડ, ૧૮ મી એપ્રિલ.

મુખ્ય પ્રધાન અને બીજા પ્રધાનોએ છાવણીને મુલાકાત આપી છે. તેમણે જોયું છે, કે એકંદરે લશ્કરની સ્થિતિ માર્ચ આખરના કરતાં સુધરી છે, ખાસ કરીને ખોરાક વધારે સારો મળે છે. ખેતીના પ્રધાને જણાવ્યું, કે લશ્કરને જે ખોરાકની વસ્તુઓ જોઇશે તે પૂરી પાડવાની પોતાની ફરજ છે. મુખ્ય પ્રધાને કહ્યું, કે ઉથલપાથલની શરૂઆતમાં લશ્કરમાં જે ખળભળાટ દેખાતો હતો, તે દૂર થયો છે.

## નિવેદન.

આજના અંકની સાથે રૂમાનિયાના રાજા, હૉલંડની રાણી, ઇટલીના રાજા તથા નૉર્વેના રાજાનો એક સુંદર સંયુક્ત ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ કરીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૧ લી મે, ૧૯૧૭. [અંક ૨૨.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વેહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧ લી મે, ૧૯૧૭.

## વિગ્રહના બીજા વરસમાં બેલ્જિયમની સ્થિતિ.

(ગયા અંકથી ચાલુ.)

છાપખાનાંઓ ઉપર સખ્ત અંકુશ હતો. કેટલાંક આગેવાન બેલ્જિયન વર્તમાનપત્રોએ જર્મન અધિકારને તાબે થવાની પ્રથમથી ના પાડી હતી, અને ઓફિસો બંધ કરીને લંડનમાં છાવણી નાંખી હતી. આમાંનું એક પ્રખ્યાત પત્ર બ્રસેલ્સનું "બેલ્જિયન સ્વતંત્રતા" નામે દૈનિક હતું. જર્મનોએ બ્રસેલ્સનો કબજો લીધો, તે પછી લગભગ તરત તે લંડનથી પ્રગટ થતું હતું. બીજું એક "રાજધાની" કરીને હતું, તેની પણ ઓફિસો બંધ થયા પછી લંડન આવૃત્તિ નિકળવા લાગેલી. જે વર્તમાનપત્રો બેલ્જિયમમાંજ છપાતાં રહ્યાં, તેમની જિંદગી અવ્યવસ્થિત અને મુશ્કેલ હતી. અધિકારીઓ ગમે ત્યારે તેમને થોડા વખતને માટે અગર બિલકુલ બંધ કરી શકતા.

પરદેશમાંથી વર્તમાનપત્રો લાવવાનો સખ્ત પ્રતિબંધ હતો; અને જે કોઇ માણસની પાસે પરદેશી પેપર જોવામાં આવતું, તેને સખ્ત સજા થતી. પણ ગમે તેવી સજાથી બેલ્જિયન લોકો વર્તમાન મેળવતાં અચકાતા નહીં. વિગ્રહ સંબંધી જર્મન સમાચાર માનવાની તેઓ ના પાડતા, અને તે માટે તેમની પાસે પુરતાં કારણો હતાં. શહેરોની દિવાલો ઉપર જર્મનોએ ચોટેલાં ફતેહનાં કાર્ડો લોકો ઉખેડી નાંખતા કે દબાવી દેતા. ઇંગ્લિશ અને ફ્રેંચ વર્તમાનપત્રો ગુપ્ત રીતે દેશમાં દાખલ કરવાનો એક નવો ધંધો જાગેલો. કેટલાક તમાકુના વેપારીઓ આ પ્રતિબદ્ધ વેપારના એજંટો કહેવાતા હતા. હોલંડમાં થઇને બેપિયાઓ વર્તમાનપત્રો ઉપાડી લાવતા. લંડન ટાઇમ્સની એક નકલને માટે પચાસ ફ્રાંક જેટલી કિંમત આપવામાં આવેલી.

જ્યારે એક ઇંગ્લિશ વર્તમાનપત્ર આ પ્રમાણે ગુપ્ત રીતે દેશમાં દાખલ થતું, ત્યારે છોકરીઓ તેના જુદા જુદા કકડા ટાઇપ કરી કાઢતી, અને એ કકડાઓ હાથોહાથ ફેલાવવામાં આવતા. સરહદ પસાર કરતાં વર્તમાનપત્રોના કેટલાક એજંટોને ગોળીએ દેવામાં આવેલા; અને બીજાઓ કેદ થયેલા. જર્મન જાસુસો કામે લાગ્યા, તથા સંખ્યાબંધ વેપારીઓને વર્તમાનપત્રોના એજંટ હોવાના આરોપ સારૂ કેદ કરવામાં આવ્યા, અને તેમને સખ્ત સજા થઇ. છોકરીઓને પણ છોડવામાં આવી નહીં. ગવર્નર જનરલે એક ખાસ જાહેરનામું કાઢ્યું, કે સરકારની મંજૂરી વગરનું કોઇ પણ વર્તમાનપત્ર દેશમાં દાખલ કરવાની બેલ્જિયન પ્રજાને સખ્ત મના છે, અને જે કોઇ એ અપરાધ કરશે, તેને લાંબા વખતની કેદની સજા કરવામાં

આવશે. આ ધમકી પ્રમાણે આચરણ પણ થયેલું. ઉદાહરણ તરીકે, કેમિલ પોસ્યૂર નામે એક છોકરીને પરદેશી વર્તમાનપત્રો ખરીદીને તેની નકલો કરવા માટે બે મહિના કેદની સજા થયેલી.

"બેલ્જિયન મુક્તિ" નામે એક અતિશય સ્પષ્ટ બોલનાર અને દેશવત્સલ પેપર ગુપ્ત રીતે બહાર પડ્યા કરતું હતું, તેથી જર્મન અધિકારીઓ ઘણા ક્ષુભિત થયેલા. તે અનિયમિત વખતે બહાર પડતું હતું, અને તે શી રીતે વહેંચાય છે, તેની ખબર પડતી નહોતી. દેશની અંદરના દરેક આગેવાન જર્મનને કોઇક દિવસ સ્હવારે તેની એક નવી નકલ પોતાને ઘેર મળતી. કોઇ વાર તે ફરી શરૂ કરેલી ટપાલ મારફત આવતી; અને કોઇ વાર ઘર આગળની ખાનગી કાગળોની પેટીમાં કોઇક તે રાત્રે નાંખી જતું. તેની અંદર વાતો સખ્ત ટીકા તથા પરિહાસની આવતી. દરેક રીતે તેમાં દુશ્મનની મશ્કરી થતી. તેમાં ઝાહેર કરવામાં આવેલું, કે પત્ર બેલ્જિયન દેશભક્તિના પ્રચાર તરફથી નિકળે છે, અને તેના ઉપર કોઇ પ્રકારનો અંકુશ નથી. કિંમત "શૂન્યથી અનંત સુધી" રાખવામાં આવેલી, અને ખરીદનારાઓને સૂચના થયેલી, કે "એ હદનું ઉલ્લંઘન કરવું નહીં." તેનું તારનું શિરનામું "કમાન્ડૅન્ટર, બ્રસ્સેલ્ઝ," નું આપવામાં આવતું. "અમારી ઓફિસો એક મોટર ભોંયરામાં રાખેલી છે, કારણકે સ્થિર પ્રદેશમાં એ રાખવી અશક્ય છે." "ઝાહેર ખબરો: જર્મન અધિકારમાં વેપાર બંધ થવાથી અમે ઝાહેર ખબરનું પાનું બંધ કર્યું છે, અને અમારા ઘરાકોને અમારી સલાહ છે, કે બેહતર વખત માટે એ નાણું સંઘરી રાખવું."

ગવ્હર્નર જનરલ ઉપર સૌથી વધારે ટીકા આવતી. એક પ્રસંગે તેણે ઝાહેર કરેલું, કે ફ્રૅંકો-પ્રશિયન વિગ્રહમાં સેન્ટ કલાઉડના ખજાનાની લૂટ જે માણસે કરી હતી, અને જેનું નામ ટાઇમ્સના પ્રખ્યાત ખબરપત્રી સર વિલિયમ રસલે આપેલું, તે લેફ્ટેનંટ વૉન બિસ્સિંગ એજ. બીજે પ્રસંગે જનરલ વૉન બિસ્સિંગ જાણે "બેલ્જિયન મુક્તિ" વાંચવામાં રોકાયો હોય તેવો ફોટોગ્રાફ આવેલો; અને નીચે તેના મ્હોમાં એવા શબ્દો મૂકેલા, કે "જર્મન નિરીક્ષણના અધિકારની જે નીચે નથી તેવું વર્તમાનપત્ર આખરે વાંચતાં અને ખરી વાત જાણતાં મને શો આનંદ થાય છે!"

આ પેપરના એડિટરો, છાપનારાઓ અથવા ગ્રાહકો શોઢી કાઢવાને જર્મન જાસુસોની આખી સંખ્યા કામે લાગેલી. એડિટરો અથવા પ્રકાશકોનાં નામ શોધી આપનારને હજારો પૌંડનું ઇનામ મળવાનું ઝાહેર થયેલું. તેમની સાથે સંબંધવાળા હોવાના શકદાર માણસોના ઘરની ઝડતીઓ લેવાયલી. એક વાર જર્મનોને એવો શક ગયેલો, કે બ્રસ્સેલ્ઝના એક્ટિંગ બર્ગોમાસ્તર મિ. લેમો-નિએને કદાચ તેની સાથે નિસબત હશે. ટાઉન હૉલની તથા મિ. લેમોનિએના ખાનગી મકાનની ઝડતી લેવાઇ, પણ કશું હાથ આવ્યું નહીં. બીજે પ્રસંગે જર્મનોએ સાધ્વીઓના એક વિહારની ભોંયરાંથી છાપરાં સુધી ઝડતી લીધેલી, કારણકે તેઓ માનતા હતા કે પેપર ત્યાંથી નિકળે છે, છતાં એ પ્રયાસ પણ વ્યર્થ નીવડેલો. દરેક ઝડતી પછી "બેલ્જિયન મુક્તિ" બહાર પડતું, અને દુશ્મનને બેવકૂફ બનાવતું.

જર્મનોને હાસ્યરસની ઓછી કદર છે, અને પેપરમાં મશ્કરીઓ એવી આવતી, કે જર્મન અમલદારો અતિશય ચીડાઇ ગયેલા. વધારે માણસો કેદ થવા લાગ્યા. મિસ ચેપેન્સ કરીને એક બાઇને તેની સાથે સંબંધ હોવાના શક ઉપરથી પાંચ વરસની કેદની સજા થયેલી. તિમાત્રમાં મિ. જીન ડેવિન કરીને એક વકીલને તેમાં લેખ લખવાના આરોપ માટે તથા રજા વગર કેટલાંક ચોપાનિયાં છપાવવા માટે ત્રણ માસ કેદની સજા થયેલી. ૧૯૧૬ના જૂલાઇમાં બે જેઝુઇટ બાવાઓને તથા લુવાંની કતલમાં માર્યા ગયેલા એક પ્રોફેસરના સોળ વરસના પુત્રને કેદ કરવામાં આવેલા; અને ડુબાર નામના એક જેઝુઇટને બાર વરસની સખ્ત મજૂરી મળેલી.

એમ ધારી શકાય, અને જર્મનોમાં એટલી રાજનીતિ તો રહેલી હોવી જોઇએ, કે તેઓ બેલ્જિયન લોકોને શાંત અને રાજી કરવાનો યત્ન કર્યા વગર રહે નહીં. બેશક તેમણે એ પ્રયત્ન કરેલો ખરો, પણ કારભારીઓ એવા મોટા માણસો નહોતા, કે જેઓ સફળ થઇ શકે.

પહેલી વાત એ થયેલી, કે આખા દેશ પાસેથી ૧,૯૨,૦૦,૦૦૦ પૌંડની નુકસાની માગવામાં આવી, અને તે મહિને મહિને હપ્તાથી વસુલ કરાઇ. પાછળથી એમ ઠર્યું, કે વિગ્રહ ચાલે ત્યાં સુધી દેશે દર મહિને ૧૬,૦૦,૦૦૦ પૌંડ ભરવા. ગેરહાજર આશામીઓની મિલકતમાંથી ચાલુ કરતાં દસગણો કર કઢાવવામાં આવ્યો. જુદાં જુદાં બહાનાંથી શહેરો ઉપર ભારે દંડ નાંખવામાં આવ્યા, અને શરમ લાગે એવી સજાઓ કરવામાં આવી. બ્રસેલ્સમાં પ્રજાકીય મહોત્સવનો દિવસ ઉજવાયો, તેટલા માટે ગવ્હર્નર-જનરલે તે ઉપર ૫૦,૦૦૦ પૌંડનો દંડ નાંખેલો. દંડ પાછળથી પાછો ખેંચી લેવાયલો, છતાં તેનો ખટકો રહેલો. મેલિનેના લોકોને એજ અપરાધને માટે રાતના દસથી સ્હવારના પાંચ સુધી ઘરમાં રહેવાની સજા થયેલી. આંટવર્પ પ્રાંતના મિલિટરી ગવ્હર્નરે એ શહેરનો ૫,૦૦૦ પૌંડ દંડ કરેલો, કારણકે મિત્ર રાજ્યોના વિમાનીઓએ તેની નજદીક હુમલા કર્યા હતા!

ઉપરાંત, લોકોની સાધારણ જિંદગીમાં વચ્ચે પડવાનો પણ જર્મનોએ યત્ન કરેલો. રેલવે સ્ટેશનોનાં નામ ફ્રેંચ બદલીને જર્મન પાડવામાં આવેલાં. શહેરોનાં નામ પણ ફરી પરેલાં. દિવસનો વખત બદલાવીને જર્મન વખત દાખલ કરવામાં આવેલો. ઓફિશિયલ વ્યવહારમાં ફ્રેંચ ભાષાના ઉપયોગની મના થયેલી. જાહેર ખબરોમાં ફ્રેંચના ઉપયોગનો પ્રતિબંધ થયેલો, અને શેરીઓનાં ફ્રેંચ નામ લુપ્ત થયેલાં. મોટા ફેરફારોના કરતાં પણ આ ન્હાના ફેરફારોથી લોકોનાં મન વધારે દુભાયલાં.

પછી સતાવણીની પરંપરા ચાલી. માત્ર જર્મનોને ચાહવા ન હોવાના શક ઉપરથી લોકોને કેદ અને સજા થવા લાગી. અને તે માત્ર બેલ્જિયનોને નહીં. એક જર્મન અમલદાર તરફ અપમાન ભરેલી વર્તણુક માટે યુનાઇટેડ સ્ટેટ્સના મેજર ડટન નામે એક લશ્કરી અમલદારનો બ્રસેલ્સની લશ્કરી અદાલતે ૨૫ પૌંડ દંડ કરેલો. જર્મન અમલદારો માટે અપમાનના શબ્દો બોલનાર બધા અમેરિકનો પાસેથી જો તેઓ દંડ વસુલ કરી શક્યા હોત, તો લડાઇને માટે નાણાં મેળવવાના તેમના સવાલનો નિકાલ થઇ જાત! બ્રસેલ્સનો એક ડાક્તર ગામમાં ઘટાથી

બોલવા માટે કેદ થયેલો. સંખ્યાબંધ આગેવાન માણસોને દૂરના તુરંગોમાં મોકલવામાં અને કેટલાક વખત પછી કશા ખુલાસા વગર છૂટા કરવામાં આવેલા.

૧૯૧૬ ના ઑગસ્ટમાં ઇસેર મોખરા ઉપરના સિપાઇઓ તથા કબજે થયેલા બેલ્જિયમની અંદરના તેમના સંબંધીઓ વચ્ચે પ્રણાલી થવાના ઉદ્દેશથી એક બેલ્જિયન એસોસિએશન સ્થાપવામાં આવેલી, જેમાં ભાગ લેવાના શક ઉપરથી અમલદારોએ બ્રસેલ્ઝમાં ૧૫૦ આદમીઓને કેદ કરેલા. આન્ટવર્પના એક વેપારીએ મોખરા ઉપરના પોતાના પુત્રોની સાથે પત્રવ્યવહાર ચલાવેલો, તે માટે તેને પાંચ વરસ સખ્ત મજૂરી સાથે કેદની સજા થયેલી. અને એ એકલો નહોતો. ખાસ કરીને બ્રસેલ્ઝમાં ઘણા માણસોને એજ આરોપ માટે વરસોની કેદની સજા થયેલી. ગેન્ટમાં સિત્તેર સ્ત્રીઓને લશ્કરમાંના તેમના પતિઓ કે પુત્રો તરફથી કાગળ મળવા માટે કેદ કરવામાં આવેલી. જે વહાણમાં કાગળો આવેલા, તેને જાસુસોએ ઓળખાવેલું તથા પકડાવેલું. ૧૯૧૬ ના ઉન્હાળા સુધીમાં બેલ્જિયમમાં રાજ્યદ્રોહના અપરાધ માટે દેહાંત ભોગવનારની સંખ્યા ૫૦૦ સુધીની થયેલી.

બેલ્જિયન વર્તમાનપત્રોમાં નીચે આપી છે તેવી વિગતો વારંવાર આવ્યા કરતી:—

"૪૦ જેસુઇટ બાવાઓ તો કેદ થઇ ચૂક્યા છે. હમણાંજ બ્રસેલ્ઝમાં "પવિત્ર હૃદય" ના દેવાલયમાં અમુક ઉપદેશ આપવા સારૂ એક જેસુઇટ બાવો કેદ થયેલ છે.

"બ્રસેલ્ઝમાં ગેર દુ નોર્દના આસિસ્ટંટ સ્ટેશન માસ્તરને થોડા વખત પહેલાં કેદ કર્યો હતો. તેનું શું થયું છે તેની કોઇને ખબર નથી.

"એક વૃદ્ધ સિપાઇ ક્યાં છુપાયો છે, તે જર્મન અમલદારોને ન જણાવવા માટે આંટવર્પમાં બ્રિક્ષા અને બેનોય નામે બાનુઓને એક માસ કેદની સજા થયેલ છે.

"વકીલ ડી બેર ૧૮ માસ કેદ રહ્યા પછી ન્હાસી છુટ્યો છે, અને ઇંગ્લંડમાં આવી પહોંચેલ છે.

"લુવાંની શેરીઓમાં ગીત ગાવા માટે પાંચ જુવાનોને સાડા ત્રણ માસની કેદની સજા થયેલ છે.

"એક વિમાનીને તાળીઓથી આવકાર આપવા માટે નામુર પ્રાંતના ગવર્નરે આખી વસ્તીને સજા કરી છે."

બેલ્જિયન લોકો જર્મનો તરફ અવગણના અને તિરસ્કારથી જોતા. તેમણે તેમના દેશનો કબજો લીધો હતો; સરકારનો સંચો તેમના હાથમાં હતો; અને ઇચ્છે તો તેઓ મોત સુધીની સજા કરી શકતા. એ બધું સ્પષ્ટ હતું. પણ આમ છતાં બેલ્જિયનો એકંદરે જર્મનો તરફ અવગણના બતાવ્યા વગર રહેતા નહીં. બ્રસેલ્ઝમાં શેરીઓના છોકરાઓ કુચ કરતા જર્મન સિપાઇઓની પાછળ પડતા, અને વિચિત્ર રીતે ચાલીને મશ્કરી કરતા. આ પદ્ધતિ બંધ કરવા સારૂ કેટલાક છોકરાઓને સજા કરવાની પણ અમલદારોને ફરજ પડેલી.

જ્યારે બેલ્જિયમના લોકોને તેમના પ્રજાકીય મહોત્સવનો દિવસ એટલે ૨૧ મી જૂલાઇ વહેવાર વરીકે પાળવાની મના થઇ, અને દુકાનો ખોલીને રીતસર કામ ચલાવવાનો હુકમ નીકળ્યો, ત્યારે ઘણા દુકાનદારોએ માલની કિંમત ચાર કે પાંચગણી વધારી દીધી; અને કેટલાક જર્મન પક્ષના દુકાનદારોની દુકાનો આગળ છોકરાઓએ મળસ્કામાં રંગનાં કુંડાં ખાલી કર્યાં, કે જેથી કોઇ અંદર પેસી શકે નહીં. એક કપડાં વેચનારીએ પોતાની બારીમાં માત્ર લીલી ટોપીઓ અને લીલી રિબન રાખી. અમલદારો ગુસ્સે થઇ ગયા. આ તો રાજ્યદ્રોહ! કપડાં વેચનારીનો ૫૦૦ પોંડ દંડ થયો. એક ફળના વેપારીએ એથી વધારે ખરાબ અપરાધ કર્યો. તેણે પોતાની બારીમાં લાલ ટમાટાં, પીળાં સંત્રાં, અને કાળી દ્રાક્ષ ગોઠવીને બેલ્જિયન વાવટાના રંગો બનાવ્યા. તેને પણ એટલીજ રકમનો દંડ થયો. ગવર્નર જનરલ માત્ર બ્રસેલ્સ અને બીજાં શહેરો ઉપર ભારે દંડ નાંખ્યા ઉપરાંત કશું કરી શકેલો નહીં.

વિગ્રહ પહેલાં બેલ્જિયમમાં બે પક્ષ હતાઃ એક પુરોહિતોનો અને બીજો તેમની વિરૂદ્ધના-ઓનો. પુરોહિતો પ્રથમ ફરજિયાત લશ્કરી નોકરીની વિરુદ્ધ હતા, અને તેથી સેનાને તેમના તરફ અભાવ હતો. પણ જર્મનીનો કબજો થયો, તે પછી ઘણા પુરોહિતોએ સારી દેશભક્તિ બતાવેલી.

આખા દેશમાં ઘણાં દેવાલયોમાં બેલ્જિયન વાવટો વેદિની આસપાસ રાખવામાં આવતો, અને દર રવિવારે સ્હવારે બેલ્જિયનો એકઠા મળીને પોતાનું પ્રજાગીત ગાતા. ઘેન્ટના હાઇજેન્સ નામે એક જેસુઇટ સાધુને દેશભક્તિનો ઉપદેશ આપવા માટે દસ વરસ સખ્ત મજૂરી સાથે કેદની સજા થયેલી. બીજા પુરોહિતોએ બેલ્જિયન લશ્કરમાં ફરી જોડાવાને કેટલાક જુવાનોને મદદ આપેલી, તેટલા માટે તેમને લાંબા વખતની કેદની સજા કરીને દૂરના કિલ્લાઓમાં મોકલવામાં આવેલા.

બધા પુરોહિતોમાં મેલિનેનો આર્કબિશપ કાર્ડિનલ મર્સિયર સર્વોપરિ તરીકે તરી નીકળે છે. તે ખુલ્લી રીતે જર્મન કારભારની સામે થયેલો. દેશમાં જર્મનો પહેલવહેલા દાખલ થયા, તે વખતે તેમણે જે હરામખોરીનાં કૃત્યો કરેલાં, તે સંબંધી તે બોલ્યા વગર રહેલો નહીં; અને તેણે એવી માગણી કરેલી, કે તેમની સ્વતંત્ર રીતે તપાસ થવી જોઇએ. તે કોઇ વાર પોપને લખતો, કોઇ વાર જર્મની, બવેરિયા, તથા ઑસ્ટ્રિયા-હંગરીના કાર્ડિનલો, આર્કબિશપો, અને બિશપોને સંબોધતો, તથા કોઇ વાર આખી દુનિયાને સત્ય સાંભળવાની સૂચના કરતો. તે પોતાના હાથ નીચેના ધર્માચાર્યોને સંદેશા મોકલતો, અને સર્વોપરિ સ્વદેશવાત્સલ્યથી ભરપૂર વ્યાખ્યાનો આપતો.

૧૯૧૬ માં પોપને વચ્ચે પડાવવાના વ્યર્થ પ્રયાસ પછી તેણે એક પત્ર પ્રસિદ્ધ કરેલો, જેથી તમામ લોકોને નવો ઉત્સાહ અને વિશ્વાસ આવેલો. "તે દિવસ આવશે, કે જ્યારે આપણું રડવાનું ટળી જશે, જ્યારે આપણે છૂટા પડેલા નહીં હોઇશું, જ્યારે આપણાં કુટુંબો પાછાં સંયુક્ત થશે, અને ફરી કદાપિ વિયુક્ત થશે નહીં." તેણે કહેલું:—

"કુદરતી રીતે અને દૈવી રીતે આપણી છેવટની ફતેહની જે મને ખાતરી છે, તે મારા આત્મામાં સુદૃઢ રોપાયલી છે. * * * આપણે જીતશું એમાં કશો શક નથી, પણ આપણી

વ્યથાઓનો હજી અંત આવ્યો નથી. * * * આપણું ભવિષ્ય શંકાસ્પદ નથી, પણ આપણે તેને તૈયાર કરવું જોઇએ. સબૂરીનો સદ્ગુણ અને સ્વાર્પણની વૃત્તિ ખીલવવાથી આપણે તેને તૈયાર કરશું. સામ ગાનારે કહ્યું છે, કે 'ઓ-લોકો, કે જે પ્રભુમાં આશા રાખો છો, તે સૌ સારા હિંમતવાન થાઓ, અને તે તમારા હૃદયને પ્રબલ બનાવશે.' * * * અમારો આત્મા પ્રભુની વાટ જુએ છે; તે અમારી મદદ અને અમારી ઢાલ છે."

બેલ્જિયન લોકોને તેણે કહેલું, કે "તમારી નીતિની ફતેહ તો થઇ ચૂકી છે. તમે વચન પાળવા સારૂ માલ, ઘર, પુત્રો તથા પતિઓનું બલિદાન આપેલ છે, તેથી આખી દુનિયાને માન ઉત્પન્ન થયું છે."

છતાં દેશ તરફ જોતાં સ્થિતિ દુઃખદાયક હતી. લગભગ દરેક મિલ અને કારખાનું બંધ થયું હતું, કારણકે માલ મળતો નહોતો, અને બજાર પણ બંધ હતી. બ્રસ્સેલ્ઝની શેરીઓમાં અપૂર્વ શાંતિ હતી. કોઇ ખાનગી મોટર ગાડીઓ દોડી શકતી નહોતી, કારણકે પેટ્રોલ મળવાનો અસંભવ હતો, અને ટાયરો તેમની અંદરનાં રબરની ખાતર જપ્ત કરવામાં આવ્યાં હતાં. દરેક બાઇસિકલ પણ ગઇ હતી, કારણકે બાઇસિકલનાં પૈડાંના રબરની જર્મનોને જરૂર હતી.

ખોરાકની વસ્તુઓની ઘણીખરી દુકાનો બંધ હતી. દેશની બધી બેંકોને એવી બીક રહ્યા કરતી, કે જર્મનો છેવટે તેમનાં બધાં સાધનો લૂટી લેશે.

કોઇ વાર કોઇ બહાદુર બેલ્જિયન વિમાની બ્રસ્સેલ્ઝ ઉપર પણ ઉડતો, અને જાહેરનામાં ફેંકતો. ૧૯૧૬ના સપ્ટેંબરમાં એવા એક જાહેરનામાની હજારો નકલો બ્રસ્સેલ્ઝ ઉપર નાંખવામાં આવેલી, અને પ્રજાને જણાવવામાં આવેલું, કે અંત પાસે છે!

## લડાઇના તાર.

33,000 કેદીઓ અને ૩૦૦ તોપો.

લંડન, ૨૧ મી એપ્રિલ.

૯ મી અને ૨૦ મી એપ્રિલની વચ્ચે બ્રિટિશ તથા ફ્રેંચ સેનાઓએ કુલ ૩૩,૦૦૦ કેદીઓ અને ૩૦૦ તોપો પકડેલ છે.

જર્મનીમાં તોફાન.

ત્સુરિક, ૨૧ મી એપ્રિલ.

એક સોશ્યલિસ્ટ પેપર જણાવે છે, કે જર્મનીમાં અને ખાસ કરીને બર્લિનમાં હડતાળો અને તોફાનો થયા કરે છે. હામ્બર્ગ અને વેસ્ટફાલિયાની કોલસાની ખાણોમાં પણ એ પ્રમાણે સ્થિતિ છે.

આમ્સ્ટર્ડામ, ૨૧ મી એપ્રિલ.

ઓલ્ડનઝાલથી તાર છે, કે ખોરાકનું પ્રમાણ ઓછું થવાને લીધે માગ્ડીબર્ગમાં ગંભીર

તોફાન થયેલ છે. હડતાળ પાડનારા અને મુખ્યત્વે કરીને દારૂગોળાનું કામ કરનારા દસ હજાર માણસોએ ટાઉન હૉલને બાળી મૂકવાને યત્ન કર્યો છે, લશ્કરે તેમના ઉપર ગોળીઓ છોડી છે, અને ઘણા માર્યા ગયા છે તથા જખમી થયા છે. તોફાનો હજી ચાલુ છે, અને શહેર ઘેરાની સ્થિતિમાં છે.

રુશિયા જતું યુનાઇટેડ સ્ટેટ્સ કમિશન.

ન્યુ યૉર્ક, ૨૧ મી એપ્રિલ.

પ્રેસિડન્ટ વિલ્સને રુશિયા જનાર કમિશનની પસંદગી લગભગ પૂરી કરી છે. કમિશન રુશિયાની કામચલાઉ સરકારની સાથે મળીને યુનાઇટેડ સ્ટેટ્સ રુશિયાને સૌથી સારી મદદ શી રીતે આપી શકે, તે નક્કી કરશે. સેનેટર રૂટ કમિશનનો પ્રમુખ થશે, એમ મનાય છે.

હિંદ અને શહેનશાહી સમિતિ.

લંડન, ૨૨ મી એપ્રિલ.

શહેનશાહી વિશ્વદ સમિતિએ એકમતે નીચેનો ઠરાવ પસાર કર્યો છે. સર રૉબર્ટ બૉર્ડને પ્રથમ દરખાસ્ત મૂકી છે, અને મિ. માસ્સીએ તેને ટેકો આપેલ છે:—"કે ૧૯૦૭ના એપ્રિલની ૨૦ મી તારીખના શહેનશાહી કૉન્ફરન્સના ઠરાવમાં એવો ફેરફાર કરવો જોઇએ, કે જેથી ભવિષ્યનાં બધાં શહેનશાહી કૉન્ફરન્સોમાં હિંદના પૂરેપૂરા પ્રતિનિધિઓ આવી શકે; અને તે માટે જુદી જુદી સરકારોની સંમતિ મેળવવાને પગલાં લેવાં, કે જેથી હવે પછીનું શહેનશાહી કૉન્ફરન્સ એ પ્રમાણે ભરી શકાય."

મિ. બાલ્ફોરનું મિશન.

વૉશિંગ્ટન, ૨૩ મી એપ્રિલ.

મિ. બાલ્ફોર અને મિશનના બીજા સભાસદો અહીં આવી પહોંચ્યા છે. મિ. લૅન્સિંગ અને બ્રિટિશ એલચી સર સેસિલ સ્પ્રિંગરાઇસે તેનું સ્વાગત કરેલ છે. લોકોનાં ટોળેટોળાંએ સન્માન કરવામાં ભાગ લીધો છે, અને શહેર વાવટાઓથી શણગારેલું છે.

બ્રિટિશ ધસારો.

લંડન, ૨૫ મી એપ્રિલ.

સોમવારે અગાઉના કોઇ પણ દિવસના કરતાં હવામાં વધારે લડાઇ થઇ છે. આપણા વિમાનીઓએ દુશ્મનનાં વિમાનો ઉપર જ્યાં મળ્યાં ત્યાં હુમલો કર્યો છે. જર્મનોના ૧૫ યંત્રાઓનો નાશ થયો છે, અને ૨૪ જમીનદોસ્ત થયેલ છે. આપણાં બે વિમાનોનો પત્તો નથી.

અત્યારે બ્રિટિશ મોખરા ઉપર જેવી સખ્ત લડાઈ ચાલે છે, તેવી અગાઉ ચાલેલી નથી. જર્મનો ઘણી નવી તોપો લાવ્યા છે. તેઓ સમજે છે કે આ લડાઇથી કદાચ છેવટ આવે, અને તેટલા માટે હઠથી સામે થાય છે.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩. ] મંગળવાર, ૮ મી મે, ૧૯૧૭. [ અંક ૨૩.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વેહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૮ મી મે, ૧૯૧૭.

## મહા વિગ્રહમાં જાપાનનો હિસ્સો.

પૂર્વ તરફના લોકોમાં પ્રસંગ આવે ત્યારે મૌન રાખવાની શક્તિ બેહદ છે, એમ પશ્ચિમના લોકો માનતા આવ્યા છે. રુશિયા સાથેના વિગ્રહમાં જાપાને એ શક્તિ બતાવી આપેલી, અને પોતાના ઇરાદાની બહાર ખબર પડવા દીધેલી નહીં. દુશ્મનને એમ લાગેલું, કે કશી ક્રિયા ચાલતી નથી; જ્યારે વસ્તુતાએ અતિશય ઉદ્યોગ ચાલી રહ્યો હતો.

૧૯૧૪ ના નવેંબરમાં જનરલ બર્નાર્ડિસ્ટનની સરદારી નીચેના બ્રિટિશોની સાથે રહીને તેણે કયાઉચાઉનો પ્રાંત તથા તેની રાજધાની ત્સિંગતાઉનો કબજો લીધો, તે પછી વર્તમાનપત્રોમાં તેની હીલચાલ સંબંધી એટલી થોડી વાત આવેલી છે, કે મહા વિગ્રહમાં જાપાન ખાસ ભાગ લેતું નથી, એવું ઘણાને લાગેલું હોવાનો સંભવ છે. પણ હકીકત એ પ્રમાણે નથી. કારણકે, જોકે જાપાન કંઇ બોલેલ નથી, છતાં તેણે વિગ્રહમાં મહત્ત્વનો ભાગ લીધો છે: ખાસ લડીને નહીં, પણ મિત્ર રાજ્યોને લડવાનાં સાધનો પૂરાં પાડીને. મુખ્યત્વે કરીને તેણે બે રસ્તે સેવા બજાવી છે. યૂરપમાં રુશિયાને તેણે પુષ્કળ દારૂગોળો પૂરો પાડેલ છે; અને હિંદી તથા પાસિફિક મહાસાગરોમાં તેણે બ્રિટિશ, ફ્રેંચ તથા રુશિયન લડાયક વહાણોને ઘણે અંશે છૂટાં કરેલ છે, તથા દેખરેખનું કામ ઉપાડી લીધું છે. મિત્ર રાજ્યોને નાણાંની મદદ આપવા સારૂ પણ તેણે બનતું બધું કર્યું છે, અને તેમની પાસેથી લોન માગવાને બદલે તેમની લોનોનો કેટલોક ભાગ ખરીદેલ છે, અથવા એવીજ બીજી જવાબદારીઓ સ્વીકારેલ છે.

૧૯૧૪ ના ઑગસ્ટની ૨૩ મી તારીખે જાપાને જર્મની સામે વિગ્રહ જાહેર કર્યો, અને બીજે દિવસે શહેનશાહે પોતાની પ્રજાને સંબોધીને એક જાહેરનામું કાઢ્યું. એ જાહેરનામામાં શહેનશાહે બ્રિટન તરફ અને દુશ્મન તરફનું પોતાનું વલણ સ્પષ્ટ કરેલું; અને દુશ્મનને મ્હાત કરવાને બનતાં બધાં પગલાં લેવાને પોતાની સેના તથા નૌકાને આજ્ઞા આપેલી.

ત્સિંગતાઉ કબજે કરવાથી તેણે જર્મનીને સારો ફટકો મારેલો. પણ કયાઉચાઉનો મુલક જોકે સર્વથી વધારે મહત્ત્વનો હતો, છતાં એટલોજ મુલક જાપાને પડાવેલો, એમ નથી. ત્રીસેક વરસ પહેલાં જર્મનીએ પશ્ચિમ પાસિફિકમાં કેટલાક ટાપુઓ દાબ કર્યા હતા, અને જેલુઇટ નામે એક ટાપુમાં નૌકાના ઉપયોગ માટે એક થાણું નાંખ્યું હતું.

આ ટાપુઓ ઘણુંખરા જાપાન અને ઑસ્ટ્રેલિયાની વચ્ચે આવેલા હતા, અને જર્મની જેવી એક મજબૂત શહેનશાહતને તે બહુ ઉપયોગી થાય તેવા હતા. જર્મનીએ ન્યૂ ગિનીના ઉત્તરના ભાગનો તેમજ વધારે દક્ષિણે બિસ્માર્ક દ્વીપસમૂહનો પણ કબજો લીધો હતો, તેથી પૃથ્વીના આ ભાગમાં તેનો મહત્ત્વનો સ્વાર્થ હતો. પણ જાપાનીઓએ એ ટાપુઓ તરફ પણ નજર ફેરવી. માઇક્રોનીશિયાના સામાન્ય નામમાં તેમનો સમાવેશ થતો હતો, અને તેઓ મેરિઆન ટાપુઓ, માર્શલ ટાપુઓ તથા કેરોલાઇન ટાપુઓના નામથી ઓળખાતા હતા. ઘણે ભાગે તેઓ પરવાળાંના ટાપુ હોઇને ભરતીનાં પાણીથી થોડાજ ઊંચા હતા, અને કોઇ પણ ટાપુ મોટો નહોતો. સૌથી વધારે પૂર્વમાં ત્રેવીશેક માર્શલ ટાપુઓ હતા, અને તેમાં જે સૌથી સારો જેલુઇટ કરીને હતો, તેમાં જર્મનોએ છાવણી નાંખેલી, અને એક શહેનશાહી કમિશનર ઉપરી નિમાયેલો.

જાપાની નૌકાના પહેલા કાફલાના એક વિભાગે ૧૯૧૪ ના ઑકટોબરની ૬ ઠ્ઠી તારીખે જેલુઇટને મુલાકાત આપેલી, અને જર્મનોએ સામે થયા વગર ટાપુ તેમને સ્વાધીન કરેલો. જાપાની ખલાસીઓએ જર્મનોનાં તમામ લડાયક થાણાંનો નાશ કરેલો, અને દારૂગોળાનો તથા બીજા સંચયનો કબજો લીધેલો. એજ અરસામાં કેરોલાઇનોમાં જાપાને યાપ ટાપુ લીધો, કે જ્યાં એ પ્રદેશમાં જર્મન સરકારની બેઠક હતી. ૧૯૧૪ ના ઑકટોબરની આખર પહેલાં આખો માઇક્રોનીશિયા જાપાનીઓના હાથમાં આવી ગયો. કશી લડાઇ કરવી પડી નહીં, કારણકે જાપાને એટલું જોર દેખાડ્યું, કે દુશ્મનને સામે થવું અશકય લાગ્યું. વરત જાપાને ટાપુઓ પર અમલની વ્યવસ્થા કરી, અને ૧૯૧૬ ના જૂલાઇની ૧૭ મી તારીખે બ્રિટિશ પાર્લમેન્ટમાં પરદેશના અન્ડર-સેક્રેટરી વરીકે લૉર્ડ રૉબર્ટ સેસિલે ઝાહેર કર્યા પ્રમાણે, તે વખતે તે કેરોલાઇનોનો તથા નાઋુ સિવાયના તમામ માર્શલ ટાપુઓનો વહિવટ કરતું હતું.

દુશ્મનના મુલકને જીતવામાં તો જોકે કયાઉચાઉ અને માઇક્રોનીશિયાથી જાપાનની પ્રવૃત્તિની સમાપ્તિ થઇ, *છતાં દૂર પૂર્વના દરિયામાં તેની નૌકાએ બ્રિટિશ લડાયક વહાણોને ઘણી મદદ કરી.* ઘણા વખત સુધી એમ્ડનના શિકારમાં જાપાની કાફલાએ જે ભાગ લીધેલો, તેની કોઇને ખબર નહોતી.

વિગ્રહના પહેલા મહિનાઓમાં ઇંગ્લંડમાં એવી વાત ચાલેલી, કે જાપાન પાસે મિત્ર રાજ્યોની કુમકે એક લશ્કર યૂરપમાં મોકલવાની માગણી થવી જોઇએ, અને પાંચ લાખની સંખ્યા પણ એ સંબંધમાં બતાવવામાં આવેલી. એ વખતે નવાં મોટાં લશ્કરો સજ્જ કરવાની ગ્રેટ બ્રિટને શરૂઆતજ કરી હતી, અને કેટલાક લોકો અચકાતા હતા. જાપાની લોકોને એ જોઇને આશ્ચર્ય થયેલું, કે બ્રિટનમાંજ જ્યારે હજારો જુવાનો એવા છે, કે જે લશ્કરમાં નથી, અને જોડાવાનો ઇરાદો રાખતા નથી, ત્યારે જાપાનને સિપાઇઓ મોકલવાનું કેમ કહી શકાય? છતાં ૧૯૧૫ ના નવેંબરમાં જાપાનના પરદેશખાતાના પ્રધાન બેરન ઇશાઇએ એક ફ્રેંચ વર્તમાનપત્રના ખબર-પત્રીને કહેલું, કે "જો ઇષ્ટ લાગશે, તો જાપાન એક પ્રબળ સેના યૂરપ મોકલી શકશે; પણ હજી સુધી તો એ સંભવનો પણ વિચાર થયો નથી."

જાપાનની મિત્ર રાજ્યો તરફ દિલસોઝી હતી, એટલુંજ નહીં, પણ તે મિત્ર-મંડલનું એક

સભાસદ હતું. ગ્રેટ બ્રિટન સાથેના કરારો ઉપરાંત તેને ફ્રાન્સ તથા રુશિયાની સાથે પણ ૧૯૦૭માં કરારો થયા હતા. છતાં એ ભૂલી જવું ન જોઇએ, કે જાપાને ધાર્યું હોત, તો તે તટસ્થ રહી શકયું હોત. કેટલાક જાપાનીઓ બ્રિટન સાથેના સંબંધથી જાપાનની ક્રિયાશક્તિ અતિશય સંકુચિત થાય છે, એમ માનતા હતા; જ્યારે બીજા એમ માનનારા હતા કે જર્મની વિગ્રહમાં ફતેહ મેળવશે. પણ આમાંના એકેય વિચારની સાથે જાપાની પ્રજા સંમત નહોતી, તેમ એકેયને ઓફિશ્યલ જાપાન તરફથી લેશ પણ ટેકો નહોતો. એથી ઉલટું શરૂઆતથી જાપાને જરા પણ અચકાયા વગર મિત્ર રાજ્યોની તરફેણ કરી હતી.

જો તે તટસ્થ રહેલ હોત, અને જો તેણે ગ્રેટ બ્રિટન, ફ્રાન્સ, તથા રુશિયાને કશો આધાર ન આપ્યો હોત, તો મિત્ર રાજ્યોની સ્થિતિ તરત ગંભીર બની ગઇ હોત. ગ્રેટ બ્રિટનને હિંદુસ્તાન, ઑસ્ટ્રેલિયા, તથા ન્યૂ ઝીલૅંડના બચાવ સારૂ જાપાનના કાફલા જેવડો કાફલો તૈયાર કરવો પડત; અને તેમ થાત તો ઉત્તર સમુદ્રમાં અને આટલાંટિકમાં થયેલી ગોઠવણોમાં વિઘ્ન આવત, તથા જર્મન નૌકાને ઘણો ફાયદો થાત. ફ્રાન્સને પોતાના હિંદ તથા ચીનની અંદરના મુલકના બચાવ માટે એશિયામાં કેટલુંક લશ્કર રાખવું પડત; અને રુશિયાને સાઇબીરિયામાં દસેક લાખ માણસો રાખવા પડત. જાપાનને આ બધી સ્થિતિની ખબર હતી.

જર્મનીએ જાપાનને મેળવી લેવાને અગાઉ પ્રયત્નો કર્યા હતા. પણ વિગ્રહ સળગી ઉઠ્યો તે પહેલાં ઘણા વખતથી જાપાને નિશ્ચય કર્યો હતો, કે તેને સાચી મિત્રતા જર્મની સાથે નહીં પણ ગ્રેટ બ્રિટનની સાથે છે. ૧૮૯૪માં જાપાને જર્મનીના કાવાદાવા જોઇ લીધા હતા.

શિમોનોસેકીના સંધિથી જ્યારે પૉર્ટ આર્થર સહિત દક્ષિણ માંચુરિયા ચીને તેને સુપ્રત કરેલો, ત્યારે જર્મન કૈઝરે ફ્રાન્સ તથા રુશિયાને પોતાની સાથે લઇને ધમકી આપેલી, અને લડાઇમાં જિતાયલો માંચુરિયાનો મુલક ચીનને પાછો અપાવેલો. જાપાનને આ વાતોનું વિસ્મરણ થયેલું નહીં, અને તેને એ પણ ખબર હતી, કે જર્મની ચીનમાં અને યુનાઇટેડ સ્ટેટ્સમાં તેની વિરુદ્ધ ખટપટો કર્યા કરે છે. ૧૯૦૮માં કૈઝરે એવો પ્રયત્ન કરેલો, કે ગ્રેટ બ્રિટન તથા જાપાનની એકસંપીની સામે ચીન, યુનાઇટેડ સ્ટેટ્સ તથા જર્મની એક થાય. એ પ્રયત્ન નિષ્ફળ ગયો, છતાં તેના પ્રપંચો જારી રહેલા, અને ઘણે ભાગે એ પ્રપંચોને લીધેજ ૧૯૧૫ અને ૧૯૧૬માં ચીનની સ્થિતિ ખરાબ રહેલી.

વિગ્રહની છેક શરૂઆતથી જાપાની નૌકાએ મિત્ર રાજ્યોની મોટી સેવા બજાવી છે. પહેલા વરસમાં જ્યારે જર્મન ક્રૂઝરો પાસિફિકમાં ફરતી હતી, ત્યારે જાપાની વહાણોએજ ઑસ્ટ્રેલિયા, ન્યૂ ઝીલૅંડ તથા બ્રિટિશ કોલંબિયાના કિનારાનો બચાવ કરેલો. બ્રિટિશ કોલંબિયાની પાર્લમેન્ટે તો કાનડાના એ પ્રાંત માટે જાપાની નૌકાએ જે કરેલું તેની જાહેર નોંધ લીધેલી છે.

એકાદ વાર નહીં પણ વારંવાર જાપાની ક્રૂઝરોની મદદથી ઑસ્ટ્રેલિયા અને ન્યૂ ઝીલૅંડથી લશ્કરો રાતા સમુદ્ર સુધી પહોંચાડવામાં આવેલ છે. ૧૯૧૬માં પશ્ચિમ મોખરા ઉપર ફ્રેંચો તથા બ્રિટિશોની સાથે જે રુશિયન સિપાઇઓ લડતા હતા, તેમાંના કેટલાક ટાઇરનથી ચડેલા, કે જે

માંચુરિયામાં આવેલું જાપાનનું બંદર છે, અને રુશિયાની મોટી સાઇબીરિયન રેલવે સાથે જોડાયલી જાપાની રેલવેનું ટર્મિનસ અથવા છેલ્લું સ્ટેશન છે.

પૂર્વના મહાસાગરોમાં જાપાની નૌકા શું કામ કરતી હતી, તેનો વધારે સારો ખયાલ ઘણાને જાપાની પાર્લમેન્ટમાં નૌકાખાતાના પ્રધાન ઍડમિરલ યાશિરોના એક ભાષણથી આવેલો. તેણે જણાવેલું, કે કયાઉચાઉના કબજા પછી જે જાપાની લડાયક વહાણોએ બ્રિટિશ નૌકાની સાથે રહીને કામ કરેલ છે, તેમનું બળ ૨,૨૫,૦૦૦ ટનનું એટલે લગભગ રુસ્સો-જાપાની વિગ્રહમાં વપરાયેલા જાપાનના કુલ નૌકાબળ જેટલું છે. વિગ્રહ સળગી ઉઠ્યો, ત્યારે જાપાનની નૌકા ઘણી જોરાવર હતી, તેનું કુલ બળ ૬,૫૦,૦૦૦ ટનનું હતું, અને આ તમામ જરૂર પડે તો મિત્ર રાજ્યોની સેવા માટે તૈયાર હતું. આમાંથી ⅓ કરતાં વધારેનો તો ઉપયોગ પણ થયેલો.

૧૯૧૬ ના માર્ચમાં જાપાને એક એવું કર્મ કર્યું, કે જેથી તેણે બતાવી આપ્યું, કે જૂનાં વૈરો દૂર થયેલ છે, અને જેથી તેની પ્રતિષ્ઠામાં વધારો થયો. રુસ્સો-જાપાની વિગ્રહમાં બે લડાયક વહાણો અને એક કવચવાળી ક્રુઝર જાપાને ડુબાવ્યાં હતાં; પણ પાછળથી તેને બહાર કાઢીને તથા મરામત કરીને ઉપયોગી થાય તેવાં બનાવ્યાં હતાં. જાપાને એ વહાણો કિંમત લઇને પાછાં રુશિયાને સુપ્રત કર્યાં, અને તેથી રુશિયાને પાસિફિક મહાસાગરમાં અનુકૂળતા થઇ.

આ ઉપરાંત બધા પ્રકારનાં હથિયારો પૂરાં પાડીને તેણે રુશિયન સેનાઓની સારી સેવા બજાવી છે, અને હથિયારો માત્ર રુશિયાનેજ પૂરાં પાડેલ છે, એમ નથી.

વિગ્રહની શરૂઆતમાં જાપાનની તૈયારી ઘણાંખરાં મિત્ર રાજ્યોના કરતાં સારી હતી, અને તેટલા માટે પોતાના લડાયક સંચયમાંથી તેણે પુષ્કળ ભાગ આપેલો. કિચનરનાં નવાં લશ્કરોના અમુક ભાગની પાસે જાપાની રાઇફલો હતી, અને ઇટલી સિવાય બીજાં તમામ મિત્ર રાજ્યોને જાપાને અમુક રાઇફલો પૂરી પાડેલી, અને બ્રિટિશ નૌકાને કેટલીક તોપો પણ આપેલી.

રુશિયાને દારૂગોળો મોકલવાની શરૂઆત જાપાને છેક વિગ્રહના પ્રારંભથી કરેલી. છેક ૧૯૧૪ ના સપ્ટેંબરમાં પિતૃગ્રેડ ખાતેના લંડન ટાઇમ્સના ખબરપત્રીએ જણાવેલું, કે જાપાન પાસેથી ખરીદેલી ભારે તોપો યૂરપની અંદર રુશિયન મોખરા ઉપર ગોઠવાયેલી છે. રુશિયા પાસે દારૂગોળાની અને હથિયારોની ઘણી ખામી હતી, અને તે જલદી તૈયાર કરવાનાં તેની પાસે સાધનો નહોતાં. ગેલીશિયા અને પોલાંડમાંથી તેનાં બહાદુર લશ્કરોને ૧૯૧૫ના મેમાં હઠી જવું પડ્યું, ત્યારેજ તેની ખરી સ્થિતિ દુનિયાના સમજવામાં આવી. છતાં, ૧૯૧૫ ના ઑગસ્ટમાં વાર્સા પડ્યું, તે પહેલાં જાપાને માત્ર રાઇફલો સાડાસાત લાખ તો મોકલી હતી, અને તે ઉપરાંત તોપોનો પુષ્કળ જથ્થો પણ પૂરો પાડ્યો હતો.

આ મદદનાં ભવ્ય પરિણામો લગભગ તરત દેખાઇ આવ્યાં. ૧૯૧૬ ના જાન્યુઆરીમાં ગ્રૅન્ડ ડ્યૂક નિકોલસે આર્મીનિયા તથા ઇરાનમાં ફતેહમંદ ધસારો ચલાવ્યો; અને અર્ઝરૂમમાંથી તથા કરમાનશાહમાંથી તુર્કોને હાંકી કાઢ્યા. પછીના જૂનમાં બ્રુસિલૉફે પ્રિપેટનાં કચ્છો અને

યુધની વચ્ચે ઑસ્ટ્રો-જર્મન લશ્કરોને હઠાવ્યાં. તેના બહાદુર સિપાઇઓએ જે ઝડપથી અજબ જીતો મેળવી, તેનાં સાધનો જાપાન તરફથી મળેલાં હતાં.

૧૯૧૫ માં જાપાને રૂશિયાને ૨૦,૦૦,૦૦૦ પૌંડ કરતાં વધારે કિંમતનો દારૂગોળો પૂરો પાડેલો; અને ૧૯૧૬ ના પહેલા ૭ મહિનામાં તેનું ઉત્પન્ન એ કરતાં પણ વધારે કિંમતનું હતું. બધા પ્રકારની તોપો, રાઇફલો, સંગીનો, અને દારૂગોળા ઉપરાંત જાપાને ઘણું કાપડ તથા રૂશિયન સિપાઇઓ માટે લાખો બૂટની જોડો પણ આપેલી. ૧૯૧૫માં તેણે આપેલું કાપડ એક કરોડ વાર હતું.

વળી, જાપાનમાં મજૂરી સોંઘી હોવાથી રૂશિયાને દારૂગોળો અને હથિયારો સસ્તાં મળેલાં. જ્યારે યુનાઇટેડ સ્ટેટ્સના કારખાનાંવાળાઓએ મિત્ર રાજ્યોને દારૂગોળો પૂરો પાડવા માંડયો, ત્યારે તેની કિંમત ઘણી વધારે હતી, કારણકે ત્યાં દરેક વસ્તુ જાપાનના કરતાં મોંઘી હતી. ઉદાહરણ તરીકે, જાપાને રૂશિયાને આપેલી રાઇફલોની કિંમત નંગ દીઠ ૭૦ શિલિંગની હતી; પણ અમેરિકામાં તેથી બમણી કિંમત બેસતી. અને યુનાઇટેડ સ્ટેટ્સ તથા જાપાનની વચ્ચે એક બીજો પણ તફાવત હતો. યુનાઇટેડ સ્ટેટ્સમાં ખાનગી કારખાનાંઓ નફો મેળવવાની ખાતર દારૂગોળો બનાવી આપતાં; પણ જાપાનમાં સરકારની સૂચના અને મદદથી એ કામ થતું.

રૂશિયાને સ્વાભાવિક રીતે ઘણી ઉપકારની લાગણી થયેલી. તેણે ઉપકાર પ્રદર્શિત કરવા સારૂ એક શહેનશાહી મિશન ગ્રૅન્ડ ડ્યૂક મિખાઇલોવિચ્ચની સરદારી નીચે ટોકયો મોકલ્યું, કે જ્યાં તે ૧૯૧૬ ના જાન્યુઆરીમાં આવી પહોંચ્યું, અને જાપાની લોકોએ તેને ઉત્સાહથી આવકાર આપ્યો. પરિણામે ૧૯૧૬ ના જૂલાઇમાં પિતૃગ્રેડ ખાતે બંને રાજ્યોએ પૂર્વમાં સુલેહ જાળવવાના હેતુથી કરેલા નવા કરારો ઉપર સહી કરી. જર્મનીએ રૂશિયા અને જાપાન બંનેની સાથે છુટો સંધિ કરવાને એક કરતાં વધારે વાર પ્રયત્નો કર્યા હતા, પણ તેનું કશું વળેલું નહીં; અને આ નવા કરારના સમાચારથી તેને દાઝ ચડી હોય, તો તેમાં નવાઇ નથી.

જાપાન ગ્રેટ બ્રિટન અને ફ્રાન્સની માફક ધનાઢ્ય દેશ નથી. રૂશિયા સાથેના વિગ્રહમાં તેને ૨૦ કરોડ પૌંડનું કરજ થયું હતું; અને તેનું વ્યાજ ભરવામાં તથા પ્રજાકીય સેવાઓ ચાલુ રાખવામાં તેની પ્રજા ઉપર ભારે બોજો પડતો હતો. જ્યારે જાપાને જર્મની સામે વિગ્રહ જાહેર કર્યો, ત્યારે તેના ખજાનામાં છેલ્લાં ત્રણ વરસમાં સખ્ત કરકસરથી એકઠા કરેલા એક કરોડ પૌંડ હતા. આ રકમ તેણે વિગ્રહના કામમાં વાપરવા માંડી, અને મિત્ર રાજ્યો પાસેથી કશું નાણું માગ્યું નહીં. એથી ઉલટું, નાણાંની બાબતમાં પણ તેણે ગ્રેટ બ્રિટન, રૂશિયા તથા ફ્રાન્સને મદદ આપી છે.

વિગ્રહમાં જાપાનનું કરજ ઓછું થયેલું, અને બીજા વરસની આખરે તેની પાસે ૭ કરોડ પૌંડ જેટલા સોનાનો સંચય થયેલો. આ મોટી રકમનો અર્ધ કરતાં વધારે ભાગ તેણે લંડનમાં રાખેલો, જેથી બ્રિટનને ઘણી અનુકૂળતા થયેલી.

## લડાઇના તાર.

**સર સત્યેન્દ્ર પ્રસન્ન સિંહનું ભાષણ.**

લંડન, ૨૬ મી એપ્રિલ.

લંડન ચેંબર ઑફ કૉમર્સના હિંદી વિભાગના પ્રમુખે આપેલા ખાણામાં સર સત્યેન્દ્ર પ્રસન્ન સિંહે કહ્યું છે, કે "હિંદ અને શહેનશાહતના બીજા ભાગોને લગતા સવાલો પરસ્પર ખામોશ અને સમજુતીથી ચર્ચવામાં આવે છે, અને એવી લાગણી જો જારી રહેશે, તો બધી મુશ્કેલીઓ દૂર થશે. હિંદમાં બ્રિટિશ સામ્રાજ્યની સલામતી વિષે જો કોઇને બીક હશે, તો તે થોડી વારમાં મટી જશે, કારણકે વિગ્રહમાં હિંદની વફાદારી બ્રિટિશોની ખાતરી કરી આપશે, કે હિંદ હમેશાં સામ્રાજ્યના એક ભાગ તરીકે રહેવા ચાહે છે. હું માનું છું કે વિગ્રહને પરિણામે હિંદી પ્રજાના ભિન્ન ભિન્ન વિભાગો વચ્ચે પણ પરસ્પર વિશ્વાસ સ્થાપિત થશે. હિંદને નાણાંની બાબતમાં વધારે સ્વરાજ્યશક્તિની ઇચ્છા છે, અને તેના પર પડતો ભાર વધારે ન્યાયપુરસ્સર વહેંચાય, એવી અપેક્ષા છે. શહેનશાહતના દરેક ભાગે પોતાનાં સાધનોના પ્રમાણમાં હિસ્સો આપવો જોઇએ. * * * હિંદનાં સાધનોની ખીલવણી શહેનશાહતના કોઇ પણ ભાગે પોતાના લાભ સારૂ કરવી જોઇએ નહીં. હિંદનું પોતાનું શ્રેય એ પ્રથમ ઉદ્દેશ રહેવો જોઇએ, અને તેથીજ શહેનશાહતને પણ વધારેમાં વધારે લાભ થશે."

**બ્રિટિશ મુખ્ય પ્રધાનનું ભાષણ.**

લંડન, ૨૭ મી એપ્રિલ.

આજે ગિલ્ડ હૉલમાં ભાષણ કરતાં મિ. લૉઇડ જ્યોર્જે કહ્યું છે, કે "૧૯૧૫ ના જૂનમાં આપણે ૮૪ તોપો ગુમાવી હતી, અને ઘણા સિપાઇઓ કેદ પકડાયા હતા. તે પછી આપણે એક પણ તોપ ખોઇ નથી, ૪૦૦ હાથ કરી છે, અને દરેક બ્રિટિશ સિપાઇ દીઠ દસ જર્મનોને કેદ પકડ્યા છે. * * * લડાઇ ૧૯૧૮ માં પણ ચાલ્યા કરશે, એમ હું કહેવા ચાહતો નથી, પણ આપણે કશાં જોખમ વહોરવાં ન જોઇએ. * * * જર્મનો એવું કરવા ચાહે છે, કે દરિયામાં કોઇ પણ વહાણ ચાલી શકે નહીં. તેમને ફતેહ મળવા માટે એ આવશ્યક છે, અને આપણી ફતેહ માટે તેમની નિષ્ફળતા આવશ્યક છે. * * * જર્મનોએ ભેદ વગર બધાં વહાણો ડુબાવવાનો ઠરાવ કર્યો, તે પછી તેમણે વધારે વહાણો ડુબાવ્યાં છે, પણ તેથી અમેરિકા વિગ્રહમાં દાખલ થયેલ છે. ત્રાજવાંની એ સ્થિતિથી મને સંતોષ છે. * * * નવી ત્રીસ લાખ એકર જમીન ખેડાવા માંડી છે, અને બહારથી એક ટન ખોરાક પણ નહીં મળે, તે છતાં આપણે ભૂખે મરશું નહીં."

**પ્રેસિડન્ટ વિલ્સને આપેલી ખાતરી.**

વૉશિંગ્ટન, ૨૭ મી એપ્રિલ.

પ્રેસિડન્ટ વિલ્સને મિ. બાલ્ફોરને ખાતરી આપી છે, કે યુનાઇટેડ સ્ટેટ્સ જર્મની સાથે છૂટો સંધિ કરશે નહીં.

બ્રિટિશ ધસારો.

લંડન, ૧ લી મે.

આપણે ૩૯૩ અમલદારો સહિત કુલ ૧૯,૩૪૩ કેદીઓ પકડ્યા છે. ૯૮ ભારે તોપો સહિત કુલ ૨૫૭ તોપો અને ૪૭૦ મશીનગનો હાથ કરી છે. આપણી તોપોએ બીજી ઘણી તોપોનો નાશ પણ કરેલ છે.

પાર્લમેન્ટમાં પૂછાયલો પ્રશ્ન.

લંડન, ૧ લી મે.

મિ. હાઉસ્ટને પૂછ્યું, કે "દુશ્મનનાં વિનાશક વહાણો આપણી સુરંગોમાં થઈને શી રીતે પસાર થઇ શકે છે, તે સમજાવી શકો છો?" સર એડવર્ડ કાર્સને જવાબ આપ્યો, કે "એ હું સમજાવી શકતો નથી."

બ્રિટિશ બજેટ.

લંડન, ૨ જી મે.

ચાલુ વરસમાં ૨,૨૯,૦૩,૮૧,૦૦૦ પૌંડનું ખરચ થશે, એમ મિ. બોનર લૉએ અડસટ્ટો કરીને આમની સભામાં મૂકેલ છે.

રાજાજીનું ઝાહેરનામું.

લંડન, ૨ જી મે.

શહેનશાહ રાજાજીએ એક ઝાહેરનામું કાઢીને બધા પ્રકારનાં ધાન્યના ઉપયોગમાં વધારેમાં વધારે બને તેટલી કરકસર કરવાની સૂચના કરી છે. ઘરધણીઓએ ભાખરીનો ઉપયોગ જે તો ઓછો કરવોજ જોઇએ; અને ભાખરી સિવાય બીજા કામમાં લોટ વાપરવો જોઇએ નહીં. ઘોડાઓને દાણો આપવામાં પણ કરકસર કરવાની જરૂર છે. "રાજાજી પોતે ન કરતા હોય તેવું કશું કરવાને પ્રજાને કહેતા નથી. છેક ફેબ્રુઆરીથી રાજાજીના ઘરની સખ્ત કરકસરથી વ્યવસ્થા ચાલે છે."

શહેનશાહી વિગ્રહસમિતિ.

લંડન, ૩ જી મે.

શહેનશાહી વિગ્રહસમિતિના સભાસદોએ આજે વિંડસરમાં રાજાજીને એક માનપત્ર આપેલ છે. વફાદારી દર્શાવ્યા પછી તેમાં લખેલું છે, કે "વિગ્રહનો ફતેહમંદ અંત લાવવાના વિચારોમાં ભાગ લેવાનું ધન્ય ભાગ્ય સભાસદોને પ્રાપ્ત થયું છે." રાજાજીએ પોતાના જવાબમાં, હિંદના પ્રતિનિધિઓ પણ વિચારોમાં ભાગ લઈ શકયા, તે માટે સંતોષ જાહેર કર્યો છે.

## નિવેદન.

આજના અંકની સાથે ભેટ આપવાનો ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને આવતા અંકની સાથે આપી શકશું.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૧૫ મી મે, ૧૯૧૭. [અંક ૨૪.

। यतो धर्म स्ततो जयः ।




નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૫ મી મે, ૧૯૧૭.

## ગ્રેટ બ્રિટનમાં રાજકીય ફેરફાર.

૧૯૧૬ નો ઉન્હાળો, કે જ્યારે સોમની લડાઇ શરૂ થઇ, તે વખત ગ્રેટ બ્રિટનના અંદરના ઇતિહાસમાં મોટા ફેરફારનો છે. ૧૯૧૬ ના જૂનની પાંચમી તારીખે ઑર્કની ટાપુઓની પેલી તરફ લૉર્ડ કિચનરનું વિલક્ષણ મૃત્યુ થયું, ત્યાં જૂનો જમાનો પૂરો થાય છે; અને જુલાઇની છઠ્ઠી તારીખે વિગ્રહખાતાના સેક્રેટરી ઑફ સ્ટેટ તરીકે મિ. લૉઇડ જ્યોર્જની નીમણુક થઇ, તે એક નવા જમાનાની શરૂઆત સૂચવે છે. વ્યક્તિપ્રધાન જીવનની જૂની ઇંગ્લિશ ભાવના લૉર્ડ કિચનરમાં મૂર્તિમાન સ્વરૂપે દેખાતી હતી. તેનામાં અસાધારણ બુદ્ધિ તથા ચારિત્રશક્તિ હતાં; અને મુખ્યત્વે કરીને વૉલંટિયરો માટેની તેની અપીલને લીધેજ સોમની લડાઇ માટે એક મોટું લશ્કર તૈયાર થઇ શક્યું હતું. પણ જોકે લૉર્ડ કિચનરના મજબૂત હાથમાં ભૂમિસેનાની બધી વ્યવસ્થા હતી, તોપણ ભારે તોપો અને ફાટતા ગોળાની તંગીને લીધે મોખરા ઉપર જે દુઃખો ખમવાં પડ્યાં, તેથી જણાઇ આવ્યું, કે મોટા વિગ્રહના બધા સવાલોનો ગમે તેવો સમર્થ પણ જૂના વિચારનો કોઇ એકજ માણસ પૂરેપૂરો ફડચો લાવી શકે, એ સંભવિત નહોતું.

અસાધારણ હિંમતથી દરેક મુશ્કેલીનો નિકાલ કરવાને તેણે યત્ન કરેલો ખરો, પણ બાજી તેના હાથમાં રહે એવડી નહોતી. ૧૯૧૬ ના જાન્યુઆરીની ૨૭ મી તારીખે બધી બ્રિટિશ સેનાઓનો અંકુશ શહેનશાહી જનરલ સ્ટાફના ઉપરી તરીકે સર વિલિયમ રૉબર્ટસનને સોંપવામાં આવ્યો હતો, અને ડાર્ડનલ્સની ચડાઇનો દુઃખદાયક અંત આવતાં એ સ્ટાફની નવી વ્યવસ્થા કરવામાં આવી હતી. તે પહેલાં દારૂગોળાખાતાના પ્રધાન તરીકે મિ. લૉઇડ જ્યોર્જની નીમણુકથી પણ સર્વાધિકારી તરીકેનો લૉર્ડ કિચનરનો કાર્યપ્રદેશ ઓછો થયો હતો. એમાં કશો શક નથી, કે સંયુક્ત પ્રધાનમંડળના અને વિગ્રહ કમિટીના બિનંબી રાજપુરુષોએ લૉર્ડ કિચનરના કામમાં પ્રતિબંધ કર્યો હતો, અને કર્ણકારોનાં તોફાન સંબંધી પાસ્તી બતાવ્યા કરીને ફરજિયાત પ્રજાકીય સેવાની સ્થાપના કરતાં તેને અટકાવ્યો હતો. પણ, જોકે વ્યક્તિપ્રધાન વિચારના રાજપુરુષો હજી જોઇ શકતા નહોતા, છતાં ઘણા દુઃખદ અનુભવોને લીધે સામાન્ય સરકારી અંકુશની રાજનીતિ તરફ પ્રજાનું વલણ ઝડપથી વધતું જતું હતું.

મિ લૉઇડ જ્યોર્જે લાર્ડ કિચનરની જગ્યા લીધી, અને તેણે પોતાના કાર્યપ્રદેશમાં ઘણો વધારો કર્યો, કારણકે પ્રજામતની ગતિને તે સ્પષ્ટતાથી જોઇ શકતો હતો. લોકશાસન પાસપોર્ટ

વાળા રૅડિકલ તરીકેની તેની આગલી રાજકીય કારકીર્દીથી તેને મોટા વિચારો મળ્યા હતા. તે પછી સૌથી હિંમતવાન ખજાનચી તરીકે તેણે ઘણા અનુભવો મેળવ્યા હતા, અને સમર્થ નાણાવટીઓની મદદથી તેણે ગ્રેટ બ્રિટનની બેંકોને મુશ્કેલ સ્થિતિમાંથી બચાવી હતી. આ પ્રમાણે તેણે જેને શક્તિ કહેવાય તેવું જ્ઞાન મેળવ્યું હતું. પછી દેશના મોટામાં મોટા ઉદ્યોગોના નિયામક તરીકે તેણે કામ કર્યું, અને કેટલીક ભૂલો કર્યા છતાં શીખવાનું શીખી લીધું. વરસની આખરે દારૂગોળાખાતાના પ્રધાન તરીકે યૂરપમાં વિગ્રહ ચલાવનારાઓની અંદર તે સૌથી મજબૂત આદમીઓમાંનો એક હતો. તેને રાઇફલ વાપરતાં પણ પૂરી આવડતી નહોતી, છતાં ફતેહનાં મુખ્ય સાધનોની વ્યવસ્થા કરવામાં તેણે લૉર્ડ કિચનરના કરતાં ચડિયાતું કામ કરેલું, તથા દુશ્મનને પણ તેની તારીફ કરવાની ફરજ પડેલી.

જો ૧૯૧૬ ના જૂલાઇના પહેલા સપ્તાહમાં વિગ્રહખાતાના નવા સેક્રેટરીને સંયુક્ત પ્રધાનમંડળની વિગ્રહ કમિટીના પોતાના "લિબરલ" સોબતીઓ તરફથી લૉર્ડ કિચનરને મળેલી તે કરતાં વધારે અને ત્વરિત મદદ મળી હોત, તો મિ. એસ્કિવથની દીવાનગિરીમાંજ ફતેહ મળી હોત. પણ એ પ્રધાનમંડળ પ્રજાનાં નવીન બળોનું પ્રતિનિધિ નહોતું, કે જેના મિ. લૉઇડ જ્યૉર્જ તથા કર્મકાર વર્ગના આગેવાનો વિવેચક તથા હિમાયતી હતા. નવાં પ્રજાકીય બળોને વિકાસ માટે અવકાશ મળે, અને તે દેશનું સ્વરૂપ ફેરવી નાંખે, તે પહેલાં ધરતીકંપ જેવો ધડાકો થવાની જરૂર હતી. સમાધાન કરવાની મિ. એસ્કિવથની ખાસ શક્તિને લીધે ધડાકો થતાં પાંચ મહિનાની વાર લાગી. એ અરસામાં વિગ્રહ કમિટીની એવી અનિશ્ચિત સ્થિતિ હતી, કે તેનાથી કશું મહત્ત્વનું કામ થઇ શક્યું નહીં. કંઇ પણ આગળ પગલું લેવાની વાત થતી, કે તરત કારભારીઓ રાજીનામાં આપવા તૈયાર થતા, અને છેવટે કોઇક પ્રકારનું સમાધાન કરવું પડતું. બ્રિટિશ લશ્કરો જ્યારે સોમ ઉપર ફતેહ મેળવ્યા કરતાં હતાં, અને દર મહિને એક લાખ માણસની હાનિ થતી હતી, ત્યારે પ્રજા બેચેન હતી, અને શું ઇષ્ટ છે તેની કોઇને ખબર પડતી નહોતી.

પ્રજાનું ધ્યાન ન્હાની ન્હાની વાતોમાં રોકાયલું દેખાતું હતું. લગભગ સર્વત્ર સુધારાની જરૂર લાગતી હતી. ધીમેથી ચાલતી સરકાર જ્યારે એકાદ ફરિયાદ દૂર કરવાના ઉપાયો લેતી, કે તરત બીજી કોઇ બાબતમાં પ્રજાનો અસંતોષ પ્રગટ થતો. અશક્ત થઇ પડેલા લડવૈયાઓ માટે, તથા મરણ પામેલા, અશક્ત થયેલા, અથવા ખોવાયેલા લડવૈયાઓનાં આશ્રિતો માટે પ્રજાકીય પેન્શનની અમુક સંતોષકારક યોજના થાય, એ પ્રજાકીય ખળભળાટનો એક મુખ્ય ઉદ્દેશ હતો. એક વાર એવી વાત બહાર આવેલી, કે ૨૨,૦૦૦ અશક્ત થઇ પડેલા સિપાઇઓ હેરાન છે, કારણકે પલટનનો પગાર બંધ થયેલ છે, અને કશું યોગ્ય પેન્શન તેમને મળતું નથી. રાજ્યે પહેલાં કદાપિ લાખોનું લશ્કર સજ્જ કર્યું નહોતું, અને વિગ્રહમાં તૂટી ગયેલા હજારો માણસોને માટે યોગ્ય અને ઉદાર વ્યવસ્થા થાય, એવી કશી ઑફિશ્યલ યોજના નહોતી.

લગભગ એક સો વરસથી ગ્રેટ બ્રિટન પૈસા કમાવામાં અને લાભકારક સંસ્થાનો સ્થાપવામાંજ મચી રહ્યું હતું. લડવૈયાની તેણે અવગણના કરી હતી, જોકે મશિયનો સિવાય

બીજા કોઇએ તેનો વધારે ઉપયોગ કરેલો નથી. બ્રિટિશ સરકારે તૂટી ગયેલા સિપાઇ તરફ બહુ લાગણી બતાવી નહોતી, અને તેના નિર્વાહનું કર્તવ્ય મોટે ભાગે ધર્માખાતાંઓને સુપ્રત થયું હતું.

સાચો અને સીધો માર્ગ તો એજ છે, કે રાજ્યની સેવામાં તૂટી ગયેલા સિપાઇઓની તથા તેમનાં મૃત્યુ કે અશક્તિથી નિર્ધન થઇ પડેલાં સ્ત્રીઓ અને બાળકોની રાજ્યે પોતેજ સંભાળ લેવી જોઇએ. સંયુક્ત પ્રધાનમંડળે એ સાચો અને સીધો માર્ગ લીધો નહીં, અને પરિણામ એ આવ્યું, કે પીડાતી પ્રજાને રીસ ચડવા માંડી. ૧૯૧૬ના છેક ઑક્ટોબર સુધી સરકારી પેન્શનફંડ ૧૦,૦૦,૦૦૦ પૌંડથી ૬૦,૦૦,૦૦૦ પૌંડ સુધી વધારવાને મિ. મૅકકેનાએ સંમતિ આપી નહોતી. એ વખત સુધીમાં અતિ વિલંબને લીધે પેન્શનના દાવા પહોંચી ન વળાય તેટલા થઇ ગયા હતા, અને પેન્શનના અમલદારો અવ્યવસ્થા વધારતા હતા. પછી કર્મકાર પક્ષના પ્રમુખ મિ. આર્થર હેન્ડરસનને પેન્શનનો સવાલ સોંપાયો. મિ. હેન્ડરસન પેન્શન-ખાતાનો પ્રધાન નિમાવાની તૈયારી હતી, તેટલામાં સંયુક્ત પ્રધાનમંડળ ભાંગી પડ્યું, અને નવા રાજકીય યુગમાં વધારે મહત્ત્વનો ભાગ લેવાનું કર્મકાર પક્ષને પ્રાપ્ત થયું.

સંયુક્ત પ્રધાનમંડળને તોડી નાંખે તેવા પ્રકારનો બીજો સવાલ આયર્લંડનો હતો. સિન ફેનના બળવા પછી, અને મિ. એસ્કિવથે ડબ્લિનને મુલાકાત આપી તે પછી, મિ. લૉઇડ જ્યોર્જને આયર્લંડમાં થોડા વખત સુધી સમાધાન થાય એ ઉદ્દેશથી મસલત ચલાવવાનું કહેવામાં આવેલું. તમામ પ્રધાનમંડળની સંમતિથી તેણે મિ. રેડમન્ડ તથા પ્રજાકીય પક્ષની સાથે અને સર એડવર્ડ કાર્સન તથા અલ્સ્ટર પક્ષની સાથે ચર્ચા શરૂ કરી. તેણે આગેવાનોને સમજાવ્યા, અને અલ્સ્ટરના છ પ્રાંતો સિવાય બાકીના આયર્લંડને માટે સ્વરાજ્યની એક યોજના વિગ્રહ ચાલે તેટલા વખતને માટે તેમણે સ્વીકારી. સર એડવર્ડ કાર્સને અલ્સ્ટરના લોકોને અસર થાય તે રીતે સંબોધન કર્યું, અને તેમની શિથિલતા છતાં ૧૯૧૬ ના જૂનમાં નવી યોજના તેમની પાસે કબૂલ કરાવી. એક પ્રજાકીય કોન્ફરન્સમાં મિ. રેડમન્ડના પક્ષે પણ કામ-ચલાઉ સ્વરાજ્યની યોજના મંજૂર રાખી. એક કરાર ઉપર સહી કરીને બંને પક્ષના આગેવાનોએ કબુલ કર્યું, કે વિગ્રહ ચાલે છે ત્યાં સુધી પાર્લમેન્ટના તમામ આઇરિશ સભાસદો આમની સભામાં કાયમ રહે, અને શહેનશાહી સવાલોની ચર્ચામાં ભાગ લે. યોજનામાં મુખ્ય ધારણા એ હતી, કે આઇરિશ પાર્લમેન્ટ જ્યારે બાકીના આયર્લંડ પર સારી રીતે રાજ્ય કરવાની શક્તિ બતાવી આપશે, ત્યારે અલ્સ્ટર પણ સ્વરાજ્ય કબુલ કરશે.

મિ. રેડમન્ડ, મિ. ડિલૉન, અને મિ. ડેવલિન, સૌએ સિન ફેન ચળવળના રહેલા અંગારા પોતપોતાને ઠીક પડે તેમ ઠારવાનું માથે લીધું. તેમનો ઉદ્દેશ એ હતો, કે સ્વરાજ્યના પ્રયોગમાં કૅથલિક આયર્લંડને એવું વ્યવસ્થિત, વફાદાર, તથા પ્રગતિમાન બનાવવું, કે જેથી પ્રેસ્બિટેરિયન આયર્લંડને પોતાની મેળે સંયુક્ત આયર્લંડ રચવાની ઇચ્છા થાય. કરારની શરતોમાં મુસદ્દામાં આવ્યું હતું, કે પ્રયોગની મુદત પૂરી થતાં એક સંમેલન ભરવું, અને તેમાં ગ્રાસાહ્યનાં તમામ સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોના પ્રતિનિધિઓ બોલાવવા. એ કોન્ફરન્સે સંસ્થાનો તથા વિલાયતની

સરકાર વચ્ચેના સંબંધો વિચારવા, અને તે વખતે, આયર્લેંડને કાયમી સરકાર કયા પ્રકારની આપવી, તે પણ ચોકસ કરવું.

યોજના ઉદાર હતી, અને ૧૯૧૬ ના જૂલાઇના પહેલા અઠવાડિયામાં મિ. લૉઇડ જ્યોર્જની સમાધાનશક્તિ અને મિ. રેડમન્ડ તથા સર એડવર્ડ કાર્સનની સહાનુભૂતિને લીધે આયર્લેંડ અને ગ્રેટ બ્રિટનના સંબંધમાં જાણે કોઇ નવો યુગ શરૂ થવાનો હોય, એવું ઘડીવાર લાગેલું. પણ લગભગ છેલ્લી ક્ષણે લૉર્ડ લેન્સડાઉન દક્ષિણ તથા પશ્ચિમ આયર્લેંડના બ્રિટિશ યૂનિયનિસ્ટોના પ્રતિનિધિ તરીકે વચ્ચે પડ્યો. પ્રધાનમંડળમાંથી રાજીનામું દેવાની ધમકી આપીને તેણે બિલના ખરડામાં કેટલાક મહત્ત્વના ફેરફાર કરાવ્યા. પરિણામે યોજના ભાંગી પડી. ખુલાસો એવો વિચિત્ર કરવામાં આવેલો, કે મિ. લૉઇડ જ્યોર્જે પ્રધાનમંડળના પ્રતિનિધિ તરીકે કામ કર્યું નહોતું, પણ તેને અમુક મર્યાદિત અધિકારથી એજંટ નીમવામાં આવ્યો હતો, અને તેથી તેણે ઠરાવેલી સરતો જો પ્રધાનમંડળને ગમે નહીં, તો તેને ખુશીથી નાકબુલ કરી શકાય!

દરમિયાન સિન ફેનના બળવાની લાગણી ફેલાતી રહી, માત્ર આયર્લંડમાં નહીં, પણ જ્યાં જ્યાં આઇરિશ લોકો અને તેના વંશજો વસતા હતા ત્યાં. એથી કરીને યુનાઇટેડ સ્ટેટ્સમાં જર્મન પક્ષનાં કાવતરાંનું જોર વધેલું. સૌથી ખરાબ પરિણામ એ આવેલું, કે ઑસ્ટ્રેલિયાનો મુખ્ય પ્રધાન મિ. ડબ્લ્યુ. એમ. હ્યૂઝ ફરજિયાત લશ્કરી નોકરી દાખલ કરવાની દરખાસ્ત પસાર કરાવી શકયો નહીં.

૧૯૧૬ ની શરૂઆતમાં મિ. હ્યૂઝ ગ્રેટ બ્રિટનમાં રહ્યો, તે અરસામાં દુનિયાના આગેવાન કર્મકાર પ્રધાન તરીકે તેણે બ્રિટિશ કર્મકારો ઉપર ઘણી અસર કરી હતી, અને જર્મન વેપારની સામે ફતેહમંદ હીલચાલ શરૂ કરી હતી. ઑસ્ટ્રેલિયાના કેટલાક ઉદ્યોગોમાં તેણે જર્મનીના મહત્ત્વના લાભોનો નાશ કર્યો હતો, અને બ્રિટિશ કર્મકાર વર્ગના પ્રતિનિધિઓની સાથે વાતચિતોથી તથા ભાષણોથી તેણે રક્ષક રાજનીતિની મજબૂત હિમાયત કરી હતી. આશ્ચર્યની વાત એ છે, કે સંયુક્ત પ્રધાનમંડળનો એક મોટો પક્ષ વિગ્રહ પૂરો થતાં જર્મની સાથે અબાધિત વ્યાપાર ચલાવવાની તરફેણમાં હતો.

સંયુક્ત પ્રધાનમંડળ બરાબર કામ કરી શકે એવું ન હતું. દેશની અંદરના, શહેનશાહતના, તથા મિત્ર રાજ્યોની સાથે સંબંધના મહત્ત્વના સવાલોમાં પણ અંદર મતભેદ હતો. વિગ્રહ ચાલુ રાખવાની બાબતમાં પણ સંયુક્ત પ્રધાનમંડળ એટલું વિભક્ત હતું, કે તેણે કશું કર્યું નહીં. વિગ્રહખાતાના સેક્રેટરી મિ. લૉઇડ જ્યોર્જ તથા વેપારી બોર્ડના પ્રમુખ મિ. વૉલ્ટર રન્સિમૅન વચ્ચે છેક એટલે સુધી મતભેદ હતો, કે જ્યારે એકનો અભિપ્રાય ફતેહ મળે ત્યાં સુધી લડયા કરવાનો હતો, ત્યારે બીજાનો અભિપ્રાય મસલહત ચલાવીને સુલેહ કરવાનો હતો. મિ. રન્સિમૅને નવા ખજાનચી મિ. મૅકકેનાની મદદથી એવી રાજનીતિનું અનુસરણ કર્યું હતું, કે જેનાં કેટલાંક વિલક્ષણ પરિણામ આવેલાં. પુરુષોને લશ્કરી નોકરીમાંથી બાતલ કરવાને લીધે અને

ઓરતોની મહેનતના વધારે ઉપયોગથી સુલેહના પક્ષકારો બ્રિટિશ વેપારને બહુ સારી રીતે ટકાવી શકયા. ૧૯૧૬ માં નિકાસનો વેપાર ૫૦,૬૫,૦૦,૦૦૦ પૌંડ સુધી ચઢ્યો.

૧૯૧૩ સિવાય વિગ્રહ પહેલાંનાં બધાં વરસોના કરતાં આ આંકડો વધારે છે. ગ્રેટ બ્રિટનનો ૪,૦૦૦ વહાણોનો કાફલો લશ્કરી તથા નૌકા સંબંધી ફરજોમાં રોકાયલો હતો, અને તેની ઉપર અથવા તેની ખાતર દસેક લાખ માણસો કામ કરતા હતા. તેવુ લાખો માણસોનાં નવાં લશ્કરો રણમાં ઉતાર્યાં હતાં, અને એ સિપાઇઓની પાછળ બીજાં લાખો માણસો ઉત્પાદક ઉદ્યોગો છોડીને દારૂગોળો તથા હથિયારો બનાવતાં હતાં. આ બધી પ્રવૃત્તિમાં દેશનાં તમામ સાધનો રોકાઇ ગયલાં દેખાવા છતાં પણ તેનો નિકાસનો વેપાર ૧૯૧૩ના ઊંચામાં ઊંચા આંકડાની પાસે પહોંચેલો, કે જ્યારે જર્મની તથા ઑસ્ટ્રિયા-હંગરી વિગ્રહની તૈયારીઓ માટે ખરીદી કરી રહ્યાં હતાં.

જર્મની, ઑસ્ટ્રિયા-હંગરી, તથા તુર્ક શહેનશાહતની મોટી બજારો તો ખોવાઇ હતી, અને રૂશિયા સાથેનો સાધારણ વેપાર બાલ્ટિક તથા ડાર્ડનલ્સમાં બંધ હતો. પણ ગ્રેટ બ્રિટનને મિત્ર રાજ્યોના દેશોમાં તેમજ તટસ્થ રાજ્યોમાં એથી પણ મોટી બજારો મળી આવી. આ સ્થિતિને માટે મિ. મૅકકેના તથા મિ. રન્સિમૅનને ધન્યવાદ ઘટે છે.

૧૯૧૬ના ડીસેંબર સુધીમાં લગભગ ત્રીસ લાખ બ્રિટિશ કર્મકારોને દર અઠવાડિયે આઠ શિલિંગ વધારે મળવા માંડ્યા. મુસારાના દરમાં આ વધારો થવા ઉપરાંત સ્ત્રીઓ, છોકરીઓ, તથા છોકરાઓ પણ કામે લાગવાથી કુટુંબોની આવકોમાં સારો વધારો થયેલો. નિર્વાહનું ખર્ચ ૪૫ ટકા ચઢેલું, પણ તેથી કર્મકાર વર્ગની આબાદી અટકેલી નહીં, કારણકે આવકના વધારાને લીધે ખોરાકની વધારે કિંમત ભારે પડતી નહીં.

વચલા વર્ગને વધેલી કિંમતોથી સહન કરવું પડેલું, અને જુદા જુદા ધંધાના લોકો નિર્ધન થઇ ગયેલા. ઘણા ભારે કરો, ચડી ગયેલી કિંમતો, તથા આવકનાં ઘણાં સાધનોની ઓછી આવક થવાને લીધે મધ્યમ વર્ગના ઘણા લોકો સારી સ્થિતિમાંથી એકદમ ગરીબાઇમાં આવી ગયા. પણ પ્રજાકીય દૃષ્ટિબિંદુથી જોતાં એક વર્ગને થયેલી આ મોટી હાનિથી પણ અમુક લાભ થયેલો. એવી ગણના થયેલી, કે દસ લાખ સ્ત્રીપુરુષો, કે જેઓ વિગ્રહ પહેલાં અનુત્પાદક પ્રકારના કામમાં રોકાયલાં હતાં, તેઓ પ્રત્યક્ષ ઉત્પાદક અથવા લડાઇને લગતાં કામોમાં નિયુક્ત થયેલાં. સુલેહના દિવસોમાં ગ્રેટ બ્રિટન કરી શકાય તેટલું કામ કરતું નહોતું, અને ઘણો વર્ગ આળસમાં માત્ર મોજ માણતો હતો. પૈસાદાર કુટુંબો પોતાની સેવા માટે એટલા બધા નોકરોનો ઉપયોગ કરતાં હતાં, કે પ્રજાને તે પરવડે નહીં. વિગ્રહના દબાણથી ઘણાની સુસ્તી ઊડી ગઇ છે, અને પ્રજામાં નવું ચૈતન્ય ભરાયું છે.

નેપોલિયન સાથેના વિગ્રહમાં ગ્રેટ બ્રિટને મોટો પ્રયાસ કરેલો, પણ ચાલુ મહા વિગ્રહનો પ્રયાસ તે કરતાં બેહદ ચડી જાય છે. બ્રિટિશ ટાપુઓ માત્ર યુરપના ખૂણામાં એક ન્હાનો પ્રદેશ રોકે છે. અને એવો વખત હતો, કે જ્યારે દુશ્મન તથા દોસ્ત સૌને એમ લાગતું, કે

અનુકૂળ સંજોગોને લીધેજ બ્રિટિશ લોકોને દુનિયામાં આવડું મોટું સામ્રાજ્ય મળી ગયું છે. પણ ૧૯૧૬ ની આખર સુધીમાં દ્વીપવાસીઓએ પોતાના બધા પૂર્વજોની સરસાઇ કરી બતાવી છે. નૌકા સંબંધી, લશ્કરી, ઔદ્યોગિક, વાહકશક્તિ, અને દ્રવ્ય સંબંધી શક્તિ, તમામમાં તેમણે માણસજાતનું ભવિષ્ય ઘડવામાં ભાગ લીધો છે.

(આ મહત્ત્વનો ઇતિહાસ હવે પછીના અંકમાં જારી રાખવામાં આવશે.)

## લડાઇના તાર.

**સામાન્ય સ્થિતિ.**

પશ્ચિમ મોખરા ઉપર બ્રિટિશો તથા ફ્રેંચોનો ધસારો ધીમે ધીમે આગળ વધે છે, પણ રુશિયા જોખમમાં આવી પડશે, એમ જણાય છે. સબમરીનના સંકટનો સિદ્ધ ઉપાય હજી હાથ આવ્યો હોય, એવું માલુમ પડતું નથી, જોકે અમેરિકાના પ્રખ્યાત શોધક એડિસને એ સવાલ ઉપાડી લીધો કહેવાય છે. અમેરિકામાં ઘણો ઉત્સાહ છે, પણ જર્મનીનો અહંકાર હજી ઉતર્યો દેખાતો નથી. તારસમાચાર પણ થોડા અને મોડા મળે છે. આ વરસમાં લડાઇ પૂરી થવાની આશા ધીમે ધીમે દૂર થઇ છે, અને આવતા વરસમાં પણ શું થશે, તેની દૈવનેજ ખબર છે.

**બ્રિટિશ ધસારો.**

લંડન, ૫ મી મે.

ગુરુવારે આપણે નવ સો કરતાં વધારે કેદીઓ પકડ્યા છે, જેમાં ૨૮ અમલદારો છે. હવામાં પણ સખ્ત લડાઇ થઇ છે. દુશ્મનનાં પાંચ વિમાનો નીચે પડ્યાં છે, ચાર નકામાં થયાં છે, અને એક તોપથી નાશ પામેલ છે. આપણાં બેનો પત્તો નથી.

**જર્મનીમાં તોફાન.**

આમ્સ્ટર્ડામ, ૫ મી મે.

જર્મનીથી પાછા ફરેલા માણસો જણાવે છે, કે ત્યાં કેટલીક જગ્યાએ ગંભીર તોફાનો થયાં છે. મેન્ઝમાં ૧,૬૦૦ લોકોએ એકઠા થઇને દુકાનો લૂટી છે, તથા બારીઓના ચૂરા કર્યા છે. લશ્કરે રાઇફલો છોડતાં આઠ માર્યા ગયા છે. ૫૦૦ માણસો કેદ થયેલ છે.

**પિત્રોગ્રેડ ઉપર વાદળું.**

પિત્રોગ્રેડ, ૬ ઠ્ઠી મે.

જનરલ કૉર્નિલૉફ, કે જે પિત્રોગ્રેડના લશ્કરનો ઉપરી છે, તે ખબર આપે છે, કે રુશિયાના ઉત્તર મોખરા ઉપર દુશ્મનો મોટાં લશ્કરો એકઠાં કરવા લાગ્યા છે, અને લિબૉમાં જર્મન વહાણો તેમને પિત્રોગ્રેડની નઝદીક ઉતારવાની તૈયારી કરે છે. રાજધાનીના બચાવ માટે ઉપાયો લેવાય છે.

સબમરીનના સંકટનો ઉપાય.

ન્યુ યૉર્ક, ૭ મી મે.

નૌકાના સલાહકાર મંડળનો પ્રમુખ જણાવે છે, કે સબમરીનો સામેના પ્રયોગો ઘણા ફતેહમંદ નીવડ્યા છે, અને એમ ધારવામાં આવે છે, કે સવાલનો નિકાલ હાથ લાગ્યો છે.

અમેરિકન કર્મકારોનો રૂશિયાને સંદેશો.

લંડન, ૮ મી મે.

પિતૃગ્રેડ ખાતેના કર્મકારો તથા સિપાઇઓના પ્રતિનિધિઓના કાર્યવાહક મંડળને અમેરિકન કર્મકારોના સંયુક્ત મંડળે એક જાણવા લાયક સંદેશો મોકલ્યો છે. "કોઇ પણ મુલક બળાત્કારે બીજાની સાથે જોડવો જોઇએ નહીં, પણ પોતે કોને અધીન રહેવું, તે લોકોએજ નક્કી કરવું જોઇએ. જર્મન લોકો ઝડપથી વિગ્રહ બંધ કરી શકે, તે માટે એકજ ઉપાય છે, અને તે એ, કે હોહેનઝોલર્નો (જર્મન શહેનશાહ) તથા હાપ્સબર્ગો (ઑસ્ટ્રિયન શહેનશાહ) ને ગાદી છોડવાની ફરજ પાડવી જોઇએ."

કર્નલ રૂઝવેલ્ટનું લશ્કર.

વૉશિંગ્ટન, ૮ મી મે.

ન્યૂ યૉર્કથી ખબર છે, કે કર્નલ રૂઝવેલ્ટે ફ્રાન્સમાં કામ કરવા સારૂ ૧૮૦,૦૦૦ માણસોનું એક લશ્કર એકઠું કર્યું છે. સારા સારા વેપારીઓ તથા ધંધાદારીઓ તેમાં જોડાયા છે, અને લશ્કર પોતાનું ખર્ચ ઉપાડે છે.

આમની સભાની ગુપ્ત બેઠક.

લંડન, ૧૧ મી મે.

આમની સભાની એક ગુપ્ત બેઠકમાં મિ. ચર્ચિલ નૌકા તથા લશ્કરની સ્થિતિ સંબંધી, રૂશિયાની સ્થિતિ સંબંધી, તથા અમેરિકાનું બળ, સબમરીનનાં સંકટો, વગેરે બાબતો ઉપર બોલેલ છે. મિ. લૉઇડ જ્યોર્જે મિ. ચર્ચિલના વિષયોનું પૂર્ણ વિવેચન કર્યું છે. ઑગસ્ટથી દર મહિને કેટલાં વહાણોની હાનિ થઇ છે, તે બતાવ્યું છે; અને હુમલાની સામે કેવી પદ્ધતિઓ વપરાય છે, તે સ્પષ્ટ કરેલ છે. મિ. એસ્કિવથે મુખ્ય પ્રધાનના વિચારો સાથે પોતાની સંમતિ દર્શાવી છે, પણ કશું ગુપ્ત રાખવાની જરૂર નથી, એમ ઉમેર્યું છે.

## નિવેદન.

આજના અંકની સાથે ગ્રેટ બ્રિટન, બેલ્જિયમ, તથા મોન્ટીનીગ્રોની રાણીઓનો એક સુંદર સંયુક્ત ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૨૨ મી મે, ૧૯૧૭. [અંક ૨૫.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વેહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૨ મી મે, ૧૯૧૭.

ગ્રેટ બ્રિટનમાં રાજકીય ફેરફાર.

(ગયા અંકથી ચાલુ.)

લિબરલ પક્ષમાં ઘણા માણસો લડાઇ લંબાતી જોવાને રાજી નહોતા. તેઓ માનતા હતા, કે ફતેહ વગર પણ સુલેહની દરખાસ્તોની ગ્રેટ બ્રિટન ચર્ચા કરી શકે; અને એમ કહેવામાં આવતું હતું, કે જર્મની એ પ્રમાણે કરવાને તૈયાર છે. છેક પરોક્ષ રીતે એમ બોલાતું હતું, કે જર્મની બેલ્જિયમને બદલાની રકમ આપવાને, ફ્રાન્સને આલ્સેસ-લોરેનનો કંઇ ભાગ સુપ્રત કરવાને, અને કદાચ રુશિયાને ડાર્ડનલ્સમાં અમુક લાભ આપવાને રાજી છે.

ફ્રાન્સમાં જર્મન વિચારના સોશ્યલિસ્ટોનો એક ન્હાનો ભાગજ એવો હતો, કે જે પ્રશિયનો અને બવેરિયનો લોરેનની લોઢા તથા કોલસાની ખાણો અને આલ્સેસના ગંજાવર પોટાશના થરો રાખી રહે, તેમાં નાખુશ નહોતો. આલ્સેસની પોટાશની સમૃદ્ધિ એકલીજ લડાઇના જર્મન ખર્ચને પહોંચી વળવાને પુરતી હતી. પણ સ્વરાજ્ય ભોગવતું ફ્રાન્સ, કે જેના પર, તે તૈયાર નહોતું, અને સુલેહ ટકાવી રાખવાને ઉત્સુક હતું, ત્યારે અન્યાયથી હુમલો કરવામાં આવ્યો હતો, તે પોતાના ખોવાયલા પ્રાંતો પાછા મેળવવાને આગ્રહી હતું, કે જે તેના ઉદ્યોગોની અને ખેતીની ખીલવણી કરવાને આવશ્યક હતા. રુશિયાને પોતાના સંપૂર્ણ વિકાસને માટે વિજયની જરૂર હતી. બેલ્જિયમ તથા સર્બિયાને દુશ્મન આપે તે કરતાં વધારે બદલો જોઇતો હતો; અને ઇટલીને પોતાના જૂના દુશ્મનના હાથમાં રહેલાં ઇટાલિયન શહેરો તથા ઇટાલિયન મુલકની જરૂર હતી, કે જેથી આડ્રિઆટિક ઉપર તે પૂરેપૂરો અધિકાર રાખી શકે, તથા ભૂમધ્ય સમુદ્રમાં તેની સત્તાનો વિસ્તાર થાય.

૧૯૧૬ ના સપ્ટેંબરમાં સૌ મિત્ર રાજ્યોની અંદર ગ્રેટ બ્રિટન એકલુંજ એવી સ્થિતિમાં હતું, કે જે મોટા લાભ સાથે લડાઇમાંથી નિવૃત્ત થઇ શકે. કેવળ સ્વાર્થવૃત્તિથી જોનારને મસલહતથી સુલેહ કરવામાં કેટલોક લાભ પણ દેખાયો હશે. કારણકે વિગ્રહથી બ્રિટિશ સામ્રાજ્યનું બળ વધેલું છે. રણભૂમિ ઉપર હાનિ થઇ છે, તો પરદેશ જનારાઓની સંખ્યા ઘટી છે. દક્ષિણ આફ્રિકાના મુલકમાં વધારો થયો છે, અને તે મદદ્દ્રા પ્રાસ કરશે એમ દેખાય છે. ન્યૂઝીલેંડ તથા ઑસ્ટ્રેલિયામાં પણ વિગ્રહ પછી વસ્તી વધવાનો સંભવ છે.

ગ્રેટ બ્રિટને દરેક જર્મન સંસ્થાનનો કબજો લીધો છે, મોટા પ્રમાણનું લશ્કર ઉભું કર્યું છે, અને પોતાની સત્તાને માન આપવાની જર્મનોને ફરજ પાડી છે. જર્મનીનો દરિયાઇ વેપાર લગભગ બંધ છે, અને તેની નવી વ્યવસ્થાને કેટલોક વખત લાગશે, પણ ગ્રેટ બ્રિટનનો નિકાસ વેપાર સારી રીતે ટકી રહ્યો છે. આ સ્થિતિ હોવાથી એવું સૂચવવામાં આવેલું, કે જર્મની સાથે સમાધાન થાય, તો વિગ્રહનો સારામાં સારી રીતે અંત આવે.

એ પ્રમાણે થયું હોત, તો ફ્રાન્સ અને રશિયાની તથા છેવટે બ્રિટનની શી સ્થિતિ થાત, તે કલ્પી શકાતું નથી. પણ મિ. લૉઇડ જ્યોર્જ વચ્ચે પડ્યો, અને તેથી યોજના અને સરકાર એક સાથે તૂટી પડી. તેણે મિ. વૉલ્ટર રન્સિમૅન, વ્હાઇકાઉન્ટ ગ્રે, અને મેકકેનાને વિગ્રહ સમિતિમાંથી દૂર કર્યા, અને જ્યારે મિ. એસ્કિવથે એ લોકો તરફ વલણ બતાવ્યું, ત્યારે સરકારને પણ તોડી નાંખીને તે મુખ્ય પ્રધાન થયો.

૧૯૧૬ના સપ્ટેંબરમાં ફતેહ વગર સુલેહ કરાવવા ચાહનારાઓની વિરુદ્ધ મિ. લૉઇડ જ્યોર્જે ખુલ્લી લડત શરૂ કરી. પ્રધાનમંડળની અંદરના બે પક્ષો વચ્ચેના તફાવતની પ્રજાને ખબર હતી, અને પ્રજા તેથી બેચેન હતી. ખોરાકની વસ્તુઓ પૂરી પાડવાની બાબતમાં જે શિથિલતા દેખાઇ, તેથી પ્રજાને લાગ્યું, કે સંયુક્ત સરકારની જેમ લડાયક બાબતોમાં તેમજ સ્થાનિક બાબતોમાં કોઇ સ્પષ્ટ અને સબળ રાજનીતિ નથી. જ્યારે જર્મન સબમરીનોનો બીજી વારનો ઉપદ્રવ શરૂ થયો, ત્યારે ખોરાક ઉપર રાજ્યના અંકુશની આવશ્યકતા પ્રગટ થઇ. વેપારના બોર્ડના પ્રમુખ તરીકે મિ. રન્સિમૅન લાંબા વખતથી ખોરાકના રાજકીય અંકુશની માગણીની સામે થયો હતો. મિ. રન્સિમૅન એક વહાણોવાળા શેઠનો પુત્ર છે, અને પોતે પણ કામકાજની ઊંચા પ્રકારની શક્તિ ધરાવે છે; પણ જો તે સ્વતંત્ર નોકરી અને સ્વતંત્ર વેપારનો હિમાયતી ન હોત, તો વિગ્રહના વખત દરમિયાન તમામ વેપારી કાફલાનો રાજ્યની સેવામાં ઉપયોગ કરી શકયો હોત. કંઇ નહીં તોપણ એટલું તો બનતજ, કે કેટલાક વહાણોના માલેકોએ જે અઘટિત મોટા નફા મેળવેલા, અને જેથી પ્રજાને ખાસ અસંતોષ થયેલો, તે તેઓ મેળવી શકયા ન હોત.

૧૯૧૫ની આખરથી એક અનાજ કમિટીની બેઠકો લંડનમાં થયા કરતી હતી, અને તેમાં ગ્રેટ બ્રિટન, ફ્રાન્સ, તથા ઇટલીના પ્રતિનિધિઓ હતા. એ ત્રણ મિત્ર રાજ્યોને માટે ઘઉંની ખરીદીનો એ કમિટીએ બંદોબસ્ત કર્યો હતો. પણ એ અમલદારો અને કુશળ માણસો યુનાઇટેડ સ્ટેટ્સના વેપારીઓને પહોંચી વળે એવા નહોતા. ૧૯૧૬ની પાનખર ઋતુમાં ગ્રેટ બ્રિટનમાં અનાજનો સંચય એટલો ઓછો હતો, કે ખોરાક પૂરો પાડનારી કમિટીને ધાસ્તી લાગેલી.

તેટલા માટે ઑકટોબરના બીજા અઠવાડિયામાં ઘઉં અને લોટની તમામ આયાત ઉપર અંકુશ રાખવાને અને પરચૂરણ વેપારીઓ કિંમત અયોગ્ય પ્રમાણમાં વધારે નહીં તેની દેખરેખ રાખવાને એક રૉયલ કમિશનની નીમણુક થઇ. ખેતીના બોર્ડનો પ્રમુખ ક્રૉફર્ડનો અર્લ આ કમિશનનો પ્રમુખ હતો. પણ તે ચિકાગોના કુશળ અને કારસ્તાની વેપારીઓને કયાંથી પહોંચી શકે?

૧૯૧૬ ના નવેંબરની ૧૫ મી તારીખે લોકમતના દબાણથી મિ. રન્સિમૅનને એમ જાહેર કરવાની ફરજ પડી, કે "આવતા વરસમાં દેશને જે સંકટ પડશે, તે અટકાવવા સારૂ ખોરાકનો એક નિયામક નીમવાની મેં નાખુશીથી સંમતિ આપી છે." પણ પોતાના ભાષણમાં તેણે એવી વાતો દાખલ કરી, કે જેની ચર્ચા ખેતીના બોર્ડના પ્રમુખે કરવી જોઇતી હતી. ખાસ કરીને તેણે કહેલું, કે "ખેડુત વર્ગના વધારે માણસોને લશ્કરને માટે ફાજલ પાડી શકાય તેમ નથી, કારણકે તેમ કરવાથી લડાયક બળમાં જેટલો વધારો થશે તેના પ્રમાણમાં ખોરાકના ઉત્પન્નમાં વધારે ઘટાડો થશે." પોતાના પ્રદેશનું અવલોકન કરવા તે પછી તેણે જણાવેલું, કે કેટલાક ધંધામાં ફરજિયાત નોકરી હદથી વધારે દાખલ થઇ ગઇ છે, અને તેનો ઉપાય લેવાની જરૂર છે.

પણ મિ. લૉઇડ જ્યોર્જને લશ્કર સારૂ વધારે માણસો જોઇતા હતા, અને તે મેળવવાનો તેણે નિશ્ચય કર્યો હતો. ૧૯૧૭ની નિકાસ ૧૯૧૬ કરતાં ઓછી થવાની તેને ધાસ્તી નહોતી, કારણકે તેને ખબર હતી, કે વધારે સારી વ્યવસ્થાથી પેદાશ ઓછી થતી અટકાવી શકાશે. તેને મજબૂત ખેડુતવર્ગમાંથી હજી એક લશ્કર ચૂંટી કાઢવાની ઇચ્છા હતી, કારણકે એ વર્ગના લોકો સારા લડવૈયા થઇ શકે એવા દેખાતા હતા. ૧૯૧૬ ના સપ્ટેંબરની મધ્યથી વધારે માણસોની જરૂર જણાતી આવી હતી. સર વિલિયમ રૉબર્ટસન, કે જે શહેનશાહી જનરલ સ્ટાફનો વડો હોવાથી વિગ્રહના બધા મોખરા ઉપરનાં લશ્કરોનો ઉપરી હતો, તેણે ઑક્ટોબરમાં એક ભાષણ કરીને પ્રજાને ચેતવણી આપી, કે જો વધારે માણસો આપશો નહીં, તો લડાઇમાં જીત મળશે નહીં.

ડીસેંબરની શરૂઆતમાં મુખ્ય પ્રધાને રાજાજીને સલાહ આપી, કે નવી સરકાર રચવાની તેઓ સંમતિ આપે. ૧ લી તારીખે મિ. એસ્કિવથે મિ. લૉઇડ જ્યોર્જને કાગળ લખેલો, કે સર એડવર્ડ કાર્સન, મિ. બોનર લૉ, અને મિ. લૉઇડ જ્યોર્જની વિગ્રહ કમિટી સ્વીકારવા પોતે રાજી છે, પણ મુખ્ય પ્રધાન તરીકે તેની બેઠકોમાં તેણે પ્રમુખ થવું જોઇએ. મિ. લૉઇડ જ્યોર્જે એ વાત સ્વીકારી નહીં, પણ ડીસેંબરની ૨ જી તારીખ તો કશી સ્પષ્ટતા થયા વગર પસાર થઇ. ડીસેંબરની ત્રીજી તારીખે પ્રધાનમંડળના યૂનિયનિસ્ટ સભાસદોએ ઠરાવ કર્યો, કે મિ. એસ્કિવથ જો રાજીનામું નહીં આપે, તો તેઓ બધા રાજીનામાં આપશે.

ડીસેંબરની પાંચમી તારીખે સાંઝે મિ. એસ્કિવથે રાજીનામું આપ્યું, અને રાજાજીએ મિ. બોનર લૉને બોલાવીને એક નવું પ્રધાનમંડળ રચવાની સૂચના કરી. યૂનિયનિસ્ટોના એ આગેવાનને મિ. લૉઇડ જ્યોર્જના ટેકાની ખાતરી હતી, પણ સ્થિર પ્રધાનમંડળ રચી શકવા તે સમર્થ થયો નહીં. આમ થવાથી ડીસેંબરની ૬ ઠ્ઠી તારીખે સાંઝે રાજાજીએ મિ. લૉઇડ જ્યોર્જને આમંત્રણ કર્યું, અને મિ. બોનર લૉની મદદથી નવું પ્રધાનમંડળ રચવાનું તેણે કબુલ કર્યું.

એસ્કિવથ પક્ષના કારભારીઓએ એવું ધારેલું, કે મિ. લૉઇડ જ્યોર્જ લૉર્ડ કર્ઝન, મિ. ચેંબરલેન, તથા મિ. લૉર્ડ રૉબર્ટ સેસિલને મેળવી લઇ શકશે નહીં, અને છેવટે કર્મકાર પક્ષને હાથે હાર ખાશે. પણ મિ. લૉઇડ જ્યોર્જે એવી વિલક્ષણ શક્તિ બતાવી, કે કોઇ પણ પક્ષ સામે થયો નહીં. તેણે એવા કારભારીઓ પોતાની આસપાસ તરત એકઠા કર્યા, કે

સ્વીડનના રાજા.




ગ્રીસના રાજા. ડેન્માર્કના રાજા. બલ્ગેરિયાના રાજા.

ડિઝરાયલી અને જોસફ ચેંબરલેનનાં સ્વપ્નાં એક સાથે ખરાં પાડયાં; અને બ્રિટનના ઇતિહાસના એ નવા પિટે શહેનશાહી લોકશાસનની સ્થાપના કરી.

મિ. લૉઇડ જ્યોર્જે મિ. આર્થર હેન્ડરસન, મિ. વૉર્ડલ, મિ. બ્રેઇસ અને મિ. રૉબર્ટ્સની ૭ મી તારીખે મુલાકાત લીધી, અને તેમની ખાતરી કરી આપી, કે વિગ્રહ ચલાવવામાં તથા દેશની અને સામ્રાજ્યની નવી વ્યવસ્થા કરવામાં કર્મકાર પક્ષ વધારે ભાગ લઇ શકે, એવો અપૂર્વ પ્રસંગ આવી ચૂક્યો છે.

બપોર પછી કર્મકાર આગેવાનોએ આમની સભામાં એક ખાનગી બેઠક ભરી, કે જેથી તેઓ નવી સરકાર તરફ કેવું વલણ રાખવું, તેનો નિશ્ચય કરી શકે. મિ. રામસે મૅકડોનલ્ડ, મિ. સ્નોડેન, વગેરે સુલેહ પક્ષના માણસોએ મિ. લૉઇડ જ્યોર્જની સાથે એકત્ર થવાની દરખાસ્તને વખોડી કાઢી. પણ મિ. હેન્ડરસનને મિ. બ્રેઇસ, મિ. રૉબર્ટ્સ, મિ. હૉજ્જ, મિ. જ્યોર્જ બાર્નીસ, મિ. ઓ' ગ્રેડી અને મોટાં મહાજન મંડળોના બીજા પ્રતિનિધિઓનો મજબૂત ટેકો મળ્યો. બહુમતે એમ ઠર્યું, કે નવી સરકારમાં ભાગ લેવો. તેજ સાંઝે લિબરલ પક્ષની વિગ્રહસમિતિએ સર ફ્રેડરિક કૉલીના પ્રમુખપણા નીચે મળીને એવો ઠરાવ કર્યો, કે મિ. લૉઇડ જ્યોર્જને ટેકો આપવો. વેલ્સના લિબરલ પ્રતિનિધિઓ પણ બ્રિટનના પહેલા વેલ્શ મુખ્ય પ્રધાનની આસપાસ એકઠા થયા. પરિણામ એ આવ્યું, કે નવી ચૂંટણી વગર મિ. લૉઇડ જ્યોર્જને આમની સભામાં બહુમતિ મળી, અને જે માણસો તેને હરાવવાની આશા રાખતા હતા, તેમનાથી તે સ્વતંત્ર થયો.

આ પ્રમાણે મુશ્કેલીઓ અને પ્રપંચોના સમુદ્રમાંથી મિ. લૉઇડ જ્યોર્જ એટલી સત્તા સાથે વરી નીકળ્યો, કે જેવી અર્વાચીન કોઇ પણ બ્રિટિશ મુખ્ય પ્રધાને ભોગવેલ નથી. આયર્લૅંડના પ્રજાકીય પક્ષનો તેના તરફ સદ્ભાવ હતો. કૅથલિક અને પ્રોટેસ્ટંટ આયર્લૅંડ વચ્ચે સમજુતી કરાવવાના આગલા પ્રયત્નમાં તેણે મોટી સમાધાનશક્તિ બતાવી આપી હતી. મહાજનોના આગેવાનોને તેના ઉપર વિશ્વાસ હતો. અને તેણે પોતાની આસપાસ પણ ખરા સમર્થ પુરુષોનું મંડળ એકઠું કર્યું.

નવા મુખ્ય પ્રધાનને પ્રધાનમંડળ રચતાં વાર પણ ઘણી થોડી લાગી. મુશ્કેલી ડીસેંબરની ૧ લી તારીખે શરૂ થઇ, અને ૭ મી તારીખે તો તેનો અંત આવી ગયો. એક અઠવાડિયાની અંદર સરકારના કામકાજમાં નવો ઉત્સાહ પ્રેરિત થયો. ફ્રાન્સ અને ઇટલીને ઘણું સારૂં લાગ્યું. ઇટાલિયનો, કે જેઓ ઘણા વખતથી મિ. લૉઇડ જ્યોર્જ ઉપર આફરીન હતા, તેમણે તેને "યૂરપનો મુખ્ય પ્રધાન" કહીને માન આપ્યું. તેમની નજરમાં તે અર્વાચીન પ્રજાશાસનની પ્રતિભાના મૂર્ત્ત સ્વરૂપ જેવો લાગતો હતો. ફ્રેંચો દારૂગોળા ખાતાના પ્રધાન તરીકેની તેની ફતેહથી વાકેફ હતા, અને તેના હાથમાં સર્વોપરિ અધિકાર આવવાથી પ્રસન્ન થયેલા.

(આ મહત્ત્વનો ઇતિહાસ હવે પછીના અંકમાં પૂરો કરવામાં આવશે.)



## ચાલુ વિગ્રહ સંબંધી મિ. જાઇલ્સના વિચારો.

મુંબાઇ કેળવણી ખાતાના માજી ડિરેકટર મિ. ઇ. જાઇલ્સે ગયા એપ્રિલની ૧૧ મી તારીખે ભાવનગરના નામદાર મહારાજા સાહેબને એક પત્ર લખેલ છે, જેમાંના કેટલાક વિચારો અમારા વાંચનારાઓને ઉપયોગી થવાનો સંભવ હોવાથી અમે તેનો અમુક ભાગ નીચે ઉતારીએ છીએ :—

"* * * બ્રિટિશ અને હિંદી વિક્રમનાં બે વોલ્યુમના કેટલાક ભાગ હું વાંચી ગયો છું, અને આપ નામદારની યોજના બહુ સારી રીતે પાર પડે છે, એ જોઇ શકયો છું. * * * મહારાજા સાહેબના હાથ નીચેના સ્ટેટની ઉદારતાથી સાપ્તાહિક બહુજ આકર્ષક રૂપમાં પ્રગટ થાય છે, અને ચિત્રો એવાં સરસ આવે છે, કે તેના કામ કરનારાઓને મુબારકબાદી ઘટે છે. સાપ્તાહિક કાઠિયાવાડની બહાર લોકપ્રિય થયું છે, એ જાણીને મને કશું આશ્ચર્ય થયું નથી; અને મને ખાતરી છે, કે જ્યાં જ્યાં ગુજરાતી ભાષા બોલાય છે અને સમજાય છે, ત્યાં સર્વત્ર તેનો સ્નેહથી સત્કાર થશે.

"આ ભયંકર લડાઇનું ત્રીજું વરસ પૂરૂં થવા આવ્યું છે, પણ મને લાગે છે કે એવી ઘણી નિશાનીઓ છે, કે જે પરથી આપણે માની શકીએ, કે અંત હવે પાસે છે, અને તે પણ મિત્ર રાજ્યોને વાસ્તે સારી ફતેહનો અંત, કારણકે અમેરિકા અંદર દાખલ થવાથી મિત્ર રાજ્યોનું બળ વધ્યું છે. * * * આ વિગ્રહ એવા પ્રકારનો છે, કે દુશ્મનનાં ચારિત્ર અને તેની અમાનુષી હેવાનિયતને લીધે તેની ચોકખી હાર થયા સિવાય બીજી રીતે અંત સંભવતો નથી. મારો જ્યેષ્ઠ પુત્ર સેન્ટ કવેન્ટિન આગળના લશ્કરમાં છે, કે જેણે ફ્રેંચ લોકોને ૮૧ ગામ પાછાં મેળવી આપ્યાં છે. તે લખે છે, કે જે ગામડિયાઓ અઢી વરસથી જર્મનોના ઝુલ્મ નીચે રહેલ છે, તેઓ પોતે સહેલાં દુઃખોથી દીવાના જેવા થઇ ગયા છે. તેમનાં ઘરો લુટવામાં વંધા બાળવામાં આવેલ છે, છોકરાંને ભૂખે મારવામાં આવેલ છે, પતિઓ તથા પુત્રો જર્મનીમાં ગુલામી કરવા સારૂ મોકલી અપાયા છે, અને દીકરીઓને એથી પણ વધારે દુર્દશા કરવા સારૂ જર્મન રાક્ષસો ઉપાડી ગયા છે. જે મકાનમાં તે સૂતો હતો, તેના માલેકની એકની એક સત્તર વરસની દીકરીને એક જર્મન અમલદાર ઉપાડી ગયો હતો. * * * આ લોકોનું દુઃખ કોઇ પણ શબ્દોથી વર્ણવી શકાય તેવું નથી, અને તેમને જોતાં પણ દયા આવે છે, અર્ધા ભૂખે મરેલા, વ્યાધિગ્રસ્ત, જખમી અને મલમપટ્ટા વગરના, રીબાયલાં શરીરો અને ચસકી ગયેલાં મનવાળા, કે જેઓ પોતાનો છુટકારો થયો તે પણ સમજી શકેલા નહીં, અને ઘણાંખરા માત્ર રડી પડેલા. * * * જો કોઇ પણ વિગ્રહ પવિત્ર હોય, તો ચાલુ વિગ્રહ છે, કારણકે આવી રાક્ષસી રીતભાતનો અંત લાવવા સારૂ તે લડવામાં આવે છે. * * * મારા પુત્રનો કાગળ ૭ મી એપ્રિલનો છે, એટલે જે સ્થિતિ અત્યારે ચાલે છે, અને તે જોઇ રહેલ છે, તેનું તેમાં વર્ણન છે. પ્રભુ કરે ને શાંતિપ્રિય હિંદનાં ગામડાંને કદાપિ એવો અનુભવ ન થાય!"

## લડાઇના તાર.

—:o:—

ખિકાનેરના મહારાજાના ઉદ્ગાર.

લંડન, ૧૦ મી મે.

આજે બિકાનેરના નામદાર મહારાજાનો એક કાગળ લંડન ટાઇમ્સમાં પ્રગટ થયેલ છે. મહારાજા મિ. ચેંબરલેનની ફરજ સંબંધી ઊંચી લાગણીની, નિષ્પક્ષપાતતાની, હિંદી સવાલો ચર્ચવામાં સરલતાની, અને વિગ્રહસમિતિ તથા કોન્ફરન્સમાં હિંદી પ્રતિનિધિઓને છૂટથી બોલવા દેવામાં સભ્યતાની તારીફ કરે છે. પોતાના જૂના મિત્રો સર જેમ્સ મેસ્ટન તથા સર સત્યેંદ્ર પ્રસન્ન સિંહનો તે ઉપકાર માને છે, અને જણાવે છે કે તેમની પરસ્પર મૈત્રી સારી રીતે જળવાઇ રહેલ છે. * * * મહારાજા મેની ૨ જી તારીખની ટાઇમ્સની સૂચનાને અનુમોદન આપે છે, અને કહે છે કે હિંદને વાસ્તે બ્રિટિશ રાજનીતિની સ્પષ્ટતા કરવાનો પ્રસંગ આવી ચૂક્યો છે. * * * જેમ વિચાર વગરની દરખાસ્તો સ્વીકારવામાં ભૂલ છે, તેમજ અતિશય સાવચેતી બતાવવી એ પણ એક ભૂલ છે.

તુર્કોની ક્રૂરતા.

લંડન, ૧૩ મી મે.

પાસ્ખા પર્વને દિવસે બધા યાહુદીઓને જાફામાંથી કાઢી મૂકવામાં આવેલ છે, અને તેમને ઉત્તર તરફ ન્હાસી જવાની ફરજ પડી છે. ન્હાસતાં ન્હાસતાં તેમને લૂટવામાં આવેલ છે, અને તેમનાં મકાનો લૂટાયાં તથા નષ્ટ થયાં છે. સામે થનારાઓને ફાંસીએ ચડવું પડ્યું છે. હજારો માણસો, નિરાધાર, ભૂખ્યા, અને માંદા રસ્તાઓમાં ભટકે છે.

જનરલ સ્મટ્સનું ભાષણ.

લંડન, ૧૬ મી મે.

આમની તથા અમીરોની સભાઓએ અમીરોની સભાની શાહી ગેલેરીમાં જનરલ સ્મટ્સની પરોણાગત કરી છે. વ્હાઇકાઉન્ટ ફ્રેંચ પ્રમુખસ્થાને હતો. તેણે કહ્યું, કે "યૂરપનાં રણક્ષેત્રો ઉપર જે ભાઇબંધીની લાગણી થઇ છે, તે ઘણી પ્રબળ છે. આપણા વિશાળ સામ્રાજ્યના સંબંધો જો આપણે જાળવી શકશું નહીં, તો સામ્રાજ્યના કકડા થઇ જશે. * * * આપણે કંઇ પાર્થિવ લાભ સારૂ કે વધારે મુલકને માટે નહીં, પણ ભવિષ્યની સલામતીની ખાતર લડીએ છીએ; પણ સામ્રાજ્યની અંદરના પરસ્પર સંબંધો ચોકસ કરવાનું મુશ્કેલ કામ ઉભું રહે છે. આપણે જર્મન અર્થમાં સામ્રાજ્ય નથી, પણ એવી પ્રજાઓનું મંડળ છીએ, કે જેઓ લગભગ સર્વોપરિ સત્તા ભોગવે છે, લગભગ સ્વતંત્ર છે, અને આપણે સામ્રાજ્ય નહીં બલકે પ્રજાશાસન છીએ, કે જેની ભવિષ્યમાં કેવી વ્યવસ્થા કરવી, એ છેક નવો પ્રશ્ન છે. યુનાઇટેડ સ્ટેટ્સની પદ્ધતિ આપણે માટે ચાલે તેવી નથી, અને શહેનશાહતની પ્રજાઓને એકસરખી કરવાનો આપણો ઇરાદો નથી. ખુલાસો એકજ છે, અને તે સ્વતંત્રતા તથા સ્વરાજ્યની આપણી પરંપરાથી પ્રાપ્ત થાય છે. * * * આપણે ત્યાં રાજા છે, પણ એ સંસ્થા વંશપરંપરાગત પ્રજાશાસનથી

બહુ ભિન્ન નથી. એવો વખત આવતાં મને તાજુબી નહીં લાગે, કે જ્યારે શાહજાદાઓ યૂરપના ક્ષુદ્ર દરબારોમાંથી પત્નીઓ પસંદ કરવાને બદલે શહેનશાહતના દૂરના ભાગોમાં શોધ કરશે. * * * શહેનશાહી પાર્લમેન્ટના સર્વોપરિ અધિકાર વિરુદ્ધ કોઇ વાંધો ઉઠાવશે નહીં; તેની સ્થિતિ હમેશાં વડા ભાગદારની રહેશે. * * * જો આપણે આપણી પરંપરાઓ તરફ વફાદાર રહેશું, તો અગાઉના કરતાં માણસજાતના ઇતિહાસ ઉપર વધારે મોટી અને વધારે લાભકારક અસર કરી શકશું. ચાલુ વિગ્રહમાંથી આપણે એ મોટો લાભ લઇ શકશું, કે દુનિયા ફરીને દુઃખમાં પડશે, તેનો આધાર મોટે ભાગે આપણા ઉપર છે."

સ્વરાજ્યની યોજના.

લંડન, ૧૬ મી મે.

એમ કહેવાય છે, કે સરકારની આઇરિશ સ્વરાજ્યની યોજના તરતમાં અમલમાં મુકાશે. ડબ્લિનમાં ૨૬ પ્રજાકીય પ્રાંતોની પાર્લમેન્ટ સ્થપાશે, અને અલ્સ્ટરના છ પ્રાંતો પાછળથી સંયુક્ત થઇ શકશે. બંને પક્ષના પ્રતિનિધિઓની એક પ્રજાકીય કાઉન્સિલ સ્થાપવાની છે.

ઇટાલિયન ધસારો.

લંડન, ૧૬ મી મે.

રુડાઇનથી એક તાર છે, કે ઇટાલિયનો ટોલ્મિનોથી સમુદ્ર તરફ સાઠ માઇલના મોખરા ઉપર ધસવા માંડ્યા છે. ટોલ્મિનોનો પૂલકિલ્લો ઘણો મજબૂત છે, અને ખીણમાં પ્રવેશ કરતાં અટકાવે છે. લડાઇ ચાલ્યા કરે છે. ૩,૩૭૫ કેદીઓ પકડાયા છે, જેમાં ૯૮ અમલદારો છે.

રુશિયન પ્રધાનોનાં રાજીનામાં.

પિતૃગ્રેડ, ૧૬ મી મે.

પરદેશ ખાતાના પ્રધાન મિ. મિલ્યુકૉફે રાજીનામું આપેલ છે. મિ. ગચ્યકૉફે પણ વિગ્રહ ખાતાના પ્રધાનના હોદ્દાનું રાજીનામું આપ્યું છે.

અમેરિકન નૌકાની મદદ.

લંડન, ૧૬ મી મે.

યુનાઇટેડ સ્ટેટ્સનાં વિનાશક વહાણોનો એક કાફલો બ્રિટિશ નૌકાની સાથે રહીને લડાઇ ચલાવવા સારૂ આવી પહોંચેલ છે. અમેરિકન વહાણો બહુ સારી સેવા બજાવે છે, એમ જાહેર થયું છે. છેલ્લા અઠવાડિયામાં ગ્રેટ બ્રિટનનાં બધાં બંદરોમાં થઇને કુલ ૨,૫૬૮ વહાણો આવ્યાં છે, અને ૨,૫૫૨ વિદાય થયાં છે. ૧,૬૦૦ ટનથી ઉપરનાં ૧૮ વહાણો અને અંદરનાં ૫ વહાણો દુશ્મને ડુબાવ્યાં છે, અને ૧૯ ઉપરનો હુમલો નિષ્ફળ નીવડયો છે.

## નિવેદન.

આજના અંકની સાથે ગ્રીસ, સ્વીડન, ડેન્માર્ક તથા બલ્ગેરિયાના રાજાઓનો એક સુંદર સંયુક્ત ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૨૯ મી મે, ૧૯૧૭. [અંક ૨૬.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વ્હેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૯ મી મે, ૧૯૧૭.

ગ્રેટ બ્રિટનમાં રાજકીય ફેરફાર.
(ગયા અંકથી ચાલુ.)

રાજકીય સંક્ષોભ પછી મિ. લૉઇડ જ્યોર્જ અને મિ. એસ્કિવથ બંને માંદા પડ્યા. નવા મુખ્ય પ્રધાનની બીમારીમાં એક વકી રાખેલો બનાવ બન્યો. ડીસેંબરની ૧૨મી તારીખે જર્મનીના ચાન્સેલરે સુલેહની ચર્ચા શરૂ કરવાની તત્પરતા બતાવી. આઠ દિવસ પછી યુનાઇટેડ સ્ટેટ્સના પ્રેસિડન્ટે એક સુલેહની નોટ લખી, અને એવું સૂચવ્યું, કે દુનિયાની કાયમની શાંતિને માટે બંદોબસ્ત કરવો જોઇએ. સારે નસીબે મિ. રન્સિમૅન કે વ્હાઇકાઉન્ટ ગ્રે—કોઇની પાસે ચર્ચા કરવાનો અધિકાર નહોતો. મિ. લૉઇડ જ્યોર્જ લડતા અને નહીં લડતા બ્રિટનના મોટા ભાગની ઇચ્છા પ્રમાણે જવાબ આપી શકેલો, કે ફતેહ વગરની સુલેહમાં સાર નથી.

ડીસેંબરની ૨૦ મી તારીખે તેણે જર્મન ચાન્સેલરની સુલેહની દરખાસ્તનો જવાબ આપેલો, અને તેમાં અબ્રાહમ લિંકનના પ્રખ્યાત શબ્દોનો ઉપયોગ કરેલો:—"આપણે આ વિગ્રહ અમુક હેતુને માટે, અને યોગ્ય હેતુને માટે, સ્વીકાર્યો છે; અને જ્યારે એ હેતુ પાર પડશે, ત્યારે વિગ્રહનો અંત આવશે. પ્રભુ કરે ને તે વખત પહેલાં તેનો અંત ન આવે તો સારૂં." તેણે બ્રિટનના સુલેહના કરારો દર્શાવવામાં મિ. એસ્કિવથના સૂત્રનો ઉપયોગ કરેલો: "પાછું આપવું, વળતર આપવું, અને ફરી ન થાય તે માટે જામીનગિરી આપવી; અને દરમિયાન અમે તોડેલા વિશ્વાસ પર આધાર ન રાખતાં અખંડિત સેના ઉપર રાખશું." પણ દુશ્મનની દરખાસ્તોને નવા મુખ્ય પ્રધાને જે સૌથી મહત્ત્વનો જવાબ આપેલો, તે વ્યાવહારિક પ્રકારનો હતો. તેણે જાહેર કરેલું, કે હિંડનબર્ગ લશ્કરમાં ભરતી કરે છે તેની સામે બ્રિટનમાં ફરજિયાત પ્રજાકીય સેવાની પદ્ધતિ દાખલ કરવામાં આવશે. મિ. નેવિલ ચેંબરલેન, કે જે મિ. જોસફ ચેંબરલેનનો બીજો પુત્ર, હથિયારો બનાવનાર, તથા બર્મિંગહામનો મેયર હતો, તે ગ્રેટ બ્રિટનનાં લશ્કરી સિવાયનાં બીજાં તમામ મનુષ્યોની વ્યવસ્થા કરનાર નિયામક નિમાયો.

લોકલાગણી એવી હતી, કે જે કંઇ ટ્યૂટન કરી શકેલ છે, તે બ્રિટન પણ કરી શકે. જો સંપૂર્ણ પ્રજાકીય સેવાથી વિગ્રહ ટૂંકો થઇ શકે, અને એ પ્રમાણે નાવિકો તથા સિપાઇઓની જિંદગી બચાવી શકાય, તો તે સંપૂર્ણતાથી અને બનતી ત્વરાથી દાખલ કરવી જોઇએ. પણ મિ. લૉઇડ જ્યોર્જે પ્રજાકીય સેવાની વાત જાહેર કરી, અને મિ. નેવિલ ચેંબરલેને તે માટે પગલાં

લીધાં, એ વચ્ચે કેટલોક વિલંબ થવાથી પ્રજાને નિરાશા થયેલી. વિલંબ કંઇ ઉત્સાહની ખામીને લીધે થયેલો નહીં. કારણ એ હતું, કે મિ. હેન્ડરસન અને બીજા કર્મકાર આગેવાનો પ્રથમથી આગ્રહ કરતા આવ્યા હતા; કે ફરજિયાત ધોરણ દાખલ કર્યા પહેલાં ઇચ્છાપૂર્વક થઇ શકે તેવી કોઇક યોજનાની અજમાયશ કરવી. આટલા માટે મિ. ચેંબરલેને પ્રથમ પુરુષ અને સ્ત્રી વોલંટિયરો માટે માગણી કરેલી, અને બધા ઉદ્યોગોમાં તપાસ કરીને જે અનુપયોગી હતા તે બંધ કરવાનો તથા વધારે મહત્ત્વના ઉદ્યોગોમાં ખાલી થયેલા માણસોને મોકલવાનો બંદોબસ્ત કરેલો.

આગલા પ્રધાનમંડળના લિબરલોએ જે ઉત્સાહ બતાવ્યો હતો, તે કરતાં ઘણો વધારે ઉત્સાહ બધાં કામકાજમાં પ્રગટ થવા લાગ્યો. નવા વરસના પહેલા અઠવાડિયામાં સર વિલિયમ રૉબર્ટસન અને લૉર્ડ મિલ્નર સાથે મિ. લૉઇડ જ્યોર્જે રોમને મુલાકાત આપી; અને ફ્રાન્સના મુખ્ય પ્રધાન, વિગ્રહખાતાના પ્રધાન, તથા સાલોનિકાથી આવેલ જનરલ સારેલ સહિત, ઇટાલિયન રાજકીય તથા લશ્કરી અમલદારોની સાથે મસલહત કરી. ઇટલીના મુખ્ય પ્રધાને કહેલું, કે એ મસલહતને પરિણામે "દુનિયાના ઇતિહાસમાં એક અતિશય મહત્ત્વનો બનાવ" બનેલ છે. જાન્યુઆરીના છેલ્લા અઠવાડિયામાં ફરી પિતૃગ્રેડમાં એક કૉન્ફરન્સ ભરાયું, કે જેમાં લૉર્ડ મિલ્નર, જનરલ સર હેન્રી વિલ્સન, જનરલ કેસલનો, ફ્રાન્સના સંસ્થાનખાતાના પ્રધાન, તથા ઇટલીના પ્રધાનમંડળ અને જનરલ સ્ટાફના પ્રતિનિધિઓએ રુશિયન સરકારના આગેવાનો તથા સેનાધિપતિની સાથે મસલહત કીધી. ગ્રેટ બ્રિટન તથા ફ્રાન્સના લશ્કરી વડાઓની એક બેઠક લંડનમાં પણ થઇ. આ કૉન્ફરન્સોની કશી વાતો બહાર આવી નથી, પણ વિગ્રહ ચલાવવામાં મિત્ર રાજ્યોને પરસ્પર વધારે સંયુક્ત કરવાની ખાતર મિ. લૉઇડ જ્યોર્જના ખાસ આગ્રહથી તે ભરવામાં આવ્યાં હતાં.

જ્યારે મુખ્ય પ્રધાન આ પ્રમાણે મિત્ર રાજ્યોની સેવામાં રોકાયલો હતો, ત્યારે તેના મદદનીશો રાજ્ય તથા શહેનશાહતને નવું રૂપ આપવાના પ્રયાસો કરી રહ્યા હતા. નાતાલમાં ૧૯૧૭ ની વસંતમાં એક શહેનશાહી વિગ્રહસમિતિ ભરવાની ગોઠવણો થતી હતી. દરિયા પારનાં તમામ સંસ્થાનોના મુખ્ય પ્રધાનોને વિગ્રહ ચલાવવા સંબંધી તથા સુલેહ સંબંધી વિગ્રહસમિતિની સાથે વિચાર કરવાનું આમંત્રણ થયું હતું; અને હિંદમાંથી પણ બે પ્રતિનિધિઓને બોલાવવામાં આવ્યા હતા. સામ્રાજ્યના નવા બંધારણમાં આ એક ઐતિહાસિક પગલું હતું, અને તે નવા બ્રિટને શોભા આપે તેવું હતું. જનરલ સ્મટ્સે કૉન્ફરન્સમાં હાજર થવા સારૂ પૂર્વ આફ્રિકાના પોતાના અધિકારનું રાજીનામું આપ્યું; કાનડા અને ન્યૂ ઝીલંડના મુખ્ય પ્રધાનોએ જાતે આવવાનો બંદોબસ્ત કર્યો; ઑસ્ટ્રેલિયાએ એક આગેવાન રાજપુરુષને મોકલ્યો; અને હિંદ તરફથી બીકાનેરના નામદાર મહારાજા તથા સર સત્યેંદ્ર પ્રસન્ન સિંહને જવાનું ઠર્યું.

દેશની અંદરની બાબતોમાં મિ. રોલેંડ પ્રોથેરો, લૉર્ડ ડેવનપોર્ટ, અને લૉર્ડ ડરબી દેખીતી અશક્ય વાત માટે પ્રયાસ કરી રહ્યા હતા. લૉર્ડ ડરબીને લશ્કરને માટે લાખો નવા માણસો જોઇતા હતા. તેણે ખેતીમાંથી ત્રીસ હજાર પહેલા વર્ગના આદમી ઉપાડી લીધા, ત્યારે મિ. પ્રોથેરોને નિરાશા થયેલી. પછી તેણે એવી માગણી કરી, કે એકત્રીસ વરસની અંદરના દરેક

લાયક આદમીને બિનલડાયક ઉદ્યોગમાંથી દૂર કરીને લશ્કરી કામમાં દાખલ કરવો જોઇએ, માત્ર લડાયક કારખાનાંઓમાં અને વહાણો બાંધવા વગેરેમાં રોકાયલા કુશળ એંજીનિયરો સિવાય. ૧૯૧૭ના જાન્યુઆરીની ૧૭ મી તારીખે આ વિસ્તીર્ણ યોજનાની જાહેરાત થયેલી. બીજે દિવસે ખેતીના અને બીજા ઉદ્યોગો ઉપર બીજી મોટી લડાઇ માટેની ધાડ આવી. એવું ઠર્યું, કે અઢાર વરસના બધા છોકરાઓએ દેશમાં રહીને એક વરસ સુધી તાલિમ લેવી, કે જેથી તેઓ લડવૈયાઓના બળમાં વધારો કરી શકે.

છતાં આજ વખતે મિ. પ્રોથેરો અને લૉર્ડ ડેવનપોર્ટ દેશમાં વધારે ધાન્ય પેદા કરવા સારૂ તથા દુકાળ ન પડે તે માટે પ્રયાસો કરી રહ્યા હતા. મિ. પ્રોથેરોનો ઉદ્દેશ એ હતો, કે બ્રિટિશ ખેતીને અત્યાર સુધીના કરતાં વધારે ઉત્પાદક બનાવવી. પણ વરસના છેવટના ભાગમાં તેના હાથમાં સત્તા આવવાને લીધે તે નુકસાની અટકાવી શકયો નહીં. ચાળીશ લાખ એકર વાવેતર થાય તેવી જમીન માત્ર ઘાસ માટે પડી રહી.

૧૯૧૬ માં પણ બ્રિટનમાં ઘઉંના વાવેતરની જમીન અઢી લાખ એકર ઓછી થઇ હતી, અને ૧૯૧૫ તથા ૧૯૧૬ ની વચ્ચે દેશની ધાન્યની સામાન્ય પેદાશ બાર ટકા ઘટી હતી. બટેટાંની ઘણી અછત હતી, અને બટેટાંના ભાવ વધવાને લીધે મેરીલેંડ માર્કેટમાં ૧૯૧૭ના જાન્યુઆરીની ૧૩ મી તારીખે એક તોફાન થયેલું. ૧૯૧૭ ના શિયાળુ પાકના ઘઉંનું વાવેતર થઇ ચૂકયું હતું, અને વિગ્રહખાતાની ઓફિસ તરફથી વધારે માણસો તથા છોકરાઓની માગણી થયા કરતી હતી, તેથી ખેડુતો વસંતમાં એટલું ખેડાણુ કરવાને શક્તિમાન નહોતા, કે જેથી તેઓ લોકોને ભાખરી, બટેટાં, તથા બીજો ખોરાક પૂરો પાડી શકે. આ વિષમ સ્થિતિમાં મિ. પ્રોથેરોએ મિ. લૉઇડ જ્યોર્જના લાયક લેફ્ટેનંટ જેવું કામ કરી બતાવ્યું, અને નવી મુશ્કેલીઓને નવી તકોના રૂપમાં ફેરવી નાંખી.

પ્રથમ તો સ્થાનિક કમિટીઓ દ્વારા તેણે દરેક જમીનનો ટુકડો, કે જે ખાતરથી અથવા ખેડાણથી સુધરી શકે, તેની માપણી કરાવી. ગામડિયાઓ ડુક્કરોને ઉછેરે તે સામેના પ્રતિબંધો તેણે દૂર કર્યા, દરેક ગામડામાં ડુક્કર કલબો તથા ઉત્પાદક કમિટીઓની સ્થાપના કરી, તથા બીજી એક લાખ ઓરતોને જમીનના કામમાં લાવવાનો બંદોબસ્ત કર્યો. પછી જે ખેડુતો લશ્કરમાં ગયા હતા, તેના બદલામાં તેણે જે કોઇ ખેતીનું વરાળયંત્ર વાપરી શકે તેવા સિપાઇઓને વીણી લીધા. ખેડુતોને તેણે શક્તિથી ચાલતાં યંત્રો તથા કસાયલાં માણસો પૂરાં પાડવાનું વચન આપ્યું, અને લણવાનો વખત આવે ત્યારે પુષ્કળ સિપાઇઓની પણ મદદ આપવાનું ઠરાવ્યું.

આવા ત્રણ સિપાઇઓ પણ એક કેળવાયેલા મજૂરની બરાબરી કરે તેવા નહોતા. પણ યોજના તેમને એટલી સંખ્યામાં પૂરા પાડવાની હતી, કે ખેતીનું કામ થઇ શકે. ખેડુતોને ભવિષ્યમાં ઉગાડવાના પાક માટે નાણાં ધીરવામાં આવેલાં. ઘઉંનું બી, બટેટાનું બી, અને પેદાશની બીજી સામગ્રી સરકાર તરફથી મળવાની હતી; અને બીજી બધી રીતે પણ મદદ અપાયલી.

તોપણ ૧૯૧૬ની આખરે ખેડુત તથા ખોરાકના નિયામકની વચ્ચે વિરોધ જાગ્યો. લૉર્ડ

ડેવનપોર્ટને ઘઉંના એટલા સંગ્રહ ઉપર પ્રજાને ખવરાવવાનું પ્રાપ્ત થયું હતું, કે જે જોઇએ તેટલો મોટો નહોતો. ૧૯૧૭ના ઉન્હાળામાં વધારે બટેટાં વવાય, ત્યાં સુધી તેનાથી શાક લેવાય, એવું નહોતું. તેની પાસે જે થોડો સંગ્રહ હતો, અને જે ફ્રાન્સ, ઇટલી તથા દુઃખી બેલ્જિયમની સાથે વહેંચવાનો હતો, તેનાથી તેને ચલાવવાનું હતું. તેટલા માટે ૧૯૧૭ના જાન્યુઆરીમાં ધોરણસરની ભાખરી દાખલ કરવાની તેને ફરજ પડી. પણ તેને થોડી વારમાં માલુમ પડયું, કે ધોરણસરની ભાખરીને માટે ઘઉંનો સંગ્રહ જોઇએ તેટલો નથી, એટલે જાન્યુઆરીના બીજા અઠવાડિયામાં એવો હુકમ નિકળ્યો, કે ઘઉંના લોટની સાથે ચોખા, મકાઇ અથવા જવનો ભેગ કરવો. ૧૯૧૬ના નાતાલ પહેલાં ખોરાકના ભાવ અતિશય ચડી ગયા, અને ખેડુતો પોતાનાં ડુક્કરો તથા મરઘાંઓને મારી નાંખવા માંડ્યા, તથા દેશની અંદરનો માંસનો સંગ્રહ અતિશય ઓછો થઇ જાય, એવી સ્થિતિ ઉત્પન્ન થઇ.

પણ લૉર્ડ ડેવનપોર્ટ અને મિ. પ્રોથેરો ઉત્સાહી અને ખબરદાર આદમી નીવડ્યા. જાન્યુઆરીના ત્રીજા અઠવાડિયામાં ખોરાક પયદા કરવાના નવા ખાતાએ દારૂ બનાવનારાઓ પર ચડાઇ કરી, અને તેમની પાસેથી ૨,૮૬,૦૦૦ ટન જવ તથા ૩૬,૦૦૦ ટન ખાંડ પડાવ્યાં; અને બીરનું ઉત્પન્ન વિગ્રહ પહેલાંના કરતાં અર્ધું કરી નાંખવાની ફરજ પાડી. દારૂવાળાઓએ ઘણીએ દલીલ કરી, કે "જે જવ અમે લઇએ છીએ તેમાંથી પચીસ ટકા પાછા આપીએ છીએ, અને તે ગાયોના ખોરાક તરીકે વપરાય છે." મિ. પ્રોથેરોએ જવાબ આપ્યો, કે ભાખરી બનાવવા સારૂ લોટવાળાઓને જવ આપવાથી ખોરાક ઉપરાંત ઢોરનું ખાવાનું પણ ચાળીશ ટકા ઉત્પન્ન થશે. દારૂવાળાઓ ઉપર હુમલો થયો, તેજ અરસામાં મીઠાઇ બનાવનારાઓ, દૂધનાં ચોકોલેટ બનાવનારાઓ, તથા ખનિજ પાણી બનાવનારાઓ ઉપર પણ ખોરાકના નિમાયકે હુમલો કરેલો.

દૂધનાં ચોકોલેટ બનાવવાની મના થયેલી, તથા કોઇ પણ મીઠાઇ બે પેન્સે ઔંસ તથા ચોકોલેટ ત્રણ પેન્સે ઔંસ કરતાં વધારે કિંમતનાં ન બને, એવો બંદોબસ્ત થયો. હેતુ ખાંડનો બચાવ કરવાનો તથા મુરબ્બા બનાવવાના ઘરગથુ ધંધાને ફરી ચાલતો કરવાનો હતો. સંયુક્ત પ્રધાનમંડળેજ હોટેલોનાં ખાણાં ઉપર અંકુશ મૂકયો હતો, કે નાસ્તામાં ફક્ત બે વાનીઓ મળે, અને ખાણામાં ત્રણ. પણ એ નિયમ નિષ્ફળ નિવડયો હતો. કારણકે એકજ વાનીમાં લોકો વધારે માંસ લેવા થયેલા. એવી આશા રાખવામાં આવેલી, કે લૉર્ડ ડેવનપોર્ટ આ સ્થિતિમાં સુધારો કરશે; પણ આપણે અવલોકન કરીએ છીએ તેટલા વખતમાં તેણે એ યત્ન કરેલો નહીં. મિ. પ્રોથેરોની સાથે મળીને તેણે બટેટાં, ઘઉં, વગેરેની કિંમતો નક્કી કરેલી. પણ બટેટાંની વધારેમાં વધારે કિંમતને વરવ ઓછામાં ઓછી કિંમત કરવી પડેલી, કારણકે ૧૯૧૭ના પાક ઉગાડનારાઓને ઉત્તેજન આપવાની જરૂર હતી. ઉપરાંત, સામ્રાજ્યનાં માછલાં પકડવાનાં સ્થાનોની ખીલવણી કરવા માટે પણ મહત્ત્વનાં પગલાં લેવાયાં.

મિ. પ્રોથેરો તથા લૉર્ડ ડેવનપોર્ટનાં સાહસોને વહાણોના નિયામક સર. જોસફ મૅકલેના કામથી ઉત્તેજન મળેલું. સર જૉન જેલિકોની મદદથી વહાણોના નિયામકે અમુક ઠરાવેલા ઘાટ-

પ્રમાણે આગબોટો બનાવવા માંડી. બધાં એંજિનો તથા ફિટિંગો એવાં માપસરનાં તૈયાર થવા લાગ્યાં, કે ગમે તે ભાગ ગમે તે વહાણમાં ગોઠવી શકાય. ૧૯૧૭ના જાન્યુઆરીના મધ્ય ભાગમાં બ્રિટિશ વહાણ બાંધનારાઓની એક સભા સમક્ષ સર જૉન જેલિકોએ ભાષણ કરેલું, અને સાવચેતી આપેલી, કે દુશ્મનો સબમરીનથી જે સંહાર કરવા ધારે છે તે પરમ ગંભીર છે, અને તેટલા માટે સરખા માપની આગબોટો બનાવવાનું કામ પરમ મહત્ત્વનું છે. "હડતાળ પાડવાની કોઇ વાતજ કરશો નહીં; અને વખત ગુમાવશો નહીં. ધણીઓ અને નોકરોએ નૌકા અને પ્રજા તરફજ નહીં, પણ આપણાં મિત્ર રાજ્યો તરફ પોતાની કેટલી મોટી જવાબદારી છે, તે યાદ રાખવું જોઇએ."

ફ્રાન્સમાં આ અરસામાં એવો સખ્ત શિયાળો ચાલતો હતો, કે જેવો એક જમાનામાં કોઇએ જોયેલો નહીં; અને પારિસમાં ઘરના ઉપયોગના કોલસાના એક હંડ્રેડવેટના ૧૦ શિલિંગ પડતા હતા. ફ્રાન્સના શહેરી મજૂરો અને ઉતરતા વર્ગોને આ તંગી ભોગવવી પડી, તેનું કારણ એ હતું, કે વિગ્રહની શરૂઆતમાં ગ્રેટ બ્રિટનની લિબરલ સરકારે ઐચ્છિક નોકરીની રીતનું અનુસરણ કર્યું હતું. ખાણ ખોદનારાઓ લશ્કરમાં જોડાયા હતા, અને આળસુઓ ખાણોમાં ભરાયા હતા, જેથી પરિણામે કોલસાનું ઉત્પન્ન એટલું બધું ઓછું થયું, કે ફ્રાન્સ તથા ઇટલી બંનેને ઇજા પહોંચી. નૉર્વેના લોકો ઘેરાના કરારની વિરુદ્ધ દુશ્મનને ખોરાક તથા કાચું લોઢું પૂરાં પાડતા હતા. મિ. લૉઇડ જ્યોર્જે કોલસાની તંગીનો લાભ લઇને નૉર્વે જતા કોલસાની અટકાયત કરી. વહાણોના નિયામકના હાથમાં આથી કોલસાના વધારે મછવા આવ્યા, કે જેને તે દક્ષિણમાં ફ્રાન્સ અને ઇટલીની મદદે મોકલી શક્યો.

માજી સરકારથી માલ મોકલવા તથા લાવવાની સંતોષકારક વ્યવસ્થા થઇ નહોતી. પણ જ્યારે સર આલ્બર્ટ સ્ટૅનલી જેવો એક ટ્રાફિક મૅનેજર રન્સિમૅનને ઠેકાણે વેપારના બોર્ડનો પ્રમુખ થયો, ત્યારે દેશની રેલવેમાં અદ્ભુત ફેરફાર થઇ ગયો. સર આલ્બર્ટ સ્ટૅનલી, કે જેણે ઇંગ્લંડ પાછા ફર્યા પહેલાં યુનાઇટેડ સ્ટેટ્સમાં કામ કર્યું હતું, તેણે ચિકાગોની એક રેલવે ખરીદ કરી લીધી, અને પાટા, ડબ્બા, પૂલો, વગેરે તે ગ્રેટ બ્રિટનમાં લાવ્યો. પછી ૧૯૧૭ના જાન્યુ-આરીની ૧લી તારીખે તેણે સાધારણ ઉતારૂઓના દર પચાસ ટકા વધારી દીધા, અને સરસામાન માત્ર અઢી મણ સુધી સ્વીકારવાનું ઠરાવ્યું. માત્ર મજૂરોની, વેપારીઓની તથા મુદતની ટિકેટો ઉપર આ ભારે કર પડેલો નહીં. આ ઉપરાંત કેટલાંક રેલવે સ્ટેશનો બંધ કરવામાં આવેલાં.

રેલવેઓ દારૂગોળો વગેરે બરાબર પહોંચાડી શકતી નહોતી, તેથી કારખાનાંના નોકરો નવરા બેસી રહે, એવું જોખમ હતું; પણ લશ્કરને જેટલો માલ થાય તેટલાની જરૂર હતી. તેટલા માટે સિવિલિયનોને મુસાફરી કરતાં અટકાવવાનાં પગલાં લેવાયાં. દારૂગોળાનાં કારખાનાં મિ. લૉઇડ જ્યોર્જની મોટી યોજનાઓ તથા દીર્ઘદૃષ્ટિને લીધે સારી સ્થિતિમાં હતાં. પ્રથમથીજ તેણે આખા બ્રિટિશ મોખરા ઉપર તોપો ગોઠવવાનો તથા ફ્રાન્સને પણ ભારે તોપોની મદદ આપવાનો નિશ્ચય કર્યો હતો. ૧૯૧૫ના ઉન્હાળામાં તેણે જે કામ શરૂ કર્યું હતું, તેનાં સારાં

પરિણામ ૧૯૧૬ ના શિયાળામાં પ્રગટ થવા લાગ્યાં. અમેરિકન નૌકાને સાધનો પૂરાં પાડવાનો કંટ્રાકટ શેફીલ્ડના મેસર્સ હુડફીલ્ડની કંપનીએ રાખ્યો, તેથી યુનાઇટેડ સ્ટેટ્સના લોકોને આશ્ચર્ય થયેલું.

પણ દારૂગોળાનાં કારખાનાંમાં કેટલીક છોકરીઓ તથા કેટલાક છોકરાઓ પોતાને મળતા સારા મુસારાથી ફુલાઇ ગયાં હતાં, અને અહંકારને લીધે પોતાની મોટી જવાબદારી ભૂલી જતાં હતાં. ૧૯૧૭ ના જાન્યુઆરીની ૧૯ મી તારીખે લંડનમાં એક એવો મોટો ધડાકો થયો, કે આખું શહેર ધ્રુજી ગયું, અને પૂર્વના આકાશમાં બે માઇલ ઉંચી જ્વાલાઓ નિકળી. જ્યાં ગોળાઓ બનતા હતા ત્યાં આગ લાગી હતી. મુખ્ય રસાયની ડા. એંજલ માણસોને સલામતી શોધવાની સાવચેતી આપીને આગ પાસે ગયો, અને તે ગોળાઓ સુધી ફેલાતી અટકે તે માટે પ્રયાસ કરવા લાગ્યો. કેટલાક આગવાળા પણ આવી પહોંચ્યા, અને ભડકા હોલાવવાનો યત્ન કરવા લાગ્યા. ડા. એંજલ માર્યો ગયો. એકંદરે ૪૬૯ માણસોને ઇજા થઇ. ૬૯ માણસો મરણ પામ્યાં, ૭૨ ને ગંભીર ઇજા થઇ, તથા ૩૨૮ ને સ્હેજ વાગ્યું. ડા. એંજલની સાવચેતીથી કારખાનામાં કામ કરનાર ૧૦ ઓરતો તથા ૩૮ પુરુષોમાંથી ૯ ઓરતો તથા ૧૮ પુરુષોનો બચાવ થયેલો.

## લડાઇના તાર.

### શહેનશાહી વિગ્રહસમિતિ.

લંડન, ૧૭ મી મે.

આજે આમની સભામાં મિ. લૉઇડ જ્યોર્જે જાહેર કર્યું છે, કે શહેનશાહી વિગ્રહસમિતિની છેલ્લી બેઠકમાં એવું ઠર્યું છે, કે તેની બેઠક દર વરસે અથવા ખાસ આવશ્યક હોય ત્યારે વધારે વાર ભરવી જોઇએ. એ સમિતિમાં બ્રિટિશ મુખ્ય પ્રધાન, શહેનશાહી સવાલોમાં રોકાયલા તેના પ્રધાનબંધુઓ, સંસ્થાનોના મુખ્ય પ્રધાનો અથવા તેમના ખાસ નીમેલા પ્રતિનિધિઓ, તથા હિંદની સરકારે નીમેલો એક પ્રતિનિધિ ભાગ લેશે.

### નવું રૂશિયન પ્રધાનમંડળ.

પિટ્રોગ્રેડ, ૧૮ મી મે.

૭ સોશ્યલિસ્ટો દાખલ થવાથી એક નવું પ્રધાનમંડળ રચાયું છે. જનરલો એલેકિસએફ, બ્રસિલૉફ, ગુર્કો, ડ્રેગોમિરૉફ, વગેરેએ દારૂગોળા અને સાધનો સંબંધી સરકારની સાથે ચર્ચા કરેલ છે. સ્થિતિ સુધરતી જાય છે. મિ. કેરેન્સ્કી વિગ્રહખાતાનો પ્રધાન નિમાવાથી લશ્કરને અતિશય આનંદ થયો છે.

### ઇટાલિયન ધસારો.

લંડન, ૧૮ મી મે.

ઇટાલિયન સિપાઇઓ આઇસોન્ઝોની નેળ સાંકડા પૂલો વાપરીને ઓળંગી ગયા છે, અને ગોળીઓના વરસાદની તેમણે દરકાર કરી નથી. પહેલી લાઇનની ખાઇઓ વરવ હાથમાં પડી

છે, અને તે પછી તેઓ મૉન્ટ કકનો સીધો ચડાવ ચડી ગયા છે. ઑસ્ટ્રિયનોની બીજી લાઇન ત્યાં છે, અને ૮૦૦ ફુટ ઊંચી છે. આખો દિવસ લડાઇ ચાલ્યા પછી ઇટાલિયનોએ આખું સ્થાનક કબજે કર્યું છે. ૧,૮૦૦ ફુટ ઊંચાં મૉન્ટ કકનાં શિખરો પાછળથી લેવાયાં છે, અને દુશ્મનના સામા હુમલા નિષ્ફળ નિવડ્યા છે.

ઋશિયાનો નિશ્ચય.

પિતૃગ્રેડ, ૧૯ મી મે.

વિગ્રહખાતાના પ્રધાન મિ. કેરેન્સકીએ સેનાઓ ઉપર હુકમ કાઢ્યો છે, કે દેશ જોખમમાં છે, અને તેના બચાવમાં દરેક માણસે ભાગ લેવો જોઇએ. ઊંચા અધિકારીઓનાં રાજીનામાં મંજૂર થશે નહીં. ન્હાસેડુઓએ તા. ૨૮ મી સુધીમાં ફરી લશ્કરમાં અગર નૌકામાં જોડાઇ જવું જોઇએ. જેઓ માનશે નહીં, તેમને સખ્ત સજા કરવામાં આવશે. મિ. મિલ્યુકૉફ રાજીનામું આપે, તે સરતેજ સોશ્યલિસ્ટો પ્રધાનમંડળમાં જોડાયા છે.

બ્રિટિશ ધસારો.

લંડન, ૨૦ મી મે.

ફીલ્ડ માર્શલ સર ડગલસ હેગ જણાવે છે, કે આપણે હિંડનબર્ગ લાઇનનો એક માઇલ કરતાં વધારે મોખરાનો ટુકડો કબજે કર્યો છે. આખો દિવસ સખ્ત લડાઇ ચાલી છે, અને આપણે કેદીઓ પકડ્યા છે.

આયર્લેંડની રાજ્યવ્યવસ્થા.

લંડન, ૨૧ મી મે.

આજે આમની સભામાં મિ. લૉઇડ જ્યોર્જે કહ્યું, કે પ્રધાનમંડળે એવું ઠરાવ્યું છે, કે આઇરિશો પોતે પોતાની સરકાર કેવા પ્રકારની રચવી, તે સંબંધી દરખાસ્તો કરે. અત્યાર સુધી યોજનાનું કામ ગ્રેટ બ્રિટન પાસે રહ્યું છે, અને આયર્લેંડે માત્ર ટીકાઓ કરી છે. હવે આયર્લેંડના બધા પક્ષને આમંત્રણ કરવામાં આવે છે, કે તેમણે એક સંમેલન ભરીને સરકાર સંબંધી યોજના બ્રિટિશ સરકાર તથા પાર્લમેન્ટ પાસે રજુ કરવી. સિન ફેનના પ્રતિનિધિઓને પણ સંમેલનમાં દાખલ કરવા. જો મહત્વની બાબતોમાં સૌ એકમત થશે, તો તે પ્રમાણે કાયદો ઘડવામાં આવશે.

હુંગેરિયન પ્રધાનમંડળનું રાજીનામું.

આમ્સ્ટર્ડામ, ૨૪ મી મે.

બ્યુડાપેસ્ટથી ઓફિશિયલ તાર છે, કે શહેનશાહે સરકારની દરખાસ્તોને નામંજૂર કરી છે, અને કાઉન્ટ ટિઝાએ તમામ પ્રધાનમંડળ તરફથી રાજીનામું આપ્યું છે, કે જે મંજૂર થયેલ છે. (કાઉન્ટ ટિઝાનો બાપ ૧૮૭૫ થી ૧૮૯૦ સુધી હંગરીનો મુખ્ય પ્રધાન અને વસ્તુતાએ સર્વાધિકારી હતો.)

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૫ મી જૂન, ૧૯૧૭. [અંક ૨૭.

। यतो धर्म स्ततो जयः ।




નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વ્હેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૫ મી જૂન, ૧૯૧૭.

## ૧૯૧૬ની સાલમાં જર્મનીની સ્થિતિ.

વિગ્રહની શરૂઆતથી જર્મનીએ ઘણી અને વિચિત્ર ભૂલો કરેલી છે, પણ તેના દુશ્મનો સુદ્ધાંએ ઓછી કરેલી નથી. મિત્ર રાજ્યોમાં ઘણાનું એવું માનવું હતું, કે વિગ્રહનાં બે વરસની આખરે હારથી નહીં તો અવ્યવસ્થાથી તે તૂટી જશે. પણ ત્રીજા વરસના પહેલા મહિનામાં (ઑગસ્ટ, ૧૯૧૬) રૂમાનિયા મિત્ર રાજ્યોની સાથે ભળ્યું, તે પછી જર્મનીએ એક નવા પ્રદેશમાં લડાઇ ચલાવી, અને અતિશય થોડા વખતમાં જીત મેળવી. એ અરસા સુધીમાં વિગ્રહનો બીજો કોઇ પણ બનાવ ચાર મહિનામાં કરેલી રૂમાનિયાની જીતથી ચડે તેમ નથી. એ જીતથી મિત્ર રાજ્યોને અને બ્રિટનને આઘાત લાગ્યો હોય, તેમાં નવાઇ નથી.

૧૯૧૬ માં જોકે જર્મનીને કેટલીક ખોરાક સંબંધી મુશ્કેલી ભોગવવી પડી છે, તોપણ હાર ન થાય તે માટે તેણે સર્વોપરિ યત્ન કરેલ છે. ફીલ્ડ માર્શલ હિંડનબર્ગના હાથમાં અધિકાર આવેલ છે, અને તેણે આખી પ્રજામાંથી લઇ શકાય તેટલા માણસોને લડવા માટે તૈયાર કરેલ છે. રૂમાનિયાની ફતેહનો બધો જશ હિંડનબર્ગને મળેલ છે, અને જર્મનોના પગમાં નવું જોર ભરાયું છે.

છતાં ૧૯૧૬ની આખરે દેખાઇ આવ્યું છે, કે જોકે જર્મનો ઘણાં રણક્ષેત્રો ઉપર વિજયી થયા છે, અને દુશ્મનની કેટલાક લાખ ચોરસ માઇલ જમીનનો તેમણે કબજો કર્યો છે, તોપણ જર્મની સમજે છે, કે તેની ફતેહો ક્ષણિક છે. તેણે સુલેહને માટે માગણી કરી છે, એટલે કે સુલેહ આપવાની માગણી કરી છે. પોતાને ફતેહનો અનુભવ હોવા છતાં કૅઝર અને તેના મળતિયા રાજાઓએ મિત્ર રાજ્યોને સુલેહની મસલહતમાં ઉતરવાનું આમંત્રણ આપ્યું છે, અને તેમાં મધ્યસ્થ થવાનું યુનાઇટેડ સ્ટેટ્સના પ્રેસિડન્ટને આવાહન કર્યું છે.

ખોરાકનો બંદોબસ્ત જર્મનીમાં છેક ૧૯૧૫ના ફેબ્રુઆરીથી શરૂ થયેલો, કે જ્યારે ભાખરીની ટિકેટો દાખલ થયેલી. પછી બ્રિટિશ ઘેરાને લીધે એ બાબતની સખ્તાઇ વધતી ગયેલી છે. ૧૯૧૫ નો પાક સરાસરીના કરતાં બેહતર નીવડ્યો હતો. બટેટાંનો પાક ઠીક રીતે સંતોષકારક ઉતર્યો હતો, અને ૧૯૧૫-૧૬ના શિયાળામાં જોકે અમુક દુઃખ સહન કરવું પડેલું, છતાં સ્થિતિ દુકાળ કે ભૂખમરા જેવી થયેલી નહીં.

લશ્કરની અતિશય વધા ચાલુ રહેલી માણસો માટેની માગણીને લીધે જર્મન ખેતરો ઉપર પાક લણવાને પુરતા માણસો રહ્યા નહોતા. આ કારણથી, તેમજ કાપણી પહેલાં કેટલાંક અઠવાડિયાં સુધી પોધબંધ વરસાદ પડેલો તેથી, કુલ નિપજ જર્મનીએ આશા રાખ્યા કરતાં ઘણી

ઓછી થઇ. લડાઇના કેદીઓને, અને ખાસ કરીને રૂષિયનો, કે જેમની પોતાની પાસેની સંખ્યા ૧૫,૦૦,૦૦૦ હોવાનો જર્મનો દાવો કરતા હવા, તેમને ખેતીની મજૂરીમાં લગાડવામાં આવેલા. પણ જોકે તેમણે મજૂરોની ખામી કંઇ અંશે પૂરી પાડી, તોપણ તેથી થયેલો લાભ ખરાબ હવાના ગેરલાભમાં ધોવાઇ ગયો. જર્મનીનો ૧૯૧૬ નો પાક બરાબર ઉતર્યો નહીં. બટેટાં, કે જે સાધારણ રીતે ૫,૦૦,૦૦,૦૦૦ કે ૫,૫૦,૦૦,૦૦૦ ટન ઉતરતાં હતાં, તે લગભગ અર્ધાં ઉતર્યાં. ઉન્હાળાની શરૂઆતમાં જર્મન સરકારને ખોરાકની બાબતમાં વધારે સખ્તાઇ કરવી પડી. પોષણખાતાની એક ઓફિસ ખોલવામાં આવી, અને તેને નિરંકુશ અધિકાર મળ્યો.

ખોરાકખાતાના ઉપરી તરીકે પૂર્વ પ્રશિયાના એક દૃઢતા તથા કુશળતા માટે પંકાયલા કારભારીને—હર વૉન બેટોકીને નીમવામાં આવ્યો. તેને એટલી બધી સત્તા અપાયલી, કે વરત તે "અન્નદાતા"ના નામથી ઓળખાવા લાગ્યો. આખા યૂરપમાં જર્મનો સૌથી વધારે ખાનારા તથા પીનારા છે, અને તેથી ઘણી ફરિયાદો થયેલી. બવેરિયા તથા વર્ટેમ્બર્ગ જેવાં દક્ષિણ જર્મનીનાં રાજ્યોએ પણ ફરિયાદ કરેલી, કે "અન્નદાતા" આખી શહેનશાહત ઉપર પોતાને સત્તા હોવાને લીધે પ્રશિયાનો અઘટિત પક્ષપાત કરે છે!

આ પ્રમાણે ઉત્તર જર્મનીને વધારે ખવરાવવાની તથા દક્ષિણ જર્મનીને ભૂખે મારવાની રાજનીતિથી બવેરિયાનાં શહેરોને એટલી નાખુશી થયેલી, કે તેમણે એવું જાહેર સુદ્ધાં કરેલું, કે પ્રશિયન મુસાફરો જ્યારે દક્ષિણ જર્મનીનાં શહેરોમાં આવે, ત્યારે તેમને સ્વદેશીઓના જેટલો ખોરાક અપાશે નહીં!

હર વૉન બેટોકીએ પોકાર, ટીકા, ફરિયાદ, કશા પર ધ્યાન આપ્યું નહીં; અને ખોરાક પરનો અંકુશ દિન પ્રતિ દિન સખ્ત થતો ગયો. ૧૯૧૬ ના અંત સુધીમાં પોષણખાતાની ઓફિસની કે સરકારનાં બીજાં ખાતાંઓની સૂચનાથી ૨૫૮ જેટલા નવા કાયદા ઘડાયલા. તે નીચે પ્રમાણે હતા:—

ભાખરીના પદાર્થો અને લોટ, ૧૬ કાયદા.
બટેટાં તથા બટેટાંની બનાવટો, ૩૦ કાયદા.
ઇંડાં, દૂધ, તથા "ચીઝ", ૨૮ કાયદા.
ગોળ, ખાંડ, અને ગળપણો, ૨૪ કાયદા.
માંસ, તથા માંસની બનાવટો, ૧૬ કાયદા.
શાકભાજી અને ફળો, ૨૨ કાયદા.
માછલાં તથા માછલાંની બનાવટો, ૧૮ કાયદા.
કૉફી, ચિકોરીનાં મૂળ, ચા, કોકો, અને ચોકોલેટ, ૧૫ કાયદા.
જવ, ઘાસ, વગેરે સંબંધી, ૩૬ કાયદા.
ચંદી તથા ખાતર સંબંધી, ૧૭ કાયદા.
હાડકાં, પશુઓનાં તેલ તથા ચરબી, સાબુ, વગેરે સંબંધી, ૩૯ કાયદા.

આ ખાસ કાયદાઓમાં ખોરાકની વસ્તુઓની આયાત તથા નિકાસ સંબંધી નિયમો હતા, વધારેમાં વધારે કિંમતો ઠરાવી અપાઇ હતી, માલ કોને કેટલો મળે તે નક્કી થયું હતું, તેમજ બનાવનાર, દલાલ કે પરચૂરણ વેપારી તે કયે વખતે અને કેવી રીતે વેચશે, તે ચોકસ થયું હતું. ઝમીન કે કારખાનાંમાં માલ તૈયાર થાય ત્યારથી, તે ઉપયોગ કરનાર માણસ કે પશુના મ્હોં સુધી તે પહોંચે ત્યાં સુધી, દરેક રીતનો ખોરાક ઉપર અંકુશ હતો. જર્મન વ્યવસ્થા અને બંદોબસ્તની એ વિષયમાં પરાકાષ્ઠા થયેલી.

છતાં ગમે તેવા કુશળ વ્યવસ્થાપકો પણ ભૂંસાં વગર ઇંટ બનાવી શકે નહીં. "અન્નદાતા" ખોરાક સંબંધી ૨૫૮ કાયદાનો અમલ કરી શકે ખરો, પણ કશાએ ફરમાનથી તે ખોરાકની છત વધારી શકે નહીં. ૧૯૧૬નું વરસ જેમ આગળ ચાલતું ગયું, તેમ એવું દેખાવા લાગ્યું, કે જર્મનો ખોરાકની તંગીથીજ નહીં, પણ અતિશય બંદોબસ્તથીએ હેરાન થાય છે. શહેનશાહતના બધા ભાગોમાંથી, નવા પાકની પહેલાંનાં અઠવાડિયાં, કે જ્યારે સંગ્રહ પૂરો થઇ રહેવા આવેલો, ત્યારે દુઃખના ઘણા પોકાર થયેલા. ભાખરી તો ધોરણ પ્રમાણે, એટલે માણસ દીઠ અઠવાડિયામાં સાડાચાર શેર પ્રમાણે, ઠીક ઠીક મળ્યા કરતી હતી; પણ દૂધ તથા ચરબીની ઘણી અછત થયેલી. ૧૯૧૬-૧૭ના શિયાળાની શરૂઆતમાં, ઉદાહરણ તરીકે, બર્લિનને મળતું દૂધ સરાસરીના કરતાં ½ થઇ ગયું હતું. બટેટાં, કે જે ઉન્હાળામાં અને પાનખરમાં માણસ દીઠ દર અઠવાડિયે આઠ, નવ, તથા દસ શેર સુધી આપવામાં આવતાં, તે પાંચ, છ, અને સાત શેર સુધી ઘટાડી નાંખવામાં આવ્યાં, તથા શિયાળો પાસે આવતો ગયો, તેમ ત્રણ અને ચાર શેર સુધી પણ ઉતારી દીધાં. થંડી ઋતુ થતાં દુઃખ વધવા માંડ્યું, અને ચરબીની તંગી વધારે જણાવા લાગી. દારૂગોળાની બનાવટમાં ચરબીનો ખાસ ખપ પડે છે.

પણ જોકે ૧૯૧૬ માં જર્મનોને ભૂખમરાનું દુઃખ તો ન્હોતું અમલું પડ્યું, છતાં અગવડ અને પીડા ઘણી થયેલી. અને તોપણ બર્લિન, મ્યૂનિક, ડ્રેસ્ડન, અને બીજી જગ્યાએ થયેલાં હુલ્લડોની વાતો; જર્મન શેરીમાં ચાલતાં હાડપિંજરોના કરુણ કિસ્સાઓ; દુકાનોમાં ખોરાક શોધવાનો વ્યર્થ પ્રયત્ન કરતી વિકરાળ આંખોવાળી ઓરતોની વાતો; વગેરે કેવળ ઉપજાવી કાઢેલી હતી, એમ પાછળથી જણાઇ આવ્યું છે. બ્રિટનમાં આવી વાતો ચાલવાથી ખોટો સંતોષ ફેલાયલો, અને લોકો શિથિલ થયેલા.

હકીકત એ છે, કે જર્મનીની ખોરાકની મુશ્કેલી એવી નહોતી, કે તેને વિગ્રહ બંધ કરવાની જરૂર પડે. જર્મનો સ્વભાવથી કરકસરિયા અને ઘણાજ દેશભક્ત છે; એટલે નવા પાક સુધી થોભવાને શક્તિમાન છે. ૭,૦૦,૦૦,૦૦૦ની એક પ્રજા, કે જેના અંકુશમાં જિતેલા અથવા દોસ્ત કરેલા બીજા ૭,૫૦,૦૦,૦૦૦ અથવા ૮,૦૦,૦૦,૦૦૦ માણસો છે, અને જેના કબજામાં આંટવર્પથી કાળા સમુદ્ર સુધીનો મધ્ય યૂરપનો મુલક છે, તેને ભૂખે મારીને તાબે કરવાનું બટ બને તેવું નથી.

૧૯૧૬ની સાલની શરૂઆતમાં તો જર્મનીની લડવાની હોંસને ઘણું ઉત્તેજન મળ્યું હતું. સર્બિયા પૂરેપૂરું તાબે થયું હતું. બલ્ગેરિયા તુર્કીની સાથે તેનું મળતિયું થયું હતું, અને મિત્ર

જર્મન શહેનશાહબાનુ.



મેડમ પ્વાંકાર.

રૂશિયન શહેનશાહબાનુ.

Lakshmi Art, Byculla, Bombay.

રાજ્યોને ઘણા નુકસાન પછી ગાલ્લીપોલી દ્વીપકલ્પ છોડવાની ફરજ પડી હતી. બ્રિટન, ફ્રાન્સ તથા રૂશિયા મોટા ધસારાની તૈયારી કરે, તે અટકાવવાને જર્મન જનરલ સ્ટાફે ઠરાવ કર્યો હતો, કે દુશ્મન હુમલો કરે તે પહેલાં પોતેજ હુમલો કરવો. તેટલા માટે ફેબ્રુઆરીની ૨૧ મી તારીખે મુખ્યત્વે કરીને ક્રાઉન પ્રિન્સની સરદારી નીચેના જર્મનોએ વર્ડુનના ઐતિહાસિક સ્થાન ઉપર જોરથી ધસારો કર્યો. આખી દુનિયાને ખબર છે તે પ્રમાણે એ ધસારો નિષ્ફળ નીવડ્યો. આખી વસંત અને ગ્રીષ્મ ઋતુમાં મ્યૂઝ ઉપરના એ કિલ્લાની સામે કૈઝરના પાયદળે હુમલા જારી રાખ્યા. પણ વર્ડુન ટકી રહ્યું. વરસની આખર સુધીમાં દસ મહિનાની મારામારી પછી ફ્રેંચોએ વર્ડુનની આસપાસ ખોવાયલી ઝમીન પણ પાછી મેળવી લીધી.

વર્ડુન ઉપર હુમલો ચાલતો હતો, તેજ અરસામાં પશ્ચિમ મોખરા ઉપર ફ્રેંચો તથા બ્રિટિશોએ ધસારો શરૂ કર્યો. જૂલાઇની ૧લી તારીખે સોમ તથા એંકર ઉપરની મજબૂત જર્મન લાઇનો ઉપર મિત્ર રાજ્યોએ હુમલો કીધો. તેમની તોપોનો મારો વર્ડુન આગળની જર્મન તોપોના કરતાં પણ વધારે ભયંકર હતો, એટલે પુષ્કળ તોપો તથા કેદીઓ હાથમાં આવ્યાં. સોમની લડાઇમાં બ્રિટિશોની શક્તિ પહેલવહેલી બરાબર પ્રગટ થઇ, અને જર્મનીને વધારે તોપો તથા દારૂગોળાની આવશ્યકતા જણાઇ.

પશ્ચિમમાં જર્મનો ઉપર જ્યારે આ પ્રમાણે માર પડતો હતો, ત્યારે પૂર્વમાં ઑસ્ટ્રિયનોની પણ એવીજ દશા થતી હતી, અને તેઓ ટ્રેંટિનોમાં ઇટાલિયનોને હાથે પણ માર ખાતા હતા. ગેલીશિયામાં જનરલ બ્રુસિલૉફે સારા ફટકા લગાવ્યા, અને લાખો સિપાઇઓને કેદ પકડયા. જર્મનોએ પોલાંડના મોખરા ઉપરથી તથા બીજેથી પુષ્કળ માણસો મોકલ્યાં, ત્યાં સુધી ઑસ્ટ્રો-હંગેરિયનો બ્રુસિલૉફના ધસારાને અટકાવી શકયા નહીં. દરમિયાન જનરલ કેડોર્નાની સરદારી નીચે ઇટાલિયનોએ છાપો મારીને ગોરિઝિયાનો કબજો લીધો. ૧૯૧૬ ની ગ્રીષ્મ આખરે ઑસ્ટ્રિયા-હંગરી લશ્કરી દૃષ્ટિથી છેક છિન્નભિન્ન દેખાતું હતું. વિગ્રહની શરૂઆતથી જર્મનીએ તેને રૂશિયાને હાથે માર ખાવા દીધો હતો. ઑસ્ટ્રિયા-હંગરી ટકી રહ્યું હતું, એથીજ ઘણાને નવાઇ લાગતી હતી. તેની સર્વોપરિ સત્તા તો ઘણા વખતથી અદૃશ્ય થઇ હતી. જર્મન સેનાપતિઓ લશ્કરના નામના નહીં તો ખરા ઉપરીઓ હતા, અને જ્યારે કંઇ મુશ્કેલી આવતી, ત્યારે જર્મન મદદથી છુટકારો થતો. ઑસ્ટ્રિયન અમલદારો જ્યારે પોતાના સોબતીઓને મળે છે, ત્યારે એમ બોલવાનો વહિવટ છે, કે "મને માન છે". એમ કહેવાય છે, કે જ્યારે ઑસ્ટ્રિયન સેનાધિપતિ એક વાર હિંડનબર્ગની છાવણીમાં ગયેલો, ત્યારે તેણે કહેલું, કે "મને માન છે". વૃદ્ધ હિંડનબર્ગે જવાબ આપેલો કહેવાય છે, કે "હા તમને માન છે, પણ મારે કામ કરવાનું છે!"

સોમ ઉપરની લડાઇ શરૂ થઇ, તે પહેલાં બરાબર એક મહિના ઉપર જર્મન નૌકાએ સૌથી મોટું સાહસ અજમાવ્યું હતું. કાફલો ઉત્તર સમુદ્રમાં આવેલો, અને તેને બ્રિટિશ કાફલાની સાથે ભેટો થયેલો. જર્મનીને ઘણું નુકસાન થયેલું હોવું જોઇએ, એમ એ હકીકત પરથી જાણી શકાય, કે કેટલાક દિવસ સુધી "લશ્કરી કારણોને લીધે" બર્લિનની નૌકાએ જાહેર

કરેલું નહીં, કે કૈઝરની એક મોટામાં મોટી અને પ્રબળ ક્રૂઝર લુટ્ઝાઉનો નાશ થયો છે. ગ્રેટ બ્રિટનમાં આ લડાઇ જટલેંડની લડાઇના નામથી ઓળખાયેલી છે. બ્રિટિશ કાફલાને પણ અમલદારો, માણસો તથા વહાણોનું ઘણું નુકસાન થયેલું, પણ દુશ્મનને ખાતરી થયેલી, કે દરિયા ઉપર બ્રિટિશ બળને પહોંચાય તેમ નથી.

ઉપર જે ત્રણ બનાવો કહી ગયા—વર્ડુન ઉપરના હુમલાની નિષ્ફળતા, પશ્ચિમ મોખરા ઉપર જોરાવર ફ્રેંકો-બ્રિટિશ ધસારો, અને બ્રિટનના દરિયાઇ બળને તોડવામાં મળેલી નાસિપાસી, તેને લીધે જર્મન સરકારને અમલદારોની ફેરફારી કરવાની જરૂર પડી. ફીલ્ડ માર્શલ હિંડનબર્ગ, કે જેણે પૂર્વ પ્રશિયામાં અને પોલાંડમાં રૂશિયનોને પૂરેપૂરા હરાવ્યા હતા, તેના હાથમાં કૈઝરે બધો અંકુશ આપી દીધો. જર્મનો હિંડનબર્ગને લગભગ એક દેવના જેવો માનતા થયા હતા. તેઓ તેને નેપોલિયન અને મોલ્ટ્કેના સંયોગ જેવો ગણતા હતા. તેનું એક લોઢાનું બનાવેલું ગંજાવર બાવલું બર્લિનમાં ઉભું કરવામાં આવ્યું હતું. જર્મનોને લાગતું, કે બીજા સેનાપતિઓ ભલે હાર ખાય, પણ આપણો હિંડનબર્ગ કોઇથી હારે તેવો નથી. ઑગસ્ટમાં કૈઝરે હિંડનબર્ગને જનરલ સ્ટાફનો ઉપરી બનાવ્યો, અને જનરલ લુડેન્ડૉર્ફ કે જે હિંડનબર્ગનો ઓઠીંગો હતો, તેને તેનો મદદનીશ નીમ્યો. હિંડનબર્ગને એ સ્થાને સ્થાપિત કરવા સારૂ જનરલ ફૉકનહેનને જનરલ સ્ટાફના ઉપરીના પદેથી ખસેડવામાં આવ્યો. વર્ડુનની નિષ્ફળતા માટે ફૉકનહેનને એ સજા થયેલી.

હિંડનબર્ગ તથા લુડેન્ડૉર્ફને તરત આપખુદ સત્તા આપવામાં આવેલી. નૌકા ઉપર પણ તેમનો અમલ થયેલો. પ્રજાને તેમના ઉપર નિસ્સીમ વિશ્વાસ હતો. સૌ સમજતા હતા, કે તેમણે કુલ સત્તાની સરતથી અધિકાર સ્વીકાર્યો હતો. શહેનશાહી ચાન્સેલરના ખાસ હક્કો પણ હિંડનબર્ગ અને કંપનીને બક્ષવામાં આવેલા.

થોડાં અઠવાડિયાંમાં પ્રજાને સજ્જ કરવાને હિંડનબર્ગે એવી એક વિસ્તીર્ણ યોજના કાઢી, કે જેવી લશ્કરી ઇતિહાસમાં અત્યાર સુધી જોવામાં આવેલ નથી. તેની સૂચનાથી જર્મન શહેનશાહી પાર્લમેન્ટે "દેશભક્તિની સહાયક સેવા"નો કાયદો પસાર કર્યો, કે જેને અનુસરીને સત્તર તથા સાઠ વરસની વચ્ચેના શહેનશાહતના તમામ પુરુષોને પ્રજાકીય સેવા માટે બોલાવવામાં આવ્યા. કાયદાના ફરજિયાત નિયમોમાં ઓરતોને દાખલ કરવામાં આવેલી નહીં, પણ જાણે તેમને ફરજિયાત કામ કરવાનું હોય એવી રીતેજ તેમનો ઉપયોગ થયેલો. દેશમાં દરેક લશ્કરી છાવણીમાં સ્ત્રીઓની સેવા ઉપર દેખરેખ રાખવાને પ્રજાકીય સેવાની નિયામિકાઓ નિમાયેલી.

આ સૌમાં જર્મનીનો મુખ્ય ઉદ્દેશ એ હતો, કે દારૂગોળો અને લડાઇનાં બીજાં સાધનોનું ઉત્પન્ન વધારવું. રણક્ષેત્ર ઉપરની હાનિઓથી જર્મનીનું લડાયક બળ ઓછું થયું હતું. ૧૯૧૬ ના ડીસેંબરના એક ઑફિશ્યલ લિસ્ટમાં મરી ગયેલા, જખમી થયેલા, તથા ખોવાયેલાની કુલ સંખ્યા ૪૦ લાખ આપવામાં આવી હતી; અને વધારે સાચી ગણના હોત, તો એ સંખ્યા ૫૦ લાખની અથવા વધારે મુકાત. આ ખામી પૂરી પાડવા સારૂ રેલવેઓ, ખાણો, તથા ખાસ કરીને દારૂ-

ગોળાનાં કારખાનાંઓમાંથી માણસો વીણી લેવાની જરૂર હતી. સહાયક સેવાના કાયદાથી જર્મનીમાં મજૂરી ફરજિયાત થયેલી; અને તેનો ખાસ ઉદ્દેશ સાધનોને બમણાં કરવાનો હતો.

(આ મહત્ત્વનો ઇતિહાસ હવે પછીના અંકમાં જારી રાખવામાં આવશે.)

---

## લડાઇના તાર.

મિ. લૉઇડ જ્યોર્જનું ભાષણ.

લંડન, ૨૫ મી મે.

આમની સભામાં ભાષણ કરતાં મિ. લૉઇડ જ્યોર્જે કહ્યું છે, કે "સબમરીનોના સંબંધમાં હું એટલુંજ કહી શકું છું, કે આપણે સારી રીતે આગળ વધ્યા છીએ. છેલ્લાં ત્રણ અઠવાડિયાં અથવા મહિનામાં આપણે જેટલું કરી શકયા છીએ તેટલું અગાઉની કોઇ પણ તેટલી મુદતમાં કરી શકયા નથી. * * * અને આપણને થતું વહાણોનું નુકસાન ઓછું થયું છે. * * * સબમરીનો સામેના ઉપાયો દિન પ્રતિ દિન વધારે સફળ થતા જાય છે. * * * હવે અમેરિકન પ્રજા વિગ્રહમાં ભળી છે, એટલે આપણાં વેપારી વહાણોના બચાવ માટે અગાઉના કરતાં બહેતર વ્યવસ્થા થઇ શકે તેમ છે. * * * આજે હું જોઉં છું, કે જર્મનો ફતેહની આશા મુખ્યત્વે કરીને સબમરીનોની લડત પર આધાર રાખે છે. હું એટલુંજ કહી શકું છું, કે જો એ તેમની ફતેહની આશા હશે, તો તે નિષ્ફળ થવાની છે."

જનરલ સ્મટ્સનું ભાષણ.

લંડન, ૨૫ મી મે.

શહેનશાહતના મહોત્સવમાં સ્ટેપની ખાતે બોલતાં જનરલ સ્મટ્સે કહ્યું છે, કે "જ્યારે તમારી વાત ઘણી ખોટી હતી, ત્યારે ત્રણ વરસ સુધી તમારી સાથે લડેલો હું એક બોર છું. છતાં અમે તમને વિચાર ફેરવવામાં મદદ આપી છે, અને છૂટ તથા સ્વતંત્રતાના સાચા માર્ગ ઉપર તમે પાછા આવ્યા છો, તથા એ માર્ગ ઉપર તમારા ઇતિહાસમાં તમે કદાપિ કર્યો નથી, એવો ભગીરથ પ્રયાસ તમે કરો છો. હું તમારી સાથે રહીને લડું છું, અને એકલો હુંજ નહીં, પણ બોર વિગ્રહના મારા હજારો જૂના સોબતીઓ લડે છે. આ લોકો શા માટે આ પક્ષમાં આવ્યા છે? હું નથી ધારતો, કે એ બ્રિટિશ સામ્રાજ્યના સ્નેહના કારણથી હોય. કારણ એ છે, કે જેમ તમને લાગે છે તેમ તેમને પણ લાગે છે, કે માણસજાતનાં મોટામાં મોટાં, સૌથી કિંમતી અને સૌથી પ્રાણિલ બળો જોખમમાં છે. કાંતો આપણે પ્રશિયન પદ્ધતિ પ્રમાણે કવાયત શિખવનારની સાથે અથવા તો સ્વતંત્ર પુરુષો અને સ્ત્રીઓ તરીકે ભવિષ્યમાં પ્રવેશ કરશું. લડાઇ કંઇ બ્રિટિશ ટાપુઓની કે બ્રિટિશ સામ્રાજ્યની નથી. લડાઇ દુનિયાની છે. * * *"

ઇટાલિયન ધસારો.

લંડન, ૨૫ મી મે.

સમુદ્રથી પ્લાવા સુધી હજી લડાઇ ચાલ્યા કરે છે. બુધ અને ગુરુવારે કુલ ૧૦,૨૪૫

કેદીઓ પકડાયા છે, જેમાં ૩૧૬ અમલદારો છે. ટ્રિએસ્ટ માત્ર ૧૩ માઇલ દૂર રહેલ છે. ગોરિઝિયાની પાસે મૉન્ટ સાન્ટો કબજે થયેલ છે.

અમેરિકાની મદદ.

લંડન, ૨૮ મી મે.

પ્રેસ બ્યુરો ખબર આપે છે, કે અત્યારે ફ્રેંકો-બ્રિટિશ સેનાઓમાં જે અમેરિકનો છે, તે સહિત થોડા વખતમાં ફ્રાન્સની અંદર એક લાખ અમેરિકનોની સંખ્યા થશે. ૩,૫૦૦ લડાયક વિમાનો બનાવવાનો બંદોબસ્ત થયેલ છે, અને આ વરસે ૬,૦૦૦ વિમાનીઓને કેળવવાનું ઠર્યુ છે.

રૂષિયાની સ્થિતિ.

પિટ્રૉગ્રેડ, ૨૮ મી મે.

સેના અને નૌકાના અમલદારોની કોંગ્રેસની પહેલી બેઠક છાવણીમાં થઇ ગઇ છે. જનરલ એલેકિસએફે તે ઉઘાડવાં જણાવ્યું છે, કે અમલદારો તથા સિપાઇઓ વચ્ચે વિરોધ અને અવિશ્વાસના કારણથી લશ્કરનો લડવાનો ઉત્સાહ ઓછો થયો છે, અને તેથી દેશ જોખમમાં છે, એ ખરી વાત છે. તેણે અમલદારોને સૂચના કરી છે, કે પોતપોતાની પલટનોમાં પાછા જઇને તેમણે બંદોબસ્ત પાછો દાખલ કરવો જોઇએ, અને લશ્કરને ફતેહ મેળવવા સારૂ પ્રબળ બનાવવું જોઇએ.

મિ. બાલ્ફોરનો સિંહનાદ.

ઓટ્ટાવા, ૨૯ મી મે.

આજે પાર્લમેન્ટમાં ભાષણ કરતાં મિ. બાલ્ફોરે કહ્યું છે, કે "અમારી ખાતરી થઇ છે, કે સરકારનું સાચું રૂપ એકજ છે, પછી તેને ગમે તે નામ આપવામાં આવે, અર્થાત્, છેવટનો અંકુશ લોકોના પોતાના હાથમાં રહેવો જોઇએ. અમે અમારો છેલ્લો ડૉલર આ હોડમાં નાંખ્યો છે, અને જો પ્રજાશાસનમાં અમે નાસિપાસ થશું, તો અમારો કોઇ આરો નથી. પણ અમે જાણીએ છીએ, કે પ્રજાશાસન અમને નિરાશ કરશે નહીં."

ગ્રીસની સ્થિતિ.

લંડન, ૨૯ મી મે.

મિ. વેનિઝેલોસનો અત્યાર સુધી એવો આગ્રહ હતો, કે તેની હીલચાલ રાજવંશની સામે નથી; પણ હવે તે ખુલ્લી રીતે જણાવે છે, કે જો ગ્રીસની રાજકીય સ્વતંત્રતા જાળવવી હોય, તો રાજા કૉન્સ્ટન્ટાઇને જવું જોઇએ.

## નિવેદન.

આજના અંકની સાથે જર્મન શહેનશાહબાનુ, ફ્રાન્સના પ્રેસિડન્ટની પત્ની મેડમ પ્વાંકાર, તથા રૂષિયાની માજી શહેનશાહબાનુનો એક સંયુક્ત ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૧૨મી જૂન, ૧૯૧૭. [અંક ૨૮.

। यतो धर्म स्ततो जयः ।




નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૨ મી જૂન, ૧૯૧૭.

## ૧૯૧૬ની સાલમાં જર્મનીની સ્થિતિ.

(ગયા અંકથી ચાલુ.)

જર્મન છાપાંઓ ઉપર સરકારનો અંકુશ છે, તેથી વર્તમાનપત્રોમાં તો સ્વદેશી તથા પરદેશી પ્રજાને ઠગવાને એવીજ વાતો આવેલી, કે પ્રજા સહાયક સેવાના કાયદાને પસંદ કરે છે; પણ હકીકત એ છે, કે લોકોને તેથી ખોટું લાગેલું. જેમને જામેલા ધંધા બંધ કરવા પડ્યા હોય, તેમને તે ગમ્યું ન હોય, એ સમજાય તેવી વાત છે. વિગ્રહસેવા માટે એક નવું ખાતું ખોલવામાં આવેલું, અને જનરલ ગ્રોનર તેનો ઉપરી નિમાયલો. સહાયક સેવાના ઉદ્દેશો સ્પષ્ટ કરવાના એક ભાષણમાં જનરલ ગ્રોનર બોલેલો, કે "બધા જર્મનોનાં મસ્તકમાં તથા હૃદયમાં એ વાત ઠસાવવી જોઇએ, કે તમારે કશો પ્રશ્ન પૂછ્યા વગર તમારી પોતાની ઇચ્છાઓ પિતૃભૂમિની જરૂરિયાતોને તાબે બનાવવી જોઇએ."

૧૯૧૬ ના આખા વરસમાં જર્મનીની પોતાની અંદર સબમરીનના સવાલ સંબંધી વિવાદ ચાલ્યા કર્યો છે. બ્રિટનને પાયમાલ કરવાને તેમણે તૈયાર કરેલો કાફલો જ્યારે કશુંય કરવાને અશક્ત નીવડ્યો, ત્યારે વિગ્રહ પક્ષના મહા પુરુષોએ એવો સિદ્ધાંત પ્રગટ કર્યો, કે સબમરીન એ સ્વર્ગથી ઉતરેલું એવું હથિયાર છે, કે જેથી બ્રિટનને નમાવી શકાશે. તેટલા માટે ૧૯૧૬ની શરૂઆતમાંજ જર્મન નૌકાએ જે કોઇ વહાણ દેખાય તેને ડુબાડવાની પદ્ધતિ શરૂ કરી. મિત્ર રાજ્યોનાં અને તટસ્થોનાં વહાણો તેઓ કશા ભેદ વગર ડુબાડવા માંડ્યા; અને તેમણે એવું માનેલું સંભવે છે, કે એથી કરીને વખત જતાં બ્રિટિશ ટાપુઓને ભૂખે મરવું પડશે.

દરમિયાન બર્લિનમાં બે સામસામી છાવણીઓની સ્થાપના થયેલી. એક પક્ષની માગણી એવી હતી, કે તટસ્થોને ગમે તે લાગે અને ગમે તે બોલાય, તે છતાં સબમરીનની લડત ચલાવવી. ઍડમિરલ વૉન ટરપિટ્ઝ પ્રીતિ આ પક્ષનો વડો હતો. બર્લિનમાં ઘણાં અઠવાડિયાં સુધી પ્રશ્ન ચર્ચાતો રહ્યો. છેવટે ૧૯૧૬ ના માર્ચમાં કૈઝરે નિર્ણય કર્યો, કે અમેરિકા સાથે દોસ્તી ટકાવી રાખવાની ખાતર ટરપિટ્ઝનો ભોગ આપવો. અઢાર વરસથી તેણે કૈઝરની નૌકા ઉપર કુલ અધિકાર ચલાવ્યો હતો, અને તેટલા માટે બર્લિનમાં તે "સનાતન ટરપિટ્ઝ" ના નામથી ઓળખાતો હતો. ઍડમિરલ વૉન કાપેલે ઘણાં વરસ સુધી તેના મુખ્ય મદદગાર તરીકે કામ કર્યું હતું, અને તે હવે તેની જગ્યાએ નિમાયો. તે વખતે એમ બોલાતું હતું, કે યુનાઇટેડ

સ્ટેટ્સને શાંત રાખવા સારૂ સબમરીનની લડત ઓછી થશે. છતાં એ તો વધતી ગઇ, અને મહિનાઓ જતા ગયા તેમ ઉલટી વધારે ભયંકર થતી ગઈ. ૧૯૧૬-૧૭ના શિયાળામાં કેક વહાણોનો નાશ કરવામાં આવ્યો. એક ડીસેંબરમાંજ તેમણે મિત્ર રાજ્યોનાં તથા તટસ્થોનાં ૪,૧૫,૫૦૦ ટનનાં વહાણ ડુબાવ્યાં.

જર્મનીની સુલેહની દરખાસ્તનો અનાદર થયો, તે પછી સબમરીનોથી બ્રિટનને ભૂખે મારવાની ક્રિયા વધારે જોસથી ચલાવવાનો દેશમાં પોકાર ઉઠ્યો. પણ જર્મન નૈકાના અધિકારીઓ સારી રીતે સમજતા હતા, કે સબમરીનોથી જેટલું નુકસાન થઇ શકે તેટલું તો કરવામાં આવતુંજ હતું. વધારે જોસથી લડત ચલાવવાની વાતો દુશ્મનોને તથા તટસ્થોને છેતરવા સારૂજ કરવામાં આવેલી જણાય છે.

જર્મન સોશ્યલિસ્ટોએ વિગ્રહમાં પોતાના સિદ્ધાંતોને માટે બહુ લાગણી બતાવી નથી, પણ તેમાં એક અપવાદ છે. ડૉ. કાર્લ લીબનેખ્ત પોતાના સિદ્ધાંતો તરફ પરિપૂર્ણ વફાદાર રહેલ છે. તે એક બર્લિનનો પ્રસિદ્ધ તરુણ બારિસ્ટર છે, અને શહેનશાહી પાર્લમેન્ટમાં એક પ્રતિનિધિ હતો. લીબનેખ્તનો પિતા જર્મનીમાં "સોશ્યલ ડેમોક્રેસી"નો એક સ્થાપનાર હતો, અને તે પોતે વિગ્રહ પહેલાંનાં વરસોમાં સરકારને તથા વિગ્રહી પક્ષને કાંટાની માફક ખૂંચતો હતો. ૧૯૧૩ માં તેણે ક્રુપની રિશ્વતોનું ભોપાળું બહાર પાડેલું, જેથી જણાઇ આવેલું, કે એ જંગી પેઢી તરફથી પ્રશિયન વિગ્રહ ઓફિસના અમલદારોને નાણાં મળતાં હતાં, તેમજ જર્મનીનાં તથા બહારનાં વર્તમાનપત્રોને પણ પૈસા મળતા હતા, કે જેથી તેઓ વિગ્રહજ્વરને જાગતો રાખે. વિગ્રહ સળગી ઉઠયો, તે પછી લીબનેખ્તે પોતાની લડત જારી રાખી, અને દરેક પ્રસંગે વિગ્રહ તથા તેના જર્મન કર્તાઓ ઉપર સખ્ત ટીકા કરવા માંડી. સરકારને લાગેલું, કે લીબનેખ્તને લડાઇનું કામ સોંપવાથી તેનું મ્હોડું બંધ થઇ જશે. તેને સિપાઇ બનાવવામાં પણ આવ્યો, અને તોપણ તે વારંવાર પાર્લમેન્ટમાં હાજરી આપવા સારૂ બર્લિન આવતો રહ્યો, અને જર્મનીની પદ્ધતિઓની વિરુદ્ધ બોલતો રહ્યો. તેના શબ્દોની હમેશાં અવગણના કરવામાં આવતી, છતાં જર્મનીને તથા યૂરપને લીબનેખ્તે એટલું તો બતાવી આપેલું, કે વિગ્રહોન્મત્ત પ્રશિયામાં એક મર્દ તો એવો છે, કે જે પોતાના મન પ્રમાણે બોલતાં કોઇથી ડરતો નથી.

દરમિયાન પ્રશિયન અમલદારો એ તોફાની આદમીને કોઇક રીતે ચૂપ કરી દેવાનો લાગ શોધ્યા કરતા હતા. પાર્લમેન્ટનો મેંબર હોવાથી કેટલીક રીતે તેની છૂટ પર હાથ નાંખી શકાય એવું નહોતું, પણ મે માસની પહેલી તારીખે બર્લિનની પોલિસે તોફાનની ઉશ્કેરણી કરવાનો આરોપ મૂકીને તેને કેદ કર્યો. સોશ્યલિસ્ટ પક્ષે તેને છોડવવા યત્નો કર્યા તે બધા નિષ્ફળ ગયા. તેની તપાસ ચાલી, અને તેના ઉપર રાજ્યદ્રોહનો અપરાધ સાબિત થયો. લોકો જો બહુ ઉશ્કેરાયા ન હોત, તો તેને ગોળીએ દેવાનીજ સજા થઇ હોત; પણ સરકારને ધાસ્તી હતી, કે તેમ કરવાથી કદાચ બળવો જાગશે. લીબનેખ્તને તેટલા માટે સાડાચાર વરસ સખ્ત મજૂરી સાથે કેદની સજા થઇ. તેના શહેરી તરીકેના હકો બંધ થયા, અને તે પાર્લમેન્ટનો પ્રતિનિધિ એની મેળે મટી ગયો. લીબનેખ્તને તુરંગનો એ પહેલો અનુભવ નહોતો. ૧૯૧૪

પહેલાં કેટલાંક વરસો ઉપર જર્મનીની લડાયક રાજનીતિની સામે હિંમતથી બોલવા માટે તેને એક કિલ્લામાં પરહેજ કરવામાં આવ્યો હતો. લીબનેખ્ત અદૃશ્ય થયો, એટલે પછી સરકારની વિગ્રહ સંબંધી રાજનીતિની સામે જોરથી બોલી શકે, એવો જર્મનીમાં એક પણ માણસ રહ્યો નહીં.

વિગ્રહના બીજા વરસમાં જર્મનીને જોઇતું નાણું મળી શક્યું, તેથી પણ ઘણાને આશ્ચર્ય થયેલું. ખોરાકની મુશ્કેલીથી જર્મની તૂટી જશે, એ ધારણા જેમ ખોટી પડેલી, તેમ નાણાં સંબંધી મુશ્કેલીથી તે મ્હાત થવાની આશા પણ ખોટીજ પડેલી.

૧૯૧૬ના ઑગસ્ટની આખરે હિંડનબર્ગના હાથમાં કુલ અધિકાર આવ્યો, એજ અરસામાં રૂમાનિયાએ મિત્ર રાજ્યોના પક્ષમાં વિગ્રહની અંદર ઝુકાવ્યું. મિત્ર રાજ્યોને એ હીલચાલથી સંતોષ થયેલો, પણ તેનું પરિણામ ઘણું દુઃખદાયક આવવાનું હતું. સપ્ટેંબરની શરૂઆતમાં રૂમાનિયાએ ધસારો કર્યો, અને હાન્યુબની પાસેના તથા કાર્પેથિયન પ્રદેશના ઑસ્ટ્રિયન મુલક ઉપર ફતેહમંદીથી ચડાઇ કરી. પણ થોડાજ વખતમાં હિંડનબર્ગ એક મજબૂત જર્મન લશ્કર ઑસ્ટ્રો-હંગેરિયનોની મદદે મોકલી શક્યો; તથા બલગરો અને તુર્કોનું પણ એક સારૂં લશ્કર ઉભું કરી શક્યો. તમામ સેના ફીલ્ડ માર્શલ વૉન મેકેનસનની સરદારી નીચે હતી. મેકેનસનની સેનાઓ એક દિશાએથી ચાલવા માંડી, કે તરત બીજી દિશાએથી ફૉકનહેનનું લશ્કર રૂમાનિયાની સામે ઉતરવા માંડ્યું. રૂમાનિયાની કમબખ્તીનું પહેલું ચિહ્ન એ થયું, કે કાળા સમુદ્ર ઉપરનું તેનું કૉન્સ્ટન્ટસા નામે મહત્ત્વનું બંદર દુશ્મનના હાથમાં પડ્યું. થોડાં અઠવાડિયાં પછી રાજધાની બુકારેસ્ટની પણ એજ દશા થઇ. પછી અનાજનાં તથા તેલનાં ક્ષેત્રો અને રૂમાનિયન લશ્કરનો કેટલોક ભાગ દુશ્મનના હાથમાં ગયો, જોકે મુખ્ય લશ્કર હઠી જઇ શક્યું, અને ૧૯૧૬ની આખર સુધી મુલકનો થોડો ભાગ ટકાવી રહ્યું. હઠી ગયા પહેલાં રૂમાનિયનોએ પોતાના અનાજના કોઠારોનો તથા તેલના ઝરાઓનો નાશ કર્યો, અને એ પ્રમાણે જે લૂટની આશાથી જર્મનો ચડાઇ લાવ્યા હતા, તે તેમના હાથમાં પડે એવું રહ્યું નહીં. રશિયન લશ્કરોએ કોઇ કોઇ ઠેકાણે રૂમાનિયનોને મદદ કરેલી ખરી, પણ એ મદદ એટલી પુરતી અને વખતસરની નહોતી, કે જેથી પરિણામમાં કંઇ ફેર પડે.

જોકે રૂમાનિયામાંથી જીતનારાને ધારેલો લાભ તો ન મળ્યો, તોપણ તેમનો ઉત્સાહ ઘણો વધ્યો. લોકોને લાગ્યું, કે હિંડનબર્ગ જેવો સરદાર છે, ત્યાં સુધી ફતેહ સંબંધી કશી શંકા નથી. વરસની આખરે કમનસીબ રૂમાનિયાની પ્રજા પણ બેલ્જિયમ, પોલાંડ, સર્બિયા, તથા ઉત્તર ફ્રાન્સના જેવી દશામાં આવી ગઇ.

૧૯૧૬-૧૭નો શિયાળો એવો હતો, કે જેવો જર્મનીએ ઘણાં વરસથી અનુભવેલો નહીં. નદીઓ તથા નહેરો ઠરી જવાને લીધે અને રેલવેની સગવડ કમી થતાં વિગ્રહ સંબંધી ઉદ્યોગોને વાસ્તે તથા સિવિલિયન વસ્તીને માટે પુરતો કોલસો નહોતો. નિશાળો, હોટેલો, નાટકશાળાઓ, અને ઘણાં માણસોને આશ્રય આપનાર બીજાં સ્થાનો ધીમેધીમે બંધ થયેલાં, કારણકે બળતણ મળી શકતું નહોતું, અથવા મળતું તો ઘણા ઓછા પ્રમાણમાં મળતું. શહેરોની અંદર ખાનગી

મકાનો તથા ચાલીઓના રહેવાસીઓ પાસે મકાન ગરમ કરવાનાં સાધનો નહોતાં, જેથી તેમને રાત અને દિવસ એકજ ઓરડામાં, અને તે પણ ઘણું કરીને રસોડામાં, રહેવાનું પ્રાપ્ત થયેલું. ગરમ પાણી મળવાનું પણ એજ અરસામાં બંધ થયેલું. એટલે જેમ ખાવાની બાબતમાં સંકોચ હતો, તેમ તાપવાની બાબતમાં પણ થયેલો.

કોલસાની તંગીની ગૅસ અને વીજળીની છત પર પણ અસર થયેલી. વીજળીથી ચાલતી ટ્રામોની સર્વત્ર અવ્યવસ્થા થયેલી, અને ઘણે ઠેકાણે તે બિલકુલ બંધ પડેલી. ગૅસ અને વીજળીની અછતને લીધે બધા પ્રકારની રોશની કમી કરવામાં આવેલી. બર્લિનમાં પણ ઝેપ્પેલિનથી ડરતા લંડનની માફક રાત્રે અંધારું રહેવા માંડ્યું. આખી શહેનશાહતની પોલિસે બધા પ્રકારની રોશનીને માટે સખ્ત નિયમો ઘડેલા. નાટકશાળાઓ અને ખાનપાનની જગ્યાઓ, કે જે સ્હવારના બે, ત્રણ, અને ચાર વાગ્યા સુધી ખુલ્લી રહેતી, તેને રાતના દશ કે અગિયાર વાગ્યે ખેલ ખતમ કરવાની ફરજ પડેલી. દુકાનદારોને પોતાની દુકાનોની આગળ કે બારીઓમાં વીજળીનો વધતો પ્રકાશ કરવાની મના થયેલી, અને અંદર પણ જરૂર જેટલું અજવાળુંજ મળતું. નાતાલની પહેલાં કેટલાંક અઠવાડિયાંમાં જોડા અને કાપડની પણ ખૂબ અછત થયેલી. ચામડાં, ઊન, તથા રૂની તંગીને લીધે રાજ્યને એ બાબતોનો પણ બંદોબસ્ત કરવાની જરૂર પડેલી. પરવાનગીની ચિઠ્ઠીઓ વગર એ વસ્તુઓ પણ મળી શકતી નહીં. સાટાનાં વેચાણની મના થયેલી, અને જૂનાં કપડાંનો ધંધો પણ સરકારે પોતાના હાથમાં લીધેલો.

આવી સ્થિતિમાં ૧૯૧૬ ના ડીસેંબરની ૧૨ મી તારીખે વચલાં સામ્રાજ્યોએ યુનાઇટેડ સ્ટેટ્સની સરકાર દ્વારા મિત્ર રાજ્યોને સુલેહની યાદી મોકલેલી. એ યાદીમાં જર્મની તથા તેનાં મળતિયાં રાજ્યોની ખરાબ આર્થિક સ્થિતિ સંબંધી એક પણ શબ્દ નહોતો. એથી ઉલટું, તેમાં "અજય્ય બળ"ની તથા "સંખ્યા અને લડાઇનાં સાધનોમાં ચડિયાતા દુશ્મનો ઉપર મોટી ફતેહો"ની વાતો હતી; અને એવું પણ લખેલું હતું, કે "વિગ્રહ જારી રહેવાથી સામે થવાની શક્તિ ક્ષીણ થાય તેમ નથી." જર્મન મળતિયાઓની શી ઇચ્છા હતી, તે યાદીમાંનાં નીચેનાં વાકયોથી સ્પષ્ટ થશે:—

"અમારો ઇરાદો અમારા દુશ્મનોને કચરી નાંખવાનો કે તેમનો નાશ કરવાનો નથી. અમને અમારાં લશ્કરી તથા આર્થિક બળનું ભાન છે, અને અમારા ઉપર બલાત્કારે જે વિગ્રહ નાંખવામાં આવેલ છે, તે જરૂર પડે તો છેવટ સુધી ચલાવવા અમે તૈયાર છીએ; પણ તે સાથે વધારે લોહી રેડાતું અટકાવવાની તથા વિગ્રહની ક્રૂરતાનો અંત લાવવાની પણ અમને ઇચ્છા છે, અને તેટલા માટે જર્મની, ઑસ્ટ્રિયા-હંગરી, તુર્કી, અને બલ્ગેરિયાનાં અમે ચાર સંયુક્ત રાજ્યો હાલજ સુલેહની મસલહતમાં ઉતરવાની દરખાસ્ત કરીએ છીએ."

બર્લિનને આ દરખાસ્તના સ્વીકારની થોડીજ આશા હોવી જોઇએ, કારણકે યાદીના છેલ્લા શબ્દો આ પ્રમાણે હતા:—

"સુલેહ અને સમાધાનની આ દરખાસ્ત છતાં પણ જો લડાઇ જારી રહેશે, તો ચાર સંયુક્ત રાજ્યો છેવટની ફતેહ મળે ત્યાં સુધી લડ્યા કરવાને સજ્જ છે. માણસજાતની અને

ઇતિહાસની સમક્ષ તેઓ એકરાર કરે છે, કે જો લડાઇ જારી રહેશે, તો તે માટેની કશી જવાબદારી તેમને શિર નથી.”

દરખાસ્ત મોકલવાની સાથે શહેનશાહી ચાન્સેલરે જર્મન પાર્લમેન્ટમાં તેનો બચાવ કરેલો, અને છેવટે નીચે પ્રમાણે કહેલું:—

“જો અમારા દુશ્મનો ના પાડશે, અને પાછળથી દુનિયામાં જે હોનારતો થવાની તેનો ભયંકર બોજો પોતાના ઉપર લેશે, તો ન્હાનામાં ન્હાનાં ઘરોમાં પણ દરેક જર્મન હૃદય આપણા દુશ્મનોની વિરુદ્ધ પવિત્ર કોપથી બળશે, કે જેઓ પોતાની વિજયની યોજનાઓ તથા સંહાર-શક્તિ જારી રહે, તેટલા માટે માણસોની કતલ બંધ કરવાને નાખુશ છે. એક ગંભીર ઘડીમાં અમે ગંભીર નિશ્ચય કર્યો છે. ઈશ્વર ન્યાય કરશે. અમે ધાસ્તી વગર અને શરમાયા વગર અમારા રાહમાં ચાલી શકશું. અમે લડાઇ માટે તૈયાર છીએ, તથા સુલેહ માટે પણ તૈયાર છીએ.”

જર્મનીએ આ દરખાસ્ત કરી, તેને પખવાડિયું નહોતું થયું, તેટલામાં બ્રિટને લડાઈ માટે વધારે સજ્જ થવા સારૂ મિ. લૉઇડ જ્યોર્જની સરદારી નીચે પ્રજાકીય સરકારની સ્થાપના કીધી. મિ. એસ્કિવથને બદલે મિ. લૉઇડ જ્યોર્જની નીમણુક થઇ, તે સંબંધમાં બર્લિનના એક પેપરે લખેલું, કે:—“આ સંહારનો અંત આણવાની આપણી તમામ ઈચ્છા અને આકાંક્ષાઓનો દુશ્મન કમનસીબે એટલોજ જવાબ આપે છે, કે લૉઇડ જ્યોર્જ!” થોડા દિવસ પછી બીજા એક રમૂજી પત્રે એક સબમરીનના કમાન્ડરનું ચિત્ર કાઢેલું, અને તેને એમ બોલતો બતાવેલો, કે “મારી વ્હાલામાં વ્હાલી ઇચ્છા એ છે, કે લૉઇડ જ્યોર્જ જો એક સબમરીનનો કમાન્ડર હોત તો!”

---

## લડાઇના તાર.

—:o:—

<u>જનરલ સ્મટ્સ અને રૂશિયા.</u>

લંડન, ૩૦ મી મે.

ગ્રૅફ્ટન ગેલેરીઓમાં રૂશિયન પ્રદર્શનને પ્રસંગે બોલતાં જનરલ સ્મટ્સે કહ્યું છે, કે “વિગ્રહના પરિણામ તરીકે રૂશિયન ઉથલપાથલ સિવાય બીજું કશું ન બને, તોપણ ભવિષ્યની પ્રજા તેને નિષ્ફળ ગણશે નહીં. જર્મનો રૂશિયનોને હમેશાં જંગલી જેવા ગણતા આવેલ છે. અમારી પ્રાર્થના એવી છે, કે જે પ્રમાણે એ જંગલીઓએ નેપોલિયનથી યૂરપનું રક્ષણ કર્યું હતું, તેમ તેઓ લડાયક આપખુદીથી દુનિયાનું પણ રક્ષણ કરશે. હું મારા રૂશિયન બંધુઓને યાદ આપું છું, કે સ્વતંત્રતાની સાથે બંદોબસ્ત પણ આવશ્યક છે. નહીં તો સ્વતંત્રતા નવા દારૂ જેવી થઇ પડે છે, કે જે કોઈ વાર માથે ચડી જાય છે. મુલક તથા બદલા વગરની સુલેહનાં રૂશિયાનાં સૂત્રોને તેમજ રૂશિયાને પોતાને ગળી જવાને જર્મની તૈયાર છે. * * * જર્મની લોઢાં અને લોહી ઉપર બંધાયેલ છે, એટલે તેની પાયમાલી પણ લોઢાં અને લોહીથીજ થશે. હું આશા રાખું છું, કે રૂશિયા સર્બિયા તથા બેલ્જિયમની વેઠેલી વેદના ભૂલી જશે નહીં.”

બ્રિટિશ ધસારો.

લંડન, ૧ લી જૂન.

ફીલ્ડ માર્શલ હેગ જણાવે છે, કે મે મહિનામાં આપણે ૩,૪૧૨ કેદીઓ પકડ્યા છે, જેમાં ૬૮ અમલદારો છે. એક ભારે તોપ તથા ૮૦ મશીનગનો પણ આપણા હાથમાં આવેલ છે. દારૂગોળાની વખારો ઉપર તથા રેલવે સ્ટેશનો ઉપર વિમાનીઓએ બોંબ ફેંકયા છે. બે જર્મન વિમાનો નીચે પડ્યાં છે, અને ત્રીજાની પણ એ દશા થયેલ છે. આપણાં બધાં વિમાનો સલામત છે.

રૂશિયન સ્થિતિ.

લંડન, ૧ લી જૂન.

રૂશિયાની સ્થિતિ સંબંધી થોડા સામાન્ય શબ્દોથી ખયાલ અપાય તેમ નથી, પણ સરકારનો લશ્કરમાં અધીનતા પાછી લાવવાનો યત્ન જારી છે, જોકે કેટલાક પ્રાંતોમાં તેની સત્તા માટે હજી સવાલ થાય છે, અને કામ કરનારાઓ અસંતોષનાં ચિહ્નો બતાવે છે. મુખ્ય પ્રધાને પ્રાંતોનાં બધાં શહેરોને ફરમાવ્યું છે, કે ન્હાસેડુઓને બનતી તાકીદે તેમની પલટનોમાં મોકલી દેવા. વેપારખાતાના પ્રધાને મહેનતના પ્રધાનની સાથે મતભેદ થવાથી રાજીનામું આપેલ છે. મિ. હેન્ડરસન પિત્રોગ્રેડમાં આવી પહોંચેલ છે.

પિત્રોગ્રેડ, ૧ લી જૂન.

ન્યાયખાતાના પ્રધાને ૧૯૧૪માં જે વિગ્રહખાતાનો પ્રધાન હતો તે સુખોમલિનોફ ઉપરનો આરોપ ઘડી કાઢ્યો છે. તે દારૂગોળાની ખામીને માટે તથા ઑસ્ટ્રિયનો, જર્મનો, અને બાલમીદારોને ખબર પૂરી પાડવા માટે જવાબદાર ઠર્યો છે. ખામીના ઉદાહરણ તરીકે એમ ઝાહેર થાય છે, કે ૧૯૧૪ ના ઑકટોબરમાં ૮૭૦,૦૦૦ માણસો રાઇફલ વગરના હતા.

હિંદમાં બળવો જગાડવાનું કાવતરૂં.

ચિકાગો, ૩જી જૂન.

ચૌદ માણસો, જેમાં ચિકાગોનો માજી જર્મન કોન્સલ એક છે, તેમના ઉપર ફીડરલ કોર્ટમાં એવો આરોપ મૂકાયેલ છે, કે હિંદુસ્તાનમાં એક બળવો જગાડવાનું તેમણે કાવતરૂં કર્યું હતું.

રૂશિયન સેનાધિપતિ.

લંડન, ૪થી જૂન.

પિત્રોગ્રેડથી એક તાર છે, કે જનરલ એલેક્સિએફે રાજીનામું આપેલ છે, અને જનરલ બ્રુસિલૉફ તમામ રૂશિયન સેનાઓનો સેનાધિપતિ નિમાયેલ છે. નૈર્ઋત્ય મોખરા ઉપરની જનરલ બ્રુસિલૉફની જગ્યાએ જનરલ ગુર્કો નિમાયેલ છે.

ફ્રેંચ મુખ્ય પ્રધાનનું ભાષણ.

પારિસ, ૫ મી જૂન.

ફ્રેંચ ચેમ્બરમાં મુખ્ય પ્રધાન મિ. રિબોએ એકતા માટે સારૂં સંબોધન કર્યું છે. તેણે

કહ્યું છે, કે "ડેમોક્રેટ પક્ષના માણસોને અવળે રસ્તે ચડાવવા સારૂ યોજેલાં સૂત્રોથી આપણે ઠગાવું જોઇએ નહીં. આપણે આપણી મિલકતનું વળતર માગવું જોઈએ, અને જે પ્રાંતો કદાપિ ફ્રેંચ મટી ગયા નથી, તે પાછા લેવા જોઇએ. આપણને જે આપણું પોતાનું છે તેજ જોઇએ છીએ. ઇતિહાસમાં જે ક્રૂરતાની બરાબરી નથી, તે માટે આપણે વળતર માગીએ, તેની કોનું હૃદય ના પાડી શકે? હું સરકારના નામથી નહીં પણ ફ્રાન્સના નામથી તમને અપીલ કરૂં છું."

<u>કેદીઓની સંખ્યા.</u>

લંડન, ૫ મી જૂન.

આજે આમની સભામાં પોસ્ટ માસ્તર જનરલે જણાવ્યું, કે જર્મનીમાં બ્રિટિશ કેદીઓ હાલ ૪૨,૮૩૧ છે, અને વરસ પહેલાં ૩૦,૭૧૦ હતા; તથા ગ્રેટ બ્રિટનમાં જર્મન કેદીઓ હાલ ૫૮,૧૩૮ છે, અને ગયે વરસે ૪૦,૮૨૧ હતા.

<u>ઇંગ્લંડ ઉપર હવાઇ ચડાઇ.</u>

લંડન, ૬ ઠ્ઠી જૂન.

ઓફિશ્યલી ખબર આપવામાં આવે છે, કે મંગળવાર રાતની ચડાઇમાં સોળ વિમાનોએ ભાગ લીધો છે. સવા છ વાગ્યે તેઓ ઇસેકસનો કિનારો ઓળંગ્યાં, અને તેમણે એ પ્રાંતનાં શહેરો ઉપર બોંબ નાંખ્યા. બ્રિટિશ વિમાનો પાછળ પડવાથી દુશ્મનનાં બે વિમાનો હેઠે પડ્યાં છે, અને બાકીનાં દરિયા તરફ ન્હાસી ગયાં છે.

<u>વહાણોનો વિનાશ.</u>

લંડન, ૬ ઠ્ઠી જૂન.

નૌકાખાતા તરફથી ખબર મળે છે, કે છેલ્લા અઠવાડિયામાં ૨,૬૯૩ વેપારી વહાણો બ્રિટિશ બંદરોમાં પહોંચ્યાં છે, અને ૨,૬૪૨ રવાના થયાં છે. સોળસો કરતાં વધારે ટનનાં પંદર અને ઓછા ટનનાં ત્રણ વહાણો ડુબી ગયેલ છે. સત્તર વહાણો ઉપરનો હુમલો નિષ્ફળ નીવડ્યો છે.

<u>સબમરીન અને આગબોટ.</u>

વૉશિંગ્ટન, ૭ મી જૂન.

એક અમેરિકન હથિયારબંધ આગબોટને એક જર્મન સબમરીનની સાથે લડાઇ થઇ છે. સબમરીન ૭,૦૦૦ વાર દૂરથી દેખાઇ હતી, અને તેના પર કોઇ વાવટો ફરકતો નહોતો. આગબોટ પર અમેરિકન વાવટો ઉડતો હતો, અને તેણે દસ મિનિટ રાહ જોયેલી. સબમરીન પાસે આવતાં આગબોટે તોપ છોડી, અને સબમરીને તેનો જવાબ આપ્યો. લડાઇ દોઢ કલાક સુધી ચાલી. સબમરીને ૩૫ ગોળા ફેંક્યા, અને આગબોટે ૨૫. આગબોટનો છેલ્લો ગોળો સબમરીનને વાગ્યો જણાય છે, કારણકે તે થોડી સેકંડ પાણી ઉપર ચડી, અને પછી અદૃશ્ય થઇ ગઈ. આગબોટને નુકસાન થયું નથી.

ભાવનગર દરબારી છાપખાનુ.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૧૯મી જૂન, ૧૯૧૭. [અંક ૨૯.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઈ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વેહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ:

મંગળવાર, ૧૯ મી જૂન, ૧૯૧૭.

## દુશ્મનોની દુષ્ટતા.

પ્રજાઓ વચ્ચેના કાયદાનો જર્મનીએ કેટલી રીતે ભંગ કરેલ છે, તે અગાઉ એક પ્રસંગે અમે સંક્ષેપમાં જણાવી ગયા છીએ. તે પછી એ વિષયનો ઘણો નવો પુરાવો એકઠો થયેલ છે. તમામ તપાસતાં એવું માનવાની ફરજ પડે છે, કે આસીરિયનોની પછી કોઇ પણ સંસ્કારવાળી પ્રજાએ જર્મનો, ઑસ્ટ્રિયનો, તથા માગીયરોના જેટલી દુષ્ટતા બતાવી નથી.

પ્રસિક ઍસિડ, ફૉસ્ફરસ, અને ક્લોરિન ગૅસનો લડાઇમાં ઉપયોગ થયા પછી ટાઇફસ, કોલેરા, વગેરે વ્યાધિઓના જંતુઓનો પણ લડાઇનાં હથિયાર તરીકે ઉપયોગ કરવામાં આવેલ છે. એમ ધારવાને કારણો છે, કે મિત્ર રાજ્યોનાં ઢોરોને અમુક દર્દનો ચેપ લગાડવાને જર્મન જંતુ-વિદ્યાના શોધકોએ યત્ન કર્યો હતો. જર્મન તથા ઑસ્ટ્રિયન વિદ્વાનો, કે જેઓ સુલેહના વખતમાં ભયંકર દર્દોના જીવતા જંતુઓના અભ્યાસમાં પોતાનો જાન પણ ઉદારતાથી જોખમમાં નાંખતા, તેમણે પોતાની પ્રયોગશાળાઓમાં રૂષિયનો, રૂમાનિયનો, ઇટાલિયનો, તથા બેલ્જિયનોને કૃત્રિમ રીતે વ્યાધિગ્રસ્ત કરવા સારૂ દવાઓ તૈયાર કરેલી, એવું સિદ્ધ થયું છે.

જો જર્મનો તથા ઑસ્ટ્રિયનોની શક્તિ તેમની બૂરી ઇચ્છાઓના જેટલી મોટી હોત, તો યૂરપ કોઇ નવી મરકીનો ભોગ થઇ પડત, તથા વિગ્રહનો અંત આવત. સંક્ષેપમાં, ટ્યૂટનોએ લડાઇમાં જંતુઓનો ઉપયોગ એવી ત્રાસદાયક રીતે કરેલ છે, કે તેમની સંસ્કૃતિ ઉપર હમેશાંને માટે કાળી ટીલી રહેવાની. કૅન્ટ અને હમ્બોલ્ટના વખતમાં જર્મનીમાં જે નવું જીવન ભરાયેલું, તેમાંથી ભૌતિક લાભો તેમણે પૂરેપૂરા લીધેલા; પણ તે ભૌતિક લાભનો તેમણે એવો ઉપયોગ કરેલો, કે તેમનો હાલના વખતનો સર્વોપરિ "સાયન્સ" જાણનાર પૉલ એરલિક વિગ્રહની મધ્યમાં તેથી વ્યથિત થઇને મરણ પામેલો.

જર્મન તથા ઑસ્ટ્રિયન રાજ્યકર્તા વર્ગોને તેમના વિદ્વાનોના નિઃસ્વાર્થી કામ તરફ લાગણી નહોતી. આમાંના શ્રેષ્ઠ માણસો પણ જો જ્ઞાનની સાથે રાજકીય સ્વતંત્રતા માટે પ્રયાસ કરતા, તો બેડીઓમાં પડતા. બાકીના લગભગ બધાને યુનિવર્સિટીમાં નીમણુકોની તથા માનપાનની લાંચો અપાયલી, કે જેથી તેઓ યુરોપીઅન પ્રજાશાસનના પક્ષનો ત્યાગ કરે, અને લડાઇના સંચાને વધારે મજબૂત બનાવવામાં ઉપયોગી થાય.

પરિણામ એ આવ્યું, કે વચલાં સામ્રાજ્યોના, ઝેરી હવાઓના શોધનાર પ્રોફેસર ઓસવૉલ્ડ જેવા, ઘણા આગેવાન વિદ્વાનો હૃદયહીન બની ગયા. તેઓ માનવ રાક્ષસો થયા, કારણકે તેમની પાસે સાધારણ લોકોના કરતાં વિદ્યા વધારે હતી, અને અંતઃકરણ ઓછું હતું.

એ એક નોંધવા લાયક હકીકત છે, કે સૅક્સન સિપાઇઓ, કે જેમણે ફ્રાન્સની ચડાઇના પહેલા અઠવાડિયામાં બવેરિયનોના કરતાં પણ વધારે દુશમખોરી કરેલી, તેઓ ત્રણ મહિના પછી પશ્ચિમ મોખરા ઉપર સૌથી ઓછા અવિવેકી બની ગયા. બ્રિટિશ લશ્કરની સામે હોય, ત્યારે પ્રશિયન અચાનક હુમલાઓમાંથી પોતાના દુશ્મનોને બચાવવાને તેઓ યત્ન કરતા; અને એ પ્રમાણે યુરોપીઅન લડાઇની લાયકી તેમણે અમુક અંશે ટકાવી રાખેલી. માર્નની લડાઇમાં તેમની જે મોટી હાર થઇ, તેથી તેમના વર્તનમાં ઘણો સુધારો થયેલો સંભવે છે.

નવો સિપાઇ જેમ જેમ વધારે ઘડાતો જાય છે, તેમ તેમ વધારે સ્થિર થાય છે. જાત ઉપર વધારે અંકુશ હોવાથી તે ભયભીત પશુ જેવો બની જતો નથી. એવો પુષ્કળ પુરાવો છે, કે ટ્યૂટન સિપાઇઓને પશ્ચિમમાં જ્યારે ખાઇઓમાં રહીને લડવાનું આવ્યું, ત્યારે તેમની રીત-ભાત વધારે સૌમ્ય થવા લાગી. જર્મન લશ્કરી અમલદારોએ પોતાના કેદીઓ તરફ ફ્રેંચ અને બ્રિટિશ સિપાઇઓ ઘણું ખરાબ વર્તન ચલાવે છે, એવાં જૂઠાણાં ચલાવેલાં, કે જેથી સિપાઇઓ ઉશ્કેરાય, અને અગાઉના જેવી ક્રૂરતા ચલાવે, અને તાબે થતાં અચકાય. સોમની લડાઇમાં કેટલીક જર્મન ટોળીઓ એવી સ્થિતિમાં પકડાયેલી, કે જેમાં તેમનાથી કશું બને નહીં; છતાં તેઓ તાબે થતાં ગભરાતી હતી, કારણકે તેમને એમ કહેવામાં આવ્યું હતું, કે બ્રિટિશો જો કેદીઓને તરત મારી નાંખતા નથી, તો તેમની આંખો કાઢી લે છે! સારે નસીબે ટોળીમાં એક જર્મન એવો હતો, કે જેને બ્રિટિશ વર્તનનો અનુભવ હતો. ઘણી વાર તે પોતાના સોબતીઓને સમજાવી શકેલો, કે "તાબે થવાનો અર્થ એટલોજ છે, કે આપણને આપણી લાઇનમાં જેવું રહેવાનું અને ખાવાનું મળે છે, તેના કરતાં બેહતર રહેવાનું અને ખાવાનું આપણને ઇંગ્લંડમાં મળશે."

જે જર્મનો ફ્રેંચોની સામે હતા, તેમનો ક્રોધ પણ થોડી વારમાં ઓછો થયેલો. તેમને વધારે રીસ ચડાવવાને કેદીઓ તરફ ફ્રેંચોના વર્તનની પણ કંઇ કંઇ જૂઠી વાતો કહેવામાં આવેલી. પણ એ પદ્ધતિથી કશો લાભ થયેલો નહીં એમ જણાય છે, કે જર્મનીમાં ફ્રેંચો બ્રિટિશોના કરતાં વધારે ભલા અને દયાળુ છે, એવી શ્રદ્ધા હતી. જર્મન સિપાઇઓ, ફ્રેંચો ઘણા સંસ્કૃત લોકો છે, એમ આગ્રહથી માની રહેલા; અને તેઓ હમેશાં બ્રિટિશોના કરતાં તેમને વધારે સંખ્યામાં તાબે થતા. પણ જર્મન લશ્કરી અમલદારો પ્રસંગને પહોંચી વળે તેવા હતા. તેમણે ફ્રેંચ-આફ્રિકન સિપાઇઓના જંગલીપણાના કંઇ કંઇ ગોળા ચલાવેલા. હકીકત એ હતી, કે ફ્રાન્સે ઉપયોગમાં લીધેલા આફ્રિકન સિપાઇઓમાં ઘણાખરા આરબો અને બર્બરો હતા, કે જેઓ તુર્કના કરતાં ઊંચા પ્રકારના મુસલમાન હતા, અને જૂની ખાનદાની તથા નવી કવાયતમાં કેળવાયેલા હોઇને પોતાના ફ્રેંચ અમલદારોના જેવાજ સભ્ય હતા. ઘણાખરા સુદાનીઓ પણ મુસલમાન હતા, અને જોકે તેમની નસોમાં હબસીનું લોહી હતું, છતાં જેઓ અમેરિકાના આંતર વિગ્રહમાં લડેલા,

તે હબસીઓના જેવાજ સજ્જન હતા. પણ લુચ્ચા અને રાક્ષસી જર્મન અમલદારોએ જર્મન સિપાઇઓના મન ઉપર એવુંજ ઠસાવી દીધું હતું, કે "જો તમે ફ્રાન્સના કાળા મિત્રોના હાથમાં પડશો, તો તમારી પૂરેપૂરી કમબખ્તી સમજવી." આથી કરીને ૧૯૧૬ ના ફેબ્રુઆરીમાં વર્ડુનની આસપાસની મારામારીમાં, તથા ૧૯૧૬ના જૂલાઇમાં સોમ ઉપર લા મેઇસનેટની આસપાસ કાપાકાપીમાં, જર્મનોએ ૧૯૧૪ના ઑગસ્ટ તથા સપ્ટેંબરના જેવુંજ જંગલીપણું બતાવેલું.

પણ આગલી તથા પાછલી જર્મન ક્રૂરતાની વચ્ચે એક મહત્ત્વનો ભેદ આપણે જોઇ શકીએ છીએ. આગલા વખતમાં કોઇક બેલ્જિયન, ફ્રેંચ, કે પોલિશ ગામડામાં ઉપરી અમલદારોને માત્ર નિયમનું બંધન ઢીલું કરવું પડતું, કે તરત એટિલાને આનંદ થાય એવા દેખાવો થતા. પણ પાછલા વખતમાં જર્મન સિપાઇઓ ક્રૂરતાથી જરા કંટાળી ગયા હતા, અને પોતાનાં કર્મોનાં પરિણામનો તેમને કંઇક વિચાર આવતો હતો. જૂઠાણાંથી તેમની ઉશ્કેરણી કરવામાં આવતી હતી, અને તે જૂઠાણાં કેટલાંક એવાં, કે જે સૌ લોકોને વાંચવા સારૂ છાપી પણ ન શકાય. પણ તે છતાં મોટા ભાગના જર્મન સિપાઇઓ કંઇક શંકાશીલ રહેલા, અને ઉપરીઓના હુકમોનો નાખુશીથી અમલ કરતા. દુશ્મન અમલદારો પોતાના સિપાઇઓમાં કેવી કેવી વાતો ચલાવતા, તે "સર્બિયાની પહેલી ચડાઇમાં આસ્ટ્રો હંગેરિયન લશ્કરે ચલાવેલી ક્રૂરતાના રિપોર્ટ"ના ઇંગ્રેજી તરજુમામાં જોઇ શકાય છે. સર્બિયન સરકારની વિનંતી ઉપરથી સ્વિત્ઝર્લૅંડમાં લોઝાનની યુનિવર્સિટીના આર. એ. રીઇસ નામે એક પ્રોફેસરે ઑસ્ટ્રો-હંગેરિયન લશ્કરની વર્તણુક સંબંધી તપાસનું કામ માથે લીધેલું. તેણે સર્બિયાના મોટા ભાગમાં મુસાફરી કરી, અને ત્યાં તેણે ઘણા ઑસ્ટ્રિયનો તથા હંગેરિયનો, અને સેંકડો સર્બિયનો, કે જેમણે દુશ્મનની દુષ્ટતા દીઠી હતી, તેમની જુબાનીઓ લીધી. તેણે પોતાનું કામ એટલી ચોકસાઇથી કરેલું, કે ૧૯૧૬ ના ઉન્હાળા સુધી તેનો રિપોર્ટ ઇંગ્રેજીમાં છપાયેલો નહીં. એ વાંચતાં બ્રિટિશ પ્રજાની લાગણીમાં મોટો ફેરફાર થયેલો, કારણકે બ્રિટિશો હમેશાં ઑસ્ટ્રિયનોને તથા માગીયરોને પ્રશિયનો અથવા બવેરિયનો કરતાં વધારે માયાળુ તથા વધારે ઉદાર ગણતા આવ્યા હતા.

ઑસ્ટ્રિયનો પૂર્વના બવેરિયનો છે, અને તુર્કોની સામે સૌથી આગળના જર્મન ચોકીદાર છે. તેઓ તુર્કી વિગ્રહોમાં જંગલી અને ક્રૂર થતાં શીખ્યા હતા, અને જે ક્રોટિઅનોને તુર્કોએ પશુ જેવા બનાવ્યા હતા, તેમની પલટનો ઉભી કરીને તેમણે સત્તરમી સદીના ધર્મ સંબંધી વિગ્રહોમાં અતિશય ભયંકર તત્ત્વ દાખલ કર્યું હતું. જ્યારે તેમણે ઉત્તરના ઇટાલિયનોને તાબે કરેલા, ત્યારે લોંબર્ડોને એટલી ક્રૂરતાથી દબાવી દીધેલા, કે પોલ લોકોને દબાવી દેવામાં પ્રશિયનોએ પણ તેવી ક્રૂરતા વાપરેલી નહીં. જ્યારે ઇટલીના મોટા ભાગમાંથી તેમને હાંકી કાઢવામાં આવ્યા, અને હંગેરિયનોને અમુક હકો આપવાની તેમને ફરજ પડી, તે પછી પણ યૂરપમાં તેઓ સર્વોપરિ જુલ્મગાર તરીકે જારી રહ્યા હતા. પ્રશિયનો કરતાં વધારે કુશળ હોવાથી પ્રજાને ઉંચી કેળવણી અથવા સ્વતંત્રતાનાં તત્ત્વો પ્રાપ્ત કરતી અટકાવીને તેમણે તેના મનને આંધળું બનાવી દીધું હતું. સુલેહના વખતમાં તેઓ કેટલીક કોમોને બીજી કોમોની ઉપર રાખતા. ઉદાહરણ તરીકે, માગીયરો

THE KING AND QUEEN OF GREECE AND THEIR FAMILY, IN THE ROYAL PALACE, ATHENS.



ઍથેન્સના રાજમહેલમાં ગ્રીસનાં રાજા અને રાણી, તેમના કુટુંબ સાથે.

રૂમાનિયન અને બીજા સ્લાવ લોકોને દબાવવામાં ઑસ્ટ્રિયન સેવા બજાવતા; અને બોસ્નિયાના મુસલમાનો લૂટફાટ ચલાવીને ડાલ્મેશિયનો તથા સર્બોને ઑસ્ટ્રિયન શહેનશાહત તરફ વધારે અધીન બનાવતા.

જ્યારે ઑસ્ટ્રિયનોએ સર્બિયા ઉપર ચડાઇ કરી, ત્યારે બ્રિટનો, ફ્રેંચો, અમેરિકનો, વગેરે સાથે તેમણે જે સૌજન્યનો દંભ રાખ્યા કર્યો હતો, તે છોડી દીધો. સત્તરમી સદીની માફક તેમણે તરત બતાવી આપ્યું, કે ધંધા પેટની હરામખોરીમાં તેઓ પ્રશિયનોથી ચડી જાય છે. વિગ્રહની શરૂઆતથી તેઓ ફાટતી ગોળીઓનો મોટા પ્રમાણમાં ઉપયોગ કરતા આવ્યા હતા. દસ સાધારણ ગોળીઓની સાથે પંદર એવી ફાટતી ગોળીઓ વાપરવામાં આવતી હતી. સિપાઇઓને એ ગોળીઓ સંભાળથી વાપરવાનું કહેવામાં આવ્યું હતું, અને જ્યાં એકજ સર્બ ઉપર નિશાન તાકી શકાય ત્યાં તે ન વાપરવાની સૂચના હતી; કારણકે એક ગોળીથી બે સિપાઇઓ મરી શકતા હતા, અને એવા મોટા જખમો થતા હતા, કે જખમી સિપાઇ જવલ્લેજ પાછો સાજો થઇ શકતો.

આગળ ચાલતાં ફાટતી ગોળીઓનો સંગ્રહ વધેલો જણાય છે. કારણકે ત્યારે સિપાઈઓને સૂચના થયેલી, કે ગોળીઓ જેમ સમૂહની ઉપર તેમ છૂટાછવાયા સર્બિયનો ઉપર પણ વાપરવામાં હરકત નથી. થોડા મહિના લડાઇ ચાલી, તે પછી ઑસ્ટ્રો-હંગેરિયનો ડમ-ડમ કાર્ટુસો બનાવવા લાગેલા. સરકારી કારખાનામાંથી મળેલી એવી પેટીઓ દુશ્મન પાસેથી પડાવવામાં આવી હતી. ઑસ્ટ્રો-હંગેરિયનોએ એવી આશા રાખેલી, કે ૧૯૧૪ ની આખર સુધીમાં પોતે સર્બિયનો ઉપર પૂરેપૂરી ફતેહ મેળવશે; અને તેમણે ફાટતી તથા ડમ-ડમ ગોળીઓનો ઉપયોગ કર્યાનો કશો સ્પષ્ટ પુરાવો તૂટી ગયેલા પહાડી લોકો પાસેથી મળી શકશે નહીં.

જર્મનોનો એ સિદ્ધાંત છે, કે લડાઇમાં જંગલીપણું એ માનવ દયાનું સૌથી શુદ્ધ રૂપ છે, કારણકે સામેની પ્રજાઓને ત્રાસ આપીને તેથી વિરોધ ટૂંકો કરી શકાય છે. ઑસ્ટ્રિયનો આ સિદ્ધાંતનો પૂરેપૂરો ઉપયોગ કરતા હતા. શરૂઆતમાંજ સિપાઈઓને સર્બિયનો તરફ પાશવી ક્રોધની સ્થિતિમાં મૂકવાને ઑસ્ટ્રિયન લશ્કરી અમલદારોએ પગલાં લીધાં હતાં. ક્રોટો, ડેલ્મેશિયનો, બોહીમિયનો, ન્હાના રૂથિયનો, અને પોલો—કે જેમનો સામ્રાજ્યનાં લશ્કરોનો મોટો ભાગ બનેલો હતો—તેઓ સ્લાવ હતા, અને બાલ્કનની અંદરના પોતાના સ્લાવ બંધુઓ તરફ સદ્ભાવવાળા હતા. પણ આ જાતિઓના જે આદમીઓ પાછળથી કેદ થયેલા, અને જેમની પ્રોફેસર રીઇસે જુબાનીઓ લીધેલી, તેમના કહેવા પ્રમાણે, તેઓ સર્બિયનોની સાથે લડવા ઉપરાંત તેમને હેરાન પણ કરે, તે સારૂ રાક્ષસી સાધનો વાપરવામાં આવ્યાં હતાં. તેમને કહેવામાં આવ્યું હતું, કે સર્બિયનો જખમી સિપાઈઓના અવયવો કાપી નાંખે છે. પરિણામ એ આવેલું, કે ઑસ્ટ્રિયન અને હંગેરિયન અમલદારોએ ચલાવેલી એ જૂઠી વાતોને લીધે દુશ્મનના હાથમાં પડેલા જખમી તથા બિનજખમી સર્બિયનોની છરા અને સંગીનોથી કત્લ ચાલેલી.

એક વાર એક ઑસ્ટ્રિયન પાયદળની પલટન સરહદ ઓળંગતી હતી, ત્યારે તેને ઑસ્ટ્રિયન

લશ્કરી પોશાકમાં એક સિપાઇ બતાવવામાં આવેલો, કે જેનાં કાન અને કાંડાં કપાયેલાં હતા. આ માણસને ઘોડે બેસાડીને લશ્કરની આગળ ફેરવવામાં આવેલો, અને અમલદારોએ લશ્કરને કહેલું, કે "તમે પણ જો તાબે થશો, તો તમારી આ દશા થવાની." ઑસ્ટ્રિયનોએ જણાવેલું, કે એ માણસ એક ક્રોટ હતો; પણ પ્રોફેસર રીઇસને એમ માનવાને કારણ મળેલ છે, કે એ માણસ એક સર્બિયન હતો, કે જેની અમલદારોએ એવી દશા કરી હતી, અને પછી ઑસ્ટ્રિયન સિપાઇઓને સર્બિયનોની વિરુદ્ધ ઉશ્કેરવા સારૂ તેને એ પ્રમાણે ફેરવવામાં આવ્યો હતો. એક બીજી વાર તેરમી અને ચૌદમી પલટનના ઘણા સિપાઇઓ આસ્ટ્રિયનોને શરણે થયેલા, અને તેમણે તેમની કત્લ કરેલી; તથા ઇત્તિફાક એવો બન્યો, કે એ કત્લનો એક ફોટોગ્રાફ પાછળથી સર્બિયન સરકારના હાથમાં આવેલો. મોનેસ્ટિર ફરી જિતાયું, ત્યારે એક માર્યા ગયેલા જર્મન અમલદારનાં કપડાંમાંથી એવાંજ ખૂનોનો એક બીજો ફોટોગ્રાફ મળેલો. એ ફોટોગ્રાફ, એક ગામડાના મેયરને તથા બીજા પાંચ નિર્દોષ અને તવંગર ખેડુતોને એક જિપ્સીએ ફાંસીએ ચડાવેલા, તેનો હતો. ધારણા એવી હતી, કે રૈયતને પોતાના આગેવાનો કપાઇ જતાં ત્રાસ થાય.

સર્બિયાની બિનલડાયક વસ્તીને બેલ્જિયમની તથા ઉત્તર અને પૂર્વની ફ્રાન્સની બિનલડાયક વસ્તીના કરતાં વધારે દુઃખ દેવામાં આવેલું. ઉદાહરણ તરીકે પ્રોફેસર રીઇસ પોતાના રિપોર્ટમાં નીચે પ્રમાણે લખે છે:—

"જેના પર ચડાઇ થયેલી, તેવાં ઘણાં ગામડાંમાં ન્હાનામાં ન્હાનીથી મોટામાં મોટી સુધી લગભગ તમામ ઓરતોની લાજ લૂટવામાં આવી હતી. ૨૬ મી પલટનનો એક આદમી જણાવે છે, કે 'અમને હુકમ થયો હતો, તથા એ હુકમ અમને વાંચી બતાવવામાં આવ્યો હતો, કે લડાઇ દરમિયાન જે કોઇ અમારા હાથમાં પડે તેને મારી નાંખવા અને બાળી મૂકવા, અને દરેક સર્બિયન વસ્તુનો નાશ કરવો'".

સર્બિયામાં વર્તાવેલા ત્રાસની કહાણી એટલી લાંબી છે, કે તેનો સંક્ષેપ થઇ શકે નહીં. બાળકોને સંગીનોથી મારી નાંખવામાં આવેલાં, અને ગામડિયાઓને તેમના દેવળમાં ઘેરી લેવામાં આવેલા, તથા દારૂગોળાના બચાવની ખાતર તેમનો લોઢાંથી વધ થયેલો. બેલ્જિયમના કરતાં વધારે વાર પુરુષો, ઓરતો, તથા છોકરાંને લડાઇમાં આગળ ઢાલ તરીકે વાપરવામાં આવેલાં; અને વૃદ્ધ પુરુષો, સ્ત્રીઓ તથા બાળકો સહિત મકાનો બાળી નાંખવાનું કામ મોટા પાયા પર ચાલેલું. બિનલડાયક વસ્તીનાં સુમારે ચાર હજાર માણસો પહેલી ટૂંકા વખતની ઑસ્ટ્રો-હંગેરિયન ચડાઇમાં આ રીતે મારી નાંખવામાં આવેલાં, એવો અડસટ્ટો થયેલો છે; જેમાંનાં ઘણાંને જીવતાં બાળી મૂકેલાં, અથવા મૃત્યુ પહેલાં તેમના અવયવોના કકડા કરેલા. તે વખતે સર્બિયન મુલકનો થોડોજ ભાગ દુશ્મનના કબજામાં હતો, એટલે બલિદાનોની સરાસરી ઘણી આવેલી.

(આ મહત્ત્વનો ઇતિહાસ હવે પછીના અંકમાં જારી રાખવામાં આવશે.)

# લડાઇના તાર.

——:o:——

## સામાન્ય સ્થિતિ.

જુદા જુદા મોખરા તરફ નજર કરતાં પહેલી એ વાત ધ્યાનમાં આવે છે, કે રૂશિયાની સ્થિતિ હજી સ્થિર થઇ નથી. સિપાઇઓ દુશ્મનની સાથે ભાઇબંધી કરે છે; અને નવી સરકારની સત્તા હજી જામી નથી. પશ્ચિમમાં બ્રિટિશ ધસારો ઠીક આગળ વધ્યો છે, અને ફ્રેંચ વિક્રમો સારા જોરમાં છે. પ્રેસિડન્ટ વિલ્સનની અને અમેરિકાની મદદથી મિત્ર રાજ્યોના પગમાં નવું બળ આવ્યું છે. પણ સબમરીનનું સંકટ હજી દૂર થયું નથી; હવાઇ હુમલાઓ હજી લંડન અને બીજાં શહેરોને હેરાન કર્યા કરે છે; અને કટાકટીનો મામલો હજી લંબાશે, તથા ભયંકર થશે, એવી નિશાનીઓ છે.

## મેસ્સિનેનો કબજો.

લંડન, ૮ મી જૂન.

ફીલ્ડ માર્શલ સર ડગલસ હેગ શુક્રવારે ખબર આપે છે, કે "ગઇ કાલે જે સ્થાનક કબજે થયું, તે પશ્ચિમ મોખરા ઉપરનાં દુશ્મનનાં મજબૂત સ્થાનોમાંનું એક છે. તેથી ઇપ્ર ઉપર મારો ચલાવી શકાય એવું હતું, અને સંપૂર્ણ અવલોકન કરવાની દુશ્મનને અનુકૂળતા હતી. એક માઇલ સુધી બચાવનાં સાધનો પથરાયાં હતાં. સ્હવારમાં ત્રણ ઉપર દસ મિનિટે ૧૯ ઊંડી સુરંગો એકસાથે ફોડવામાં આવી હતી, જેથી દુશ્મનની લાઇનના ઘણા ભાગ તૂટી ગયા હતા. મેસ્સિને કબજે કરતાં બહુ વખત લાગ્યો નથી. આસપાસ પણ બેત્રણ ગામડાં જિતાઇ ગયાં છે.

## જાનિનાનો કબજો.

રોમ, ૧૦ મી જૂન.

ઇટાલિયનોએ જાનિનાનો કબજો લીધેલ છે.

## યુનાઇટેડ સ્ટેટ્સના ઉદ્દેશો.

વૉશિંગ્ટન, ૧૦ મી જૂન.

પ્રેસિડન્ટ વિલ્સને રૂશિયન સરકાર તરફ એક લેખ મોકલ્યો છે, જે અમેરિકન એલચીએ પિતૃગ્રેડમાં રજુ કરેલ છે. અંદર લખેલું છે, કે "અમેરિકાના પ્રતિનિધિઓ રૂશિયાને મુલાકાત આપનાર છે, તે પ્રસંગે બધા લોકોની સ્વતંત્રતા માટે આદરેલો ચાલુ વિગ્રહ ફતેહમંદ બનાવવા સારૂ યુનાઇટેડ સ્ટેટ્સના મનમાં વિગ્રહની અંદર પ્રવેશ કરતાં જે ઉદ્દેશો હતા, તે સ્પષ્ટ કરવા યોગ્ય છે. અમેરિકાને કશા લાભની કે કશી મોટાઇની ઇચ્છા નથી; તે પોતાના કશા સ્વાર્થી હેતુ માટે લડતું નથી; પણ સર્વત્ર નિરંકુશ આપખુદીમાંથી લોકોનો છુટકારો થાય, તે માટે લડે છે. જર્મનીના રાજ્યકર્તા વર્ગો હમણાં એવીજ ઉદાર ભાષા વાપરવા લાગ્યા છે, પણ તેમનો ઉદ્દેશ માત્ર પોતે મેળવી લીધેલી સત્તા ટકાવી રાખવાનો છે. * * * પ્રથમ, કરેલાં નુકસાનોનો બદલો વાળવો જોઇએ, અને તેવાં ફરીને ન થાય તે માટે પુરતી વ્યવસ્થા થવી જોઇએ.

* * * સિદ્ધાંત ખુલ્લો છે:—કે કોઇ પણ લોકોને તેઓ ન ઇચ્છતા હોય તેવા રાજ્યની નીચે મૂકવા ન જોઇએ; લોકોને જીવન અને સ્વતંત્રતાનો પ્રસંગ મળે, તે કારણ સિવાય કોઇ પણ મુલક એક હાથમાંથી બીજા હાથમાં જવો ન જોઇએ; અને ખુલ્લી હાનિ થઇ હોય તેના બદલા સિવાય બીજાં કશાં વળતર માટે આગ્રહ ન જોઇએ. * * * માણસજાતની બંધુતા એ માત્ર સુંદર પણ ખાલી શબ્દ રહેવો ન જોઇએ; તથા તેને પ્રબળ અને વાસ્તવિક રૂપ આપવું જોઇએ."

આઇરિશ કન્વેન્શન.

લંડન, ૧૧ મી જૂન.

આજે આમની સભામાં મિ. લૉઇડ જ્યોર્જે આઇરિશ કન્વેન્શનનું અંધારણ જાહેર કરેલ છે. સરકારે પરગણાં તથા ટપ્પાની કાઉન્સિલોને પોતાના પ્રમુખોને મોકલવા આમંત્રણ કર્યું છે. ચાર રોમન કૅથલિક બિશપો દેવાલયોના પ્રતિનિધિ થશે. ડબ્લિન, બેલફાસ્ટ, તથા કૉર્કની વેપારની ચેંબરોના પ્રમુખોને આમંત્રણ થશે; અને આઇરિશ મજૂર વર્ગના પાંચ પ્રતિનિધિઓ આવશે. મિ. રેડમન્ડ તથા સર જૉન લૉન્સડેલને પોતપોતાના પક્ષના પાંચ પ્રતિનિધિ ચૂંટવાનું કહેવામાં આવશે; મિ. ઓ'બ્રાયનને પોતાના બે અનુયાયી મોકલવાનું; આઇરિશ અમીરોને બે તથા દક્ષિણ આયર્લૅંડના યુનિયનિસ્ટોને પાંચ પ્રતિનિધિ આપવાનું કહેવામાં આવશે. સિન ફેનરો માટે પણ પાંચ જગ્યા રીઝર્વ્ડ રહેશે. સરકાર બધા પક્ષના આઇરિશોમાંથી પંદર આગેવાનોની ચૂંટણી કરશે. કુલ સંખ્યા ૧૦૧ ની થશે. સરકાર ઇચ્છે છે, કે પ્રમુખની ચૂંટણી કન્વેન્શન પોતે કરે તો સારૂં, છતાં પ્રમુખ નીમવાને તથા રાજાજી પાસે તેનું નામ રજુ કરવાને પણ તે તૈયાર છે.

ગ્રીસની ગાદી.

લંડન, ૧૩ મી જૂન.

ઍથન્સથી તાર છે, કે રાજા કૉન્સ્ટન્ટાઇને પોતાના પુત્ર એલેક્ઝાંડરના લાભમાં ગાદી છોડી દીધી છે. રક્ષક રાજ્યોએ માગણી કરેલી, કે રાજા કૉન્સ્ટન્ટાઇને ગાદી છોડવી જોઇએ, અને યુવરાજ સિવાય બીજા કોઇને ગાદી પર બેસાડવો જોઇએ, તેના પરિણામે ઉપર પ્રમાણે બન્યું છે. શાહજાદા એલેક્ઝાંડરે રાજા તરીકે સોગન લીધા છે.

---

## નિવેદન.

આજના અંકની સાથે ગ્રીસનાં માજી રાજારાણીનો એક બાંખો પણ સુંદર ચકુદુંબ ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૨૬મી જૂન, ૧૯૧૭. [અંક ૩૦.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વેહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૬ મી જૂન, ૧૯૧૭.

દુશ્મનોની દુષ્ટતા.

( ગયા અંકથી ચાલુ. )

પ્રોફેસર રીઇસ લખે છે:—

"પુરાવાથી સાબિત થાય છે, કે દુશ્મનના સિપાઇઓએ જે રીતે મારામારી અને કત્લ ચલાવેલી, તે અમુક પદ્ધતિ પ્રમાણે હતી. એ એક ઉચ્છેદની પદ્ધતિ હતી, કે જે ખુલ્લાં શહેરો ઉપર ગોળાઓ ફેંકવામાં પણ પ્રગટ થયેલી, તથા મકાનો અને ઝુંપડાંઓનો નાશ કરવામાં. દરેક લશ્કરમાં જેવા હરામખોરો હોય છે તેવા છૂટાછવાયા હરામખોરોનાં એ ક્રૂર કૃત્ય માની શકાય તેમ નથી. મારી તપાસથી મારી ખાતરી થઇ છે, કે બિનલડાયક વસ્તીના મોટા ભાગે બિલકુલ ગોળીઓ છોડી નથી, કે ઑસ્ટ્રો-હંગેરિયન લશ્કર તરફ દુશ્મનાવટનું બીજું કશું કૃત્ય કર્યું નથી. જ્યારે કોઇ પણ લશ્કર પોતાની વિરુદ્ધ લડતમાં ભાગ લેવા સારૂ બિનલડાયક વસ્તીને દેહાંતદંડ કરે છે, ત્યારે અપરાધીઓને ગોળીએ દેવામાં આવે છે. છતાં ભોગ થઇ પડેલાની લગભગ અર્ધો-અર્ધ સંખ્યાને કાંતો સંગીનોથી અથવા લાઠીથી મારી નાંખવામાં આવેલી, અથવા ફાંસીએ ચડાવેલી, અથવા જીવતાં બાળી મૂકેલી. ઑસ્ટ્રિયન અમલદારોએ મોડા મોડા બચાવ કર્યો છે, તે ચાલે તેમ નથી. તેમના લશ્કરે નિયમિત રીતે સંહારની પદ્ધતિનું અનુસરણ કર્યું છે; અને વૃદ્ધ પુરુષો, ઓરતો, તથા બાળકોની કત્લ એ પદ્ધતિનો એક ભાગ છે."

ઑસ્ટ્રો-હંગેરિયન લશ્કરના ઉચા અમલદારોએ એક ચોપાનિયું પોતાના સિપાઇઓમાં વહેંચ્યું હતું, જેમાં એક વાક્યકલાપ નીચે પ્રમાણે છે:—

"સર્બિયાની વસ્તી તરફ વર્તણુક ચલાવવા સંબંધી સૂચના.

"લડાઇ આપણને એવા એક દેશમાં લઇ જાય છે, કે જેની વસ્તીને આપણા તરફ અતિશય ધિક્કાર છે, એવા દેશમાં, કે જ્યાં, સેરાજેવોના બનાવથી જણાઇ આવ્યું છે તેમ, ઉપલા વર્ગોમાં ખૂનની પણ દરગુજર કરવામાં આવે છે, બલકે તારીફ થાય છે.

"આ પ્રકારની વસ્તીની સાથે વર્તન કરવામાં મહેરબાની અને હૃદયનું માયાળુપણું અસ્થાને છે. એ ગુણો હાનિકારક પણ છે, કારણકે એવી લાગણીઓ, કે જેનો ઉપયોગ લડાઇમાં કોઇ વાર થઇ શકે છે, તેથી આપણાં પોતાનાં લશ્કરો જોખમમાં પડવાનો સંભવ છે.

"તેટલા માટે હું હુકમ આપું છું, કે લડાઇ જ્યાં સુધી ચાલે, ત્યાં સુધી દરેક માણસ તરફ અતિશય સખ્તાઇ, અતિશય કઠોરતા, તથા અતિશય અવિશ્વાસનું વર્તન ચલાવવું.

"કોઇ ગામની વચ્ચે થઇને પસાર થતાં પકડેલા હામીઓને બનતાં સુધી પછવાડાના કોઇક ભાગ સુધી પહોંચાડવા, અને એ પ્રદેશમાં જો એક પણ ગોળી છૂટી હોય, તો તેમને એકસાથે કતલ કરવા.

"કોઇ પણ માણસ જો ખુલ્લા પ્રદેશમાં, અને ખાસ કરીને જો જંગલમાં જોવામાં આવે, તો એમ સમજવું, કે તે એક ટોળીનો માણસ છે, કે જેણે હથિયારો કયાંક છુપાવ્યાં છે, કે જે હથિયારો શોધી કાઢવાનો આપણને વખત નથી. આ માણસો જો જરા પણ શકપડતા લાગે, તો તેમને કાપી નાંખવા.

"ફરી એક વાર કહેવાનું, કે નિયમો પાળવા, અને મોભો સાચવવો; પણ સખ્તાઇ તથા કઠોરતા વધારેમાં વધારે વાપરવી!"

ઑસ્ટ્રિયનોને તેમજ યૂરપના તમામ જનરલ સ્ટાફને ખબર હતી, કે સર્બિયા આગલા વિગ્રહોથી એટલું થાકેલું હતું, કે લડતા લશ્કરને વાસ્તેજ તે લશ્કરી પોશાક પૂરો પાડી શકે તેવું હતું, અને બીજી વાર બોલાવેલા માણસોના માત્ર ન્હાના ભાગને માટે. એ બીજી વાર બોલાવેલા માણસોમાંના ઘણાખરા તથા ત્રીજી વાર બોલાવેલા તમામ સિપાઇઓ પોતાનાં સાધારણ કપડાં પહેરીને લડતા હતા. પણ ઑસ્ટ્રો-હંગેરિયન અમલદારોએ હુકમ કરેલો, કે કોઇ પણ લશ્કરી પોશાક વગરના હથિયારબંધ સર્બિયનોને કેદ કરવા નહીં, પણ તરત મારી નાંખવા. ચડી આવનાર લશ્કરે આ સૂચનાઓનો બરાબર અમલ કરેલો, અને દેશને લૂટવામાં પણ કશું બાકી રાખેલું નહીં.

બોસ્નિયામાંથી મુસલમાન બેદુનોને કુચ કરતાં લશ્કરોની સાથે ચાલવાને નીમવામાં આવ્યા હતા, અને કેદીઓના જણાવ્યા પ્રમાણે, આ લૂટારાની ટોળીઓના દાખલાથી તે સિપાઇઓમાં પણ લોહીની ઇચ્છા જાગેલી, કે જેઓ ખાનગી જિંદગીમાં કુટુંબોના માયાળુ પિતાઓ હતા. ૧૯૧૫ ની પાનખરમાં અને શિશિરમાં, જ્યારે સર્બિયાને ઘેરી લેવામાં બલ્ગરો, ઑસ્ટ્રિયનો, માગીયરો, તથા જર્મનોની સાથે ભળ્યા, ત્યારે જે જે બન્યું, તેની કહાણી લગભગ ન માની શકાય તેવી છે. મુલક ઉચ્છેદ કરનારાઓના હાથમાં હતો, તે અરસામાં તેમનો દેખીતો ઉદ્દેશ એ જણાતો હતો, કે સર્બિયન જાતિના સ્વતંત્ર ભાગનો નાશ કરવો, અને દેશને ફરીથી વસાવવો, કે જેથી બર્લિન-બગદાદની યોજનાનો આ મહત્ત્વનો ભાગ હમેશાંને માટે પૂરેપૂરો તાબે રહે. એમ કહેવામાં કશી અતિશયોક્તિ નથી, કે સર્બિયન પ્રજાએ સહેલી વેદનાની સાથે અર્વાચીન કાલમાં કશાની સરખામણી થઇ શકે તેમ નથી. સત્તરમી સદીમાં ઑસ્ટ્રિયન જંગલીપણાથી જર્મનીને એટલું સહન કરવું પડયું નહીં હોય; અને બલ્ગરો તથા ઑસ્ટ્રિયનોને હાથે સર્બિયાની જેવી દશા થયેલી, તેવી બલ્ગેરિયાની પોતાની તુર્કોના અમલમાં પણ થયેલી નહીં.

ઑસ્ટ્રો-હંગેરિયન અમલદારોએ પ્રથમ તો કબજે થયેલા મુલકના રહેવાસીઓ તરફ માયાળુ વર્તન ચલાવવાનો દેખાવ માત્ર તટસ્થ રાજ્યોનાં મેડિકલ મિશનો, વર્તમાનપત્રોના લેખકો, તથા બીજા મુસાફરો ઉપર સારી અસર કરવા સારૂ ધારણ કરવામાં આવ્યો હતો. જ્યારે જિતાયેલ સર્બિયામાંથી તમામ તટસ્થોને બંધ કર્યા, તથા અમેરિકન અને બીજાં મેડિકલ મિશનોને રજા મળી, ત્યારે ઑસ્ટ્રો-હંગેરિયનોએ દેશનિકાલ, કેદ, અને કત્લથી વસ્તી ઓછી કરવાનું કામ આરંભ્યું. આર્ચડ્યૂક ફ્રેડરિકે અપરાધોની એક યાદી બનાવેલી, જેમાં નીચે પ્રમાણે અપરાધો સારૂ મોતની સજા રાખવામાં આવી હતી:—(૧) જીતનારાઓની મંજૂરી કરતાં વધારે ખોરાક ઘરમાં રાખવા વાસ્તે; (૨) બે વાર તાંબાનાં વાસણો આપી દેવાનો હુકમ થયા પછી એ વાસણોની માલેકી વાસ્તે; (૩) પરાયા માણસોની વચ્ચે લખેલા સંદેશા લઇ જવા વાસ્તે; (૪) ન્હાસી જતા કેદીઓને ખોરાક, આશ્રય, કે કપડાં આપવા વાસ્તે. કોઇ પણ જાસુસ ખબર આપે, કે ઘણું કરીને મોત થતું, કારણકે "કોર્ટ માર્શલ" માત્ર દેખાવની હતી. જાહેર રીતે વધ કરીને તથા મુડદાંઓને ખુલ્લાં રાખીને ઑસ્ટ્રો-હંગેરિયનોએ પ્રજાને ત્રાસ આપવાનો યત્ન કરેલો. ડાન્યુબની મેદી તરફ કામ કરવાને સુમારે સાઠ હજાર માણસોને લઇ જવામાં આવેલા. દુશ્મનો બધા આગેવાન માણસોની પૂઠે પડેલા, કે જેથી સર્બિયાને સ્વાભાવિક આગેવાનો તથા સલાહકારો ન રહે, અને તે છેક નિરાધાર બની જાય.

ગ્રેટ બ્રિટન, ફ્રાન્સ, તથા બેલ્જિયમમાં જર્મનનું લક્ષણ પૂરેપૂરૂં જણાઇ ગયું. પણ, પ્રોફેસર રીધસ કહે છે તે પ્રમાણે, ઑસ્ટ્રિયનોએ સુલેહના વખતમાં આનંદી આદમીઓ તરીકે આબરૂ મેળવી હતી. યૂરપના આ મોટામાં મોટા ગુન્હેગારોની એ ખોટી આબરૂથી પશ્ચિમનાં મિત્ર રાજ્યો ભ્રમિત થયેલાં. ક્રિયામાં ઑસ્ટ્રિયનો તથા પ્રશિયનો વચ્ચે કશો ભેદ નહોતો, કારણકે પ્રશિયનો ઑસ્ટ્રિયનોની પાયરી સુધી પહોંચી ગયા હતા. ઑસ્ટ્રિયા તથા હંગરીના લડાયક વર્ગોને જર્મનો પાસેથી કોઇ પણ ક્રૂરતા શીખવી પડે, એવું નહોતું.

તેઓ હમેશાં સાવધાન અને તૈયારીઓમાં વધારે સબૂરીવાળા હતા. વિગ્રહ સળગી ઉઠ્યો, તે પહેલાં ઘણા વખતથી તેઓ સર્બિયનોની નિંદા ફેલાવ્યા કરતા હતા. નિંદાની કળામાં પ્રશિયનોએ એટલી કુશળતા બતાવી નથી, એમ કબૂલ કરવું જોઇએ.

પણ જર્મનીની સત્તા અધિયાતી હોવાથી જમીન ઉપર, દરિયા ઉપર, તથા હવામાં હ્યૂનોની લડાઇનું ખરૂં સ્વરૂપ તેણેજ બતાવી આપ્યું છે. તેની રાજનીતિની ઑફિશ્યલ જાહેરાત તો ૧૯૧૭ની શરૂઆતમાંજ થયેલી છે, પણ તેનું અનુસરણ લાંબો વખત પહેલાંથી થતું આવ્યું છે. બેલ્જિયમ તથા ફ્રાન્સમાં આગ અને સંગીનથી તેનો ઉપદેશ થયેલો છે, જોકે મિશનરીઓ લૂવાંના જેવી પારિસની દશા ન કરી શકયા, તેથી ત્યાં પ્રથમ તેનો ઇનકાર કરવામાં આવ્યો હતો. પણ એ વખતે સુદ્ધાં જર્મન પૂર્વ આફ્રિકામાં કર્નલ વૉન લેટ્ટાઉ ફૂારબેક કરીને એક જર્મન કમાન્ડર હતો, કે જે બરાબર નવા સિદ્ધાંત પ્રમાણે આચરણ કરતો હતો.

બ્રિટિશ પૂર્વ આફ્રિકાની પહેલી ચડાઇ બરાબર વ્યવસ્થિત નહોતી, અને તે લેટ્ટાઉ ફૂારબેકની

સામે સફળ થયેલી નહીં. પરિણામ એ આવ્યું, કે ભૂમધ્યરેખા ઉપર વિશાળ મુલકનો તે ધણી થઇ પડ્યો. દેશીઓ ઉપરના તેના અધિકારમાં ફતેહથી વધારો થયો હતો; અને રોડીસિયા, કોંગો સ્ટેટ, તથા બ્રિટિશ પૂર્વ આફ્રિકાની સરહદો ઉપર હુમલો કરવાના માર્ગો તેને માટે ખુલ્લા હતા. તેની પાસે દારૂગોળાનો પુષ્કળ સંચય હતો, હજારો ગોરા સિપાઇઓ તથા તેથી દસગણા વધારે કાળા સિપાઇઓ હતા, અને કોનિગ્સબર્ગની તોપો હતી. તેણે ધારેલું, કે કોઇ તેને જીતી શકશે નહીં; અને યૂરપમાં પણ જર્મન શહેનશાહત બધા હુમલામાં ટકી રહેશે, તેથી તેને પોતાને કોઇ સજા કરી શકશે નહીં. એટલે તેણે જે બ્રિટનો હાથમાં આવ્યા તેમના પર પોતાની રીસ ઉતારવા માંડી. યુનિવર્સિટીમાં કેળવાયેલા માણસો, તવંગર કૃષિકારો, મિશનરીઓ, તથા લડાઇના કેદીઓની ગુલામોના જેવી સ્થિતિ કરવામાં આવેલી; અને બ્રિટિશ બાનુઓ તરફ જંગલી વર્તન થયેલું. ઓરતોને સરકારી ગુલામો તરીકે દર રોજ છ કલાક કામ કરવું પડતું, તથા મોટી ઉમરની અને અશક્ત સ્ત્રીઓ પણ જો કામ કરવાની ના પાડતી, તો તેમને ભૂખે મારવાની ધાસ્તી આપવામાં આવતી.

એક પ્રસંગે ત્રીશ બ્રિટિશ બાનુઓને, નવ બ્રિટનો તથા ચાળીશ દેશીઓ સહિત, એક લોઢાના ઓરડામાં લગભગ અડતાળીશ કલાક સુધી કશાં સ્વચ્છતાનાં સાધનો વગર ગોંધાઇ રહેવું પડ્યું હતું, અને ઘણા વખત સુધી તેમને રોટલી અને પાણી પણ મળેલાં નહીં. દારૂ પીને અર્ધ છાકટા થયેલા ચોકીદારો તેમની ઉપર મૂકવામાં આવેલા, અને તેમને સખ્ત વેદના થયેલી. બીજે વખતે બ્રિટિશ ઓરતોને જાણીબૂજીને ભૂખે મારવામાં આવેલી, અને જેમાં કશી સભ્યતા સચવાય નહીં તેવી સ્થિતિમાં રાખવામાં આવેલી, જોકે ખોરાક અને છૂટા તંબુઓ સહેલાઇથી મળી શકયા હોત. જર્મન સ્ટાફના ઉપરી કપ્તાન વિલર્મને એક પ્રસંગે ખુલ્લો હુકમ આપેલો, કે બ્રિટિશ ઓરતોને ખોરાક વગર રહેવા દેવી.

જર્મનોનો ઉદ્દેશ એ હતો, કે બ્રિટિશ આબરૂનો નાશ કરવો. આ હેતુથી તેમણે સિવિલિયન તથા લડાઇના કેદીઓ પાસે કાળા માણસોને ઉપરી રાખીને હલકામાં હલકું કામ કરાવેલું. એક છાવણીમાં જે ખોરાક આપવામાં આવેલો, તે એવી હલકી બાજરીનો હતો, કે જે કાળા લોકો પોતે ખાઇ શકતા નહીં, પણ માત્ર બીર દારૂ બનાવવામાં વાપરતા. ખાનારાંને તેથી પેટમાં પીડ ચાલેલી, જોકે સારો ખોરાક બે કલાકમાં લાવી શકાયો હોત. અધ નાગા બ્રિટિશ કેદીઓને શેરીઓમાં લારીઓ ખેંચવી પડેલી, અને દેશી મકાનોનાં સંડાસ સાફ કરવાની ફરજ પડેલી. દેશીઓ ગોરા ગુલામોની મશ્કરી કરતા; અને જો તેઓ ફરિયાદ કરતા, તો ત્રણ દિવસ માત્ર ભાખરી અને પાણી ઉપર રહેવાની તેમને સજા થતી. બ્રિટિશ સ્ત્રીપુરુષોની અધોગતિની વાતો જર્મનોએ લાંબે સુધી આખા આફ્રિકામાં ફેલાવેલી.

મેજર વૉલ્ટર હાવર્ડ, કે જે લડાઇની શરૂઆતમાંજ પકડાયો હતો, અને હજી કેદી છે, તેણે ૧૯૧૬ના નવેંબરમાં છૂટા થયેલા એક અમેરિકન સિવિલિયન મારફત પોતાના અનુભવનો

હેવાલ મોકલ્યો હતો. તેણે ન્હાસી જવાને યત્ન કરેલો, પણ ચાર રાત જાળાંમાં ભટક્યા પછી જર્મન દેશી સિપાઇઓએ તેને પકડ્યો હતો. તે અબિયન સિવિલિયને લખેલું કે:—

"તે સૌએ તેની સાથે બહુ ખરાબ વર્તન કરેલું, તેની બે પાંસળીઓ ભાંગેલી, જડબું છૂંદી નાંખેલું, તથા તે છાવણીમાં આવ્યો, ત્યારે ઓળખી શકાય એવી સ્થિતિમાં રહેલો નહીં. ઘણા મહિનાઓ સુધી તેને ભોંયરામાં ગોંધી રાખવામાં આવેલો, કે જેમાં તાજી હવા બિલકુલ આવી શકતી નહોતી; અને ગોરા ચોકીદારો તેમજ આસ્કરીઓ તેને ગાળો ભાંડતા. અમને જે ખોરાક મળતો, તે નીરોગી બાંધાવાળા માણસોનેય ન પચે તેવો હતો; પણ બિચારો મેજર હાવર્ડ છૂંદાયેલા જડબાને લીધે અતિશય હેરાન હતો, કારણકે તેનાથી ચાવી શકાતું નહોતું. જર્મનો તેના લશ્કરી હોદ્દાને સ્વીકારતા નહોતા, એટલે તેને સિવિલિયનો તથા નોકરોની સાથે મજૂરી કરવી પડતી. અમારી પાસે તેઓ જે કામ કરાવતા, તેનો હેતુ એજ હતો, કે દેશીઓની દૃષ્ટિમાં અમને ઉતારી પડાય. તેઓ સારી રીતે સફળ થયેલા.

"અમારામાંના ઘણાખરાને ભેજવાળી ઝમીન ઉપર સૂવું પડતું હતું, અને એટલી ગિર્દીમાં રહેતા હતા, કે ગંદા ઘાસની પથારીઓ ઉપરજ અમારે ખાવાનું લેવું પડતું. વંડામાં કશો છાંયો નહોતો, અને બળતણ માટે અમને લીલાં લાકડાં મળતાં, કે જે ફાડવાનું કામ અમારે જાતે કરવાનું હતું. ધૂમાડાથી અને સખ્ત તડકાથી અમને અતિશય કષ્ટ થતું. હું તમને કહી શકું, સાહેબ, કે અમે દીન અને દુઃખી દેખાતા હતા, તથા તેવાજ થઇ ગયા હતા. અમારો ઉપરી અમલદાર મેજર વૉન ઓરાવેસ્ટ કરીને હતો, તેને અમે વાંધો લખી મોકલેલો, અને તે પર મેજર હાવર્ડે સહી કરેલી. બીજે દિવસે તે ગુસ્સામાં આવ્યો, અમને કંઇ કંઇ ખરાબ શબ્દો કહ્યા, અને ધમકી આપી, કે જો વાંધો ઉઠાવશો, તો તમને લડાયક અદાલત પાસે ઉભા કરીને ગોળીએ દેવામાં આવશે. તેણે ત્રણ દિવસ સુધી અમને અપાતું માંસ બંધ કર્યું, અને અમારે ભાત તથા મકાઇથી નિર્વાહ કરવો પડ્યો. મેજર હાવર્ડની એવી ઇચ્છા છે, કે તમારે આ હકીકત વજનદાર વર્તમાનપત્રોમાં પ્રગટ કરવી. તેટલા માટે તમને લખવાનો તેણે મને આગ્રહ કર્યો છે. જે કાગળની કાપલી હું સાથે બીડું છું, તે તેની પોતાની લખેલી છે. વધારે આપવાની તેની હિંમત ચાલેલી નહીં, કે રખેને મારી ઝડતી લેવાય, અને મને સઝા થાય. તેની બધી ડાયરીઓ જપ્ત કરવામાં આવેલ છે, અને ઝડતી લેવાયા અગાઉ કાગળનો એક ટુકડો પણ લેવાની અમારી છાતી ચાલતી નહોતી."

પૂર્વ આફ્રિકામાં જર્મનો જખમી બ્રિટિશ સિપાઇઓને કાંતો ગોળીએ દેતા, અથવા સંગીનોથી કાપી નાંખતા. આનો પહેલો પુરાવો ૧૯૧૪ના સપ્ટેંબરની ૨૬ મી તારીખે મળેલો. એ તારીખે ઇલિયટ કરીને એક સિપાઇને પગમાં ગોળી વાગેલી, અને તેને ઉપાડી જવાને લાન્સ-કૉરપોરલ બારિજ્જ હથિયાર વગરનો પાસે ઉભો હતો. એ લાન્સ-કૉરપોરલ ફરી જોવામાં આવેલો નહીં, અને જ્યારે એ ઝમીન પાછી હાથમાં આવી, ત્યારે ઇલિયટનું શરીર મળી આવેલું. તેનું માથું એક ગોળીથી વીંધાયલું હતું, અને ગરદન ઉપર સંગીનનો જખમ હતો. બીજો એક

સિપાઇ નરમ અણીની ગોળીથી મરી ગયેલો માલુમ પડયો હતો, અને તપાસની એક બ્રિટિશ અદાલતે નિર્ણય કરેલો, કે જર્મનો ડમ-ડમ જાતની નરમ અણીની ગોળીઓ વાપરતા હતા. બ્રિટિશ પક્ષમાં હોવાના શકદાર મુસલમાન દેશીઓને ચાબખા મારી મારીને અથવા બીજી રીતે પૂરા કરવામાં આવેલા. કેટલેક પ્રસંગે તેમની ઓરતો તથા જુવાન દીકરીઓની લાજ પણ લૂટવામાં આવેલી.

(આ મહત્ત્વનો ઇતિહાસ હવે પછીના અંકમાં જારી રાખવામાં આવશે.)

## લડાઇના તાર.

:o:

સામાન્ય સ્થિતિ.

ઋષિયાની સ્થિતિ હજી સંતોષકારક થઇ નથી. ગ્રીસમાં પણ અસ્વસ્થતા છે. પશ્ચિમ મોખરા ઉપર મિત્ર સેનાઓ સારૂં કામ કરે છે, પણ હજી ધસારો ધીમો છે. વિલાયતથી તાર એટલા ઓછા આવે છે, કે ખરી સ્થિતિ બરાબર સ્પષ્ટ થતી નથી. ભયંકર સંહારની ઘોર રાત્રિ કયાં સુધી ચાલશે, તે કોઇથી કહી શકાય તેમ નથી. સર્વત્ર પ્રકાશની રાહ જોવાય છે.

બ્રિટિશ ધસારો.

લંડન, ૧૫ મી જૂન.

આજે આમની સભામાં વિગ્રહખાતાની ઓફિસના અન્ડર-સેક્રેટરી મિ. મૅકફરસને જણાવ્યું છે, કે મેની આખર સુધીમાં બ્રિટિશોએ ૭૬,૦૬૭ કેદીઓ પકડ્યા છે, જે આંકડામાં જૂનના ઓછામાં ઓછા ૮,૦૦૦ ઉમેરવા જોઇએ. વળી, ગયા વરસના જૂલાઇની ૧ લી તારીખથી બ્રિટિશોએ પશ્ચિમ મોખરા ઉપર ૪૩૪ તોપો કબજે કરેલ છે. મેસોપોટેમિયામાં આપણે ૧૦,૯૦૦ કેદીઓ તથા ઇજિપ્તમાં ૮,૭૩૯ કેદીઓ પકડ્યા છે; અને ઇજિપ્તમાં ૧૮ તોપો પણ પડાવી છે. મેસોપોટેમિયામાં લડાઇની શરૂઆતથી ૧૩૨ તોપો આપણા હાથમાં પડેલ છે. ઉપરાંત તેણે જણાવ્યું, કે ગયા જૂલાઇની ૧લી તારીખથી બ્રિટિશોએ પશ્ચિમ મોખરા ઉપર ૬૦૦ ચોરસ માઇલ જમીન પાછી મેળવી છે.

આઇરિશ કેદીઓનો છુટકારો.

લંડન, ૧૫ મી જૂન.

આમની સભામાં આજે મિ. બોનર લૉએ જાહેર કર્યું છે, કે સરકાર કશા અપવાદ વગર તમામ રાજકીય આઇરિશ કેદીઓને છોડી મૂકે છે.

ગ્રીસની સ્થિતિ.

લંડન, ૧૭ મી જૂન.

બ્રિટિશ, ફ્રેંચ, તથા ઋષિયન લશ્કરને થેસલીનો કબજો લેવા સારૂ સાલોનિકાથી વિદાય કરવામાં આવેલ છે. માર્ગમાં કેટલીક સબબરીનો હતી, પણ કશી હરકત આવી નથી. રક્ષક રાજ્યો તરફથી હાઇ કમિશનર તરીકે મોશ્યોં જોનર્ટ ઍથન્સમાં રહેનાર છે, એલચીઓ થોડા વખતને માટે જવાના છે. બ્રિટિશ એલચી ઍથન્સ છોડી ગયેલ છે.

જનરલ સ્મટ્સ.

લંડન, ૧૮ મી જૂન.

આજે આમની સભામાં મિ. બોનર લૉએ જાહેર કરેલ છે, કે જનરલ સ્મટ્સના જ્ઞાન તથા અનુભવનો લાભ લેવા સારૂ વિગ્રહસમિતિએ પોતાની બેઠકોમાં ભાગ લેવાનું તેને આમંત્રણ કર્યું છે.

નવા ગ્રીક રાજાનું જાહેરનામું.

સાલોનિકા, ૨૦ મી જૂન.

રાજા એલેક્ઝાંડરે એક જાહેરનામું બહાર પાડ્યું છે, તેની ઘણી સખત ટીકા કરવામાં આવે છે. અંદર એવાં વાક્યો છે, કે "મારા પિતાએ મને જે પવિત્ર કર્તવ્ય સોંપેલ છે, તે હું પૂર્ણ કરીશ; અને તેના તેજસ્વી રાજ્યના સિદ્ધાંતોને વળગી રહીશ."

ગ્રીક આગેવાનો કેદ.

ઍથન્સ, ૨૦ મી જૂન.

૩૧ માણસોને દેશનિકાલ કરવાના છે, અને ૧૦૩ આદમીઓને એવી જગ્યાએ રાખવાના છે, કે જ્યાંથી તેઓ ન્હાસી શકે નહીં.

રુમાનિયાની આબરૂ.

પિતૃગ્રેડ, ૨૧ મી જૂન.

સર વિલિયમ રૉબર્ટસનની મુબારકબાદીના જવાબમાં જનરલ અલ્સિલૉફ કહે છે, કે "સ્વતંત્ર રુશિયાની સેનાઓ આબરૂ જાળવવાની ખાતર ફરજ અદા કરવામાં પાછળ પડશે નહીં."

ગ્રીસના બનાવો.

લંડન, ૨૧ મી જૂન.

ઍથન્સથી એક તાર છે, કે બે વેનિઝેલિસ્ટો સહિત ચાર માણસોની એક કમિટી નીમવાનો સરકારે ઠરાવ કર્યો છે, કે જે સંયુક્ત ગ્રીસના નવા બંધારણ અને નવી વ્યવસ્થાની પદ્ધતિઓની ભલામણ કરે.

રાજા કૉન્સ્ટન્ટાઇન લુગેનો સાંઝને વખતે પહોંચ્યો, ત્યારે લોકોએ તેને હડધુત કર્યો હતો. સરોવરની પાળે ફરતાં લોકો એટલા ઉશ્કેરાયલા જણાતા હતા, કે તેને હોટેલમાં ન્હાસી જવું પડ્યું હતું. માર્ગમાં તેને એક ઠેકાણે આશ્રય લેવાની ફરજ પડી હતી; અને પછી મોટરમાં પોલિસની ચોકી નીચે તેને હોટેલમાં લઇ જવામાં આવ્યો હતો.

અમીરોની સભાના સુધારા.

લંડન, ૨૨ મી જૂન.

અમીરોની સભામાં લૉર્ડ કર્ઝને જાહેર કરેલ છે, કે અમીરોની સભાના સુધારાનો જલદી નિર્ણય કરવા સારૂ એક કમિટી નીમવાનો સરકારે ઠરાવ કરેલ છે.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.]   મંગળવાર, ૩૧ જુલાઇ, ૧૯૧૭.   [અંક ૩૧.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વેહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૩૧ જુલાઇ, ૧૯૧૭.

## દુશ્મનોની દુષ્ટતા.

(ગયા અંકથી ચાલુ.)

"ન ઉગાયા મેરે ચમન ઉન્હેં, ન દિયા હુય ગોરો કફન ઉન્હેં:
કિયા કિસને યાંરો દફન ઉન્હેં જો કિઠાને જિનકા મઝાર હુય?"

અર્થ:—"તેમને વાડીમાં દાટ્યા નહીં, તેમ તેમને કબર કે ખાપણ આપ્યું નહીં: હે મિત્રો! જેમની કબરો ઠેકાણા વગરની છે, તેમને કોણે દાટ્યા છે?"

ટેઓરામાં મિ. ડોલ્ટન અને મિ. વેસ્ટગેટ નામે બે મિશનરીઓને જર્મનોએ પકડ્યા હતા. તેમણે તેમના પર એવો આરોપ મૂકેલો, કે તેમણે દેશીઓને "હેલિઓગ્રાફ" (=સૂર્યયંત્ર)થી નિશાનીઓ કરતાં શિખવેલ છે. ખોટું સાક્ષ્ય આપવા સારૂ બ્રિટિશ દેશી ક્રિશ્ચિયનો ઉપર ચાબખાના માર પડેલા. એક દેશી ચામડાના કોરડાના એકસો દસ ઘા પડ્યા, તોપણ સત્યને વળગી રહેલો, અને બોલેલો, કે "બ્રિટિશોએ અમને વાંચતાં તથા લખતાં શિખવ્યું છે, અમને કેળવ્યા છે, અને ઈશ્વરની વસ્તુઓ શિખવી છે. બીજું કશું કદાપિ નહીં." બે માણસો ભયંકર મારથી પોતાની હિંમત ખોઇ બેઠેલા, અને બોલેલા કે "બ્રિટિશ લશ્કરને નિશાની કરવાનું અમને બતાવવામાં આવેલ છે." પણ એક કે બે દિવસ પછી તેમણે પણ સત્યની હિમાયત કીધી, અને પોતાનું બલાત્કારે કઢાયેલું ખોટું વચન પાછું ખેંચી લીધું.

"ઝમાના છાન મારા, પર ન દેખેમેં કોઇ આયા:
ખુદા જેસા કોઇ આદિલ, તેરે જેસા કોઇ ઝાલિમ!"

અર્થ:—"આખું જગત ખોળી વળ્યો, પણ પ્રભુ જેવો કોઇ ન્યાયી અને તારા જેવો અન્યાયી જોવામાં આવ્યો નહીં."

બીજા એક ગામડાનો એક ન્હાની બ્રિટિશ ટુકડીએ થોડી વાર કબજો લીધેલો, પણ છેવટે તે છોડવાની ફરજ પડેલી. એ ગામના રહેવાસીઓએ બ્રિટિશોને આવકાર આપ્યો હતો, એવા બહાનાથી જર્મનોએ તમામને કતલ કરેલા. કર્નલ વાન લેટ્રાઉ ફોરબેક અને તેના સ્ટાફના વડાએ થોડા વખતમાં કાળી વસ્તી ઉપર ત્રાસનું શાસન બેસાડી દીધું. દેશીઓએ જોયું, કે બ્રિટિશ કેદીઓ

હલકી ગુલામગિરીની સ્થિતિ ભોગવે છે, કાળા લોકોના લત્તામાં સંડાસો તેમને સાફ કરવાં પડે છે, શેરીઓમાં ગાડીઓ ખેંચવી પડે છે, અને કાળા ઉપરીઓની નીચે મજૂરી કરવી પડે છે, ત્યારે બ્રિટિશ સત્તા અને ન્યાયમાં તેમને જે વિશ્વાસ હતો તે જતો રહ્યો, અને તેઓ ભયંકર તથા ફતેહમંદ થયલા જર્મનોને મદદ કરવા લાગ્યા. જનરલ સ્મટ્સે જર્મન પૂર્વ આફ્રિકાને ઘેરો ઘાલવાની હીલચાલ શરૂ કરી, ત્યાં સુધી બિચારી કાળી વસ્તી કશું પાણી બતાવી શકેલ નહીં.

"ઇન્સાનિયતમેં રહકે કરો ઝુલ્મ તો ભી ખૈર:
પર યેહ સિતમગરી તો દરિંદોંસે બ્હડ ગઇ!"

અર્થ:—"માણસાઇની મર્યાદામાં રહીને અન્યાય કરો, તોપણ ઠીક; પણ આ ક્રૂરતા તો ફાડી ખાનાર પશુઓથી પણ વધી ગઇ."

૧૯૧૬ ના જૂલાઇમાં આફ્રિકામાં જર્મન ક્રૂરતા સંબંધી એક આસમાની પુસ્તક બહાર પડેલું, તેમાં લડાઇની જર્મન પદ્ધતિઓ સંબંધી પુષ્કળ પુરાવો હતો, જોકે એ પુસ્તક મુખ્યત્વે કરીને કામેરૂનની ચડાઇને લગતું હતું. ક્રૂરતા મોટે ભાગે નીચેના છ પ્રકારની હતી:—(૧) મિત્ર રાજ્યો તરફ સદ્ભાવ રાખવાના શકદાર દેશીઓનાં ખૂન, (૨) જખમી સિપાઇઓના ઘાત અને તેમના અવયવોનો છેદ, (૩) લડાઇના કેદીઓ તરફ નીચ નઠારી વર્તણુક, (૪) ફૂલતી ગોળીઓનો ઉપયોગ, (૫) જર્મન દેશી સિપાઇઓએ કરેલો ઝેરી તીરોનો ઉપયોગ, અને (૬) કુવાઓમાં ઝેર. જર્મન અમલદારોએ પોતાની પ્રજા તરફ જે વર્તણુક ચલાવેલી, તેનો ખુલાસો કામેરૂનના ગવ્હર્નરના પ્રાઇવેટ સેક્રેટરી લેફ્ટેનંટ વૉન એંગલબ્રેખ્તને બીજા એક જર્મન અમલદાર ઉપર લખેલા કાગળમાં નીચે પ્રમાણે આપ્યો હતો:—

"એવા કેટલાક દાખલા બન્યા છે, કે જેમાં ડુઆલાઓએ મારા સિપાઇઓ ઉપર હુમલો કરેલ છે, અને ખુલ્લી રીતે બ્રિટિશોને મદદ આપી છે. મેં બધાં ડુઆલા ગામડાંનો નાશ કરવાનો હુકમ આપેલ છે. જે કોઇ હથિયારબંધ ડુઆલાઓ માર્ગમાં મળે, પછી હથિયારમાં ગમે તો કુહાડા, તીરકામઠાં, અને ભાલા કે રાઇફલ હોય, તે તમામને ગોળીએ દેવા. જ્યારે તેઓ બરાબર પકડાય, અને કાયદેસર કામ ચલાવીને તેમને મોતની સજા થઇ શકે તેમ હોય, ત્યારેજ તેમને કેદ કરવા."

છતાં ડુઆલાઓ અને બીજી દેશી કોમોના સંબંધમાં બ્રિટિશ સેનાપતિએ એટલુંજ કર્યું હતું, કે કબજે થયેલા મુલકમાં ભોમિયા તરીકે કેટલાકને રાખવામાં આવ્યા હતા.

હથિયારબંધ જર્મન ટુકડીઓ એક ગામથી બીજે ગામ જતી, અને વતનીઓનો નાશ કરતી. જર્મન અમલદારો અને સિપાઇઓ કાળાં લશ્કરને ઉશ્કેરવા સારૂ જખમી બ્રિટિશ સિપાઇઓનાં ગળાં ચપ્પુઓથી કાપતા, પોતાનીજ બિનલડાયક વસ્તીને ગોળીએ દેતા, અથવા ફાંસીએ ચડાવતા, અથવા કુહાડીથી કાપી નાંખતા. ઘણીખરી વાર ઓરતો તથા બાળકોજ ભોગ થઇ પડતાં, કારણકે તેઓ ભયભીત પુરુષોના જેટલી ઝડપથી ન્હાસી શકતાં નહીં.

૧૯૧૬ ના એપ્રિલમાં જ્યારે વર્ડુંન ઉપરનો હુમલો નિષ્ફળ નીવડ્યો, ત્યારે જર્મન અમલદારોએ લીલ પ્રાંતમાં સ્ત્રીઓ તથા છોકરીઓને ઉપાડી જઇને વસ્તીને ત્રાસ આપવા માંડયો. ૬૪મી પાયદળ પલટનને લડાઇના કામમાંથી છૂટી કરીને દેશનિકાલનું કામ કરવા સારૂ મોકલવામાં આવી. જનરલ વૉન ગ્રેવનિટ્ઝ એ કામનો ઉપરી હતો; પણ કૈઝર પોતે તથા તેનો સ્ટેટ ચાન્સેલર તે માટે જવાબદાર હતા. લીલનો અને તેની આસપાસનો ઉદ્યોગી મુલક કબજે થયેલા ફ્રાન્સનો સર્વથી તવંગર ભાગ હતો, અને વસ્તી પણ ત્યાં સૌથી વધારે હતી. ફ્રાન્સને તીવ્ર વેદના કરવા સારૂજ પોતાની સર્વોપરિ દુષ્ટતાની રંગભૂમિ તરીકે દુશ્મનોએ એ મુલક પસંદ કરેલો સંભવે છે.

જર્મન અમલદારોએ પ્રથમ પોતાની મજૂરી માટે વોલંટિયરોની માગણી કરેલી. બેશક, દુશ્મનોને માટે અને પોતાના દેશની વિરુદ્ધ કામ કરવાને થોડાજ ફ્રેંચો રાજી હતા. તે ઉપરથી મંગળવાર, તા. ૧૮મી એપ્રિલ ૧૯૧૬ ને રોજ નીચેનો હુકમ લીલની દિવાલો ઉપર ચોડવામાં આવેલો :—

"હમ તો જાતે હુંય સનમ મુલ્કે અદમ દેખેંગે:
ઝિંદગી બાકી હુય તો ફિર ભી કદમ દેખેંગે!,"

અર્થ:—"ઓ વહાલાં! અમે તો પરલોકનો દેશ જોવા જઇએ છીએ: આવરદા બાકી હશે, તો ફરી પણ ચરણ જોશું."

"ચૌદ વરસની અંદરનાં બાલકો, તેમની માતાઓ તથા વૃદ્ધો સિવાય, ઘરનાં તમામ માણસોએ દેશનિકાલ થવા સારૂ દોઢ કલાકમાં તૈયાર થઇ જવું. એકત્ર થવાની છાવણીમાં કોને લઇ જવાં, તેનો છેવટનો નિર્ણય એક અમલદાર કરશે. તેટલા માટે ઘરમાં રહેનાર માણસોએ પોતાના મકાનની આગળ એકઠાં થવું. હવા ખરાબ હોય, તો ચાલીમાં ઊભવાની છૂટ મળશે. ઘરનું બારણું ખુલ્લું રહેવું જોઇએ. બધી પ્રાર્થનાઓ વ્યર્થ જશે. સ્હવારના આઠ પહેલાં કોઇ પણ ઘરના રહેનારને, જેમને દેશનિકાલ કરવામાં નહીં આવે તેમને પણ, મકાન છોડવાની રજા મળશે નહીં. દરેક માણસને ૨૭ શેર સામાન સાથે રાખવાનો હક મળશે. જો વજન વધારે હશે, તો તે માણસના તમામ સામાનની સાફ ના પાડવામાં આવશે. દરેક માણસનો સામાન અલગ હોવો જોઇએ, અને એક ચિઠ્ઠી ઉપર ચોકખે અક્ષરે તેનું નામ લખીને તે મજબૂત રીતે ચોડવી જોઇએ. નામમાં અટક, ક્રિશ્ચિયન નામ, તથા ઓળખાણની ચિઠ્ઠીનો આંકડો આવશે. તમારા પોતાના લાભને માટે એ આવશ્યક છે, કે ખાવાપીવાનાં વાસણો, તેમજ એક ધાબળી, સારા જોડા, તથા ખમીસો, સાથે રાખવાં જોઇએ. દરેક માણસની પાસે પોતાની ઓળખાણની ચિઠ્ઠી જોઇએ. જે કોઇ માણસ દેશનિકાલમાંથી ન્હાસી જવાનો યત્ન કરશે, તેને બિલકુલ દયા બતાવ્યા વગર સજા કરવામાં આવશે."

(સહી) ઓટપ્પેન, કમાન્ડર.

શહેરના લોકોએ આવા કંઇક કૃત્યની વકી રાખીજ હતી. માર્ચની આખરથી ન્હાના ન્હાના હુમલા થતા આવ્યા હતા. ઉદાહરણ તરીકે, લશ્કરી ટુકડીઓ ટ્રામ ગાડીને ઉભી રાખતી, અને ત્રણચાર દેખાવડી છોકરીઓને કે મજબૂત શરીરના આદમીઓને ઉતારી લેવામાં તથા અજાણ્યે ઠેકાણે મોકલી દેવામાં આવતાં. આ અનિયમિત હુમલાઓની સામે બિશપે તથા મ્યુનિસિપલ અમલદારોએ વાંધો ઉઠાવેલો, પણ વ્યર્થ. એ લોકોએ એક સભા બોલાવેલી, પણ જે વખતે સભા ચાલતી હતી, તેજ વખતે જાહેર ખબરો મકાનો ઉપર ચોડાતી હતી, અને જનરલ વૉન ગ્રેવનિટ્ઝના હુકમ નીચે ત્રણ હજાર નવું લશ્કર શહેરમાં ઉતર્યું હતું. શેરીઓને નાકે અને સામસામા રસ્તા મળે ત્યાં મશીનગનો ગોઠવાઇ ગઇ હતી, અને દેવાલયો નિરાશ ઉપાસકોથી ભરાઇ ગયાં હતાં. ગુડ ફ્રાઇડેનો દિવસ લોકોએ પ્રાર્થના કરવામાં, અને જર્મનોએ ગુલામોને ઉપાડી જવાની લશ્કરી તૈયારીઓમાં ગાળેલો.

પછી શનિવારે મધરાત અને પ્રભાતની વચ્ચે ફ્રેંચ પ્રાંત ઉપર હુમલો થયો. દસદસ પંદર-પંદર ચોકીદારોએ સંગીનોવાળી રાઇફલો લઇને મકાનોનાં બારણાં ઠોકયાં, અને અંદરનાં તમામ માણસોને બહાર શેરીમાં આવવા હુકમ કર્યો.

"કહાં હૈ કે અબ દેખું રાજા તુઝે:
ખુદાકો મેરી જાન સોંપા તુઝે!"

અર્થ:—"હવે જોઉં છું, કે રાજા તને કયાં રહે છે. હે વહાલા! તને પ્રભુને ખોળે બેસાડું છું."

દરેક ઘરની બહાર અંદર રહેનારાંઓની એક યાદી લટકતી હતી. નામ લઇને દરેક માણસને બોલાવવામાં આવ્યું, અને બે અમલદારો ગુલામગિરીમાં મોકલવા લાયક માણસોની પસંદગી કરતા ગયા, અને તેમને હુકમ આપ્યો, કે અમુક વખતમાં તમારા કુટુંબની રજા લઇ લ્યો. ૧૦ મિનિટથી ૯૦ મિનિટ સુધીનો વખત છૂટાં થવા સારૂ જુદાંજુદાં માણસોને અપાયો હતો.

અફસોસ અને કલ્પાંતના ત્રાસદાયક દેખાવો થયેલા. કોઇ કોઇ માતાઓ પોતાની દીકરીઓ પોતાથી છૂટી થતાં દીવાની બની ગયેલી. એક દીવાની ઓરત, કે જેણે ધણી, દીકરો, તથા દીકરી તમામ ખોયાં હતાં, તે જર્મન સિપાઇઓ તરફ વળીને તેમની વહુઓ, દીકરીઓ, તથા જાત ઉપર શાપ વરસાવવા લાગેલી.* એક સ્ત્રીને પોતાનું એકનું એક બાળક લૂટાતાં લોહીનો પરસેવો છૂટેલો, અને જ્યારે છોકરો તેની પાસે પાછો આણવામાં આવેલો, ત્યારે તે તેને ઓળખી શકેલી નહીં, એટલી તે શુદ્ધ બુદ્ધ ખોઇ બેઠી હતી! જો આખાં ને આખાં કુટુંબોને દૂર કર્યાં હોત, તો

* "ખુદા મુઝસે દિખાયે દિન દુખાના ઉનકી જાઇકો,
મેરે પેહ્લેસે જિન લોગોંને બાંધા ઘસ કસાઇકો!"

અર્થ:—"હે સખી! મારા જેવા દિવસ પ્રભુ તેમની દીકરીઓને દેખાડે, કે જેમણે આ ખાટકીને મારે છેડે બાંધ્યો છે!"

વેદના એટલી બધી ન થાત, કારણકે વિપત્તિમાં એકબીજાનો સમાગમ તેમને દિલાસો આપી શકત. પણ ક્રૂરતાની પરાકાષ્ઠાને લીધે દરેક કુટુંબને તોડવામાં આવેલું. સોળ અને પાંસઠ વરસની વચ્ચેનાં પચીસ હજાર સ્ત્રીપુરુષોને તેમનાં પરિજનથી છૂટાં પાડવામાં આવેલાં, અને તેમને દુશ્મનને માટે કામ કરવાની, અથવા કામના કરતાં પણ ખરાબ બાબત કરવાની, ફરજ પડેલી.

"બેહયાઈ ઔર બેશરમીકી હય કુછ ઇંતિહા?
આદમી હો કર યેહ કરતે કામ હું'ગ હેવાનકા!"

અર્થ:—"નફટાઇ અને નિર્લજ્જતાની કંઇ સીમા છે? તેઓ માણસ થઇને પશુઓ સરખાં કામ કરે છે!"

કારણકે ઘણી દેખાવડી છોકરીઓ અને ઓરતોને જર્મન ડાક્તરોએ તપાસેલી, અને પરિપૂર્ણ નીરોગી જણાતાં ખરાબમાં ખરાબ દશાને પ્રાપ્ત કરાયેલી. જ્યારે ડાક્તરો એમ જાહેર કરતા, કે એ ફ્રેંચ છોકરીઓ તથા સ્ત્રીઓને કશો ગુપ્ત રોગ નથી, ત્યારે વેશ્યા તરીકે ઉપયોગ કરવા સારૂ તેમને જર્મન સિપાઇઓને સ્વાધીન કરવામાં આવતી.

૧૯૧૬ના વસંત અને શિયાળામાં જે બીજા બનાવો બનેલા, તે પણ ભયંકર હતા, જોકે એટલા મહત્ત્વના નહોતા. હજારો દેશનિકાલ થયેલાઓને ભૂખે મારવામાં, મારવામાં, અને ઝાડો ઉપર લટકાવવામાં આવેલા, કે જેથી તેઓ કામ કરવાનું કબુલ કરે, અને ઘણાને છેવટે કત્લ કરવામાં આવેલા. કેટલાકને ખાઇઓમાં કામ કરવું પડેલું, કે જ્યાં તેઓ બ્રિટિશ અને ફ્રેંચ તોપોની આગથી સંકટમાં હતા.

જર્મનોએ કબજો લીધો તેની શરૂઆતથી બેલ્જિયનોને કંઇ કંઇ રીતે લૂટવામાં આવ્યા હતા. ત્રીસ લાખ જર્મન સિપાઇઓ બેલ્જિયમ અને ઉત્તર ફ્રાન્સમાંથી ખોરાક મેળવતા હતા; અને સુલેહના વખતમાં જર્મનીમાં જેટલું માંસ ખપે છે, તેથી અર્ધું ખાઇ જતા હતા. એટલે કે, બેલ્જિયમ અને ઉત્તર ફ્રાન્સની બિનલડાયક વસ્તીને લૂટીને જર્મની પોતાના અર્ધાઅર્ધ માંસના સંચયનો બચાવ કરતું હતું. ઉપરાંત ધાતુઓ, કાપડ, રસાયનો, અને લશ્કરી ઉપયોગની તમામ વસ્તુઓ એકઠી કરીને જર્મનીમાં લઇ જવામાં આવી હતી. ૧૯૧૫ના ફેબ્રુઆરી સુધીમાં જર્મનો ઉત્તર ફ્રાન્સ અને બેલ્જિયમમાંથી ૧૦,૦૦,૦૦,૦૦૦ પૌંડનો માલ ઉઠાવી ગયા હતા.

"કારખાને હુંય બેઆબાદ, બંદ હુંય સબ રોઝગાર:
સો ગઇ સોદાગરી, ઔર રો રહે હુંય કાશ્તકાર!"

અર્થ:—"કારખાનાં અવાવરૂ પડ્યાં છે, અને તમામ ધંધા બંધ થઇ ગયા છે. વેપાર પણ સૂઇ ગયો, અને સો ખેડુતો પણ રડી રહ્યા છે."

ઉદ્યોગોની અને કામની પૂરેપૂરી પાયમાલી થયેલી. માલેકો અને વેચવાના એજંટો બેલ્જિયન તાર કે ટેલીફોનનો ઉપયોગ કરી શકતા નહોતા; માલનો ઉઠાવ બંધ થયો હતો; મોટર વાહનો બિલકુલ મળી શકતાં નહોતાં; બેંકોએ નાણાં આપવાં બંધ કર્યાં હતાં; અને જમીન ખેડી શકાય એવું નહોતું, કારણકે દુશ્મનો ખેતીના ઘોડાઓને ઉપાડી ગયા હતા. ૧૯૧૫ ના ઉન્હાળા સુધીમાં બેલ્જિયમની કુલ વસ્તીનો ચોથો ભાગ રોજગાર વગરનો અને જીવવાનાં સાધનો વગરનો થઇ પડયો. આ સ્થિતિમાં જર્મનોએ તેમને કામ આપવાની માગણી કરી. બેલ્જિયનોએ પોતાના દેશની વિરુદ્ધ કામ કરવાની ના પાડી. છેવટે જર્મનીએ ગુલામો તરીકે વસ્તીને પકડી જવાનું શરૂ કર્યું; અને ઓછામાં ઓછાં ૧૫૦,૦૦૦ માણસોને લઇ જવામાં આવ્યાં.



## લડાઇના તાર.

——:o:——

<u>મોરયેં ટોમસ અને રુશિયા.</u>

પારિસ, ૨૪ મી જૂન.

દારૂગોળા ખાતાનો ફ્રેંચ પ્રધાન મોરયેં આલ્બર્ટ ટોમસ રુશિયાથી પાછો ફરતાં જણાવે છે, કે પોતાને રુશિયા ઉપર વિશ્વાસ છે, અને ભવિષ્ય માટે સારી આશાઓ છે. છૂટી સુલેહની વાત બને તેવો સંભવ નથી. સરકારનું દ્વૈત દૂર થયું છે, અને સંયુક્ત સરકારની સત્તા દરરોજ વધતી જાય છે. પ્રજા હવે સમજે છે, કે સ્વતંત્રતા જાળવી રાખવા સારૂ કેળવાયેલું લશ્કર આવશ્યક છે. હુમલો કરવાથી બચાવ વધારે થઇ શકશે, એમ ઘણા માનતા જાય છે. રુશિયા શરૂઆત કરશે, કે તરત રૂમાનિયન સેના પણ સારૂં વિક્રમ કરી બતાવશે.

<u>નૉર્વેમાં જર્મન કાવતરૂં.</u>

કોપનહેગન, ૨૫ મી જૂન.

ક્રિશ્ચિયાનિયાની પોલિસે કેટલાક પરદેશીઓને કેદ કરેલ છે, કારણકે એક ખાનગી ઘરમાંથી કેટલોક દારૂગોળો હાથ આવેલ છે; અને એક સ્ટેશને જર્મનીથી મોકલાયલી અને દારૂગોળાથી ભરેલી મોટી ટ્રંકો મળી આવેલ છે.

<u>ગ્રીસનો મામલો.</u>

ઍથન્સ, ૨૫ મી જૂન.

મિ. ઝાઇમિસે રાજીનામું આપેલ છે. મિ. વેનિઝેલોસ એક નવું પ્રધાનમંડળ રચવામાં રોકાયેલ છે. પિરીઅસમાં તેને ઘણું માન મળેલ છે, અને તે ઍથન્સમાં આવી પહોંચેલ છે.

ઇંડિયા કાઉન્સિલ.

લંડન, ૨૬ મી જૂન.

હિંદી કાઉન્સિલમાં બે નવા સભાસદોની નીમણુકની જાહેરાતને ટાઇમ્સ પત્ર મહત્ત્વ આપે છે, અને જણાવે છે, કે હિંદની રાજનીતિમાં વધારે ફેરફારો થાય, ત્યાં સુધી હિંદી સવાલોની દેખરેખમાં કાઉન્સિલને વધારે ભાગ મળવો જોઇએ. સર પ્રભાશંકર પટ્ટની અર્વાચીન કાલના સૌથી વિલક્ષણ હિંદુઓમાંથી એક છે, કે જેના જેટલો વહિવટી અનુભવ થોડાનેજ હશે. મિ. ભૂપેંદ્રનાથ બસુ પણ એક સમર્થ અને અનુભવી આદમી છે, અને તેની નીમણુકથી બંગાલામાં ઘણો સંતોષ થશે.

દારૂગોળાની ભરતી.

લંડન, ૨૮ મી જૂન.

આજે આમની સભામાં ડા. એડિસને દારૂગોળા ખાતાએ બે વરસમાં જે કામ કર્યું છે, તેનો હેવાલ આપેલ છે. તેણે જણાવ્યું છે, કે ૧૯૧૭ ના માર્ચમાં દારૂગોળો અને હથિયારો બનાવવાની બ્રિટનની શક્તિ ૧૯૧૬ ના માર્ચના કરતાં ચારગણી તથા ૧૯૧૫ ના માર્ચના કરતાં અઠાવીશગણી થયેલી છે.

વેનિઝેલિસ્ટ પાર્લમેન્ટ.

ઍથન્સ, ૨૮ મી જૂન.

ગયે વરસે ૩૧ મી મેને રોજ ચૂંટાયલી પાર્લમેન્ટને બોલાવવાનું એક જાહેરનામું થોડા વખતમાં બહાર પડનાર છે, કે જેની અંદર વેનિઝેલિસ્ટ પક્ષનું પ્રાધાન્ય હતું, અને જેને રાજા કૉન્સ્ટન્ટાઇને સ્વેચ્છાથી બરખાસ્ત કરી હતી. સરકારની ઇચ્છા એક પ્રજાકીય સંમેલન ભરવાની પણ છે, કે જે રાજ્યબંધારણને નવું રૂપ આપી શકે.

---

## નિવેદન.

આજના અંકની સાથે લડાઈમાં ભાગ લેતા કાનડાના ઇંડીયનોનો એક ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૧૦ મી જૂલાઇ, ૧૯૧૭. [અંક ૩૨.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વેહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૦ મી જૂલાઇ, ૧૯૧૭.

## ઑસ્ટ્રેલેશિયનોની સેવા.

થોડાજ માણસોને ખબર હશે, કે માત્ર સાઠ લાખની વસ્તીમાંથી ઑસ્ટ્રેલેશિયાએ યૂરપના વિગ્રહમાં ત્રણ લાખ સાધનસંપન્ન લડવૈયાઓ પૂરા પાડેલ છે. કોઇ પણ લશ્કર દુનિયાના ઇતિહાસમાં એટલે લાંબે પલ્લે લડવા ગયેલ નથી. ખરચ તપાસતાં જણાય છે, કે ખુદ ગ્રેટ બ્રિટનના કરતાં માથા દીઠ વધારે ખરચ ઑસ્ટ્રેલેશિયાએ ઉપાડેલ છે.

વિગ્રહ શરૂ થતાંજ ખોરાકના મોટા સંચયો શહેનશાહી સરકારને મુફ્ત કરવાની તત્પરતા બતાવવામાં આવી હતી. માંસ, ખાંડ, ઘઉં, ઊન, અને બીજી કિંમતી વસ્તુઓ ઉપર તરત સરકારનો અંકુશ થયેલો. ઘઉં જેવા આવશ્યક પદાર્થનું ઉત્પન્ન વધારવાને પણ તરત પગલાં લેવાયલાં, અને તેનું પરિણામ એ આવેલું, કે વિગ્રહના બીજા વરસમાં ઑસ્ટ્રેલેશિયા યૂરપનાં મિત્ર રાજ્યોને નવ કરોડ "માપ" જેટલો ઘઉં આપી શકેલું.

બીજી દિશાઓમાં પણ સારી હીલચાલ થયેલી. દુશ્મનને લાભ થાય તેવો બધો વેપાર બંધ કરવાની વ્યવસ્થા તરફ ખાસ ધ્યાન અપાયલું.

ઑસ્ટ્રેલિયાની પાર્લમેન્ટમાં પ્રથમ એમ જાહેર કરવામાં આવેલું, કે દેશનાં તમામ લડાયક વહાણો શહેનશાહતને સ્વાધીન કરવાની તત્પરતા બતાવવામાં આવેલ છે, અને ૨૦,૦૦૦ માણસોનું એક લશ્કર પૂરૂં પાડવાની. બંને માગણીઓનો સ્વીકાર થયેલ છે. પણ પછી સામા પક્ષના આગેવાને કર્મકાર પક્ષ તરફથી કહેલું, કે "જર્મન આપણને હરાવવા સારૂ ઑસ્ટ્રેલિયા છેલ્લા માણસ અને છેલ્લા શિલિંગ સુધી ખરચવામાં પાછી પાની કરશે નહીં." આ વચન પ્રમાણે ઑસ્ટ્રેલિયાએ સંપૂર્ણ આચરણ કરી બતાવ્યું છે.

ન્યૂ ઝીલેંડની પાર્લમેન્ટમાં જ્યારે મુખ્ય પ્રધાન મિ. માસ્સીએ જાહેર કરેલું, કે શરૂઆતમાં આઠ હજાર માણસોનું એક લશ્કર મોકલવાની માગણી મંજૂર થયેલી છે, ત્યારે બધા સભાસદોએ ઉભા થઇને રાજરક્ષાનું સ્તોત્ર ગાયેલું. ટીકા કે વિરોધનો એક પણ અવાજ સંભળાયલો નહીં.

જૂની દુનિયામાં લડવા જવાય, તે પહેલાં તેમની પાડોશમાંજ ઘણું કામ કરવાનું હતું. ત્રીસેક વરસથી દક્ષિણ સમુદ્રોની અંદર ઘણા મુલકમાં જર્મનીએ પોતાનો લાલ, સફેદ અને કાળો વાવટો ચડાવ્યો હતો; અને તે વખતના ઑસ્ટ્રેલેશિયન રાજપુરુષોએ તે સામે વાંધા

લીધા હતા, તેમનું કશું વળ્યું નહોતું. સામોઆ, ન્યૂ ગિનીનો અમુક ભાગ, અને કેટલાએક મહત્ત્વના દ્વીપસમૂહો જર્મનીએ પોતાના કર્યા હતા.

ઑસ્ટ્રેલિયા અને ન્યૂ ઝીલેંડ બંનેમાં જુવાનોને માટે ફરજિયાત લશ્કરી કેળવણી કેટલાંક વરસોથી ચાલુ કરવામાં આવી હતી. ઑસ્ટ્રેલિયામાં લશ્કરી તાલિમની એક કૉલેજ હતી, કે જેને ડંટ્રન કરીને એક સ્થાનમાં જનરલ બ્રિજીઝ નામના એક સમર્થ સિપાહગરુઆએ વ્યવસ્થિત કરી હતી. જર્મન સંસ્થાનો ઉપર ચડાઇ લઇ જવાને સારૂ કેળવાયેલા માણસો અને બાહોશ અમલદારો પુરતા હતા.

ઑસ્ટ્રેલિયાની પાસે અર્વાચીન લડાયક વહાણોનો એક ન્હાનો સરખો કાફલો પણ હતો. તેથી કરીને વિગ્રહ શરૂ થયા પછી ઑસ્ટ્રેલેશિયન પાણીમાં કોઇ પણ બ્રિટિશ વહાણ ડુબ્યું નથી, તેમ કોઇ પણ હુમલો સુદ્ધાં થયેલ નથી. બીજી તરફ, ઑસ્ટ્રેલેશિયન બંદરોમાં અને આસપાસ જર્મન વેપારી વહાણોની એક મોટી સંખ્યા તરત જપ્ત કરવામાં આવેલ છે.

પહેલો ઘા ન્યૂ ઝીલેંડે માર્યો. સામોઆની સામે તેણે ૧,૩૦૦ માણસોનું એક લશ્કર તૈયાર કર્યું. કામ ઘણી ઝડપથી કરવામાં આવ્યું. વિગ્રહને હજી પખવાડિયું પૂરૂં થયું નહોતું, ત્યાં તો સામોઆની જર્મન રાજધાની એપિઆમાં બ્રિટિશ વાવટો ફરકવા લાગ્યો; અને ઑગસ્ટની ૨૯ મી તારીખે આખો ટાપુ બ્રિટિશોના હાથમાં આવી ગયો.

૧૯૧૪ના સપ્ટેંબરની શરૂઆતમાં ન્યૂ ગિની અને બિસ્માર્ક દ્વીપસમૂહ પર ચડાઇ કરવાને ઑસ્ટ્રેલિયન લશ્કર વિદાય થયું. સપ્ટેંબર પૂરો થયો, ત્યાં સુધીમાં કામ પૂરૂં થયું, અને થોડા માણસોની હાનિના બદલામાં ૧૦૦,૦૦૦ ચોરસ માઇલ દુશ્મનની ઝમીન હાથમાં આવી.

કાફલામાં ઑસ્ટ્રેલિયા નામની એક ૧૯,૨૦૦ ટનની ક્રૂઝર હતી, કે જેના ઉપર ૮ બાર-ઇંચિયા અને ૧૬ ચાર-ઇંચિયા તોપો હતી; સિડની, મેલબોર્ન તથા બ્રિસ્બેન નામની ત્રણ હળવી ક્રૂઝરો હતી, કે જે દરેક ૫,૬૦૦ ટનની, અને ૮ છ-ઇંચિયા તોપોવાળી હતી; ૭ નવી ઢબનાં વિનાશક વહાણો હતાં; અને બે સબમરીન હતી. પ્રખ્યાત જર્મન આગબોટ એમ્ડનના નાશ કરનાર તરીકે સિડનીનું નામ તો હિંદુસ્તાનમાં પણ મશહૂર છે.

ઑસ્ટ્રેલેશિયાનો ફરજિયાત લશ્કરી કેળવણીનો કાયદો માત્ર સ્વદેશ-રક્ષા માટેનો હતો. એટલે પરદેશ લશ્કર મોકલી શકાય, તે પહેલાં વૉલંટિયરોને આમંત્રણ કરવાની જરૂર હતી. આમંત્રણનો પ્રતિધ્વનિ બહુ સારો મળેલો. નોકરીની સરતો બહુ ઉદાર હતી, એમ ઑસ્ટ્રેલિયન સરતોના નીચે આપેલા સંક્ષેપ ઉપરથી માલુમ પડશે:—

પગારના નિયમો.—લેફ્ટેનંટ, રોજના ૨૧ શિલિંગ; સારજંટ, રોજના ૧૦ શિલિંગ ૬ પેન્સ; કૉરપોરલ, રોજના ૧૦ શિલિંગ; સિપાઇ, રોજના ૬ શિલિંગ.

વિયોગનું ભત્તું.—જે પરણેલા માણસોને રોજના ૮ શિલિંગ કરતાં ઓછું મળતું હોય, તેમને—(અ) ઘેર રહેતી બાઇડીને માટે, રોજના ૧ શિલિંગ ૫ પેન્સ;

(બ) સોળ વરસની અંદરની ઉમરના દરેક બાળકને વાસ્તે, રોજના ૪½ પેન્સ. કોઇ માણુસને માતાના નિર્વાહનો આધાર પણ જો પોતાની ઉપર હોય, તો તેને (અ) જેવું વધારાનું ભત્તું અપાય છે.

પેન્શનો.—આ લશ્કરીના મોત પછી તેની વિધવાને, અગર લશ્કરી પોતે છેક અશક્ત થઇ પડતાં તેને પોતાને આપવામાં આવશે: લેફ્ટેનંટ, દર વરસે ૯૧ પૌંડ; સારજંટ, ૭૦ પૌંડ; કોરપોરલ, ૬૮ પૌંડ; સિપાઇ, ૫૨ પૌંડ. ઉપરાંત, કોઇનું મોત અથવા બિલકુલ અશક્તિ થતાં, સોળ વરસની અંદરના દરેક બાળકને વાસ્તે દર વરસે ૧૩ પૌંડ. બિલકુલ અશક્તિ થતાં, આઇડીને ઉપર જુદી જુદી પદવી માટે બતાવેલી રકમોમાંથી અર્ધ વધારાની મળે છે.

ઑકટોબરની આખર સુધીમાં તો તમામ માણુસો અને ઘોડા વહાણો ઉપર ચડી ચૂકયા; અને નવેંબરની ૧લી તારીખે ૪૦ વહાણો ઉપડ્યાં.

એટલું ધ્યાનમાં રાખવું જોઇએ, કે એક સો વરસ પહેલાં આ દેશોના ગોરા નિવાસીઓની સંખ્યા થોડા હજાર કરતાં વધારે નહોતી; તેથી તેમને જે અભિમાન અને સાહસની લાગણી થઇ હશે, તે માપી શકાય તેવી છે. આ નવા દેશો, કે જેમને લડાઇનો કદાપિ અનુભવ થયો નહોતો, તે ૧૨,૦૦૦ માઇલ દૂર લડવા સારૂ એક સારૂં લશ્કર મોકલતા હતા. ૨૦,૦૦૦ ઑસ્ટ્રેલિયનોની સરાસરી ઊંચાઇ પાંચ ફુટ આઠ ઇંચ હતી, અને ન્યૂ ઝીલેંડરો એ સરાસરીથી પણ એક ઇંચ ચડતા હતા. અર્ધોઅર્ધ સિપાઇઓ તથા ઘણા અમલદારોએ દક્ષિણ આફ્રિકામાં લડાઇ દીઠી હતી.

ઑસ્ટ્રેલેશિયનો પ્રથમ ઇજિપ્તમાં ઉતર્યા, અને ત્યાં તેમણે ત્રણ મહિના સુધી વધારે તાલિમ લીધી. ૧૯૧૫ના એપ્રિલની શરૂઆતમાં ઑસ્ટ્રેલિયાનું પાયદળ અને ન્યૂ ઝીલેંડનું તમામ લશ્કર ઇમ્બ્રોસ અને લેમ્નોસના ટાપુઓ ઉપર છેવટની તાલિમ લેવા સારૂ ફરીને રવાના થયું. માણુસોએ જાણ્યું, કે લડાઇનો દિવસ દૂર નથી, અને એક બ્રિટિશ લશ્કર ગાલીપોલીના દ્વીપકલ્પ ઉપર ઉતરશે, તેની સાથે રહીને તેમને કામ કરવાનું છે.

ગાલીપોલીમાં તેઓ પસંદ કરેલી જગ્યાએ નહીં પણ બીજે ઉતર્યા. ત્યાં આગળ કેટલીક ટેકરીઓ આવેલી છે, અને ટેકરીઓ ઉપર તુર્કો ખાઇઓ બાંધીને પડ્યા હતા. હોડીઓ કિનારા પાસે આવી, કે તુર્કોએ તેમના પર મશીનગનો ચલાવવા માંડી. પાસેની એક ટેકરીમાંથી તોપોના ગોળા પણ શરૂ થયા. આ આગના વરસાદમાં પહેલી ત્રણ હોડીઓ કિનારે પહોંચી.

માણુસો છાતીપૂર પાણીમાં કૂદી પડ્યા, અને બબ્બે ત્રણત્રણ કિનારે જવા લાગ્યા. કશા હુકમની રાહ જોયા વગર તેઓ બકરાંની માફક ટેકરીએ ચડવા માંડ્યા. હુકમને માટે રાહ જોનાર માણુસો તેમને ઠેકાણે હોત, તો માર્યા જાત. પણ આ લોકો તો, તુર્કોને ખબર પડી, તે પહેલાં ટેકરીને શિખરે પહોંચી ગયા.

હાથોહાથની લડાઇમાં તુર્કો ક્વીન્સલેન્ડ, પશ્ચિમ ઑસ્ટ્રેલિયા, તથા તાસ્માનિયાના વીર

વિક્રમો આગળ ટકી શક્યા નહીં. ઑસ્ટ્રેલેશિયનો મશીનગનો તરફ ધસ્યા, અને ગોલંદાજોને સંગીનો વડે મારવા લાગ્યા. તેમના હર્ષનાદથી નીચેનાં વહાણોના ચિંતાતુર સમૂહને ખબર પડી, કે ઉતરવાનું સ્થાન કબજે થયેલ છે.

થોડી વારમાં પ્રભાત થવા આવ્યું, અને વહાણોમાંથી હોડીઓ કિનારા તરફ ચાલવા લાગી. કિલ્લામાંથી તોપો છૂટવા લાગી, અને છૂટાછવાયા રાખેલા માણસો ગોળીબાર કરવા માંડ્યા. છતાં સિપાઇઓ ઉતરીને ટેકરી પર ચડવા લાગ્યા. તેમણે તુર્કોને ત્રણ ટેકરીઓ સુધી પાછા હઠાવ્યા. પણ તેઓ સંખ્યામાં થોડા હતા. પાસેની મૈદોસ અને બીજી છાવણીઓમાંથી નવું તુર્કી લશ્કર આવી પહોચ્યું, અને રાત પહેલાં ઑસ્ટ્રેલેશિયનોને પાછા હઠવાની ફરજ પડી.

## ન્યૂફાઉન્ડલેન્ડની સેવા.

ન્યૂફાઉન્ડલેન્ડમાં અઢી લાખ કરતાં વધારે વસ્તી નથી, છતાં તેણે આ વિગ્રહમાં બહુ સારો ભાગ લીધેલ છે. વિગ્રહનાં પહેલાં બે વરસમાં તેનું ન્હાનું લશ્કર બે વાર લગભગ સાફ થઇ ગયું છે; અને છતાં તેણે નવા સિપાઇઓ મોકલવાનું જારી રાખેલ છે.

ન્યૂફાઉન્ડલેન્ડની શોધ કોલંબસે અમેરિકામાં પગ મૂકયો, તે પછી પાંચ વરસે જૉન કેબટ કરીને એક વેનિસના ખલાસીએ કરી હતી. બ્રિસ્ટલના કેટલાક વેપારીઓની પ્રેરણાથી સાતમા હેન્રીએ તેને શોધની સફર ઉપર મોકલ્યો હતો. સો વરસ પછી બ્રિસ્ટલના વેપારીઓએ એ મુલકમાં માછલાંનો વેપાર ખીલવવાને યત્ન કરેલો; અને ત્યારથી તે ઓગણીસમી સદીના મધ્ય ભાગ સુધીનો એ સંસ્થાનનો ઇતિહાસ બહુ વિચિત્ર છે.

વેપારીઓ ન્યૂફાઉન્ડલેન્ડમાં કાયમ વસવાટ કરવા ચાહતા નહોતા. તેમનો ઉદ્દેશ માત્ર તેને માછલાં પકડવાના સ્ટેશન તરીકે વાપરવાનો હતો. લગભગ આખી વસ્તી માછીઓની હતી, અને તેના ઉપર વેપારી વહાણોના કપ્તાનો અમલ ચલાવતા. તેઓ ગમે તેમ ઇનસાફ આપતા. કિનારાથી છ માઇલ સુધીમાં કોઇ પણ માણસને વસવાની મના હતી. જે બીજા લોકો ત્યાં આવતા, તેઓ બલાત્કારે દૂર કરાતા. ન્યૂફાઉન્ડલેન્ડમાં માછલાં પકડવાના હક વાસ્તે સ્પેન તથા ફ્રાન્સને બ્રિટન સાથે લડાઇ થયેલી. તોપણ બ્રિટિશ વસ્તી ટકી રહી, અને વધતી ગઇ. પરિણામમાં હાલનું સંસ્થાન વર્તમાન છે.

વખત જતાં ન્યૂફાઉન્ડલેન્ડના રહેવાસીઓને સ્વરાજ્ય પણ મળેલું. પ્રદેશ દુનિયાના પ્રવાસીઓના માર્ગથી દૂર હતો. થોડાજ માણસો તેની મુલાકાત લેતા; અને થોડાનેજ તેની મોટી કુદરતી દોલતની ખબર હતી.

પછી તેના ઇતિહાસમાં એક નવું પ્રકરણ શરૂ થયું. સર રૉબર્ટ રીડ કરીને કાનડાના એક પ્રખ્યાત કંટ્રાકટરે ટાપુની તમામ રેલવે હાથમાં લીધી, તેનું રૂપ બદલી નાંખ્યું, અને કેટલીક આગબોટો સાથે વ્યવહાર શરૂ કર્યો. એંગ્લો-ન્યૂફાઉન્ડલેન્ડ ખીલવણી કંપનીએ ગ્રેન્ડ ફોલ્સની આસપાસ પુષ્કળ જગ્યા મેળવી, અને ત્યાં એક ચાલતી હબનું શહેર બાંધ્યું, તથા

દુનિયાની એક મોટામાં મોટી કાગળ બનાવવાની મિલ કાઢી. બીજા ઉદ્યોગો પણ ઝડપથી નિકળવા માંડ્યા. સર એડવર્ડ મૉરિસ મુખ્ય પ્રધાન રહ્યો, તે અરસામાં દેશનો સારો વિકાસ થયો. ખેતીની ખીલવણી થઇ, ખાણુ ખોદનારાઓને ઉત્તેજન મળ્યું, વેપારી કમિશનરોને ટાપુઓના વેપારની સારામાં સારી પદ્ધતિઓ શીખવા સારૂ પરદેશ મોકલવામાં આવ્યા, અને દરેક ખાતાના કારભારમાં સુધારો થયો. ન્યૂફાઉન્ડલેન્ડ આબાદ બની ગયું.

વિગ્રહ શરૂ થતાં સંસ્થાનનો તમામ ઉત્સાહ ઉદ્યોગમાંથી વળીને લડાઇ તરફ ઢળ્યો. ૧૯૧૪ ના ઑગસ્ટની ૪ થી તારીખે રાત્રે ખબર આવી, કે ગ્રેટ બ્રિટન તથા જર્મની વચ્ચે લડાઇ સળગી છે. ટાપુના બધા પક્ષ એકત્ર થઇ ગયા, અને ૭ મી તારીખે ઠરાવ થયો, કે ઑકટોબરની ૩૧ મી સુધીમાં ૧,૦૦૦ નાવિકોનું લશ્કર પૂરૂં પાડવું, તથા પ્રથમ ૫૦૦ માણસોને ઝમીન પર લડવા સારૂ તૈયાર કરવા.

જૂના વખતમાં બ્રિટિશ સરકારના કેટલાક ચોકીદારો ટાપુમાં રહેતા હતા; પણ ૧૮૬૮ માં ગ્લૅડસ્ટનની સરકારે તેમને બોલાવી લેવાનો હુકમ કરેલો. સંસ્થાને લશ્કરનું ખરચ પોતે આપવાની માગણી કરેલી, પણ તેની ના પાડવામાં આવેલી. સિપાઇઓ વહાણોમાં બેસીને રવાના થયેલા, અને બરાકો ઘણાં વરસ સુધી ખંડેર જેવી પડી રહેલી, તથા છેવટે બાળી મૂકવામાં આવેલી. એ તારીખથી તે વિગ્રહ શરૂ થયો ત્યાં સુધી કોઇ પણ બ્રિટિશ લશ્કર કદાપિ ન્યૂફાઉન્ડલેન્ડમાં ઉતર્યું નહોતું, અને ઘણાખરા વતનીઓએ કોઇ પણ સિપાઇને જોયો નહોતો. લશ્કરી કેળવણી નવેસરથી શરૂ કરવાની હતી. શરૂઆત તરત થઇ; અને લોકો વિગ્રહની કલાની કેળવણી લેવા લાગ્યા.

પણ નૌકાની બાબતમાં ન્યૂફાઉન્ડલેન્ડની સ્થિતિ વધારે સારી હતી. ઘણા વખતથી ધારાસભામાં લશ્કરી નાવિકોને તૈયાર કરવા સારૂ અમુક રકમ મંજૂર થતી આવી હતી. ૧૮૯૨ માં શહેનશાહી સરકારે કેલિપ્સો નામની એક જૂની ક્રૂઝર ન્યૂફાઉન્ડલેન્ડને સુપ્રત કરી હતી, કે જેથી ત્યાંના માછીઓ લશ્કરી નાવિકો તરીકે તૈયાર થઇ શકે. તે દિવસથી પાંચ બ્રિટિશ અમલદારો કેલિપ્સો ઉપર રહેતા આવ્યા હતા, અને તેમણે સેંકડો જુવાન માછીઓને કેળવ્યા હતા.

બે વરસ પૂરાં થયાં તે પહેલાં ન્યૂફાઉન્ડલેન્ડના ૨,૦૦૦ માછીઓ બ્રિટિશ વહાણોમાં સેવા બજાવતા હતા. એ અરસામાં તેમના ૧૦૦ માણસો માર્યા ગયા હતા.

ન્યૂફાઉન્ડલેન્ડની ભૂમિસેનાને પ્રથમ ડાર્ડનલ્સમાં કામ સુપ્રત થયેલું. તેઓ પ્રથમ આવ્યા, ત્યારે સંખ્યા ૧,૧૦૦ ની હતી. ગાલ્લીપોલી છોડયા પછી ત્રીજે દિવસે જ્યારે લેમ્નોસના ટાપુમાં તેમની હાજરી લેવામાં આવી, ત્યારે માત્ર એક સો સિત્તેરે જવાબ આપેલો! બાકીના બધા કામ આવી ગયા હતા.

સોમની લડાઇમાં પણ તેમણે એવુંજ વિક્રમ બતાવેલ છે. સર ડગલસ હેગે ન્યૂફાઉન્ડલેન્ડની સરકારને લખેલું, કે "ન્યૂફાઉન્ડલેન્ડને પોતાના પુત્રોને માટે મગરૂર થવાનો હક છે. જૂલાઇની ૧ લી તારીખે તેમણે જે વીરત્વ અને કર્તવ્યપરાયણતા બતાવેલ છે, તેથી વધારે કોઇએ કદાપિ કશું કરેલ નથી."

ન્યૂફાઉન્ડલેન્ડ એક ન્હાનું સંસ્થાન છે, અને તેનું લશ્કર ન્હાનું હતું અને છે. પણ બેન જૉન્સને કહ્યું છે, તે આપણે ભૂલવું જોઇતું નથી, કે:—

"In small proportions we just beauties see:
And in short measures life may perfect be.'

અર્થ:—"ન્હાના પ્રમાણમાં આપણે ખરી ખૂબીઓ જોઇએ છીએ; અને ટૂંકાં માપમાં જીવન સંપૂર્ણ હોઇ શકે છે."

---

## લડાઇના તાર.

—:o:—

<u>મિ. લૉઇડ જ્યોર્જનો સિંહનાદ.</u>

લંડન, ૨૯ મી જૂન.

ગ્લાસગો નગરના સન્ત ઍન્ડ્રુઝ હૉલમાં ભાષણ કરતાં મિ. લૉઇડ જ્યોર્જે કહ્યું છે, કે "રાજ્યનું વહાણ અત્યારે એક વાવાઝોડામાં સપડાયું છે, અને તે ડૂબી ન જાય, તેટલા માટે અંદર બેઠેલ સૌના કુશળ સબૂરી, હિંમત, અને સહનશીલતાના પ્રયત્નોની જરૂર છે; પણ જો સૌ સાથે કામ કરવા લાગશે, તો આપણે તેને બચાવી શકશું. * * * બેશક રૂશિયાના આશ્ચર્યકારક વિકાસથી આ વરસે લશ્કરી સ્થિતિમાં આપણને અમુક હાનિ થઈ છે, છતાં હમેશાંને માટે તેથી લાભ થવાનો છે. * * * રૂશિયન રાજ્યવિપ્લવથી વિજયમાં વાર લાગી છે, પણ રૂશિયા જ્યારે ફરી ઉભું થશે, ત્યારે ઘણું વધારે પ્રબળ માલુમ પડશે, અને તેથી પહેલાં મળ્યો હોત, તે કરતાં વધારે સંપૂર્ણ અને વધારે ઉંચો વિજય આપણને મળશે. * * * આપણને ઘણું નુકસાન થયેલું છે, અને તેને લીધે કદાચ કેટલાક ધંધાઓ ઉપર વધારે અંકુશો મૂકવા પડશે, અને કદાચ કંઇ પીડા થશે. તોપણ, બધા સંભવોનો સંભાળથી વિચાર કર્યા પછી સરકાર એવા અનુમાન પર આવેલ છે, કે સબમરીનો આપણને ભૂખે મારી શકશે નહીં, તેમ આપણાં લશ્કરોને પરદેશી રણક્ષેત્રો પરથી હઠાવી શકશે નહીં. મે તથા જૂનમાં આપણને થયલું નુકસાન જોકે ઘણું છે, તોપણ નૌકાખાતાની ધારણા કરતાં લાખો ટન ઓછું છે. * * * જરા પણ અચકાયા વગર હું કહી શકું છું, કે જો આપણે સૌ આપણું કર્તવ્ય બજાવશું, તો સબમરીનો ઝેપેલિનોના જેવીજ નિષ્ફળ નિવડશે. * * * એક માણસ એવો છે, કે જે દેશમાં કોઇ પણ માણસ કરતો હશે તેના જેટલુંજ કામ કરે છે, અને તે રાજ્યનો રાજા છે. * * * યૂરપ ફરી એક વાર તેના બહાદુરમાં બહાદુર અને સારામાં સારા પુત્રોના લોહીમાં ન્હાય છે, પણ પવિત્ર ઉદ્દેશોની પરંપરાને ભૂલતા નહીં. માનવ જાતના મોક્ષના માર્ગમાં તે ક્રૉસનાં સ્ટેશનો છે. * * *"

ગ્રીક એલચીઓની વિદાયગિરી.

ઍથન્સ, ૩૦ મી જૂન.

બર્લિન, વિયેના, કૉન્સ્ટન્ટિનોપલ, અને સોફિયા ખાતેના ગ્રીક એલચીઓને પાછા બોલાવવામાં આવેલ છે, અને વિગ્રહની સ્થિતિ વર્તમાન છે. અનિષ્ટ માણસોને દૂર કરવાની ક્રિયા શરૂ થઇ ચૂકી છે. નૌકાખાતાના પ્રધાન ઍડમિરલ કુન્દુરિઓટિસે ચાર ઍડમિરલો અને બીજા અમલદારોને રીટાયર કરવાનો હુકમ કર્યો છે. મિત્ર રાજ્યોના લશ્કરે ઍથન્સ છોડ્યું છે, અને એક વેનિઝેલિસ્ટ પલટને તેનું કામ સંભાળી લીધું છે.

ગ્રીસની રાજનીતિ.

ઍથન્સ, ૧ લી જુલાઇ.

ડીસેંબરના દુઃખદાયક બનાવો માટે જે જે લોકો જવાબદાર હોય, તે સૌના ઉપર ફોજદારી રીતે કામ ચલાવવાનો સરકારે ઠરાવ કર્યો છે. પ્રધાનમંડળના સભાસદો પણ બની શકશે નહીં. પેલોપોન્નીસસમાંથી અમલદારો મિ. વેનિઝેલોસ પાસે આવી ગયા છે, અને સૌએ નવી સરકાર તરફ વફાદારીની ખાતરી આપેલ છે. માત્ર જનરલ પાપૂલેસ હજી હાજર થયેલ નથી. જો તે ઍથન્સ નહીં આવે, તો તેને બળવાખોર ગણીને દેશનિકાલ કરવામાં આવશે.

રૂશિયન ધસારો.

લંડન, ૨૯ જુલાઇ.

કૌનીયુખી કબજે થયેલ છે, અને ૧૬૪ અમલદારો તથા ૭,૪૦૦ સિપાઇઓ કેદ પકડાયા છે. કૌનીયુખી તાર્નોપોલીની પશ્ચિમે ૨૦ માઇલ પર આવેલું છે. રૂશિયનો લેંબર્ગ લેવાને ધારતા હોય એવું જણાય છે. રૂશિયન હુમલાની વાત જાણીને લંડન અને પારિસમાં પ્રજાને બહુ આનંદ થયેલ છે.

પિતૃગ્રેડનું રૂપાંતર.

લંડન, ૪ થી જુલાઇ.

રૂશિયન ફતેહની ખબરથી પિતૃગ્રેડનું રૂપ ફરી ગયું છે. સ્વદેશપ્રીતિનો જુસ્સો ઉછળતાં નિરાશા નાશ પામી છે. જનરલ રસ્કી અને બીજા અમલદારોએ એક સરઘસ કાઢ્યું હતું, અને દેશભક્તિનાં ભાષણો થયાં હતાં. શરૂ થયેલી લડાઇનો અંત આવતાં તો અઠવાડિયાં થશે.

અમેરિકાનું પહેલું લશ્કર.

વૉશિંગ્ટન, ૪ થી જુલાઇ.

ઓફિશિયલી ઓર્ડર થયું છે, કે અમેરિકાના પહેલા લશ્કરને લઇ જતાં વહાણો ઉપર જર્મન સબમરીનોએ બે વાર હુમલો કર્યો હતો. અમેરિકન વિનાશક વહાણોએ તેમની સામે લડાઇ કરી છે, અને એક સબમરીનનો નાશ થયેલ છે. એક પણ અમેરિકન વહાણને કે આદમીને ઇજા થઇ નથી. પહેલો હુમલો ૨૨ મી જૂને રાતના મોડેથી થયો હતો.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૧૭મી જૂલાઇ, ૧૯૧૭. [અંક ૩૩.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વેહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૭ મી જૂલાઇ, ૧૯૧૭.

## કેળવણી.

અમે આશા રાખીએ છીએ, કે ન્હાનાં બાળકોને એટલાં થકવવામાં નહીં આવે, કે તેઓ ન્હાનપણમાંજ ઘરડાં બની જાય. માનસિક વિકાસ કરવા જતાં તેમનાં માથાં અને પેટ મોટાં, તથા હાથ અને પગ ન્હાના બની જાય, એવું થવું જોઇએ નહીં.

આ મહત્ત્વના વિષય ઉપર કેટલીક સાધારણ વાતો કહેવાની પણ અત્યાર સુધી જરૂર રહેલી જણાય છે.

સાર્વજનિક ફરજિયાત કેળવણીની હવે સર્વત્ર હિમાયત કરવામાં આવે છે, કે જેથી દરેક બાળકને વાસ્તે જ્ઞાનનો દરવાજો ખુલ્લો થાય. જોકે એ સંબંધી નિયમ રાજ્ય તરફથી કરવામાં આવે છે, તોપણ એ રાજ્યની પોતાની ન્હાનામાં ન્હાની અને ગરીબમાં ગરીબ પ્રજા તરફની ફરજ છે. કેળવણી વગર પ્રજાજનો પોતાનાં ધર્મપુસ્તકો વાંચી શકે નહીં; તે વગર તેઓ હિસાબ રાખી શકે નહીં; અને તે વગર ગેરહાજર મિત્રો તથા સંબંધીઓ તરફના સ્નેહને પણ જીવન્ત રાખી શકાય નહીં. કેળવણીથીજ સ્વર્ગની, દુનિયાની, અને મોટા મંડલની શરૂઆત થાય છે.

જો સમાજને આ વાત આવશ્યક લાગે, અને રાજ્ય તેને સંમતિ આપે, તથા ફરજિયાત કાયદો લાગુ થાય, તો જે બાળકોને ખાવાનું મળે તેમ ન હોય, તેમને ખાવાનું આપવાની વ્યવસ્થા પણ થવી જોઇએ, પછી ભલે તે વ્યવસ્થા કાંતો મ્યુનિસિપાલિટીઓ કરે, અથવા સ્કૂલ-બોર્ડના પ્રાંતો કરે. આ સ્વીકાર્યા વગર છુટકો નથી. સિદ્ધાંત એ છે, કે દરેક બાળક, ઘરનું ગમે તેટલું ગરીબ હોય, તોપણ દેશની અંદર એક રીતે પોતાના ઘરમાં છે, અને તેને સારો તથા નિર્દોષ માનસિક ખોરાક મેળવવાનો હક છે, અને મગજને આધાર આપવા સારૂ નિયમિત શારીરિક ખોરાક પર પણ તેનો હક થાય છે. કયાં બાળકોને ખાવાનું આપવું, અને કયાંને ન આપવું, તે ચોકસ ઠરાવવાનું કામ ફરજિયાત કરનારાઓનું છે.

કેળવણી ફરજિયાત કરવાથી, જે ન્હાનાં શરીરો અને મનોની એ વિષયમાં અત્યાર સુધી અવગણના થયેલ છે, તેમને આઘાત થવાનો સંભવ છે, એ ભૂલવું ઘટતું નથી. ભાર નક્કી કરવામાં તેને ઉપાડનાર પીઠનું ગજું વિચારવું જોઇએ. જે બાળકોનાં કુટુંબોમાં સેંકડો વરસથી અજ્ઞાન ચાલ્યું આવતું હોય, તેમનાં મન કેળવાયેલાં માબાપનાં બાળકો કરતાં જુદાં હોય છે. શરૂઆતમાં જ્ઞાન

બને તેટલું સરલ કરીને આપવું જોઇએ. ચિત્રો અને કિંડરગાર્ટનનાં સાધનોનો જેમ વધારે ઉપયોગ થાય તેમ વધારે સારૂં. નરમાશની આંખ અને વ્યવસ્થાની નીચે શક્તિઓ વિકસિત થવી જોઇએ; અને મંદતા તથા જડતાને દોષ ન ગણતાં વિકાસની આવશ્યક સ્થિતિરૂપ સમજવાં જોઇએ. કેટલાંક બીજ એવાં હોય છે, કે જેને જમીનમાંથી બહાર નિકળતાં એક કરવાં વધારે ઉન્હાળાની જરૂર પડે છે. ગતિની મંદતા માનસિક તાડનથી મટે તેવી નથી.

સેંકડો વરસથી ચાલતા આવેલા અજ્ઞાનને લીધે મગજ એવું બની જાય છે, કે તેને જ્ઞાન ભારરૂપ લાગે છે, અને તે માટે પ્રયાસ કરતાં પરસેવો છૂટે છે. તેટલા માટે, જે જડ બાળકો ભણતાં નથી, તેમનો કેળવણીના સવાલમાં વધારે વિચાર કરવાની જરૂર છે; અને હુશિયાર બાળકો તો પોતે પોતાની સંભાળ લઇ શકશે. કદાચ શરૂઆતમાં જડ જણાતાં બાળકો આગળ ઉપર સારૂં પાણી પણ બતાવી શકે. પણ જો તેમની સાથે સોટીથીજ કામ લેવામાં આવે, તો અંદર રહેલ બીજનો નાશ થવાનો સંભવ છે.

એવો પણ ભય છે, કે જો ફરજિયાત કાયદાનો દુરુપયોગ થાય, તો કેળવણીથી પ્રજા સંસ્કારી થવાને બદલે ઉલટી પીડિત થાય. પરાણે કેળવેલી પ્રજા પોતાને મળેલા લાભને વાસ્તે સ્ટેટનો ઉપકાર માનશે, એમ માની બેસવાનું નથી. જેને જેને તેથી હાનિ થઇ હશે, તેઓ ભવિષ્યના સમાજમાં હાનિકારક નિવડવાનો સંભવ છે. શેકસપિયરના નાટકમાં કાલીબાન પોતાના ભાષાજ્ઞાનનો ઉપયોગ શાપ આપવામાં કરે છે.

બાળકોને હુશિયાર બનાવવા માટે કોઇ પણ શિક્ષકને વધારે પગાર મળવો જોઇએ નહીં. હુશિયાર બાળકો પોતાની મેળે બહાર પડ્યા વગર રહેશે નહીં. જો સ્પર્ધા અને હરીફાઇથી તેમને બલાત્કારે કામ કરવું પડ્યું હશે, તો ઘણી વાર તેમનાં તન તથા મનને હાનિ થશે, અને તેઓ વહેલા મરણ પામશે. માત્ર વિદ્યા કંઇ વાસ્તવિક શક્તિ નથી: મગજને તે વાસ્તે ભૂખ લાગી હોય, અને તેને શક્તિ તથા ઉપયોગના રૂપમાં ફેરવવાને તે ઉત્સુક હોય, તે સિવાય લાંબે વખતે તે તેને ભારરૂપ થઇ પડે છે. શાળામાં માયાળુપણાનું પ્રાધાન્ય રહેવું જોઇએ; જડતા પોતાના સ્વરૂપને ઓળખી શકે, અને પોતાના તરફ હસી શકે, એવા ખુશમિજાજનું વાતાવરણ જોઇએ; ન્હાની શક્તિઓને ઘટે તેવાં ન્હાનાં કામ સોંપવાની કુશળતા જોઇએ; દૃષ્ટાંત અને ઉદાહરણથી બંધ શક્તિઓને ખુલ્લી કરવી જોઇએ; તથા જડતા ઓછી જડ દેખાય, ત્યારે તેની તારીફ થવી જોઇએ. જો બધાં બાળકોને પરાણે વીસમી સદીના પ્રકાશનો લાભ આપવો હોય, તો એવે ધોરણે કામ લેવું જોઇએ.

શરીરને વાસ્તે પોષણ તથા મનને વાસ્તે પચે તેવો ખોરાક, એમાં બધી વાત આવી જાય છે. તાજી હવા, કસરત, અને નિયમિત પંક્તિઓમાં ચાલવું, એ આવશ્યક બાબતો છે. કોઈક પ્રકારના લશ્કરી મંડળમાં દાખલ થવામાં બાળકને પોતાની પ્રતિષ્ઠાનું જેવું ભાન થાય છે, તેવું બીજી થોડીજ રીતે થઇ શકે છે. તેથી તેને ક્રમ અને અધીનતાનું પહેલું દર્શન થાય છે, અને એવું લાગે છે, કે બાળકો પણ મહત્ત્વનાં છે, અને તેઓ પણ જીતની તૈયારીઓ કરી શકે છે.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૭ મી જૂલાઇ, ૧૯૧૭.

## કેળવણી.

અમે આશા રાખીએ છીએ, કે ન્હાનાં બાળકોને એટલાં થકવવામાં નહીં આવે, કે તેઓ ન્હાનપણમાંજ ઘરડાં બની જાય. માનસિક વિકાસ કરવા જતાં તેમનાં માથાં અને પેટ મોટાં, તથા હાથ અને પગ ન્હાના બની જાય, એવું થવું જોઇએ નહીં.

આ મહત્ત્વના વિષય ઉપર કેટલીક સાધારણ વાતો કહેવાની પણ અત્યાર સુધી જરૂર રહેલી જણાય છે.

સાર્વજનિક ફરજિયાત કેળવણીની હવે સર્વત્ર હિમાયત કરવામાં આવે છે, કે જેથી દરેક બાળકને વાસ્તે જ્ઞાનનો દરવાજો ખુલ્લો થાય. જોકે એ સંબંધી નિયમ રાજ્ય તરફથી કરવામાં આવે છે, તોપણ એ રાજ્યની પોતાની ન્હાનામાં ન્હાની અને ગરીબમાં ગરીબ પ્રજા તરફની ફરજ છે. કેળવણી વગર પ્રજાજનો પોતાનાં ધર્મપુસ્તકો વાંચી શકે નહીં; તે વગર તેઓ હિસાબ રાખી શકે નહીં; અને તે વગર ગેરહાજર મિત્રો તથા સંબંધીઓ તરફના સ્નેહને પણ જીવન્ત રાખી શકાય નહીં. કેળવણીથીજ સ્વર્ગની, દુનિયાની, અને મોટા મંડલની શરૂઆત થાય છે.

જો સમાજને આ વાત આવશ્યક લાગે, અને રાજ્ય તેને સંમતિ આપે, તથા ફરજિયાત કાયદો લાગુ થાય, તો જે બાળકોને ખાવાનું મળે તેમ ન હોય, તેમને ખાવાનું આપવાની વ્યવસ્થા પણ થવી જોઇએ, પછી ભલે તે વ્યવસ્થા કાંતો મ્યુનિસિપાલિટીઓ કરે, અથવા સ્કૂલ-બોર્ડના પ્રાંતો કરે. આ સ્વીકાર્યા વગર છુટકો નથી. સિદ્ધાંત એ છે, કે દરેક બાળક, ઘરનું ગમે તેટલું ગરીબ હોય, તોપણ દેશની અંદર એક રીતે પોતાના ઘરમાં છે, અને તેને સારો તથા નિર્દોષ માનસિક ખોરાક મેળવવાનો હક છે, અને મગજને આધાર આપવા સારૂ નિયમિત શારીરિક ખોરાક પર પણ તેનો હક થાય છે. કયાં બાળકોને ખાવાનું આપવું, અને કયાંને ન આપવું, તે ચોકસ ઠરાવવાનું કામ ફરજિયાત કરનારાઓનું છે.

કેળવણી ફરજિયાત કરવાથી, જે ન્હાનાં શરીરો અને મનોની એ વિષયમાં અત્યાર સુધી અવગણના થયેલ છે, તેમને આઘાત થવાનો સંભવ છે, એ ભૂલવું ઘટતું નથી. ભાર નક્કી કરવામાં તેને ઉપાડનાર પીઠનું ગજું વિચારવું જોઇએ. જે બાળકોનાં કુટુંબોમાં સેંકડો વરસથી અજ્ઞાન ચાલ્યું આવતું હોય, તેમનાં મન કેળવાયેલાં માબાપનાં બાળકો કરતાં જુદાં હોય છે. શરૂઆતમાં જ્ઞાન

અને તેટલું સરલ કરીને આપવું જોઇએ. ચિત્રો અને કિંડરગાર્ટનનાં સાધનોનો જેમ વધારે ઉપયોગ થાય તેમ વધારે સારૂં. નરમાશની આંખ અને વ્યવસ્થાની નીચે શક્તિઓ વિકસિત થવી જોઇએ; અને મંદતા તથા જડતાને દોષ ન ગણતાં વિકાસની આવશ્યક સ્થિતિરૂપ સમજવાં જોઇએ. કેટલાંક બીજ એવાં હોય છે, કે જેને ઝમીનમાંથી બહાર નિકળતાં એક કરવાં વધારે ઉન્હાળાની જરૂર પડે છે. ગતિની મંદતા માનસિક તાડનથી મટે તેવી નથી.

સેંકડો વરસથી ચાલતા આવેલા અજ્ઞાનને લીધે મગજ એવું બની જાય છે, કે તેને જ્ઞાન ભારરૂપ લાગે છે, અને તે માટે પ્રયાસ કરતાં પરસેવો છૂટે છે. તેટલા માટે, જે જડ બાળકો ભણતાં નથી, તેમનો કેળવણીના સવાલમાં વધારે વિચાર કરવાની જરૂર છે; અને હુશિયાર બાળકો તો પોતે પોતાની સંભાળ લઇ શકશે. કદાચ શરૂઆતમાં જડ જણાતાં બાળકો આગળ ઉપર સારૂં પાણી પણ બતાવી શકે. પણ જો તેમની સાથે સોટીથીજ કામ લેવામાં આવે, તો અંદર રહેલ બીજનો નાશ થવાનો સંભવ છે.

એવો પણ ભય છે, કે જો ફરજિયાત કાયદાનો દુરુપયોગ થાય, તો કેળવણીથી પ્રજા સંસ્કારી થવાને બદલે ઉલટી પીડિત થાય. પરાણે કેળવેલી પ્રજા પોતાને મળેલા લાભને વાસ્તે સ્ટેટનો ઉપકાર માનશે, એમ માની બેસવાનું નથી. જેને જેને તેથી હાનિ થઇ હશે, તેઓ ભવિષ્યના સમાજમાં હાનિકારક નિવડવાનો સંભવ છે. શેકસપિયરના નાટકમાં કાલીબાન પોતાના ભાષાજ્ઞાનનો ઉપયોગ શાપ આપવામાં કરે છે.

બાળકોને હુશિયાર બનાવવા માટે કોઇ પણ શિક્ષકને વધારે પગાર મળવો જોઇએ નહીં. હુશિયાર બાળકો પોતાની મેળે બહાર પડ્યા વગર રહેશે નહીં. જો સ્પર્ધા અને હરીફાઇથી તેમને બલાત્કારે કામ કરવું પડ્યું હશે, તો ઘણી વાર તેમનાં તન તથા મનને હાનિ થશે, અને તેઓ વહેલા મરણ પામશે. માત્ર વિદ્યા કંઇ વાસ્તવિક શક્તિ નથી: મગજને તે વાસ્તે ભૂખ લાગી હોય, અને તેને શક્તિ તથા ઉપયોગના રૂપમાં ફેરવવાને તે ઉત્સુક હોય, તે સિવાય લાંબે વખતે તે તેને ભારરૂપ થઇ પડે છે. શાળામાં માયાળુપણાનું પ્રાધાન્ય રહેવું જોઇએ; જડતા પોતાના સ્વરૂપને ઓળખી શકે, અને પોતાના તરફ હસી શકે, એવા ખુશમિજાજનું વાતાવરણ જોઇએ; ન્હાની શક્તિઓને ઘટે તેવાં ન્હાનાં કામ સોંપવાની કુશળતા જોઇએ; દૃષ્ટાંત અને ઉદાહરણથી બંધ શક્તિઓને ખુલ્લી કરવી જોઇએ; તથા જડતા ઓછી જડ દેખાય, ત્યારે તેની તારીફ થવી જોઇએ. જો બધાં બાળકોને પરાણે વીસમી સદીના પ્રકાશનો લાભ આપવો હોય, તો એવે ધોરણે કામ લેવું જોઇએ.

શરીરને વાસ્તે પોષણ તથા મનને વાસ્તે પચે તેવો ખોરાક, એમાં બધી વાત આવી જાય છે. તાજી હવા, કસરત, અને નિયમિત પંક્તિઓમાં ચાલવું, એ આવશ્યક બાબતો છે. કોઇક પ્રકારના લશ્કરી મંડળમાં દાખલ થવામાં બાળકને પોતાની પ્રતિષ્ઠાનું જેવું ભાન થાય છે, તેવું બીજી થોડીજ રીતે થઇ શકે છે. તેથી તેને ક્રમ અને અધીનતાનું પહેલું દર્શન થાય છે, અને એવું લાગે છે, કે બાળકો પણ મહત્ત્વનાં છે, અને તેઓ પણ જીતની તૈયારીઓ કરી શકે છે.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૭ મી જુલાઇ, ૧૯૧૭.

## કેળવણી.

અમે આશા રાખીએ છીએ, કે ન્હાનાં બાળકોને એટલાં થકવવામાં નહીં આવે, કે તેઓ ન્હાનપણમાંજ ઘરડાં બની જાય. માનસિક વિકાસ કરવા જતાં તેમનાં માથાં અને પેટ મોટાં, તથા હાથ અને પગ ન્હાના બની જાય, એવું પણ જોઇએ નહીં.

આ મહત્ત્વના વિષય ઉપર કેટલીક સાધારણ વાતો કહેવાની પણ અત્યાર સુધી જરૂર રહેલી જણાય છે.

સાર્વજનિક ફરજિયાત કેળવણીની હવે સર્વત્ર હિમાયત કરવામાં આવે છે, કે જેથી દરેક બાળકને વાસ્તે જ્ઞાનનો દરવાજો ખુલ્લો થાય. જોકે એ સંબંધી નિયમ રાજ્ય તરફથી કરવામાં આવે છે, તોપણ એ રાજ્યની પોતાની ન્હાનામાં ન્હાની અને ગરીબમાં ગરીબ પ્રજા તરફની ફરજ છે. કેળવણી વગર પ્રજાજનો પોતાનાં ધર્મપુસ્તકો વાંચી શકે નહીં; તે વગર તેઓ હિસાબ રાખી શકે નહીં; અને તે વગર ગેરહાજર મિત્રો તથા સંબંધીઓ તરફના સ્નેહને પણ જીવન્ત રાખી શકાય નહીં. કેળવણીથીજ સ્વર્ગની, દુનિયાની, અને મોટા મંડલની શરૂઆત થાય છે.

જો સમાજને આ વાત આવશ્યક લાગે, અને રાજ્ય તેને સંમતિ આપે, તથા ફરજિયાત કાયદો લાગુ થાય, તો જે બાળકોને ખાવાનું મળે તેમ ન હોય, તેમને ખાવાનું આપવાની વ્યવસ્થા પણ થવી જોઇએ, પછી ભલે તે વ્યવસ્થા કાંતો મ્યુનિસિપાલિટીઓ કરે, અથવા સ્કૂલ-બોર્ડના માંતો કરે. આ સ્વીકાર્યા વગર છુટકો નથી. સિદ્ધાંત એ છે, કે દરેક બાળક, પરંતુ ગમે તેટલું ગરીબ હોય, તોપણ દેશની અંદર એક રીતે પોતાના ઘરમાં છે, અને તેને સારો તથા નિર્દોષ માનસિક ખોરાક મેળવવાનો હક છે, અને ગાત્રને આધાર આપવા સારૂ નિયમિત શારીરિક ખોરાક પર પણ તેનો હક થાય છે. કયાં બાળકોને ખાવાનું આપવું, અને કયાંને ન આપવું, તે ચોકસ ઠરાવવાનું કામ ફરજિયાત કરનારાઓનું છે.

કેળવણી ફરજિયાત કરવાથી, જે ન્હાનાં શરીરો અને મનોની એ વિષયમાં અત્યાર સુધી અવગણના થયેલ છે, તેમને આઘાત થવાનો સંભવ છે, એ ભૂલવું ઘટતું નથી. ભાર નક્કી કરવામાં તેને ઉપાડનાર પીઠનું ગજું વિચારવું જોઇએ. જે બાળકોનાં કુટુંબોમાં સેંકડો વરસથી અજ્ઞાન ચાલ્યું આવતું હોય, તેમનાં મન કેળવાયેલાં માબાપનાં બાળકો કરતાં જુદાં હોય છે. શરૂઆતમાં જ્ઞાન

અને તેટલું સરલ કરીને આપવું જોઇએ. ચિત્રો અને કિંડરગાર્ટનનાં સાધનોનો જેમ વધારે ઉપયોગ થાય તેમ વધારે સારૂં. નરમાશની આંખ અને વ્યવસ્થાની નીચે શક્તિઓ વિકસિત થવી જોઇએ; અને મંદતા તથા જડતાને દોષ ન ગણતાં વિકાસની આવશ્યક સ્થિતિરૂપ સમજવાં જોઇએ. કેટલાંક બીજ એવાં હોય છે, કે જેને ઝમીનમાંથી બહાર નિકળતાં એક કરતાં વધારે ઉન્હાળાની જરૂર પડે છે. ગતિની મંદતા માનસિક વાડનથી મટે તેવી નથી.

સેંકડો વરસથી ચાલતા આવેલા અજ્ઞાનને લીધે મગજ એવું બની જાય છે, કે તેને જ્ઞાન ભારરૂપ લાગે છે, અને તે માટે પ્રયાસ કરતાં પરસેવો છૂટે છે. તેટલા માટે, જે જડ બાળકો ભણતાં નથી, તેમનો કેળવણીના સવાલમાં વધારે વિચાર કરવાની જરૂર છે; અને હુશિયાર બાળકો તો પોતે પોતાની સંભાળ લઇ શકશે. કદાચ શરૂઆતમાં જડ જણાતાં બાળકો આગળ ઉપર સારૂં પાણી પણ બતાવી શકે. પણ જો તેમની સાથે સોટીથીજ કામ લેવામાં આવે, તો અંદર રહેલ બીજનો નાશ થવાનો સંભવ છે.

એવો પણ ભય છે, કે જો ફરજિયાત કાયદાનો દુરુપયોગ થાય, તો કેળવણીથી પ્રજા સંસ્કારી થવાને બદલે ઉલટી પીડિત થાય. પરાણે કેળવેલી પ્રજા પોતાને મળેલા લાભને વાસ્તે સ્ટેટનો ઉપકાર માનશે, એમ માની બેસવાનું નથી. જેને જેને તેથી હાનિ થઇ હશે, તેઓ ભવિષ્યના સમાજમાં હાનિકારક નિવડવાનો સંભવ છે. શેકસપિયરના નાટકમાં કાલીબાન પોતાના ભાષાજ્ઞાનનો ઉપયોગ શાપ આપવામાં કરે છે.

બાળકોને હુશિયાર બનાવવા માટે કોઇ પણ શિક્ષકને વધારે પગાર મળવો જોઇએ નહીં. હુશિયાર બાળકો પોતાની મેળે બહાર પડ્યા વગર રહેશે નહીં. જો સ્પર્ધા અને હરીફાઇથી તેમને બલાત્કારે કામ કરવું પડ્યું હશે, તો ઘણી વાર તેમનાં તન તથા મનને હાનિ થશે, અને તેઓ વહેલા મરણ પામશે. માત્ર વિદ્યા કંઇ વાસ્તવિક શક્તિ નથી: મગજને તે વાસ્તે ભૂખ લાગી હોય, અને તેને શક્તિ તથા ઉપયોગના રૂપમાં ફેરવવાને તે ઉત્સુક હોય, તે સિવાય લાંબે વખતે તે તેને ભારરૂપ થઇ પડે છે. શાળામાં માયાળુપણાનું પ્રાધાન્ય રહેવું જોઇએ; જડતા પોતાના સ્વરૂપને ઓળખી શકે, અને પોતાના તરફ હસી શકે, એવા ખુશમિજાજનું વાતાવરણ જોઇએ; ન્હાની શક્તિઓને ઘટે તેવાં ન્હાનાં કામ સોંપવાની કુશળતા જોઇએ; દૃષ્ટાંત અને ઉદાહરણથી બંધ શક્તિઓને ખુલ્લી કરવી જોઇએ; તથા જડતા ઓછી જડ દેખાય, ત્યારે તેની તારીફ થવી જોઇએ. જો બધાં બાળકોને પરાણે વીસમી સદીના પ્રકાશનો લાભ આપવો હોય, તો એવે ધોરણે કામ લેવું જોઇએ.

શરીરને વાસ્તે પોષણ તથા મનને વાસ્તે પચે તેવો ખોરાક, એમાં બધી વાત આવી જાય છે. તાજી હવા, કસરત, અને નિયમિત પંક્તિઓમાં ચાલવું, એ આવશ્યક બાબતો છે. કોઇક પ્રકારના લશ્કરી મંડળમાં દાખલ થવામાં બાળકને પોતાની પ્રતિષ્ઠાનું જેવું ભાન થાય છે, તેવું બીજી થોડીજ રીતે થઇ શકે છે. તેથી તેને ક્રમ અને અધીનતાનું પહેલું દર્શન થાય છે, અને એવું લાગે છે, કે બાળકો પણ મહત્ત્વનાં છે, અને તેઓ પણ જીતની તૈયારીઓ કરી શકે છે.

નિયમિત માનવ જીવનને વાસ્તે એ પ્રકારની બાલ્યાવસ્થા માત્ર પાઠ શીખવાના કરતાં બહેતર તૈયારી છે; અને ન્હાના અવયવો જ્યારે બરાબર કસાય છે, ત્યારે ઉપલી અનિશ્ચિત શક્તિઓ પણ વધારે ચોકસાઇથી કામ કરવા લાગે છે.

નહીં મારવાથી બાળક બગડે છે, એ વાત ગંભીર વિચાર વગર બાજુએ મૂકવા જેવી નથી; પણ સજામાંથી સખ્તાઇ અથવા દ્વેષનું તત્ત્વ દૂર કરવું જોઇએ. કેટલેક પ્રસંગે સજા કર્યા વગર ચાલે તેમ નથી. પણ જો તે જારી રહે, તો બાળક જડ બને છે; અને એ દેખાવ જોનાર અથવા જાણનાર શાળા પણ તેથી ઉતરી જાય છે. પણ એ વિષયમાં એક સાદો નિયમ છે. કોઇ પણ બાળકને માથા ઉપર, કે કાન ઉપર, કે બરડાની કરોડ ઉપર, કે હાથ ઉપર કદાપિ મારવું જોઇએ નહીં. હાથ ઉપર નેતરના ફટકા મારવા, એ જંગલીપણું છે; અને કોઇ વાર તેથી આખી જિંદગી સુધી નુકસાન થાય છે. કાન ઉપર મારવું, એ આંખ ઉપર મારવાના જેવું ભયંકર અને દુષ્ટ કૃત્ય છે. કુદરતે માણસને એવા ભાગો આપ્યા છે, કે જેના ઉપર તેની ભવિષ્યની તનદુરસ્તીને હાનિ કર્યા સિવાય પ્રહાર થઇ શકે. પણ હાથ ઉપર ઘા કરવા, અને વેદાને પીડવા: એ કામ તો ઉત્તર અમેરિકાના ઇંડિયનોને લાયક છે. જે દૈવી કલાએ દૈવી હાથની મૂર્તિ તરીકે માણસની લાગણીવાળી આંગળીઓ બનાવી છે, તે વિચારતાં જણાશે, કે એવી રાક્ષસી સજા કરનારાઓને પોતાને સજા થવી જોઇએ. બાલકના શરીરની અંદર જે અવયવમાં ખાસ વેદના અને નુકસાનનો સંભવ હોય, તે પર હુમલો કરનાર શિક્ષકે ન્હાનાં બાળકોના સહવાસનો ત્યાગ કરવો જોઇએ, અને માણસોના જંગલમાં જઇને જુદો ધંધો શોધવો જોઇએ.

કોઇ પણ નિશાળ ખરેખરી શાળા થઇ શકે, તે સારૂ રમત ખરી રમત રહેવી જોઇએ, અને સ્વતંત્રતા ખરી સ્વતંત્રતા હોવી જોઇએ. હાલની પદ્ધતિઓ એ નિયમનો નખથી શિખ સુધી ભંગ કરે છે. સાંઝે પાઠ કરવાની ટેવ કિશોર આંખો ઉપર ઘરડી ચિંતાને સવારી કરાવે છે. તે બાળકના પાણીને નષ્ટ તથા કલુષિત કરે છે. જ્યારે નિશાળ સાંઝે પાંચ વાગ્યે બંધ થાય, ત્યારે તેની ચોપડીઓ બાંધી દેવી જોઇએ, અને બીજા દિવસના પ્રભાત સુધી ઉઘાડવી ન જોઇએ. સ્વીડિશ ભાષામાં એવી એક કહેવત છે, કે "શિયાળાની રાત્રિઓમાં ઘણું પાકે છે." વિદ્યાની પાચન-ક્રિયા ત્યારે ચાલે છે, અને ભણાયલી વાતો અનિચ્છક શક્તિઓને સુપ્રત થતાં મનનો ભાગ બની જાય છે. પણ આખો દિવસ ભણવાના ઉન્હાળા અને તાપમાં થાક અને કાયરપણું પરિણમે છે. ન્હાનાં બાળકો અને ખીલતાં તરુણ સ્ત્રીપુરુષો આજકાલ એમનાં માબાપનાં જેવાંજ નિસ્તેજ અને સચિંત દેખાય છે, એ સ્થિતિનું એક મુખ્ય કારણ ચાલતી ભણતરની પદ્ધતિ છે. આખી પ્રજાને સાંઝે પાઠ કરવાની ટેવ પડશે, તો દેશનાં બળની અને બુદ્ધિની શી દશા થશે, તે કહેવાતું નથી. બુદ્ધિમાન બાળકો તેથી જડ થાય છે, અને તન તથા મનનો અકાલે ક્ષય થવા લાગે છે. મનના ઉપર દબાણ અને જુલ્મ થાય, તે કરતાં તો તેને સાદામાં સાદું શિક્ષણ મળે, તેજ વધારે સારૂં. અતિશય દબાણથી દરેક વસ્તુ ઘટે છે, અને વિકૃત થાય છે.

THE KAISER'S ONLY DAUGHTER AND THE GERMAN CROWN PRINCESS.



કૈઝરની એકની એક પુત્રી અને જર્મન યુવરાણી લશ્કરી પોશાકમાં.

Lakshmi Art, Byculla, Bombay

## પુરુષ અને સ્ત્રી.

"I saw a woman clothed with the sun, and the moon under her feet, and on her head a crown of twelve stars," *Revelation,* 12 : 1.

અર્થ—"મેં સૂર્યથી આચ્છાદિત એક સ્ત્રીને જોઇ, અને ચંદ્રમા તેના પગ નીચે હતો, અને તેના મસ્તક ઉપર બાર તારાનો એક તાજ હતો," પ્રકાશન, ૧૨ : ૧.

પુરુષ અને સ્ત્રીનાં સ્વરૂપ શાં છે, અને તેમનો પરસ્પર સંબંધ કેવા પ્રકારનો છે, એ સંબંધી સત્ય હજી આપણા દેશમાં અને બીજા દેશોમાં થોડાજ માણસો જાણે છે; અને કેળવણીની યોજનાઓમાં પણ તેથી ઘણી ખામી રહે છે.

સ્ત્રી અને પુરુષ વચ્ચેના ભેદો તાત્ત્વિક અને અગણિત છે. એકની બીજાની સાથે સંયુક્ત થવાની યોગ્યતાનો આધાર એ ભેદો ઉપર છે.

દુનિયામાં જેમ નવ જીવન વધતું જશે, તેમ એ ભેદો વધતા જશે; અને તે એટલા માટે, કે સંયોગ વધારે ગાઢ થઇ શકે, અને અમર સંયોગ માટે વધારે તૈયારી થાય.

પુરુષ અને સ્ત્રી એક નથી, તેમ સમાન પણ નથી. ટેકરી અને ખીણની વચ્ચે સમાનતા હોઈ શકે નહીં. ખીણ ઇમારતો અને હૃદયોથી ભરપૂર હોય છે, અને વાડીઓ તથા મોલાતની સમૃદ્ધિ તેની શોભા વધારે છે. ટેકરીને ખીણ ઉપરના દેખાવો હોય છે, અને તેઓ પણ સાર્વજનિક લાભમાં હિસ્સો આપે છે. અહિં પૂર્ણતાને દરેક પગલે અસમાનતા છે. પુરુષ અને સ્ત્રી કશામાં સમાન નથી, અને કશામાં અસમાન નથી, પણ દરેક વાતમાં પરસ્પરની ખામી પૂરી કરનાર છે.

આ જમાનો સ્વતંત્રતાનો છે, એટલે સ્ત્રીઓનાં હૃદયો હાલ સ્વતંત્રતાની તૃષાથી ઉછળવા લાગ્યાં છે. તેમના રાજકીય હકો અને કેળવણી સંબંધી હકોની હવે ના પડાય તેમ નથી. અત્યારે તો વ્યવહારના ઘણા ધંધાઓમાં સ્ત્રીઓને દાખલ થવાની છૂટ નથી; પણ સ્ત્રીજાતિ ઉપર પુરુષની એવી આપખુદ સત્તા લાંબો વખત ચાલવાની નથી.

કયા ધંધાઓ સ્ત્રીઓને ફાવશે અને કયા નહીં ફાવે, એ સ્ત્રીઓ પોતેજ પ્રયોગથી અને અનુભવથી જાણી લેશે. એટલું તો સ્પષ્ટ છે, કે સ્ત્રીની શક્તિઓ પુરુષના જેવીજ છે. સ્ત્રી કોઇ પણ કલામાં કે શાસ્ત્રમાં પ્રવેશ કરી શકે; સિંહાસન ઉપર બેસી શકે; સેનાઓનું ઉપરીપણું કરી શકે; છટાદાર ભાષણ આપી શકે; ઉત્કૃષ્ટ સાહિત્ય લખી શકે; વૈદ્ય તરીકે દવા આપી શકે અને વાઢકાપ કરી શકે; ધર્માસનમાં ઉપદેશ આપી શકે; અને દૈવી સંદેશાને ગ્રહણ કરી શકે. સંક્ષેપમાં, તે તમામ બાબત કરી શકે. જે કાંઇ કરવાનો તેને પુરતો સ્નેહ હોય, તે તે કરી શકે. અને તમામ વિષયોમાં પુરુષની બુદ્ધિએ જે સત્યો પ્રગટ કર્યાં છે, તે કરતાં કંઇક જુદી ખૂબીનાં સત્યો સ્ત્રીની હૃદયપ્રધાન બુદ્ધિ બતાવી શકે.

ભવિષ્યમાં સ્ત્રીની પદવી સુધરશે, અને તે પુરુષને હાલના કરતાં વધારે મદદગાર થશે,

એમાં કશો શક નથી. દરમિયાન અત્યારે તો ઉપરથી ઉતરતી સ્વતંત્રતાનો દુરુપયોગ પણ ઘણી વાતોમાં જોઇ શકાય છે. ખુલ્લી અનીતિની વાત તો આપણે બાજુએ મૂકીએ. છતાં સારી સ્થિતિની સ્ત્રીઓ પોતાના પતિની ગેરહાજરીમાં પણ મેજબાનીઓ આપે છે, અને છૂટનો આનંદ અનુભવે છે. તમામ સમાજની રહેણીકરણી ઘણી રીતે ફરી જશે, એવાં સૂચનો દેખાય છે.

## લડાઇના તાર.

—:o:—

લૉર્ડ હાર્ડિંજનો ખુલાસો.

લંડન, ૩ જી જૂલાઇ.

મેસોપોટેમિયા કમિશનના રિપોર્ટના સંબંધમાં લૉર્ડ હાર્ડિંજે આજે એક ખુલાસો કરેલ છે. કમિશનમાં પુરાવાની પરીક્ષા કરી શકે તેવા કોઇ કુશળ વકીલની ખામી માટે, તથા બધો પુરાવો બહાર પાડી શકાય એમ નથી તે માટે, તેણે ખેદ જાહેર કરેલ છે. "હાલ તો સાધારણ વાંચનારને એવી અસર થવાનો સંભવ છે, કે જાણે હિંદે વિગ્રહમાં કશો ગંભીર પ્રયાસ કરેલોજ ન હોય; અને હિંદમાં એવી લાગણી થવાનો સંભવ છે, કે હિંદનાં પ્રયત્નો અને સ્વાર્પણોની વિલાયતને પુરતી કદર નથી. * * * સુમારે ૮૦,૦૦૦ બ્રિટિશ તથા ૨૧૦,૦૦૦ હિંદી લશ્કર દરિયાપાર મોકલવામાં આવેલ છે, જ્યારે અગાઉ માત્ર ૧૮,૦૦૦ લશ્કર મોકલાયું હતું. ટેરિટોરિયલો આવી પહોંચ્યા, તે પહેલાં કેટલાંક અઠવાડિયાં સુધી હિંદુસ્તાનમાં બ્રિટિશ ચોકીદારોની સંખ્યા માત્ર ૧૫,૦૦૦ ની હતી, અને એ પ્રમાણે શહેનશાહતના લાભની ખાતર હિંદની સલામતી જોખમમાં મુકાઇ હતી. મેં એ જોખમ સંપૂર્ણ નિર્ભયતાથી ખેડેલું, કારણકે હિંદની પ્રજાનો મને વિશ્વાસ હતો, અને હું અભિમાનપૂર્વક કહી શકું છું, કે તેણે મારા વિશ્વાસને સાચો સિદ્ધ કરેલ છે. * * * ૧૯૧૫ના ઑકટોબરની ૬ ઠ્ઠી તારીખે હિંદી સરકાર તરફથી મિ. ચેંબરલેનને એક તાર કરવામાં આવ્યો હતો, કે જે મેસોપોટેમિયાના રિપોર્ટમાં પ્રસિદ્ધ થયેલ નથી. તેમાં એવું લખેલું હતું, કે ફ્રાન્સથી એક બીજો સેનાવિભાગ મોકલી અપાય, તે પહેલાં કુતથી આગળ ન જવું, એવું હિંદી સરકારે જનરલ નિકસનને ફરમાવેલ છે. * * * કમિશન ડાકતરી વ્યવસ્થાની બાબતમાં મારા કાર્યને અપૂર્ણ ગણે છે, પણ લશ્કરી બાબતમાં દખલ કરવાનો આરોપ ન આવે, એ રીતે હું શું વધારે કરી શકત, તે જાણવું સહેલું નથી. ખાનગી અફવા એવી હતી, કે સ્થિતિ ખરાબ છે; પણ ઓફિશ્યલ રિપોર્ટ એવો હતો, કે સ્થિતિ સારી છે. * * * મેં સાડત્રીસ વરસ સુધી તાજની સેવા કરેલી છે. રાજ્યની એ મોટામાં મોટી જગ્યાએ મેં કામ કરેલ છે, અને સરકારની વિનંતી ઉપરથી વાઇસરૉયના હોદ્દાની મુદ્દત લંબાવા દીધી છે. * * * હું મારા પ્રયાસમાં નિષ્ફળ થયો હોઇશ, પણ એવો ચુકાદો હિંદની તમામ લશ્કરી સેવા અને એ વિશાળ સામ્રાજ્યની આંતર સ્થિતિ ધ્યાનમાં લીધા પછી આપવો જોઇએ, અને તેમાં અહીંના મારા દેશબંધુઓનીજ નહીં, પણ હિંદમાંના મારા પ્રજાબંધુઓની પણ સંમતિ થવી જોઇએ, કે જેમના ટકી રહેલા વિશ્વાસને અને સારા અભિપ્રાયને હું સર્વોપરિ કિંમતના ગણું છું."

<u>યુનાઇટેડ સ્ટેટ્સની મદદ.</u>

વાશિંગ્ટન, ૭ મી જૂલાઇ.

યુનાઇટેડ સ્ટેટ્સે ફ્રાન્સને હાલમાં બે કરોડ પૌંડ ધીરેલ છે, અને તેનું કુલ લ્હેણું છ કરોડ વીસ લાખ પૌંડ થાય છે. તમામ મિત્ર રાજ્યોને સાથે ગણીએ, તો યુનાઇટેડ સ્ટેટ્સે છવીસ કરોડ પૌંડ પૂરા પાડેલ છે.

<u>લંડન ઉપર હવાઇ હુમલો.</u>

લંડન, ૭ મી જૂલાઇ.

આજના હવાઇ હુમલામાં ૨૮ પુરુષો, ૯ સ્ત્રીઓ, તથા ૩ બાળકો માર્યાં ગયાં છે; તથા ૭૪ પુરુષો, ૩૦ સ્ત્રીઓ, અને ૩૭ બાળકો જખમી થયેલ છે. આવો મોટો હુમલો અત્યાર સુધી થયેલ નથી. નીચે ઉડતા બાજની માફક દુશ્મનો આવ્યા હતા.

<u>ક્રુપના કારખાના ઉપર બોંબ.</u>

પારિસ, ૮ મી જૂલાઇ.

૮૪ ફ્રેંચ વિમાનોએ શુક્રવારે રાત્રે દુશ્મનના મુલકની અંદરનાં શહેરો ઉપર બોંબ નાંખેલ છે. અગિયાર વિમાનોએ ટ્રીવ્સ ઉપર અઢી ટન બોંબ નાંખીને આગો પ્રગટાવી છે, જેમાંની એક વચલા સ્ટેશનને લાગી હતી. છ વિમાનોએ લુડવિગશાફેન ઉપર બોંબ ફેંકેલ છે, અને બેડનનાં એનિલીનનાં કારખાનાં સળગી ઉઠ્યાં છે. સારજન્ટ-મેજર ગેલ્લોઇએ એક વિમાનને લઇને એસનનાં ક્રુપનાં કારખાનાં ઉપર બોંબ છોડેલ છે. એ વિમાન રાતના નવ ઉપર દસ મિનિટે ઉપડ્યું હતું, અને ૪૫૦ માઇલની મુસાફરી કરીને સ્હવારના સવાચારે પાછું આવેલું. એકંદરે સાડાતેર ટન બોંબનો ઉપયોગ થયેલ છે. બે વિમાનો પાછાં ફરેલ નથી.

<u>રૂશિયન ધસારો.</u>

લંડન, ૯ મી જૂલાઇ.

સ્ટેનિસ્લોની પશ્ચિમે રૂશિયનો આગળ ધસ્યા છે. રવિવારે જનરલ કોર્નિલોફે કેટલાંક ગામડાં, ૧૯૧ અમલદારો, ૭,૦૦૦ સિપાઇઓ, ૪૮ તોપો તથા ઘણી મશીનગનો કબજે કરેલ છે. પિન્સ્કના રેલવેસ્ટેશન ઉપર બોંબ પડવાથી ત્યાં આગ લાગી છે.

<u>ગ્રીસ અને મિત્ર રાજ્યો.</u>

પારિસ, ૯ મી જૂલાઇ.

મિત્ર રાજ્યોનાં લશ્કરો થોડા વખતમાં ગ્રીસ છોડી જશે, એવી જાહેરાત થયેલ છે. સાલોનિકાનો પ્રદેશ ખાલી થશે નહીં.

<u>સ્પેન અને રૂશિયા.</u>

લંડન, ૯ મી જૂલાઇ.

આમની સભામાં સર ફિલિપ મૅગનસને જવાબ આપતાં મિ. બાલ્ફોરે કહ્યું છે, કે જર્મન એજંટો સ્પેન અને રૂશિયામાં બ્રિટન સંબંધી ખોટી વાતો ફેલાવે છે, એ બાતમી સાચી છે. સ્પેનમાં બળવો જગાડવા અને રૂશિયામાં ગયેલી શહેનશાહતને પાછી લાવવા બ્રિટન ચાહે છે, એવી અફવાઓ ચલાવવામાં આવે છે.

મિ. લૉઇડ જ્યોર્જનું ભાષણ.

લંડન, ૧૦ મી જુલાઇ.

એવું ઓફિશ્યલી જાહેર થયેલ છે, કે આમની સભાની ગુપ્ત બેઠકમાં મિ. લાઇડ જ્યોર્જ નીચે પ્રમાણે બોલેલ છે:—"શનિવારે બાવીસ વીમાનો લંડન ઉપર આવ્યાં હવાં, જેમાંથી ત્રણનો નાશ થયેલ છે. દરેકની પાસે ૮૦૦ રતલ બોંબ હતા. હુમલો કરનારના બચાવ માટે જર્મનોએ રક્ષક કાફલાની પણ ગોઠવણ કીધી હતી. પાછાં વળતાં આમાંથી છનો નાશ થયેલ છે, અને એકને ઇજા થયેલ છે, એટલે હુમલો હાનિ વગરનો થયેલ નથી. હવામાં સંપૂર્ણ બચાવ તો થઇ શકે એમજ નથી. મોખરા ઉપર બ્રિટિશ વિમાનો પણ જર્મન લાઇન ઓળંગીને અંદર જાય છે, તથા સ્ટેશનો અને છાવણીઓ ઉપર બોંબ છોડે છે. છેલ્લા ચારપાંચ મહિનામાં આપણી નૌકાનાં વિમાનોએ ઉત્તર બેલ્જિયમમાં આવેલી જર્મન વિમાનશાળાઓ ઉપર ૭૦ ટન બોંબ ફેંક્યા છે, જ્યારે જર્મનો બ્રિટન ઉપર માત્ર બે ટન ફેંકી શક્યા છે. અઠ્ઠાવીશ સિવિલિયનો માર્યા ગયા, તે ખેદકારક છે; પણ મોખરા ઉપર પુરતાં વિમાનો ન હોય, તો લશ્કરને સહેજમાં અઠ્ઠાવીશ હજારનું નુકસાન થઇ બેસે. * * * છેલ્લા છ મહિનામાં વિમાનો બનાવવાનું કામ ઘણું ત્વરાથી ચાલ્યું છે, અને કર્મકારોની સંખ્યામાં ૨૩,૦૦૦ નો વધારો કરવામાં આવેલ છે."

હાલિઝની જીત.

પિત્રુગ્રેડ, ૧૦ મી જુલાઇ.

રુશિયનોએ હાલિઝનો કબજો લીધેલ છે.

જર્મનીમાં રાજકીય સ્થિતિ.

લંડન, ૧૦ મી જુલાઇ.

ફ્રેંચ રાજપુરુષો ધારે છે, કે માર્શલ હિંડનબર્ગ જર્મનીમાં મિલિટરી ડિકટેટર નિમાશે. ડા. બેથમેનહોલવેગની વિરુદ્ધની હીલચાલ વિયેનાથી પ્રેરાયલી જણાય છે.

રુશિયન વિક્રમ.

લંડન, ૧૨ મી જુલાઇ.

હાલિઝની નૈર્ઋત્યમાં ૨૦ માઇલ ઉપર કેલેઝમાં દુશ્મનની છાવણી છે, તે સ્થાન રુશિયનોએ કબજે કરેલ છે.

હિંદી પ્રધાનનું રાજીનામું.

લંડન, ૧૨ મી જુલાઇ.

હિંદના સેક્રેટરી ઑફ સ્ટેટ મિ. ઑસ્ટેન ચેમ્બરલેને રાજીનામું આપેલ છે.

નિવેદન.

આજના અંકની સાથે કૈઝરની પુત્રી તથા જર્મન યુવરાજ્ઞીનો લશ્કરી પોશાકમાં એક સુંદર સંયુક્ત ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૨૪મી જૂલાઇ, ૧૯૧૭. [અંક ૩૪.

। यतो धर्म स्ततो जयः ।




નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વેહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૪ મી જૂલાઇ, ૧૯૧૭.

## અમેરિકન તટસ્થતાનો અંત.

૧૯૧૭ના ફેબ્રુઆરીની ત્રીજી તારીખે, એટલે વિગ્રહ શરૂ થયાને બરાબર અઢી વરસ થયાં ત્યારે, મિ. વુડરો વિલ્સન, કે જે આગલા નવેંબરમાં અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટ્સનો ફરીને પ્રમુખ ચુંટાયો હતો, તેણે કોંગ્રેસને જાહેર કર્યું, કે જર્મન શહેનશાહત સાથે સંબંધ તોડી નાંખવામાં આવેલ છે. એપ્રિલની બીજી તારીખે પ્રેસિડન્ટે કોંગ્રેસ પાસે માગણી કરી, કે યુનાઇટેડ સ્ટેટ્સ તથા જર્મનીની વચ્ચે વિગ્રહની સ્થિતિ છે, એવી જાહેરાત કરવી. એપ્રિલની છઠ્ઠી તારીખ સુધીમાં સરકારનો ઠરાવ બન્ને "હાઉસ"માં પસાર થઇ ગયો. આ પ્રમાણે અમેરિકન તટસ્થતાની લાંબી મુદ્દતનો અંત આવ્યો. આ પ્રસંગે અમે સંબંધ તુટ્યા પહેલાંના અઢાર મહિનાનો ઇતિહાસ આપવા પ્રવૃત્ત થઇએ છીએ, કારણકે અમેરિકાના ઇતિહાસમાં તેનું મહત્ત્વ ઘણું છે.

ચાલુ વિગ્રહ પહેલાં અમેરિકામાં પરદેશ સંબંધી કશી વાસ્તવિક રાજનીતિ નહોતી. જાણે કે અમેરિકા યૂરપને એમ કહેતું હતું, કે "અમને અમારા ખંડમાં નિરાંતે રહેવા દો, એટલે અમે તમારાં કામકાજમાં વચ્ચે આવશું નહીં." એટલું ખરૂં, કે આગલાં વીસ વરસમાં તેણે એક યુરોપીઅન દેશની સાથે લડાઇ કરી હતી, અને ચીનની સ્થિતિ સુધારવામાં બીજાં રાજ્યોની સાથે ભાગ લીધો હતો; પણ કયૂબાને છોડવવાનું કર્તવ્ય તો મન્રો સિદ્ધાંત ઉપરથીજ ફલિત થયું હતું, કે જૂની દુનિયાનાં રાજ્યો નવી દુનિયાનાં પ્રજાસત્તાક રાજ્યોને સતાવે, ત્યારે તેમની રક્ષા કરવી જોઇએ. ફિલિપ્પાઇન ટાપુઓ મળી ગયેલા, તે પણ અકસ્માતથી.

૧૯૧૫ના મે માસમાં લુસિટાનિયાને ડુબાવવામાં આવી ત્યારથી, તે ૧૯૧૭ના ફેબ્રુઆરીની ૧લી તારીખે પ્રતિષિદ્ધ પ્રદેશનું જાહેરનામું નિકળ્યું ત્યાં સુધી, અમેરિકાના કારભારીઓ માત્ર જર્મનીની સાથે સવાલજવાબમાં રોકાયલા રહ્યા હતા. પ્રેસિડન્ટે કશી ઉતાવળ કરી નહીં, કારણકે પ્રથમ વિગ્રહ તરફની તેની પસંદગી નહોતી, સબબ કે તે જાણતો હતો, કે દેશ લડાઇ માટે તત્પર નથી, અને તટસ્થતા રાખવાથી માણસજાતને તે વધારે ઉપયોગી થઇ શકશે. લુસિટાનિયા જેવા બીજા પણ બનાવો બનેલા. ૧૯૧૫ના ઑગસ્ટની ૧૯ મી તારીખે વ્હાઇટ સ્ટારની આગબોટ એરેબિકને ડુબાવવામાં આવી હતી. વૉશિંગ્ટનના સ્ટેટ ખાતા પાસે રજુ થયેલા અને પાછળથી પ્રસિદ્ધ થયેલા પુરાવા પ્રમાણે સિદ્ધ થયેલ છે, કે એક જર્મન ટોર્પીડોથી તેને જાણીબુઝીને ડુબાવી હતી.

તા. ૭મી સપ્ટેંબરે અમેરિકન સરકારને લખેલી એક યાદીમાં જર્મન સરકારનો બચાવ એવો હતો, કે સબમરીનના કમાન્ડરને એવી ખાતરી થયેલી, કે આગબોટનો તેના ઉપર હુમલો કરવાનો ઇરાદો હતો! સપ્ટેંબરની ૧૪ મીએ અમેરિકન સરકારે એવો પુરાવો રજુ કર્યો, કે જેથી એરેબિકની સામેનો આરોપ ટકી શકે નહીં. કેટલીક ભાંજગડ પછી અમેરિકન માણસોના જાન માટે નાણાંનો બદલો આપવાની જર્મનીએ તત્પરતા બતાવી, અને તે પ્રેસિડન્ટની વતી મિ. લેન્સિંગે સ્વીકારી.

ફરી નવેંબરની ૭મી તારીખે ઇટાલિયન લાઇનર એંકોનાને ઑસ્ટ્રો-હંગેરિયન વાવટો ઉડાવનારી એક સબમરીને ડુબાવી. ડીસેંબરની ૬ઠ્ઠી તારીખે મિ. લેન્સિંગે યાદી લખેલી, તેમાં એ કૃત્ય જે સ્થિતિમાં થયેલું, તેનું વર્ણન આપેલું હતું. ઉતારૂઓ હજી આગબોટ ઉપર હતા, અને હોડીઓમાં ઉતરવાની વાટ જોતા હતા, ત્યાંજ આગબોટ ઉપર ગોળાઓ શરૂ થયેલા, અને તે ડૂબેલી. મિ. લેન્સિંગે લખેલું, કે "યુનાઇટેડ સ્ટેટ્સની સરકાર એવું ધારે છે, કે સબમરીનના કમાન્ડરે દેશો વચ્ચેના કાયદાનો ભંગ કરેલ છે, કારણકે તેણે અરક્ષિત બિનલડાયક લોકોનો નિરર્થક નાશ કરેલ છે." માટે જો ઑસ્ટ્રિયા-હંગરીની ઇચ્છા યુનાઇટેડ સ્ટેટ્સની સાથે સારો સંબંધ ટકાવી રાખવાનો હોય, તો તેણે આ અપરાધનો અસ્વીકાર કરવો જોઇએ, અને જવાબદાર અમલદારોને સજા કરવી જોઇએ. વિયેનાનો જવાબ ઉદ્ધત હતો. એ તકરારની પતાવટ હજી થઇ નહોતી, ત્યાં "પર્શિયા" નામની આગબોટનો પણ એવીજ સ્થિતિમાં નાશ કરવામાં આવેલો. એટલા વખત સુધીમાં વચલાં સામ્રાજ્યો સમજી ગયાં હતાં, કે પ્રેસિડન્ટ વિલ્સનથી બહુ ડરવા સરખું નથી, કારણકે તે પોતે સુલેહ જાળવવાને તેમના જેટલોજ ઉત્સુક છે.

૧૯૧૬ના ફેબ્રુઆરીમાં એવું જાહેર થયેલું, કે લુસિટાનિયા સંબંધી તકરારમાં જર્મની "શરણ થયેલ" છે. પ્રેસિડન્ટનો મુખ્ય ઉદ્દેશ એ હતો, કે જર્મની એમ કબૂલ કરે, કે એ કૃત્ય કાયદા વિરુદ્ધ હતું. તેનો બીજો ઉદ્દેશ કોઇક પ્રકારનું વળતર મેળવવાનો હતો. અને ત્રીજો ઉદ્દેશ એ હતો, કે લુસિટાનિયાને સબમરીનનો મુખ્ય કેસ કરીને જર્મની પાસેથી વચન લેવું, કે તે પોતાની દુષ્ટતા એટલી કમી કરી નાંખે, કે યુનાઇટેડ સ્ટેટ્સ તેની સાથે સંબંધ ટકાવી શકે.

જર્મનીએ પ્રેસિડન્ટને તેનો ત્રીજો ઉદ્દેશ કાગળ ઉપર જીતવા દીધો. તેણે ફરીને વચન આપ્યું, કે હથિયાર વગરનાં વેપારી વહાણોને, જો તેઓ ન્હાસી જવાનો કે સામે થવાનો યત્ન નહીં કરે, તો સાવચેતી આપ્યા વગર અને ઉતારૂઓ તથા ખલાસીઓની સલામતીની ખાતરી કર્યા વગર, ડુબાવવામાં આવશે નહીં. કાયદા વિરુદ્ધ કૃત્યના સંબંધમાં તેણે પોતાની એ વાત પકડી રાખી, કે બ્રિટિશ ઘેરાની સામે સબમરીનની લડાઇ ન્યાયપુરસ્સર છે; પણ એ કબૂલ કર્યું, કે તટસ્થોની સલામતી જોખમાવી જોઇએ નહીં. લુસિટાનિયામાં માર્યા ગયેલા અમેરિકનોને માટે પૂરેપૂરું વળતર આપવાની તેણે તત્પરતા બતાવી આવા શરણ થવાથી પ્રજાને સંતોષ થયેલો નહીં. અમેરિકનોના ખુનનો પૈસો સ્વીકારવાની તત્પરતા માટે કેટલાકે પ્રેસિડન્ટને ઠપકો આપેલો. એમ બતાવવામાં આવેલું, કે વેપારી વહાણો પણ જો સામે થાય કે ન્હાસી જવાનો યત્ન કરે, તો તેમને ડુબાવી શકાય, એવી જર્મનીએ બારી રાખેલ છે.

દરમિયાન મિ. લેન્સિંગે મિત્ર રાજ્યોની સરકારને એક યાદી લખીને જણાવેલું, કે દરિયાઇ લડાઇની સ્થિતિ ફરી ગયેલી હોવાથી વેપારી વહાણોએ બચાવ માટે હથિયારબંધ રહેવું જોઇએ નહીં. તેણે લખેલું, કે:—

"૧૯૧૫ ના વરસ પહેલાં દુશ્મનના વેપારની સામે મોટી તોપોવાળી ક્રુઝરોથી લડાઇ ચાલતી. એ સ્થિતિમાં પ્રજાઓના કાયદાથી વેપારી વહાણને બચાવ માટે હથિયારબંધ થવાની છૂટ હતી, અને તેથી તેના ખાનગી વેપારી વહાણ તરીકેના લક્ષણમાં કશો ફેર પડતો નહીં. આ હક એટલા માટે સ્વીકૃત થયલો જણાય છે, કે તે લડાયક વહાણની સામે તો લડી શકેજ નહીં, પણ ઉતરતી પંક્તિનાં ચાંચિયાનાં હથિયારો સામે બચાવ કરી શકે.

"પણ સબમરીનના ઉપયોગથી આ સ્થિતિ ફરી ગઇ છે. એક ક્રુઝર અને એક સબમરીનને બચાવની શક્તિમાં સરખાવીએ, તો જણાય છે, કે સબમરીન પાણી નીચે જઇ શકે ખરી, પણ બીજી રીતે લગભગ અરક્ષિત છે. એક વેપારી વહાણ એક ન્હાની તોપથી પણ સબમરીનની તો સામે થઇ શકે. વળી, દરિયાના મુખ્ય માર્ગોમાંથી ચાંચિયાઓને દૂર કરવામાં આવેલ છે. એટલે હાલના સબમરીનની લડવના દહાડામાં વેપારી વહાણો ઉપર તોપો ચડાવવાનો અર્થ એટલોજ થાય, કે સબમરીન તેને હરકત કરી શકે નહીં. * * * તેટલા માટે લડતી પ્રજાનાં વેપારી વહાણોને હથિયારબંધ થવાની મના થવી જોઇએ."

આ સૂચના ૧૯૧૪ ના સપ્ટેંબરની ૧૯ મી તારીખે મિ. બ્રાયને કાઉન્ટ બર્નસ્ટોર્ફને એક યાદી લખેલી તેથી વિરુદ્ધ જાય છે. એ યાદીમાં એવું લખ્યું હતું, કે વેપારી વહાણ એક છ-ઇંચિયા તોપ અને થોડો દારૂગોળો રાખી શકે. અમેરિકન પ્રજાને મિ. લેન્સિંગના સમાધાનથી અસંતોષ થયેલો.

માર્ચની ૨૪ મી તારીખે સસેક્સ નામની ફ્રેંચ આગબોટનો ટોર્પીડોથી નાશ થયો. પ્રેસિડન્ટે હકીકત એકઠી કરીને જર્મની પાસેથી ખુલાસો માગ્યો. ખુલાસો અસંતોષકારક અને મોડો આવ્યો, તથા તે આવ્યો તે પહેલાં બીજી કેટલીક આગબોટોનો સંહાર થયેલો. પ્રેસિડન્ટને મળેલ ખુલાસાથી સંતોષ થયો નહીં. ૧૮ મી એપ્રિલે તેણે એક બીજી યાદી લખી, અને જણાવ્યું, કે જો શહેનશાહી જર્મન સરકાર પોતની રીતભાત સુધારશે નહીં, તો યુનાઇટેડ સ્ટેટ્સને દિલગીરી સાથે સંબંધ તોડી નાંખવાની ફરજ પડશે:—

"ફરી ફરીને શહેનશાહી સરકારે યુનાઇટેડ સ્ટેટ્સની સરકારને ગંભીર વચનો આપેલ છે, કે ઉતારૂઓનાં વહાણોની તો એ દશા નહીં થાય, છતાં તેણે સબમરીનોના કમાન્ડરોને વારંવાર એ વચનો તોડવાની રજા આપી છે. * * * તટસ્થ માલેકીનાં વહાણો, અને તટસ્થ બંદરેથી તટસ્થ બંદરે જતાં તટસ્થ માલેકીનાં વહાણોનો પણ લડતા પક્ષનાં વહાણોની સાથે સંહાર કરવામાં આવેલ છે. લુસિટાનિયા અને એરેબિક સરખી મોટી આગબોટો અને સસેક્સ જેવી ઉતારૂઓની બોટ ઉપર એક ક્ષણની પણ સાવચેતી આપ્યા વગર હુમલો થયેલ છે; અને બિનલડાયક ઉતારૂઓ તથા ખલાસીઓનો એવો નાશ કરાવેલ છે, કે યુનાઇટેડ સ્ટેટ્સની સરકાર તેને ઉન્મત્ત

ગણ્યા વગર રહી શકતી નથી, અને તેનો કોઇ રીતે બચાવ થઇ શકે તેમ નથી. * * * યુનાઇટેડ સ્ટેટ્સની સરકારે ઘણી સબૂરી રાખી છે. * * * હવે પોતાના હકોને માટે યોગ્ય લાગણીને લીધે તે શહેનશાહી સરકારને કહે છે, કે અવધિ પૂરો થયો છે."

જર્મનીએ ૪ થી મેએ ઉપલી યાદીનો જવાબ આપેલો, જેમાં કેટલાંએક વાકયો નીચે પ્રમાણે હતાં:--

"જર્મન સરકાર યુનાઇટેડ સ્ટેટ્સની સરકારને જાહેર કરે છે, કે જર્મન નૌકાસેનાઓને નીચે પ્રમાણે હુકમો મળી ગયા છે: કોઇ પણ વહાણને રોકવાના, તપાસવાના, તથા ડુબાવવાના જે સામાન્ય નિયમો પ્રજાઓના કાયદામાં સ્વીકૃત થયલા છે, તે પ્રમાણે વિગ્રહપ્રદેશ તરીકે જાહેર કરેલા પ્રાંતની અંદર કે તેની બહાર કોઇ પણ વહાણને, સાવચેતી આપ્યા વગર અને માણસોના જાન બચાવ્યા વગર, ડુબાવવામાં આવશે નહીં, જો તેઓ ન્હાસી જવાનો અથવા સામે થવાનો યત્ન નહીં કરે તો.

"પણ તટસ્થોને એવી આશા રાખવાને કશો હક નથી, કે જ્યાં સુધી તેના દુશ્મનને પ્રજાઓના કાયદાનો ભંગ કરનારી લડાઇની પદ્ધતિઓ વાપરવા દેવામાં આવે છે, ત્યાં સુધી જર્મની, કે જેને પોતાની હયાતીની ખાતર લડવાની ફરજ પડી છે, તે તટસ્થોના લાભની ખાતર, એવા આબાદ શસ્ત્રના ઉપયોગને સંકુચિત કરશે."

સબમરીનની લડાઇ થોડી વાર નરમ પડી. પણ તે થોડાંજ અઠવાડિયાં સુધી. જે વહાણો ઉપર અમેરિકન ઉતારૂઓ હોય, કે જેના પર અમેરિકન વાવટો ફરકતો હોય, તે સિવાયનાં તમામ વહાણો બોળાવા માંડ્યાં. ૧૯૧૬ ના ઑકટોબરની ૧ લી તારીખ સુધીમાં બ્રિટિશ નૌકાખાતાએ જાહેર કરેલું, કે સસેકસના નાશ પછી જે ૨૬૨ વહાણોનો નાશ થયેલ છે, તેમાંનાં ઓછાંમાં ઓછાં ૧૫ બિલકુલ સાવચેતી વગર બોળવામાં આવ્યાં હતાં. છતાં વૉશિંગ્ટનના સ્ટેટખાતા તરફથી ઑફિશ્યલ રિપોર્ટ થયેલો, કે આમાંના કોઇ પણ કેસમાં એવું કશું માલુમ પડેલ નથી, કે જેને જર્મનીએ ૪ થી મેએ આપેલા વચનના ઉલ્લંઘન જેવું ગણી શકાય!

૧૯૧૬ ના ઉન્હાળામાં બાલ્ટિમોરમાં એક મોટા દરિયાની પ્રવાસી જર્મન સબમરીન આવી હતી. તે પછી ઑકટોબરની ૭ મી તારીખે ન્યૂપોર્ટના બંદરમાં એક જર્મન સબમરીન ટોર્પીડોની નળીઓ અને તોપો સહીત આવેલી. ૮ મી તારીખે ન્યૂપોર્ટના નૈકાના અને બીજા અમલદારોએ તેની મુલાકાત લીધેલી. જર્મન એલચી તે વખતે ન્યૂપોર્ટમાંજ હતો. તેની સાથે ઉપયોગી માહિતીની કદાચ આપલે કર્યા પછી નિયમ પ્રમાણે ૨૪ કલાકમાં યુ ૫૩ તરીકે ઓળખાતી એ સબમરીને ન્યૂપોર્ટ છોડ્યું. તે પછી ૪૮ કલાકની અંદર, અમેરિકન કિનારા ઉપરથી જોઇ શકાય તેમ, તેણે ૭ વહાણ બોળ્યાં—ચાર બ્રિટિશ, એક ડચ, તથા એક નોર્વીજિયન. દરેક વખતે સબમરીનના કમાન્ડરે સાવચેતી આપેલી, અને અમેરિકન લડાયક વહાણોની મદદ પહોંચેલી, તેથી એક પણ જાનનું નુકસાન થયલું નહીં.

આ બનાવથી મોટો હાહાકાર થયો. જર્મન સબમરીનને ન્યૂપોર્ટમાં દાખલ થઇને કાઉન્ટ બર્નસ્ટૉર્ફની જોડે વ્યવહાર કરવાની રજા અપાઇ, તેથી મિત્ર રાજ્યોમાં ઘણી નાખુશી પ્રગટ થયેલી.

યુ ૫૩ નાં પરાક્રમો વિરુદ્ધ યુનાઇટેડ સ્ટેટ્સે કશો રીતસર વાંધો લીધેલો નહીં. પણ કાઉન્ટ બર્નસ્ટૉર્ફને પ્રેસિડન્ટે ન્યૂ જર્સીમાં પોતાને મકાને બોલાવેલો ખરો, અને તેને કહી દીધેલું, કે એ પ્રમાણે ફરીથી થશે તે નહીં ચાલે. અને એ પ્રમાણે ફરી થયલું નહીં. છતાં યુરોપીઅન દરિયામાં ઑકટોબરની ૨૬ મી તારીખે મેરિનાને ડુબાવવામાં આવી, અને છ અમેરિકન ઉતારૂઓ મરણ પામ્યા. તે પછી અમેરિકન આગબોટ ચેનંગ પર હુમલો થયેલો, અને ઑર્વિયન ઉપર ૧૭ અમેરિકનોની હાનિ થયેલી. આ બધા કેસોમાં સ્ટેટ ખાતાએ તપાસ ઉપરાંત કશું વધારે કર્યું નહીં; અને ઘડીભર એવું લાગ્યું, કે સસેકસની યાદીમાં પ્રેસિડન્ટે જે જોર બતાવેલું, તેનું તેને વિસ્મરણ થયું હોય. પણ તેને વિસ્મરણ થયું નહોતું. તે માત્ર પ્રસંગની રાહ જોતો હતો, અને ૧૯૧૭ના જાન્યુઆરીની ૩૧ મી તારીખે પ્રસંગ આવ્યો.

એ તારીખે જર્મનીએ જાહેરાત આપી, કે ફેબ્રુઆરીની ૧ લી તારીખથી તટસ્થોને થોડો વખત આપ્યા પછી, બ્રિટિશ ટાપુઓના તથા ફ્રાન્સની આસપાસના દરિયામાં તથા ભૂમધ્ય સમુદ્રમાં જે કોઇ વહાણ મળશે, તેને સબમરીનો બોળશે.

આ યાદીથી તત્ક્ષણ અસર થઇ. અમેરિકાના એકથી બીજા કિનારા સુધી કોલાહલ થઇ રહ્યો. બે દિવસ પછી પ્રેસિડન્ટે કોંગ્રેસને જાહેર કર્યું, કે કાઉન્ટ બર્નસ્ટૉર્ફને પરવાના આપી દેવામાં આવેલ છે. ઉપરાંત, તેણે કહેલું, કે:—

"હું એમ માની લઉં છું, કે બધાં તટસ્થ રાજ્યો આ પ્રમાણે કરશે. શહેનશાહી જર્મન સરકારની સાથે દુશ્મનાવટ કરવાની અમારી ઇચ્છા નથી. જર્મન લોકોના અમે સાચા મિત્રો છીએ, અને જે, સરકાર તેમના તરફથી બોલે છે, તેની સાથે સુલેહ જાળવવાની અમારી અંતઃકરણની ઇચ્છા છે. તેઓ અમારી વિરુદ્ધ છે એમ માનવાની અમને ફરજ પડશે, ત્યાં સુધી અમે તેમ માનવાના નથી; અને અમારા લોકોના વાજબી હકોના યોગ્ય બચાવ ઉપરાંત કશું વધારે કરવાનો અમારો ઇરાદો નથી. કશા સ્વાર્થી હેતુઓ સાધવાને અમે ચાહતા નથી. અમે માત્ર સ્વતંત્રતા, ન્યાય, અને અપ્રતિહત જીવનનો અમારો હક સ્થાપિત કરવા ઇચ્છીએ છીએ."

તેજ દિવસે કાઉન્ટ બર્નસ્ટૉર્ફને પરવાના આપવામાં આવ્યા. મિ. જેરર્ડે પણ જર્મની છોડયું. ઑસ્ટ્રિયન એલચી કાઉન્ટ ટાર્નોસ્કીને વૉશિંગ્ટનમાં રહેવા દેવામાં આવ્યો, જોકે અમેરિકન સરકારે તેનો ઑફિશ્યલ સ્વીકાર કર્યો નહોતો; અને ઑસ્ટ્રિયાનો ઇરાદો સ્પષ્ટ થાય ત્યાં સુધી વિયેનામાં પણ અમેરિકન એલચી મિ. પેનફીલ્ડ રહે એવું ઠર્યું.

દરમિયાન જર્મન પરદેશખાતાના પ્રધાને મેક્સિકો ખાતેના જર્મન એલચી ઉપર લખેલો એક પત્ર અમેરિકન સરકારના હાથમાં આવ્યો. તે નીચે પ્રમાણે હતો:—

બર્લિન, ૧૯ મી જાન્યુઆરી, ૧૯૧૭.

"૧ લી ફેબ્રુઆરીથી અમે કશા અંકુશ વગર સબમરીનની લડત ચલાવવા ચાહીએ છીએ. છતાં અમારો ઇરાદો એવો છે, કે અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટ્સને તટસ્થ રાખવાનો યત્ન કરવો.

"જો આ યત્ન સફળ ન થાય, તો અમે મેક્સિકોની સાથે નીચેની સરતો પ્રમાણે મૈત્રી કરવાની દરખાસ્ત મૂકીએ છીએ: કે અમે સાથે રહીને લડાઇ કરીએ, તથા સાથે રહીને સુલેહ કરીએ. અમે નાણાં સંબંધી સામાન્ય મદદ કરશું, અને એવી સમજણ છે, કે મેક્સિકોએ ન્યૂમેક્સિકો, ટેક્સસ, તથા એરિઝોનાનો ખોવાયલો મુલક પાછો જીતી લેવો. વિગતો તમારે ચોકસ કરવી.

"યુનાઇટેડ સ્ટેટ્સની સાથે વિગ્રહ જાગવાનું નક્કી થાય, કે તરત તમારે ખાનગી રીતે આ વાત મેક્સિકોના પ્રેસિડન્ટ પાસે મૂકવી, અને સુચવવું કે પ્રેસિડન્ટે પોતાની મેળે જાપાનને સાથે ભળવાનું આમંત્રણ કરવું. તેજ વખતે જર્મની અને જાપાનની વચ્ચે મધ્યસ્થ થવાની તેણે માગણી કરવી.

"મેક્સિકોના પ્રેસિડન્ટનું એ વાત ઉપર ધ્યાન ખેંચજો, કે હવે નિરંકુશ સબમરીનની લડત ચાલશે, એટલે ઇંગ્લંડને થોડા મહિનામાં સુલેહ કરવાની ફરજ પડશે."

(સહી) ઝિમરમૅન.

(આ મહત્ત્વનો ઇતિહાસ હવે પછીના અંકમાં જારી રાખવામાં આવશે.)

---

## લડાઇના તાર.

—:o:—

**જર્મન ચાન્સેલરનું રાજીનામું.**

લંડન, ૧૪ મી જુલાઇ.

ડા. વૉન બેથમેન-હોલવેગે રાજીનામું આપ્યું છે, અને તેને ઠેકાણે ખોરાક ઉપર જાપતો રાખનાર ખાતાના પ્રશિયન કમિશનર ડા. મિકાએલિસની નીમણુક થઇ છે.

**ગેલીશિયામાં ન્હાસભાગ.**

લંડન, ૧૫ મી જુલાઇ.

રોમથી તાર છે, કે જેમ ૧૯૧૪ માં બન્યું હતું તેમ, ગેલીશિયાની વસ્તી ભયભીત થઇને ઑસ્ટ્રિયાના અંદરના ભાગમાં ન્હાસવા લાગી છે. ડોલિના અને સ્ટ્રિજનાં શહેરો છોડી દેવામાં આવ્યાં છે.

**બ્રિટિશ રાજકુટુંબ.**

લંડન, ૧૭ મી જુલાઇ.

રાજાજીએ પોતાના ઘર તથા કુટુંબને વાસ્તે વિંડસરનું નામ ધારણ કર્યું છે. પ્રિવી કાઉન્સિલમાં કૉનૉટનો ડયૂક, કાન્ટરબરીનો આર્કબિશપ, લૉર્ડ ચાન્સેલર, મુખ્ય પ્રધાન, લૉર્ડ રોઝબરી, મિ. બાલ્ફૉર, મિ. એસ્કિવથ, જનરલ સ્મટ્સ, વગેરે હાજર હતા.

હિંદના સેક્રેટરી ઑફ સ્ટેટ.

લંડન, ૧૭ મી જૂલાઇ.

ઑફિશ્યલી જાહેર થયેલ છે, કે સર એડવર્ડ કાર્સન વિગ્રહસમિતિમાં સભાસદ નિમાયેલ છે; ડા. ઍડિસન પુનર્વ્યવસ્થાના પ્રધાન થયા છે; મિ. ઇ. એસ. મોન્ટેગુ હિંદના સેક્રેટરી ઑફ સ્ટેટ નિમાયેલ છે; મિ. ચર્ચિલ દારૂગોળાના પ્રધાન બન્યા છે; અને સર એરિક ગેડીસ નૌકાના પહેલા લૉર્ડ થયેલ છે. મિ. ચેમ્બરલેને પોતાની ઓફિસની સીલો રાજાજીને આપી દીધી છે.

મેસોપોટેમિયન કમિશન.

લંડન, ૧૮ મી જૂલાઇ.

આજે આમની સભામાં મિ. બોનર લૉએ જણાવ્યું છે, કે સરકારે મેસોપોટેમિયાની તપાસ છોડી દેવાનો નિશ્ચય કર્યો છે, અને લૉર્ડ હાર્ડિંજે ફરી રાજીનામું આપેલું, તે નામંજૂર કરવામાં આવેલ છે.

વહાણોનો વિનાશ.

લંડન, ૧૮ મી જૂલાઇ.

નૌકાખાતું જણાવે છે, કે ગયા સપ્તાહમાં સંયુક્ત રાજ્યનાં બંદરોમાં ૨,૮૨૮ વેપારી વહાણો આવ્યાં છે, અને ૨,૯૨૦ રવાના થયાં છે. ૧,૬૦૦ ટન ઉપરાંતનાં ૧૪ તથા અંદરનાં ૪ વહાણો બોળવામાં આવેલ છે; તથા ૧૨ ઉપરનો હુમલો નિષ્ફળ ગયો છે.

પિતૃગ્રેડમાં તોફાન.

પિતૃગ્રેડ, ૧૮ મી જૂલાઇ.

સોમવારે રાત્રે સરકારની સામે લશ્કરીઓએ તોફાન કરેલ છે. મોખરા ઉપરની કેટલીક બળવાખોર પલટનોને વિખેરી નાંખવા માટે જહાલોએ એ તોફાન ઉશ્કેરેલું કહેવાય છે. કેટલાક માણસો માર્યા ગયા છે, અને બારેકને ઇસ્પિતાલે લઇ જવા પડ્યા છે. થોડી મિનિટમાંજ તોફાન શાંત થયેલ છે, અને લશ્કર બરાકોમાં પાછું આવ્યું છે.

સ્પેનમાં ગંભીર મામલો.

લંડન, ૧૯ મી જૂલાઇ.

સ્પેનમાં મામલો વધારે ગંભીર થતો જાય છે. ઘણા રિપબ્લિકન ડેપ્યુટીઓ બાર્સીલોના જવા લાગ્યા છે, કે જ્યાં સરકારની નાખુશી છતાં એક વિરુદ્ધ પાર્લમેન્ટ સ્થાપવાની તૈયારીઓ ચાલે છે. ઘણા રિપબ્લિકનો તથા સોશ્યલિસ્ટો કેદ થયેલ છે. મુખ્ય પ્રધાન રાજાની સાથે મસલહત કરવા સારૂ સાનડાથી ઉપડી ચૂક્યો છે.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.]  મંગળવાર, ૩૧મી જૂલાઇ, ૧૯૧૭.  [અંક ૩૫.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,

ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની

આજ્ઞાથી પ્રસિદ્ધ થતું

અને

વિના મૂલ્યે વેહેંચાતું

સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૩૧ મી જુલાઇ, ૧૯૧૭.

અમેરિકન તટસ્થતાનો અંત.
(ગયા અંકથી ચાલુ.)

ઝિમરમૅનનો કાગળ પકડાયો, તેજ અરસામાં અમેરિકન બાતમીખાતાએ કાઉન્ટ બર્નસ્ટૉર્ફ ઉપરનો બીજો પણ એક સંદેશો પકડ્યો, કે જેમાં એવું લખેલું હતું, કે અમેરિકન બંદરોમાંનાં તમામ જર્મન તથા ઑસ્ટ્રિયન વહાણોનાં એન્જિનો તથા સંચાઓનો બિગાડ કરવો, કે જેથી વિગ્રહ સળગી ઉઠતાં તેમનો ઉપયોગ થઇ શકે નહીં.

પ્રેસિડન્ટ વિલ્સનને મુશ્કેલ કામ કરવાનું હતું. જો તેણે કોંગ્રેસ પાસે જઇને મેક્સિકો સંબંધી ઝિમરમૅનનો લેખ રજુ કર્યો હોત, તો તે પ્રજાને એકદમ વિગ્રહમાં ઉતારી શકયો હોત. બધાં સ્ટેટોને એ વાત જાહેર થતાં એટલો ક્રોધ ચઢ્યો હોત, કે એક દિવસમાં વિગ્રહ જાહેર થાત. પણ રાજકીય તેમજ લશ્કરી કારણોને લઇને પ્રેસિડન્ટે ધીમેથી કામ કરવાનો નિશ્ચય કરેલો. જર્મન અમલદારોનાં ખુલ્લાં વચનો ઉપરજ આધાર રાખીને તેણે કાઉન્ટ બર્નસ્ટૉર્ફને રજા આપીને તથા મિ. જેરર્ડને બોલાવી લઇને જર્મની સાથેનો સંબંધ પ્રથમ તોડી નાંખ્યો. સેનેટે ૫ વિરુદ્ધ ૭૮ મતથી તેના કાર્યને સંમતિ આપી. પણ તરત લડાઇ શરૂ કરવાને કશો કોલાહલ થયો નહીં. પ્રેસિડન્ટે જણાવેલું, કે જો અમેરિકન વહાણોનો નાશ થશે, તો પોતે ફરીને કોંગ્રેસ પાસે આવશે, એટલે કે લશ્કરી સત્તાની ત્યારે માગણી કરશે.

દરમિયાન પોતે જેટલે સુધી જવા ચાહતો હતો, તેટલે સુધી તે દેશને પોતાની સાથે ખેંચી શકયો. અને દક્ષિણ તથા પશ્ચિમનાં સંસ્થાનોને જર્મનીએ જે ફટકો મારવા ધાર્યો હતો, તે પ્રગટ કર્યા વગર તે એટલે સુધી પરિણામ લાવી શકયો. એ યાદ રાખવું ઘટે છે, કે માત્ર પૂર્વનાં સંસ્થાનોએજ વીરત્વનો સ્વભાવ બતાવી આપ્યો હતો. એ સંસ્થાનો રીપબ્લિકન વિચારનાં હતાં, અને પ્રેસિડન્ટના પોતાના પક્ષની ખાનગી મંડળીઓમાં તેમનો કોઇ પ્રતિનિધિ નહોતો. તેની સત્તા તથા તેની રાજકીય વ્યવસ્થા દક્ષિણ, મધ્ય, તથા પશ્ચિમનાં સંસ્થાનો ઉપર સ્થપાયેલી હતી, અને એ પક્ષની સુલેહની લાગણીજ ડેમૉક્રેટિક પક્ષની મંડળીઓમાં પ્રગટ થતી હતી. તેટલા માટે સ્વાભાવિક રીતેજ પ્રેસિડન્ટના મન ઉપર, જે સંસ્થાનો ઉપર પોતાની તથા પોતાના પક્ષની સત્તાનો આધાર હતો, તેના સેનેટરો, પ્રતિનિધિઓ, ગવ્હર્નરો, તથા અમલદારોના અભિપ્રાયની અસર થયેલી. આખરે જ્યારે તેની પોતાની ખાતરી થઇ, કે પ્રજાની આબરૂ તથા

સલામતીની ખાતર હથિયાર પકડવાની જરૂર છે, ત્યારે પણ સ્થિતિ કેટલા સંકટવાળી છે, તે ઘણા લોકોને સમજાવવાનું બાકી રહ્યું હતું.

જર્મનીએ ૧૯૧૪ માં ગ્રેટ બ્રિટનના સંબંધમાં જેવી ભૂલ કરી હતી, તેવીજ ૧૯૧૭ માં યુનાઇટેડ સ્ટેટ્સના સંબંધમાં કરી. તેણે ધારેલું, કે યુનાઇટેડ સ્ટેટ્સ કદાપિ વિગ્રહમાં ઝંપલાવશે નહીં. મેક્સિકોનું કાવતરૂં પકડાયું છે, એમ કોઇને ખબર નહોતી. એટલે અમેરિકન એલચી મિ. જેરર્ડ તરફ અઘટિત વર્તન કરવામાં આવ્યું. પ્રશિયા અને યુનાઇટેડ સ્ટેટ્સની વચ્ચે જૂના વખતનો એક એવો કરાર હતો, કે જો લડાઇ સળગે, તો દરેક દેશે સામેના દેશના વેપારીઓ અને બીજા પ્રજાજનોને નવેક માસ પોતાના મુલકમાં રહેવા દેવા, અને પછી અડચણ કર્યા વગર જવાની રજા આપવી. જર્મન સામ્રાજ્યની સ્થાપના થઇ, ત્યારે આ કરારને તાજો કરવામાં આવેલો નહીં. એટલે છેલ્લી ઘડીએ જર્મન સરકારે એક નવા કરાર ઉપર સહી કરવા સારૂ મિ. જેરર્ડ ઉપર દબાણ કર્યું. તેને સાનમાં રાખવામાં આવ્યો, અને પોતાની સરકાર સાથે વ્યવહાર કરવાનાં સાધનોની તેને મના થઇ. તેને કહેવામાં આવ્યું, કે જો નવા કરાર ઉપર સહી નહીં થાય, તો જર્મનીની અંદરના બધા અમેરિકનો કેદ થશે. મિ. જેરર્ડે જવાબ આપેલો, કે "મને એ પ્રમાણે કોથળામાં પૂરાય નહીં." થોડા દિવસ રોકયા પછી મિ. જેરર્ડને જર્મની છોડવાની રજા મળેલી, અને ઘણા અમેરિકનો તેની સાથે વિદાય થયેલા.

પોતાના એલચીની આ દશા થયા છતાં અમેરિકન લોકો ઉશ્કેરાયલા નહીં. ૧૯૧૭ ના ફેબ્રુઆરીના મધ્ય ભાગમાં સેનેટ તથા પ્રતિનિધિસભાના આગેવાનોએ પ્રેસિડન્ટ વિલ્સનને ચેતવણી આપેલી, કે જો જર્મની સામે વિગ્રહ ઝાહેર કરવાની કોંગ્રેસ પાસે માગણી થશે, તો કોંગ્રેસ તે સ્વીકારશે નહીં. મિ. બ્રાયનની સરદારી નીચે ઘણા માણસો સુલેહ ટકાવી રાખવાને પ્રયાસ કરતા હતા; અને આગેવાન વર્તમાનપત્રોમાં તથા બીજે પુષ્કળ નાણું ખરચાતું હતું.

આ અરસામાં હાઉસેટોનિક અને લિમૅન એમ. લૉ નામે અમેરિકન વહાણોનો સબમરીનથી નાશ થયો. પછી ૧૯૧૭ ના ફેબ્રુઆરીની ૨૫ મી તારીખે આઇરિશ કિનારા પાસે લેકોનિયા નામની આગબોટ ડુબાડવામાં આવી, અને તેમાં બે અમેરિકન શહેરીઓના પ્રાણ ગયા. આ કૃત્યો ખુલ્લી દુશ્મનાવટનાં હતાં, એટલે ફેબ્રુઆરીની ૨૬ મી તારીખે પ્રેસિડન્ટ વિલ્સને ફરી કોંગ્રેસ પાસે હાજર થઇને દેશનાં વહાણોને બચાવવાની સત્તા માગી. તેની સામે મજબૂત વિરોધ બતાવવામાં આવ્યો. એટલે શાંતિપ્રિય તથા બેવફા બંને પ્રકારના લોકોને ચૂપ કરવાને તેણે જે લેખ જાન્યુઆરીની ૧૯ મી તારીખે જર્મન પરદેશખાતાના પ્રધાને મેકિસકો શહેર ખાતેના જર્મન એલચી ઉપર મોકલ્યો હતો, તે પ્રગટ કર્યો. પરિણામે પૂર્વ, મધ્ય, દક્ષિણ તથા પશ્ચિમનાં સંસ્થાનો એક થઇ ગયાં, અને વિગ્રહ માટે તૈયારી કરવા લાગ્યાં. અમેરિકન વહાણો ઉપર તોપો ચડાવવામાં આવી; અને જર્મન તથા ઑસ્ટ્રિયન સબમરીનોનો ભેટો કરવા સારૂ તે રવાના થયાં.

વિગ્રહની ઝાહેરાતમાં કશી ઉતાવળ કરવામાં આવી નહીં; પણ મિત્ર રાજ્યોની સાથે કામ

કરવાની તૈયારીઓ ત્વરાથી ચાલવા લાગી. મિત્ર રાજ્યોને તરત લશ્કરી મદદની જરૂર નહોતી; અને અમેરિકનોથી તે આપી શકાય, એમ પણ નહોતું. ગ્રેટ બ્રિટન, ફ્રાન્સ, તથા ઇટલી જમીન ઉપર અને દરિયાની સપાટી ઉપર પુરતાં બળવાન હતાં. તેમને જે તંગી હતી, તે ખોરાક, ધાતુ, તથા લશ્કરી સામાનની હતી. અમુક અંશે નાણાંની મદદની પણ તેમને જરૂર હતી, અને એ મદદ યુનાઇટેડ સ્ટેટ્સ પુષ્કળ આપી શકે તેમ હતું.

અમેરિકાની અસરથી ચીનની સરકારે પણ જર્મની સાથેનો સંબંધ તોડી નાંખ્યો, અને જર્મન વહાણો જપ્ત કરવા માંડ્યાં. ક્યૂબાની સરકારે પણ ટ્યૂટનોની વિરુદ્ધ કામ કરવાનો ઠરાવ કર્યો, કારણકે માર્ચની મધ્યમાં એવી વાત બહાર પડેલી, કે આગલા પ્રેસિડન્ટ ગોમેઝના વખતમાં જે બળવો થયેલો, તે જર્મનીએજ જગાડ્યો હતો. જર્મનીનો ઉદ્દેશ કંઇ અંશે અમેરિકન સરકારને ગભરાવવાનો અને ખાસ કરીને અમેરિકન કિનારાની નજદીક સબમરીનોને વાસ્તે આશ્રયો સ્થાપવાનો હતો. આ બાતમીથી દાક્ષિણાત્ય સંસ્થાનોમાં લડાઇનો આવેશ પ્રબળ બની ગયો. દરમિયાન રુશિયામાં રાજ્યવિપ્લવ થયો, એટલે અમેરિકાના મનમાં કશો અંદેશો રહ્યો નહીં.

વિગ્રહની શરૂઆતથી જર્મન-અમેરિકન યાહુદીઓ મિત્ર રાજ્યોથી વિરુદ્ધ હતા. રુશિયાનો ઝુલ્મ તેઓ ભૂલી શકતા નહોતા. ગ્રેટ બ્રિટનમાં પણ કેટલાક આગેવાન યાહુદીઓ બ્રિટન અને ફ્રાન્સના રુશિયા સાથેના સંબંધ માટે બડબડતા હતા. જ્યારે રુશિયન પ્રજા એકાએક સ્વતંત્ર બની ગઇ, અને રુશિયન યાહુદીઓ પણ સાથે છૂટા થયા, ત્યારે અમેરિકન યાહુદીઓને ઘણો સંતોષ થયેલો. પછી તેઓ જર્મની તરફ રીસ બતાવવા લાગ્યા. કહૂન, લોબ, અને કંપની જેવી મોટી શરાફી પેઢીઓએ પોતે યૂરપનાં પ્રજાસત્તાક રાજ્યોની તરફ છે, એમ જાહેર કર્યું. આગલા મહિનામાં ન્યૂ યૉર્કમાં ખોરાક સંબંધી કેટલાંક ગંભીર તોફાનો થયાં હતાં. ત્યાં યાહુદીઓની વસ્તી મોટી હતી, અને એ જણાયલું હતું, કે ઘણા સૌથી વધારે તોફાન કરનારાઓને જર્મનોએ ઉશ્કેર્યા હતા. ઉદ્દેશ એ હતો, કે કોંગ્રેસ ખોરાકની જણસો પરદેશ જતી અટકાવે, અને તેને લીધે ગ્રેટ બ્રિટન, ફ્રાન્સ, તથા ઇટલીને મુશ્કેલી પડે. માર્ચના બીજા અઠવાડિયામાં પણ ન્યૂ યૉર્કમાં એવા હજારો જર્મન એજન્ટો હતા, કે જેઓ ખુલ્લી રીતે પ્રેસિડન્ટ વિલ્સનની વિરુદ્ધ કાવતરાં કર્યા કરતા હતા, તથા મિત્ર રાજ્યોનાં લશ્કરોને ખવરાવવા સારૂ પોતાના લોકોને ભૂખે મારવાનો તેના પર આરોપ મૂકતા હતા. ઋતુની અને પાકની નઠારી સ્થિતિને લીધે ખોરાકની અને શાકભાજીની જરા તંગી હતી; પણ એ સ્થિતિનો ગ્રેટ બ્રિટન, ફ્રાન્સ, તથા ઇટલીની સામે હુમલો કરવામાં ઉપયોગ થયેલો. જ્યારે રુશિયન ઉથલપાથલની ફતેહ જાહેર કરવામાં આવી, ત્યારે ખોરાક માટેનાં તોફાનો લગભગ શમી ગયાં.

પ્રેસિડન્ટ વિલ્સનના મન ઉપર અણધાર્યા રુશિયન ચમત્કારથી ઊંડી અસર થયેલી જણાય છે. તેણે તરત કોંગ્રેસને બોલાવવાની તથા જર્મનીની સામે વિગ્રહ જાહેર કરવાની તારીખ બે અઠવાડિયાં વહેલી આણી. એપ્રિલની બીજી તારીખે તેણે કોંગ્રેસની પાસે માગણી કરી, કે યુનાઇટેડ સ્ટેટ્સ તથા જર્મનીની વચ્ચે વિગ્રહ છે, એવી જાહેરાત કરવી. તેણે કહેલું, કે:—

"એક પસંદગી એવી છે, કે જે આપણે કરી શકતા નથી, અને કરવાને પાત્ર પણ નથી.

## AN INVISIBLE MILITARY CHAPEL ON A FRENCH FRONT.



ફ્રેંચ મોખરા ઉપર એક અદૃશ્ય લશ્કરી દેવાલય.

Lakshmi Art, Byculla, Bombay.

આપણે તાબે થવાનો માર્ગ પસંદ કરશું નહીં, અને આપણી પ્રજા તથા આપણા લોકોના સૌથી પવિત્ર હક્કોનું ઉલ્લંઘન થવા દેશું નહીં. જે નુકસાનોની સામે આપણે સજ્જ થઇએ છીએ, તે કંઇ સાધારણ નુકસાનો નથી; એથી તો માનવ જીવનનું મૂળજ કપાઇ જાય છે.

* * * * *

"આપણે એવા ઝમાનાની શરૂઆત સુધી આવી પહોંચ્યા છીએ, કે જેમાં એવો આગ્રહ કરવામાં આવશે, કે વર્તન તથા કરેલાં નુકસાનને માટે જવાબદારીનાં જે ધોરણો સુધરેલાં રાજ્યોની અંદર જુદાજુદા શહેરીઓના સંબંધમાં વપરાય છે, તેજ ધોરણોનો પ્રજાઓ વચ્ચેના વ્યવહારોમાં પણ ઉપયોગ થવો જોઇએ. આપણને કંઇ જર્મન લોકોની સાથે લડાઇ નથી. તેમના તરફ આપણને સમભાવ અને મિત્રતા સિવાય બીજી લાગણી નથી. તેમની સરકારે આ વિગ્રહમાં ઝંપલાવેલ છે, તે કંઇ પ્રજાની પ્રેરણા નહોતી. તેમને પહેલાંથી જણાવીને કે તેમની સંમતિ મેળવીને વિગ્રહ શરૂ કરવામાં આવેલ નથી.

"જૂના દુઃખના દિવસો, કે જ્યારે કયાંય પણ રાજ્યકર્તાઓ પોતાના લોકોનો અભિપ્રાય પૂછતા નહીં, ત્યારે જે પ્રમાણે વિગ્રહો નિર્ણીત થતા, તે પ્રમાણેજ આ વિગ્રહ પણ થયેલ છે. જૂના વખતમાં અમુક વંશના લાભની ખાતર કે અમુક મહત્ત્વાકાંક્ષી માણસોના સમૂહના લાભની ખાતર લડાઇઓ લડાતી, અને એ લોકો પોતાના મનુષ્ય બંધુઓનો પ્યાદાં અને હથિયાર તરીકે ઉપયોગ કરવાને ટેવાયલા હતા. આત્મશાસિત પ્રજાઓ પોતાનાં પાડોશનાં રાજ્યોને જાસુસોથી ભરતી નથી, અને એવી વિષમ સ્થિતિ લાવવાને કાવતરાં કરતી નથી, કે જેમાં ઘા કરીને જીત મેળવી શકાય. જ્યાં કોઇને સવાલો પૂછવાનો હક ન હોય, તેવા કોઇ આચ્છાદન નીચેજ આવી યોજનાઓ સફળ કરી શકાય છે. છેતરપિંડી અથવા પ્રપંચની સુઘટિત અને કદાચ ઝમાનાઓથી ચાલી આવતી યુક્તિઓ માત્ર દરબારોનાં ગુપ્ત સ્થાનોમાં અથવા સંકુચિત હકદાર વર્ગે સંભાળથી સાચવેલા મંત્રો વડેજ વાપરી શકાય છે. જે પ્રજામાં લોકમત તમામ બાબતો સંબંધી પૂરેપૂરી માહિતી મેળવવાનો આગ્રહ રાખે છે, તેવી પ્રજામાં સારે નસીબે એવી યુક્તિઓ રચાવી અશકય છે.

"સુલેહને માટે ટકી રહે તેવી એકસંપી કરવી હોય, તો તે પ્રજાસત્તાક પ્રજાઓથીજ બને તેમ છે. આપખુદ સરકારોનો એવો વિશ્વાસ ન રાખી શકાય, કે તેઓ તેની અંદર રહીને પ્રતિજ્ઞાઓ તથા વચનોનું પાલન કરશે. * * * સ્વતંત્ર લોકોજ પોતાના ઉદ્દેશને તથા પોતાની પ્રતિષ્ઠાને સામાન્ય હેતુ તરફ દૃઢતાથી અનુકૂલ રાખી શકે છે, અને પોતાના સંકુચિત લાભો કરતાં માણસજાતના લાભને પસંદ કરે છે.

"શું દરેક અમેરિકનને લાગતું નથી, કે છેલ્લાં થોડાં અઠવાડિયાંમાં રૂશિયાની અંદર જે આશ્ચર્યકારક બનાવો બની રહ્યા છે, તે આપણી આશામાં આસ્થાને ઉમેરે છે? * * *

"સત્ય અને ઇનસાફની ઊંચી લાગણીથી લડાઇ ચલાવવાનું આપણે માટે વધારે સહેલું થશે, કારણકે આપણે કશા દ્વેષ વગર કામ કરીએ છીએ. જર્મન પ્રજા તરફ આપણને દુશ્મનાવટ નથી, તેમ તે પ્રજાને કશી હાનિ કરવાનો આપણો આશય નથી. પણ માત્ર આપખુદ સરકારની

સામે આપણે હથિયાર ઉપાડ્યાં છે, કે જેણે માણસાઇ અને હકના બધા વિચારોને તિલાંજલિ આપીને ગમે તેમ ઘૂમવા માંડ્યું છે.

"વર્તમાન કાલમાં આ વાત માનવી તેમને ગમે તેટલી કઠણ લાગે, છતાં તે અમારાં હૃદયમાંથી બોલાય છે. આપણે મહિનાના મહિનાઓ સુધી તેમની વર્તમાન સરકારના અત્યાચારો સહન કર્યા છે, તે એ મિત્રતાની ખાતર. * * *

"કોંગ્રેસના ગૃહસ્થો, આપને આ પ્રમાણે સંબોધન કરવામાં મેં એક દુઃખદાયક અને કષ્ટકર ફરજ બજાવી છે. કદાચ મહિનાઓ સુધી તીવ્ર આગની કસોટીમાંથી આપણને પસાર થવું પડશે, અને મોટાં બલિદાનો આપવાં પડશે. આ મહાન્ અને શાંતિપ્રિય લોકોને વિગ્રહમાં, અને તે પણ સૌથી ભયંકર અને વિનાશક વિગ્રહમાં, ઉતારવાનું કામ ભયભરેલું છે. સંસ્કૃતિ પોતે જોખમમાં જણાય છે, પણ સત્ય સુલેહના કરતાં વધારે કિંમતી છે, અને જે વસ્તુઓને આપણે હમેશાં હૃદયમાં સૌથી વધારે ચાહતા આવ્યા છીએ, તેમની ખાતર આપણે લડશું. પ્રજા શાસનને માટે, જેઓ સત્તાને તાબે થાય છે તેમનો પોતાની સરકારમાં અવાજ હોવાના હકને માટે, ન્હાની પ્રજાઓના હકો અને સ્વતંત્રતાને માટે, સ્વતંત્ર પ્રજાઓના સંપથી દુનિયામાં સુલેહ અને શાંતિ ફેલાવવા માટે, તથા છેવટે દુનિયાને પોતાને સ્વતંત્ર કરવાને માટે આપણે લડશું."

ઉપરના વ્યાખ્યાનમાં પ્રેસિડન્ટ વિલ્સન જે ખૂબીથી જર્મન સરકારની અને જર્મન લોકોની વચ્ચે ભેદ કરે છે, તે રાજનીતિની સર્વોપરિ કુશળતા બતાવે છે. એવા ઘણા જર્મન અમેરિકનો હતા, કે જેમના પૂર્વજો કાંતો પ્રશિયન શાસનથી કંટાળીને અમેરિકામાં આવ્યા હતા, અથવા જેઓ પોતે વધારે સ્વતંત્રતાની ખાતર બહાર નિકળ્યા હતા. આ બંને પ્રકારના માણસો ઉપર વિલ્સનના શબ્દોની ઊંડી અસર થયેલી.

પ્રેસિડન્ટ વિલ્સનનું સંબોધન માત્ર અમેરિકાનાજ નહીં પણ દુનિયાના ઇતિહાસમાં મહત્ત્વનું છે, એ વિવેકી વાંચનાર જોઇ શકશે.

---

## લડાઇના તાર.

—:o:—

<u>પિત્રોગ્રેડમાં તોફાન.</u>

પિત્રોગ્રેડ, ૧૮ મી જૂલાઇ.

હજારો ખલાસીઓ, સિપાઇઓ, તથા મજૂરો ક્રોનસ્ટાટથી આવેલ છે. ખલાસીઓ એવા વાવટાઓ ફેરવે છે, કે "અમલદારીને ઉતારી પાડો." પિત્રોગ્રેડના લશ્કરી ગવર્નરે જાહેર કરેલ છે, કે શહેરમાં બંદોબસ્ત કરવા સારૂ સરકારના હુકમથી લશ્કર બોલાવવામાં આવેલ છે. તે શહેરીઓને ભલામણ કરે છે, કે બહુ અગત્યના કારણ સિવાય ઘર છોડીને કોઇએ બહાર જવું નહીં; અને અજાણ્યા માણસો અંદર ઘુસી ન જાય, તેટલા માટે ઘરનાં બારણાં બંધ રાખવાં.

રૂષિયન સિપાઇઓનું હઠી જવું.

લંડન, ૨૦ મી જૂલાઇ.

એક વાયરલેસ રૂષિયન તાર પરથી જણાય છે, કે વિલ્નાની દિશામાં તોપોનો સખ્ત મારો ચાલે છે. ઓડીની દક્ષિણે વીસ માઇલ સુધી દુશ્મને આગ્રહથી હુમલા કર્યા છે. હુમલા પાછા વાળવામાં આવેલ છે, પણ બેટકોવ તથા મેનેજોવની વચ્ચે એક પલટન ખાઇઓ છોડીને પોતાની મેળે હઠી ગઇ છે. પરિણામે પાસેની પલટનોને પણ હઠવું પડ્યું છે, અને દુશ્મનને પોતાની ફતેહ વિસ્તારવાની તક મળી છે. કેટલીક ટુકડીઓએ અમલદારોના હુકમ માનવાની ના પાડી છે.

પ્રધાનોનાં રાજીનામાં.

પિતૃગ્રેડ, ૨૧ મી જૂલાઇ.

પ્રિન્સ લ્વૉફે રાજીનામું આપેલ છે, અને કેરેન્સ્કી મુખ્ય પ્રધાન નિમાયેલ છે. વિગ્રહ અને નૌકાખાતાના પ્રધાનનું કામ પણ હાલ તેનીજ પાસે રહેશે. મિ. ત્સેરેટેલ્લી અંદરના વિભાગનો પ્રધાન થયેલો છે, અને ટપાલ તથા તારનાં ખાતાંઓ હજી તેની પાસે છે. મિ. નેક્રેસૉફ કામચલાઉ ન્યાયખાતાનો પ્રધાન થયેલ છે.

મિ. કેરેન્સ્કીનું ખૂન કરવાનો એક પ્રયત્ન પોલોસ્ક શહેરમાં થયો હતો, પણ ગોળી તેને વાગી નથી.

લેનિનના પક્ષકારોનાં હથિયારો લઇ લેવામાં આવેલ છે, અને આગેવાનોને કેદ કરવાને લશ્કર જવા માંડ્યું છે. લેનિનના પોતાના કશા સમાચાર નથી. ઓફિશ્યલી એમ જણાવવામાં આવે છે, કે ફરી બંદોબસ્ત ચાલુ થયેલ છે.

મિ. કેરેન્સ્કીનો આગ્રહ.

લંડન, ૨૨ મી જૂલાઇ.

પિતૃગ્રેડથી એક તાર છે, કે હેલ્સિંગફોર્સ અને બીજાં બંદરો તરફના એક સંદેશામાં મિ. કેરેન્સ્કી જણાવે છે, કે જર્મન એજંટોએ પિતૃગ્રેડમાં ઉશ્કેરેલાં તોફાનો દબાઇ ગયાં છે, અને કેદ પકડવાનું કામ ચાલે છે. તે સૌને અપીલ કરે છે, કે સરકારની મદદે આવો.

પિતૃગ્રેડ, ૨૨ મી જૂલાઇ.

નવી કામચલાઉ સરકારે એક જાહેરનામું કાઢીને જણાવ્યું છે, કે "શહેરીઓ: અણીનો વખત આવી ચૂક્યો છે. કૈઝરનાં લશ્કરોએ રૂષિયન મોખરાને તોડેલ છે, કારણકે કેટલાએકની બેદરકારી તથા બીજાઓના રાજ્યદ્રોહથી તેમને સરલતા થયેલ છે. બંને પ્રકારના લોકોથી નવીન રૂષિયાના પાયાને ઘણું જોખમ છે."

લંડન, ૨૩ મી જૂલાઇ.

મિ. એલેક્ઝાન્ડર કેરેન્સ્કીનું "રૂષિયન નેપોલિયન" અને "રૂષિયન રાજ્યવિપ્લવના સેન્ટ જસ્ટ" તરીકે વર્ણન આપવામાં આવે છે. તેની ઉમર ૩૭ વરસની છે, તે એક વકીલ છે, તથા સાઇબીરિયાના એક મહેતાજીનો દીકરો થાય છે.

પિતૃગ્રેડ, ૨૪ મી જૂલાઇ.

મિ. કેરેન્સ્કી જણાવે છે, કે જો આબરૂ અને નીતિની દલીલોની અસર નહીં થાય, તો સરકાર લોહી અને લોઢાંથી પણ રૂશિયાને બચાવશે. ગમે તે થશે, પણ રાજ્યવિપ્લવ પહેલાંની સ્થિતિ પાછી આવશે નહીં.

બાલ્કન કોન્ફરન્સ.

લંડન, ૨૪ મી જૂલાઇ.

મિત્ર રાજ્યોનું બાલ્કન કોન્ફરન્સ આવતી કાલથી પારિસમાં મોશ્યો રિબોના પ્રમુખપણા નીચે ભરાનાર છે. મિ. લૉઇડ જ્યોર્જ, મિ. બાલ્ફોર, બેરન સોન્નિનો, સર્બિયન મુખ્ય પ્રધાન, તથા રૂશિયા, રૂમાનિયા, અને ગ્રીસના પ્રતિનિધિઓ તેમાં હાજરી આપશે.

રૂશિયન સેનાપતિઓ અને ભીરુતા.

લંડન, ૨૫ મી જૂલાઇ.

નૈર્ઋત્ય મોખરા ઉપરની રૂશિયન સેનાઓના સેનાપતિઓએ મુખ્ય પ્રધાનને તથા વિગ્રહ-ખાતાના પ્રધાનને તાર કરીને બતાવ્યું છે, કે દ્રોહીઓ અને ન્હાસેડુઓને જ્યાં સુધી દેહાંતની સજા થશે નહીં, ત્યાં સુધી લશ્કરમાં ફરી બંદોબસ્ત થશે નહીં.

જે સાતમી સેનાએ હુમલો શરૂ કર્યો હતો, તે અત્યારે ન્હાસે છે. જે આઠમી સેનાએ હાલિક્ઝ અને કાલઝનો કબજો લીધેલો, તેને હઠી જવાની ફરજ પડી છે, કારણકે કાયરો ન્હાસી જવાને લીધે તેની જમણી બાજુ ખુલ્લી થઇ ગઇ છે.

આઇરિશ કન્વેન્શન.

લંડન, ૨૫ મી જૂલાઇ.

આયર્લંડની ભાવી રાજ્યવ્યવસ્થાની યોજના તૈયાર કરવા સારૂ બોલાવેલું કન્વેન્શન આજે ડબ્લિનની ટ્રિનિટી કોલેજમાં મળ્યું હતું. સર હૉરેસ પ્લંકેટ એકમતે પ્રમુખ નિમાયેલ છે.

રૂમાનિયન હુમલો.

જાસ્સી, ૨૬ મી જૂલાઇ.

રૂમાનિયનોએ દક્ષિણ કાર્પેથિયનમાં હુમલો કર્યો છે, તથા મેરેસ્કી અને વેલ્સ નામે ગામડાં કબજે કર્યાં છે. તેમણે સેંકડો કેદીઓ પકડ્યા છે, તથા ૧૯ તોપો હાથ કરેલ છે. વિશાળ મોખરા ઉપર તેમણે દુશ્મનની લાઇનને ભેદી છે.

## નિવેદન.

આજના અંકની સાથે ફ્રેંચ મોખરા ઉપરના એક અદૃશ્ય લશ્કરી દેવાલયનો એક સુંદર ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૭મી ઑગસ્ટ, ૧૯૧૭. [અંક ૩૬.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,

ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની

આજ્ઞાથી પ્રસિદ્ધ થતું

અને

વિના મૂલ્યે વેહેંચાતું

સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૭ મી ઑગસ્ટ, ૧૯૧૭.

## રુશિયામાં રાજકીય ઉથલપાથલ.

"રૂત બદલતેહી ઝમાનેકા ચલન બદલા હય:
દિન નયા રાત નઇ સુબ્હ નઇ શામ નઇ!"

અર્થ:—"ઋતુ બદલતાં દુનિયાની રીતભાત બદલાઇ ગઇ છે: દિવસ નવો, રાત નવી, સ્હવાર નવી, અને સાંઝ પણ નવી છે."

૧૯૧૭ના ફેબ્રુઆરીની ૨૭મી તારીખે પિતૃગ્રેડમાં ભરાયેલું મિત્ર રાજ્યોનું કૉન્ફરન્સ પૂરૂં થયું, અને બ્રિટિશ મુખ્ય પ્રતિનિધિ લૉર્ડ મિલ્નર સચિંત સ્થિતિમાં ઇંગ્લંડ જવા રવાના થયો. તેજ દિવસે સાંઝે ડુમા ફરી ઉઘડી, અને બ્રિટિશ એલચી સર જ્યોર્જ બુકેનન તેમાં શું બને છે તે જોવાને હાજર હતો.

દરેક માણસને ખબર હતી, કે આંતર વિગ્રહ ત્વરાથી થવાનો છે; કોઇને પણ એ ખબર નહોતી, કે પરિણામ શું થશે. મિત્ર રાજ્યોનું કૉન્ફરન્સ, કે જેમાં વિગ્રહખાતાનો નવો રુશિયન પ્રધાન બિલિએએફ અને બીજા બધા પ્રપંચી કારભારીઓ મીઠા શબ્દો બોલ્યા હતા, તે એક ઐતિહાસિક ફારસ જેવું નીવડ્યું હતું. રુશિયન પ્રધાનમંડળ જર્મની, ઑસ્ટ્રિયાહંગરી, બલ્ગેરિયા, તથા તુર્કીની સાથે સુલેહના કરારો ઠરાવી ચૂક્યું હતું; અને ફ્રાન્સ આલ્સેસ તથા લોરેન પાછાં લેવાનો આગ્રહ કરે, તો ટ્યૂટનો, બલ્ગરો, તથા તુર્કોની સાથે છૂટી સુલેહ કરવાને પણ અંદરખાનેથી તૈયાર હતું.

"નિદા આતી હય આતમકી ફલકસે:
કોઇ મારા ગયા ઉસ પાર ગરદન!"

અર્થ:—"આકાશ ઉપરથી રડવાનો સ્વર સંભળાય છે. પેલે કાંઠે કોઇને ગરદન મારવામાં આવ્યો."

સર જ્યોર્જ બુકેનને મૉસ્કોમાં ત્સાર અને ત્સારિત્ઝાના માનીતાને વખોડી કાઢ્યો હતો, તેથી રુશિયન દરબારમાં ગ્રેટ બ્રિટનની સામે દ્વેષની લાગણી ઉછળી આવી હતી. બ્રિટિશ એલચીના ભાષણથી ઉત્તેજિત થઇને રોમેનોફ ખાનદાનના એક આગેવાન આદમી ગ્રૅન્ડ ડ્યૂક ડિમટ્રિ પેવ-

લોવિચ્ચે ગ્રેગરી રૈસ્પુટિનને હિંમતવાન અને ખુલ્લી રીતે મારી નાંખ્યો હતો, અને પોતાના માનીતાનું વૈર લેવાને કુટુંબના નિર્બળ વડાને ઉશ્કેરણી આપી હતી.

"જુદા કિસીસે કિસીકા ગરજ હબીબ ન હો:
યે દાગ વો હય કે દુશ્મનકો ભી નસીબ ન હો!"

અર્થ:—"કોઇનાથી કોઇનો પ્રિય જન અળગો થવો ન જોઇએ: એ દુઃખ એવું છે, કે પ્રભુ શત્રુ ઉપર પણ તે ન નાંખો!"

રોમેનોફ કુટુંબનાં લગભગ બધાં સ્ત્રીપુરુષો પોતાના તખ્તનશીન સંબંધીથી અળગાં પડી ગયાં હતાં; અને પિતૃગ્રેડમાં તેમના એક મહેલની અંદર ૧૯૧૭ના જાન્યુઆરી તથા ફેબ્રુઆરીમાં ડુમાના તથા શહેનશાહતની કાઉન્સિલના આગેવાન સભાસદોની સાથે કૉન્ફરન્સો ભરાયા કર્યાં હતાં. શહેનશાહના બીજા એક નિકટના સંબંધી ગ્રૅન્ડ ડયૂક નિકોલસ મિખાઇલોવિચ્ચે ૧૯૧૬ના ડીસેંબરમાં ત્સારની મુલાકાત લીધી હતી, અને ત્સારિત્ઝાને પ્રપંચી અને દ્વેષી જર્મન ઓરત તરીકે વખોડી કાઢી હતી. ગ્રૅન્ડ ડયૂકે કહેલું: "મારે કહેવાનું હતું તે મેં કહ્યું. હવે ગમે તો તમે મને ગોળીએ મરાવો, અને રાજમહેલની વાડીમાં દફનાવી દો."

"દફન કરના મુઝકો કૂએ યારમેં:
કબ્ર બુલબુલકી બને ગુલઝારમેં!"

અર્થ:—"મને વહાલાની શેરીમાં દાટજો. બુલબુલની કબર તો વાડીમાંજ થવી જોઇએ."

નિકોલસ સ્તબ્ધ આંખોથી તેને સામે જોતો હતો, પણ તેને સિગારેટ માટે સળગાવેલી દીવાસળીઓ આપ્યા કરતો હતો; અને જ્યારે તે વિદાય થયો, ત્યારે તેની સાથે તેણે હાથ મેળવ્યો હતો. ગ્રૅન્ડ ડયૂકે તે પછી ત્સારને એક કાગળ પણ લખેલો, અને ત્સારિત્ઝા ઉપર ફરી એવો આરોપ મૂકેલો, કે તે ખરાબ સલાહકાર છે, અને રૂશિયા તરફ દ્રોહી છે. ગ્રૅન્ડ ડયૂકને તેની જાગિર પર જવાનો હુકમ થયેલો, પણ તેને બીજું કશું કરવામાં આવેલું નહીં.

આંતર વિગ્રહ અથવા જર્મન સુલેહ અટકાવવા સારૂ શહેનશાહી કુટુંબે એક વધારે પ્રયત્ન પણ કરેલો. ત્સારિત્ઝા એલેકઝાંડ્રા, કે જે રાણી વિકટોરિયાની દૌહિત્રી તથા પ્રિન્સેસ એલિસ અને હેસ્સેના ગ્રૅન્ડ ડયૂકની દીકરી થાય, તેને તેના ભાઇ હેસ્સેના રાજ્યકર્તા ગ્રૅન્ડ ડયૂકની છુટા છેડા પામેલી ઓરત મળવા આવેલી. એ બાઇએ બીજી વારનું લગ્ન રોમેનોફ કુટુંબના એક શાહજાદાની સાથે કર્યું હતું, અને તેટલા માટે તેને રૂશિયા તરફ અંતઃકરણની લાગણી હતી. તેણે ખુલ્લી વાતચિત કરીને જર્મન ત્સારિત્ઝાને જોખમ શું હતું તે સમજાવ્યું.

પણ એ વિલક્ષણ બાઇડી કશું સમજી નહીં. તે બોલી, કે "તમને બ્રિજની રમત વગર બીજી કશાની ખબર નથી. હું બાવીસ વરસથી તખ્ત ઉપર છું, અને રૂશિયન લોકોને પૂરેપૂરા

રાજમહેલમાંથી બરતરફ થયો, ત્યારે તેણે એ દવાઓ મેડમ વાઇરુબોવાને આપેલી; અને તેણે રાજકુમારને એ ઝેર આપેલું, તથા તેથી લોહી પડેલું. જ્યારે રેસ્પુટિનને પાછો બોલાવવામાં આવ્યો, ત્યારેજ તેણે ઝેર આપવાનું બંધ કરેલું. આ સાધનથી એ બે ખૂની બદમાશોએ શહેનશાહ તથા શહેનશાહબાનુના મન ઉપર આશ્ચર્યકારક કાબુ મેળવેલો.

ગ્રૅન્ડ ડ્યૂક ડિમિટ્રી પેવલોવિચે રેસ્પુટિનને મારી નાંખ્યો, તેથી કંઇ રુશિયન દરબાર સાફ થયેલ નહીં. ક્ષુભિત અને કોપાયમાન થયેલાં શહેનશાહ તથા શહેનશાહબાનુની સાથે મેડમ વાઇરુબોવાને સંતત પ્રસંગ રહેલો, અને તે તેમને આગ્રહ કર્યા કરતી હતી, કે યુવરાજની ખાતર તેમણે એકશાસનને ટકાવી રાખવું જોઇએ. છતાં રેસ્પુટિનના મરતી વખતના હુકમ પ્રમાણે તેણે એજ યુવરાજને ઝેર આપવાની ગોઠવણ કરી હતી. રેસ્પુટિન હમેશાં એવો ભવિષ્યવાદ કરતો આવ્યો હતો, કે તેના પોતાના મરણ પછી ચાળીશ દિવસે ન્હાના રાજકુમારનું પણ મરણ થશે; અને આ રાક્ષસી વૈરને માટે તેણે જે તૈયારીઓ કરી હતી, તે સહેલથી કલ્પી શકાશે. પણ પેલી ઓરતે પ્રથમ પોતાને વાસ્તે બીજા કોઇ મદદગારની શોધ કરવા માંડી; અને અપરાધમાં પોતાના નવા ભાગીદાર તરીકે તેણે પ્રોટોપોપૉફને પસંદ કર્યો.

"કૈસ જંગલમેં અકેલા હય મુઝે જાને દો:
ખૂબ ગૈરેગી જો મિલ બૈઠેંગે દીવાને દો!"

અર્થ:—"કૈસ વગડામાં એકલો છે. મને જવા દો, એટલે બે ગાંડા એકઠા થઇને બેસશું, અને ભારે મઝા પડશે."

મેડમ વાઇરુબોવાની સૂચનાથી ડુમાનો તે પતિત વાઇસ-પ્રેસિડન્ટ પ્રેતાવાહનના પ્રયોગો કરવા લાગ્યો, અને એક વાર તેણે રાજમહેલમાં પ્રયોગ કરી બતાવ્યો. શહેનશાહ તથા શહેનશાહબાનુની હાજરીમાં તેણે રેસ્પુટિનના પ્રેત પ્રાણને બોલાવવાનો ઢોંગ કર્યો. આ યુક્તિથી વહેમી શહેનશાહના મન ઉપર અદ્ભુત અસર થઇ. વરસોથી નિકોલસ રેસ્પુટિનની સલાહને અનુસરતો આવ્યો હતો; અને હવે તે પ્રોટોપોપૉફ જે ફરમાવે તે પ્રમાણે કરવા લાગ્યો.

આ પ્રમાણે મેડમ વાઇરુબોવા મહેલની અંદરના કામકાજની દેખરેખ રાખતી હોવાથી, તથા શહેનશાહ અને શહેનશાહબાનુના દરેક વિચારથી પ્રોટોપોપૉફને માહિતગાર કરતી હોવાથી, રેસ્પુટિનનો એ નવો અનુગામી પોતાની અસાધારણ કાર્યકુશળતાથી તથા જર્મન પક્ષના બીજા બધા આગેવાન કારભારીઓ સાથેના પોતાના સંબંધથી રુશિયન શહેનશાહતનો ધણી થઇ શક્યો.

પ્રોટોપોપૉફ તેના પોતાના અભિપ્રાય પ્રમાણે નવા ઝમાનાનો રિચલ્યુ અને બિસ્માર્ક હતો. ડુમાની અંદરના તેના આગલા મિત્રો અને પ્રશંસકોએ તેની સાથેનો સંબંધ છોડી દીધો હતો. બીજા કારભારીઓને તેઓ સભામાં બોલવા દેતા, પણ તેને નહીં. ઘણીઘણી રીતે અને જુદેજુદે પ્રસંગે પ્રજાકીય પાર્લમેન્ટે ત્સારને ચેતવણી આપી હતી, કે કશું સમાધાન થાય તે પહેલાં પ્રોટોપોપૉફને પ્રધાનમંડળમાંથી દૂર કરવાની જરૂર છે.

ડુમા ફરીને ઉઘડી, તે પહેલાં પ્રોટોપોપૉફે લોકોના પ્રતિનિધિઓની વિરુદ્ધ એક ઘણું હુશિયારીભરેલું કાવતરૂં રચ્યું હતું. અંદરની વ્યવસ્થાનો પ્રધાન હોવાથી ઉદ્દામ પક્ષના હજારો રૂશિયન જહાલોનાં નામ અને ઠેકાણાં તે જાણતો હતો. તે તેમને તુરંગમાં પૂરી શકયો હોત, અથવા કૉર્ટ માર્શલ પાસે તપાસ કરાવીને થોડા દિવસોમાં ગોળીએ મરાવી શકયો હોત. પણ તેમને દાબી દેવાને બદલે તેણે પોતાના એજંટોને નાણાં સાથે તેમની પાસે મોકલ્યા, અને એવો બંદોબસ્ત કર્યો, કે જર્મન સોશ્યલ ડેમોક્રેટોની પણ એક મોટી સંખ્યા પિતૃગ્રેડમાં પ્રવેશ કરે, અને રૂશિયન એનાર્કિસ્ટો, ટોલસ્ટોયનો, પેસિફિસ્ટો, કમ્યૂનિસ્ટો, અને લાલ સોશ્યલિસ્ટો સાથે કામ કરે. ખાસ કરીને દારૂગોળો બનાવવાનાં કારખાનાંઓમાં પ્રોટોપોપૉફના માણસો સૌથી વધારે તોફાન કરાવનારા હતા. તેઓ વારંવાર મજૂરોને હડતાળ પાડવા સારૂ આગ્રહ કરતા, અને આખા યૂરપમાં સોશ્યલ રીપબ્લિકો સ્થપાય, તેવી હીલચાલ શરૂ કરવાનું સૂચવતા. પ્રોફેસર મિલ્યુકૉફ અને ડુમાના બીજા લોકપ્રિય આગેવાનોને મળતા આવે, એવા પોશાક પહેરીને માણસો દારૂગોળો બનાવવાનાં કારખાનામાં જતા, અને શેરીઓમાં આડચો ઉભી કરવાને મજૂરોને સમજાવતા.

## લડાઇના તાર.

—:o:—

<u>રૂશિયનોનું હઠી જવું.</u>

લંડન, ૨૭ મી જુલાઇ.

તાર્નોપોલની પૂર્વ તરફ રૂશિયનોને હઠી જવું પડ્યું છે. સેરેથના પશ્ચિમ કિનારા ઉપર જાનોવ, બુગ્ગનોવ, વગેરે કેટલાંક ગામ દુશ્મને કબજે કર્યાં છે. કેટલીક પલટનો લડે છે, અને કેટલીક હઠતી જાય છે.

<u>ફ્લાન્ડર્સમાં તોપોની મારામારી.</u>

લંડન, ૨૮ મી જુલાઇ.

કેટલાંક અઠવાડિયાંથી ફ્લાન્ડર્સમાં જે તોપો ફૂટે છે, તે દર રોજ લંડનમાં સંભળાય છે, અને છેલ્લા પખવાડિયામાં વધારે સંભળાયેલ છે. પંદર-ઇંચિયા ગોળા કોઇ વાર મોખરાની લાઇનથી વીસ માઇલ સુધી જઇને પડે છે.

<u>સિયામ અને જર્મની.</u>

કોપનહેગન, ૨૯ મી જૂલાઇ.

બર્લિનથી એક તાર છે, કે બાંકોકમાં જે જર્મન એલચી છે તેને જ્યારે પરવાના મળશે, ત્યારેજ બર્લિનમાંના સિયામના એલચીને પણ જવાની રજા મળશે. લશ્કરી ઉમરના સિયામીઓને નજરકેદ કરવામાં આવે છે. વ્હિયેનાથી તાર છે, કે સિયામે ઑસ્ટ્રિયાહંગરીની સામે પણ વિગ્રહ જાહેર કરેલ છે.

<u>જાપાનની મદદ.</u>

ટોકયો, ૨૯ મી જૂલાઇ.

મિત્ર રાજ્યો તરફ શુભેચ્છા પ્રગટ કરવાને જાપાનથી મિશન આવનાર હતું, તેને બદલે

એવું ઠર્યું છે, કે ગ્રેટ બ્રિટન, ફ્રાન્સ, રૂશિયા, ઇટલી, તથા બેલ્જિયમ, એ દરેક દેશના જખમીઓને જાપાન તરફથી ૩૬,૦૦૦ પૌંડ ભેટ આપવા; અને રૂમાનિયા તથા સર્બિયાના જખમીઓને ૭ ૭ હજાર પૌંડ આપવા.

રૂમાનિયન લશ્કરમાં જર્મન પ્રપંચ.

લંડન, ૩૦ મી જૂલાઇ.

જર્મનીએ રૂશિયામાં વાપરેલી યુક્તિઓ રૂમાનિયામાં પણ વાપરવાનો યત્ન કર્યો છે; અને લશ્કરમાં બળવો જગાડવાની હીલચાલ કરવામાં આવેલ છે. પણ બધા યત્નો નિષ્ફળ નીવડ્યા છે. ગયા અઠવાડિયામાં રૂશિયન પોશાકમાં પચાસ જર્મનો પકડાયા હતા, જેમને તપાસ પછી ગોળીએ દેવામાં આવેલ છે.

અમેરિકાનો આગ્રહ.

ન્યૂ યૉર્ક, ૩૦ મી જૂલાઇ.

લશ્કરી અમલદારોના એક મંડળ આગળ બોલતાં મિ. લેન્સિંગે કહ્યું છે, કે "તમારા મનમાં જો એવો ખયાલ હોય, કે તમે પોતાની નહીં પણ કોઇ બીજાની લડાઇ લડો છો, તો તે કાઢી નાંખજો. વિજયી જર્મની શું યુનાઇટેડ સ્ટેટ્સ જેવા કિંમતી ઇનામ ઉપર તરાપ માર્યા વગર રહી શકી હોત? એ બનાવની રાહ જોઇને જર્મની સામે એકલે હાથે લડવામાં શું યુનાઇટેડ સ્ટેટ્સનું ડહાપણ ગણાત? તે કરતાં હાલજ જર્મનીના બહાદુર દુશ્મનોની સાથે ભળીને હમેશાંને માટે લશ્કરી ધમકીને બંધ કરવી, એ શું બેહતર નથી?"

રૂશિયામાં જર્મન ધસારો.

લંડન, ૩૦ મી જૂલાઇ.

દસ દિવસમાં જર્મનો રૂશિયનોની સામે ૬૦ માઇલ આગળ ધસ્યા છે. ૨૩ મી જૂલાઇએ એક સવાર બકઝાકસમાં થઇને પસાર થયો, અને બોલતો ગયો, કે "જર્મન સવારો પાછળ આવે છે. બચવું હોય તો બચો." દુશ્મન ત્યારે ૫૦ માઇલ દૂર હતા. એ માણસ પાછળથી કેદ પકડાતાં એક જર્મન જાસુસ જણાયો હતો.

મોંગોલિયાના નાશનું કારણ.

લંડન, ૩૦ મી જૂલાઇ.

આમની સભામાં એક સવાલનો જવાબ આપતાં ડા. મૅક્નેમેરાએ જણાવ્યું છે, કે આગબોટ મોંગોલિયા ૨૪ મી જૂનને રોજ એક સુરંગથી નાશ પામી હતી. સુરંગો જર્મન આગબોટ વુલ્ફે મૂકેલ હશે, એમ ધારવામાં આવે છે.

રૂશિયામાં ફેરફાર.

પિત્રૉગ્રેડ, ૨૭ ઑગસ્ટ.

જનરલ બ્રુસિલૉફે રાજીનામું આપેલ છે, અને જનરલ કૉર્નિલૉફ સેનાધિપતિ નિમાયેલ છે. જનરલ ત્ચેરેમિસૉફ નૈર્ઋત્ય મોખરાનો ઉપરી થયેલ છે.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૧૪મી ઑગસ્ટ, ૧૯૧૭. [અંક ૩૭.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વેહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૪ મી ઑગસ્ટ, ૧૯૧૭.

ઋષિયામાં રાજકીય ઉથલપાથલ.

( ગયા અંકથી ચાલુ. )

જ્યારે ડુમા ઉઘડી, ત્યારે પ્રોટોપોપૉફે બળવો જગાડવાને બે સંભાળથી તૈયાર કરેલી યુક્તિઓનો ઉપયોગ કર્યો. હડતાળો પડાવવાની તેની આગલી યોજના ડુમાના એક માજી પ્રેસિડન્ટ મિ. ગચ્ચકૉફની વ્યવસ્થાપક શક્તિને લીધે નિષ્ફળ નીવડી હતી; અને ગચ્ચકૉફ હવે ઉપલી સભાનો એટલે શહેનશાહતની કાઉન્સિલનો એક આગેવાન સભાસદ થયો હતો. મિ. ગચ્ચકૉફ વિશાળ અનુભવનો આદમી હતો, કે જે દક્ષિણ આફ્રિકાના વિગ્રહમાં બોઅર લોકોના પક્ષમાં લડ્યો હતો, જેણે માન્ચૂરિયાની લડાઈમાં કામ કર્યું હતું, અને જેણે ૧૯૧૫ ના દારૂગોળાના સંકટમાં ગ્રૅન્ડ ડ્યૂક નિકોલસને તથા જનરલ એલેકિસએફને ઘણી મદદ આપી હતી. તે વિગ્રહના ઉદ્યોગોની કમિટીનો ડિરેક્ટર હતો, અને આ કમિટીમાં તેણે કેટલાક બાહોશ કર્મકાર પ્રતિનિધિઓને દાખલ કર્યા હતા, કે જેમણે દારૂગોળાનાં કારખાનાંઓમાં મજૂરોની અંદર ફરીને તેમને પ્રોટોપોપૉફની ઉશ્કેરણી પ્રમાણે હડતાળ પાડતાં અટકાવ્યા હતા.

એટલે પ્રોટોપોપૉફે પહેલું પગલું એ લીધું, કે મિ. ગચ્ચકૉફની કમિટીના આગેવાન સભાસદોને કેદ કર્યા. આથી ડુમાને રીસ ચડી, એટલુંજ નહીં, પણ ખોટી બળવાખોર હીલચાલની સામે પિતૃગ્રેડના કર્મકાર વર્ગના જે મુખ્ય રક્ષકો હતા, તે દૂર થયા. છતાં ડુમાએ સબૂરી રાખી, અને જોકે પ્રોફેસર મિલ્યુકૉફે એક ભાષણ કરીને જાહેર કર્યું, કે સ્વતંત્રતા માટેની લડત શરૂ થવાની તૈયારી છે, તોપણ પ્રજાના પ્રતિનિધિઓએ એવું કશું વલણ પ્રગટ કર્યું નહીં.

૧૯૧૭ ના માર્ચના પહેલા અઠવાડિયામાં મુશ્કેલી વધતી ગઇ. પછી પ્રોટોપોપૉફે પોતાની બીજી યુક્તિ વાપરી. તેણે ખોરાકની વસ્તુઓ આવતી અટકાવીને લોકો ઉપર દબાણ કરવા માંડ્યું. એક તરફથી, જ્યારે ખેતીનો પ્રધાન, કે જે તેનો માશેલો માણસ હતો, તે ડુમાને સમજાવતો હતો, કે બરફના તોફાનોને લીધે ખોરાકની મુશ્કેલી છે, જાણે કે ઋષિયન શિયાળામાં બરફનાં તોફાનો કંઇ નવીન બનાવ હોય; ત્યારે બીજી તરફથી, પ્રાંતોના ગવર્નરો, કે જેના ઉપર પ્રોટોપોપૉફનો સીધો અંકુશ હતો, તેઓ યુક્તિથી ખેડુતોને સમજાવતા હતા, કે આગળ ઉપર વધારે કિંમતો ઉપજાવવા સારૂ દાણો રાખી મૂકવો.

રુષિયા આખી દુનિયામાં સૌથી મોટું ખેતીનું રાજ્ય છે, છતાં વિગ્રહની શરૂઆતમાં કારભારીઓની કેવળ અણુઆવડતને લીધે કેટલાંક શહેરોમાં ખોરાકની મુશ્કેલી અનુભવવી પડી હતી. કારભારીઓએ ભવિષ્યનો વિચાર કરીને કશી વ્યવસ્થા કરી નહોતી; પણ મ્યુનિસિપાલીટીઓ વગેરે સ્થાનિક કાઉન્સિલોએ દુકાળને અટકાવ્યો હતો. આ સ્થાનિક કાઉન્સિલો બધા લોકોને ખવરાવવાની પણ તજવીજ કરી શકી હોત, પણ ત્સારને પોતાને ધારતી હતી, કે જો સ્થાનિક કાઉન્સિલોનો અધિકાર વધશે, તો આપખુદ સરકાર ચાલી શકશે નહીં. પ્રોટોપોપૉફ્ "ડિક્ટેટર" (=સર્વાધિકારી) થયો, ત્યાં સુધી પ્રજાને ખોરાકની અડચણુ ભોગવવી પડી.

ખોરાક સંબંધી મુશ્કેલીઓ જાણીબૂજીને વધાર્યા પછી તેણે અનાજ મેળવવાનાં સૌથી સારાં સાધનો સંબંધી ડુમાની સલાહ માગવાનો દંભ કર્યો. તે જાણતો હતો, કે ડુમામાં બે પક્ષ છે, કે જેમના કૃત્રિમ દુકાળને પહોંચી વળવા માટે જુદા જુદા વિચારો છે. એક પક્ષને ગમે તે નાણાં બેસે તોપણ ખોરાક મેળવવાની ઇચ્છા હતી; અને તે પક્ષ ખેડુતોને ઊંચામાં ઊંચી કિંમતો આપવાને તૈયાર હતો. બીજા પક્ષનો એવો વિચાર હતો, કે ઓછી કિંમતે અને બધા ખેડુતો પાસેથી લેવાણુ કરવાની પદ્ધતિથી ચાલી શકશે. એટલે ખોરાક સંબંધી વિવાદમાં ઘણો મતભેદ થયો. માર્ચના પહેલા અઠવાડિયામાં પ્રોટોપોપૉફે ત્સારને ખબર આપી, કે પોતે ડુમાની સત્તા તોડેલ છે, અને વંશને જોખમ ન પહોંચે, તે માટે સંભાળ લીધી છે.

ત્સાર સ્વસ્થ અને પ્રસન્ન થઇને મોખરા ઉપર ગયો, અને પ્રોટોપોપૉફ્ પોતાની કૃત્રિમ ઉથલ-પાથલની ગોઠવણો કરવા લાગ્યો, કે જેનો તે ડુમાની સામે હથિયાર તરીકે ઉપયોગ કરવાનો હતો. પિતૃગ્રેડમાં અપાતો ખોરાક એકદમ કમી કરીને માણસો ભૂખે મરે એટલી હદ સુધી ઉતારવામાં આવ્યો. પણ પ્રપંચી ડિક્ટેટરના એજંટે એક મોટી ભૂલ કરી. તેણે વિચાર વગર ખોરાકની આયાત બિલકુલ બંધ કરી દીધી, જોકે કેટલોક ખોરાક તો રાજધાનીથી માત્ર એક દિવસમાં પહોંચાય, તેટલે સુધી આવી ગયો હતો. શહેરમાં ૩૫,૦૦૦ લશ્કરી સિપાઇઓ હતા, અને તેમને રાજ્ય તરફ વફાદાર રાખવા સારૂ, તથા ભૂખ્યા લોકોને ગોળીએ દેવા માટે તત્પર રાખવા સારૂ, જે દર રોજ ત્રણ શેર ભાખરી મળતી હતી, તે ઘટાડીને ૧¾ શેર કરી નાંખવામાં આવી.

પિતૃગ્રેડના ચોકીદારોને મળતા ખોરાકમાં આ ઘટાડો થવાથી રુષિયાના અને માણસ-જાતના ભવિષ્યમાં ફેરફાર થયો. ઘણાખરા સિપાઇઓ કુટુંબવાળા, સિપાઇગિરીમાં નવા જોડાયલા, અને પ્રજામાંથી આવેલા હોઇને પ્રજા તરફ લાગણીવાળા હતા. સ્વતંત્ર સરકાર માટેની હીલચાલમાં વિદ્યાર્થીઓ અગ્રેસર હતા; અને તેઓ લશ્કરની સાથે ભળીને બળવાના કંઇ કંઇ સિદ્ધાંતોનો ઉપદેશ આપતા હતા. પ્રોટોપોપૉફ્ને સિપાઇઓમાં બેદિલી થવાનો સંભવ દેખાયલો નહીં. તેણે ગુપ્ત પોલિસનો, તથા અગાઉ યાહુદીઓની કત્લમાં વાપરેલા, તેવા સરકારી ભાડુતી મારાઓને રાજધાનીમાં લાવવાનો બંદોબસ્ત કરી મૂક્યો હતો.

લશ્કરના સંબંધમાં પ્રોટોપોપૉફે વિગ્રહખાતાના નવા પ્રધાન ઉપર તથા પિતૃગ્રેડના ચોકી-દારોના કમાન્ડર ઉપર આધાર રાખ્યો હતો. આ બંને માણસોને લશ્કરમાં ચાલતી હીલચાલની તથા

ભૂખે પીડાતા ચોકીદારોની લાગણીની કશી ખબર નહોતી. ૧૯૧૭ ના માર્ચની ૭ મી તારીખે અને બુધવારે પ્રોટોપોપૉફે પોતાના ન્હાના બોટા બાળવાની શરૂઆત કરાવી. ગુપ્ત પોલિસની સૂચના પ્રમાણે ઉભાં થયેલાં કેટલાંક ટોળાંઓએ શેરીઓમાં ભાખરી માટે પુકાર ઉઠવવા માંડયો. મજૂરો સાંઝે કારખાનાંઓમાંથી છૂટા થતાં આ તોફાનોમાં શામિલ થાય, તે માટે ઘણા યત્ન કરવામાં આવેલા. પણ લોકો પોતાના વ્યવસ્થાપકોના અંકુશ નીચે ટકી રહેલા.

ગુરુવારે તોફાન જારી રહ્યું અને વધ્યું. રશિયન સોશ્યલ ડેમોક્રેટો રંગભૂમિ ઉપર દાખલ થયા. તેમનો આગેવાન કેરેન્સ્કી એક બુદ્ધિમાન અને સમર્થ વકીલ હતો, કે જે ડુમાનો પણ સભાસદ હતો. બીજા આગેવાન એવોજ આવેશવાળો એક વક્તા ચીડઝે કરીને હતો. આ બે સોશ્યલિસ્ટ આગેવાનોએ હીલચાલની ગતિ વધારી, અને પ્રોટોપોપૉફની સામે તેનાં પોતાનાં હથિયારોથી લડવાનું શરૂ કર્યું. ભાડુતી માણસોની સાથે ખરેખરા કર્મકારો મોટી સંખ્યામાં શામિલ થયા, અને ભઠિયારાઓની દુકાનો ભાંગવા લાગ્યા. કોસ્સેક ચોકીદારોએ ગોળીબહાર શરૂ કર્યો; અને હથિયારબંધ પોલિસ તોફાનને અમુક વિભાગમાંજ પૂરી રાખવાની કોશિશ કરવા લાગી.

આટલે સુધી તો બધું પ્રોટોપોપૉફની ધારણા પ્રમાણે ચાલ્યું. તેણે એટલું તોફાન કરાવ્યું હતું, કે જેનું બહાનું આપીને ડુમાને બંધ કરી શકાય, તથા વર્તમાનપત્રોને ચુપ કરીને આપખુદ સરકાર ચલાવી શકાય. નીચલી સભામાં જુદા જુદા વિચારનાં બે રાજકીય મંડળોની વચ્ચે કોન્સ્ટન્ટિનોપલ અને ડાર્ડનલ્સની જીતની બાબતમાં ખુલ્લો ઝગડો હતો. ઉપરાંત, એમાંના એક પક્ષની અંદર પણ ખોરાકના સવાલના સંબંધમાં મતભેદ હતો.

પ્રોટોપોપૉફે ડેપ્યુટીઓની અંદર ખોરાકના સવાલ સંબંધી મતભેદ વધારવાનો યત્ન કર્યો, અને કેટલાએક પ્રધાનો તથા ડુમાના આગેવાનો વચ્ચે એક કોન્ફરન્સની યોજના થઇ. આ કોન્ફરન્સમાં પ્રજાના પ્રતિનિધિઓએ સંગીન સંપ દેખાડીને ત્સારને અને તેના કારભારીઓને ચકિત કર્યા. તેમણે માગણી કરી, કે સ્થાનિક કાઉન્સિલો, કે જેમણે દારૂગોળાના સંકટ વખતે પોતાની વ્યવસ્થાપક શક્તિ સિદ્ધ કરી આપી હતી, તેમને અનાજની મુખ્ય સંગ્રાહકો બનાવવી; અને વહેંચી આપવાનું કામ મ્યુનિસિપલ અધિકારીઓને સોંપવું. પ્રોટોપોપૉફે આ કોન્ફરન્સમાં હાજરી આપેલી નહીં. પોતાના મારેલા કારભારીઓ દ્વારા કામ કરીને તેણે સ્થાનિક કાઉન્સિલોની મદદની ના પાડી; અને ડુમા તથા શહેનશાહતની કાઉન્સિલ બંનેનો અંત આણવાની ગોઠવણ કરી. તેણે કૈઝરની માફક એવું ઠરાવ્યું, કે રાજકીય સામાવળિયાઓને લશ્કરમાં મોકલી દેવા.

માર્ચની ૯મી તારીખે જ્યારે સૌને ખબર પડી, કે કોન્ફરન્સનું કશું પરિણામ આવ્યું નથી, ત્યારે પિતૃશેહના મજૂરો હીલચાલમાં શામિલ થયા, અને જાણે કે આનંદમાં હોય તેમ, ગીત ગાતા ગાતા, અને કેટલાક સિપાઈઓને બીડીઓ આપતા આપતા, નેવ્સ્કી અને બીજી મુખ્ય શેરીઓમાં ફરવા લાગ્યા. લોકોએ કશા ઝગડાની વકી રાખેલી નહીં, અને ઘણા ભાવી બળવાખોરોના કરતાં ઉત્સુક પ્રેક્ષકો જેવા વધારે હતા. પણ પ્રોટોપોપૉફની હથિયારબંધ પોલિસે લોકોના લડાયક જુસ્સાને જાણીબૂજીને ઉશ્કેર્યો. એક પખવાડિયા કરતાં વધારે વખતથી એ લોકોએ સરકારી

BOMBAY IN WAR-TIME: THE ADMIRAL'S HOUSE AS NURSES' CLUB; AND A WAR SALE.

વિગ્રહના વખતમાં મુંબઇ: નૌકાના વડાનું મકાન નર્સોની કલબ તરીકે; અને ટાઉનહૉલ.

Lakshmi Art, Byculla, Bombay.

મકાનો, દેવાલયો, વગેરેનાં છાપરાંનો કબજો લીધો હતો; અને ત્યાં તેમણે મશીનગનો, રાઇફલો, દારૂગોળો, વગેરે સામગ્રી તૈયાર રાખી હતી. ડુમા ઉઘડી, ત્યારથી તેઓ ગોળીઓ છોડવાના હુકમની રાહ જોયા કરતા હતા; અને આખરે કશું કારણ મળ્યા સિવાય તેમણે તાજ અને પ્રજા વચ્ચેની લડાઇ શરૂ કરી.

પ્રોટોપોપૉફને મોટું તોફાન જોઇતું હતું, અને તે તેણે જગાડ્યું. તેની સામે ત્રણ રશિયન ગૃહસ્થો હતા: પ્રિન્સ લ્વૉફ (પ્રાંતિક કાઉન્સિલોના યૂનિયનનો પ્રમુખ), મિ. રૉડઝિએંકો (ડુમાનો પ્રમુખ), અને પ્રોફેસર મિલ્યુકૉફ (કૉન્સ્ટીટ્યુશનલ ડેમોક્રેટિક પક્ષનો અગ્રેસર). તોફાન જેમ લંબાતું ગયું, તેમ પ્રજાકીય બળ ઉપર તેમનો અધિકાર વધતો ગયો. તેમના એજંટો આખા દેશમાં કામ કરતા હતા, અને ત્યાં તેમની સત્તા એટલી વધી ગઇ હતી, કે પિતૃગ્રેડમાં થોડી વાર હાર ખમવી પડે, તોપણ તેઓ કાયમને માટે પાછા પડે નહીં.

તેટલા માટે તેઓ શાંતિથી રાહ જોતા રહ્યા. સોશ્યલ ડેમોક્રેટો અને બીજાં વધારે તોફાની મંડળોના માણસો લડાઇ માટે તૈયાર થયા; અને પ્રોટોપોપૉફના એજંટોની ઉશ્કેરણીથી એ પ્રધાને મૂકવા ધારેલી હદનું ઉલ્લંઘન કરવા લાગ્યા. દારૂગોળાનાં કારખાનાંઓમાં તથા બરાકોમાં તેમણે કલબો સ્થાપી, અને મજૂર પક્ષના તથા સિપાઇઓના હજારો પ્રતિનિધિઓની મદદથી તેમણે અંકુશની એવી વ્યવસ્થા તૈયાર કરી, કે ફ્રેંચ રાજ્યવિપ્લવના જેકોબિનોના કરતાં પણ તેમની સત્તા વધી ગઇ. તા. ૧૦ મી માર્ચ અને શનિવારની સાંઝે જ્યારે પાયદળને લોકો ઉપર ગોળી છોડવાનો હુકમ મળ્યો, ત્યારે થોડાજ સિપાઇઓએ ગોળીઓ છોડી. બીજાઓએ બળવો કરીને પોતાના અમલદારોને કત્લ કર્યા. પ્રોટોપોપૉફની પોલિસે વધારે અત્યાચાર કરવા માંડયો, પણ લશ્કરની મદદ ન હોવાથી અમુક અમુક જગ્યાઓમાં લોકો તેમને ઠાર કરી શકયા.

આટલા વખતમાં સાચી ઉથલપાથલ શરૂ થઇ ગઇ. વિગ્રહખાતાના નવા પ્રધાન જનરલ બીલિએએફની સંમતિથી જનરલ બેએલૉફે એવો નિશ્ચય કર્યો, કે મોખરા ઉપરથી જનરલ ઇવેનૉફની સરદારી નીચે ત્સાર લશ્કર મોકલી આપે, ત્યાં સુધી રાજધાનીને હથિયારના જોરથી ટકાવી રાખવી. બિચારા નિર્બળ ત્સાર તરફ પહેલા વર્ગના લશ્કરી આગેવાનોમાંથી જનરલ ઇવેનૉફ એકલોજ વફાદાર રહ્યો હતો.

રવિવાર તા. ૧૧ મી માર્ચને રોજ પિતૃગ્રેડના લશ્કરના કમાન્ડરે એક જાહેરનામું કાઢીને લોકોને ચેતવણી આપી, કે બંદોબસ્ત જાળવવા સારૂ સિપાઇઓ બલાત્કાર વાપરશે. વર્તમાનપત્રો છપાયાં નહોતાં, ટ્રામ ગાડીઓ દોડતી નહોતી, અને રાજધાની શહેનશાહતની સર્વોપરિ રણભૂમિ જેવી બની ગઇ હતી. ચોકીદારોને બોલાવવામાં આવેલા, કે તેઓ લોકોને ગોળીએ મારે; પણ એ ચોકીદારો અગાઉના જેવા રહ્યા નહોતા. જૂના વિચારના અમલદારો તથા માણસો બંને અદૃશ્ય થયા હતા, અને તેમને ઠેકાણે જે નવા આવ્યા હતા, તેમને પ્રજા તરફ દિલસોઝી હતી.

હિંડનબર્ગ તથા મૅકેનસને જે પ્રબળ પ્રહારો કરેલા, તેનું એક પરિણામ એ આવેલું, કે આપખુદ સત્તાને કબુલ રાખનારા અમલદારો રશિયન લશ્કરમાંથી મરી ખૂટ્યા હતા, અને બધી

પલટનોમાં વધારે ઉદાર વિચારના આદમીઓ દાખલ થયા હતા. હીલચાલની શરૂઆતથી ડુમાને ખબર હતી, કે લશ્કરનો સ્વભાવ ફરી ગયેલ છે, અને જનરલ એલેક્સિએફના હાથમાં સેનાધિપતિનો અધિકાર ફરી આવવાં પ્રપંચીઓનું ચાલવાનું નથી.

ધોળા રવિવારને દિવસે બાર વરસ અગાઉ રાતા રવિવારને દિવસે જે બનાવો બન્યા હતા તે કરતાં જુદાજ બનાવો બન્યા. પિતૃગ્રેડના અર્ધા ભૂખે મરતા ચોકીદારો લગભગ પ્રજાજનોના જેટલાજ અસંતુષ્ઠ હતા; અને બળવાને માટે તૈયારી કરતા હતા. વોલિન્સ્કી ગાર્ડનો એક કિરપિચ્ચનિકૉફ નામનો એક કમિશન વગરનો અમલદાર બધી બરાકોમાં ફરી આવ્યો, અને તેણે બીજા કમિશન વગરના અમલદારોને તથા માણસોને એકમત કર્યા. પછી અમલદારો વિષે ચર્ચા ચાલી, અને તેમણે નિર્ણય કર્યો, કે એક ટુકડીના ઉપરી સિવાય બાકીના બધા ડુમા તરફ વફાદાર હોવાનો સંભવ છે. એ માણસની તેમણે તપાસ ચલાવી, અને તેને ગોળીએ દીધો; અને પછી તેઓ શેરીઓમાં ગયા, તથા પ્રેઓબ્રેજેન્સ્કી પલટનના ચોકીદારોને પોતાની સાથે શામિલ થવા સમજાવ્યા.

આ ચોકીદારો ઉથલપાથલના આધારભૂત હતા, કારણકે તેમણે ધીમે ધીમે બાકીના બધા ચોકીદારોને મેળવી લીધા, તથા પ્રોટોપોપૉફની હથિયારબંધ પોલિસને હરાવી. પેવલોવ્સ્કી ગાર્ડની એક ટુકડીએ નેવ્સ્કીમાં લોકો ઉપર ગોળીઓ છોડીને એક સો આદમીને કત્લ તથા જખમી કરેલા. આ ગાર્ડોએ પાછળથી બળવો કર્યો, અને પોતાના અમલદારોને ગોળીએ દીધા. તે પછી કૉસ્સેકો પણ પુષ્કળ સંખ્યામાં જોડાયા, અને લાઇનનું ઘણું પાયદળ પણ સાથે થયું.

સ્વતંત્રતાના ઘણા સિપાઇઓ ટારિડા મહેલ, કે જ્યાં ડુમા બેસતી હતી, ત્યાં ગયા, અને ડેપ્યુટીઓ પાસેથી હુકમો માગવા લાગ્યા. આ ક્ષણે પ્રજાકીય સભાએ સ્થિતિ ઉપર કાબુ રાખવાની એક સારી તક ગુમાવી. ડેપ્યુટીઓએ પોતાની પાસે આવેલા સિપાઇઓને પોતાના હાથમાં રાખવા જોઇતા હતા; અને બાકીના ચોકીદારો સાથેની મસલહતમાં તથા પોલિસ સાથેની તકરારોમાં તમને સૂચના આપવી ઘટતી હતી. લગભગ એમ દેખાય છે, કે ડુમાના આગેવાનોને રાતા રવિવારના સ્મરણથી દુઃખ થતું હતું, અને એવી ધાસ્તી લાગતી હતી, કે પ્રજાકીય યત્ન આ વખતે પણ નિષ્ફળ જશે. એટલે કર્મકારોના પ્રતિનિધિઓની એનાર્કિસ્ટ કાઉન્સિલથીજ ફતેહમંદ લશ્કરની સાથે સંબંધ જોડી શકાયો; અને તેમના પ્રતિનિધિઓ પણ કાઉન્સિલમાં જોડાયા.

પ્રોટોપોપૉફને હવે ગંભીર ધાસ્તી લાગવા માંડી. મંદવાડનું બહાનું કાઢીને તે દૂર રહ્યો, અને ડુમાની બેઠક થોડીવાર બંધ કરવાનો હુકમ કાઢવાને તેણે ત્સારને સમજાવ્યો. આ તેનો મૂળથી નિશાનો હતો; પણ તેનો ઘા ઘણો મોડો પડ્યો. ત્સારની આજ્ઞાપત્રિકા બહાર પડી, તે પહેલાં તો બળવાખોર ગાર્ડોએ ટારિડા મહેલના બચાવનું કામ હાથમાં લીધું હતું. આખી રાત ડેપ્યુટીઓએ બેઠક જારી રાખી; અને મહેલના બીજા ઓરડાઓમાં કર્મકારો તથા સિપાઇઓના પ્રતિનિધિઓ મળીને રાજધાનીમાં ચાલતી લડાઇ સંબંધી સૂચનાઓ આપતા રહ્યા.

(આ મહત્ત્વનો ઇતિહાસ હવે પછીના અંકમાં જારી રાખવામાં આવશે.)

# લડાઇના તાર.

—:o:—

## જનરલ સ્મટ્સનો સંદેશો.

લંડન, ૩ જી ઑગસ્ટ.

વિગ્રહનું ચોથું વરસ શરૂ થાય છે, તે પ્રસંગે જનરલ સ્મટ્સે સંસ્થાનો તરફ નીચેનો સંદેશો મોકલ્યો છે:—"આપણે વિગ્રહના ચોથા વરસમાં પ્રવેશ કરીએ છીએ, પરિણામ હજી અનિશ્ચિત છે, અને અંત ક્યારે અને કેવી રીતે આવશે, તે હજી કોઈ જોઇ શકતું નથી. બધી દિશાઓમાં અસાધારણ દબાણ થવાથી ઘણા મોટા ફેરફારો થયા છે. રૂશિયન આપખુદ સત્તા ઉથલપાથલમાં અદૃશ્ય થઇ છે; અને જૂની દુનિયામાં રીબાતી સ્વતંત્રતાનો અવાજ સાંભળીને નવી દુનિયાનું મોટામાં મોટું પ્રજાસત્તાક રાજ્ય મદદમાં આવ્યું છે. વિશ્વવિગ્રહનો અંદરનો અર્થ ધીમે ધીમે એવો દેખાતો જાય છે, કે દુનિયાનાં સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્યો અને આપખુદ સત્તાની છેલ્લી અને મોટામાં મોટી સંસ્થાની વચ્ચે માનવ સ્વતંત્રતા માટેનું આ કદાચ છેલ્લું અને મોટામાં મોટું યુદ્ધ છે. * * * આપણે કશા સ્વાર્થી હેતુઓ માટે નહીં પણ માનવ જાતિના સર્વોપરિ હિત માટે લડીએ છીએ, તેટલા માટે આપણે જીતવુંજ જોઇએ, અને જીતશું".

## રૂશિયન પ્રધાનમંડળ.

પિત્રુગ્રેડ, ૫ મી ઑગસ્ટ.

મિ. કેરેન્સ્કીના રાજીનામા પછી સરકારે બધા પક્ષના પ્રતિનિધિઓ, ડુમાના સભાસદો, તથા કર્મકારો, સિપાઇઓ, અને ખેડુતોના પ્રતિનિધિઓની એક સભા બોલાવી હતી, તેણે આખી રાત બેઠક ભરીને ઠરાવ્યું છે, કે મિ. કેરેન્સ્કી એકજ એવો આદમી છે, કે જે દેશનું શાસન ચલાવી શકશે.

પિત્રુગ્રેડ, ૬ ઠ્ઠી ઑગસ્ટ.

બધા પ્રધાનોએ મિ. કેરેન્સ્કીના હાથમાં પોતાનાં રાજીનામાં આપ્યાં છે, કે જેથી તે નવું પ્રધાનમંડળ રચી શકે. મિ. કેરેન્સ્કી રાજપુરુષોની સાથે કૉન્ફરન્સો કરવામાં રોકાયેલ છે; અને તેણે મુખ્ય પ્રધાન તરીકે જારી રહેવાનું સ્વીકારેલ છે.

## રૂશિયન રાજ્યદ્રોહીઓ કેદ.

લંડન, ૬ ઠ્ઠી ઑગસ્ટ.

જે કૉન્ફરન્સમાં એવું ઠર્યું, કે મિ કેરેન્સ્કી વગર ચાલે તેમ નથી, તેમાં મિ. નેક્રેસૉફે જણાવ્યું છે, કે જનરલ ગૂર્કોએ માજી ત્સારને તેના તરફ પોતાની વફાદારી બતાવનારો એક કાગળ લખેલો, તે પકડાતાં તેને કેદ કરવામાં આવેલ છે. મજૂરો અને સિપાઇઓની કાઉન્સિલના ટ્રૉટસ્કી અને લુનાચાર્સ્કી નામે બે આગેવાન સભાસદોને જૂલાઇની મધ્યમાં થયેલા તોફાનના સંબંધમાં કેદ કરવાનો ન્યાયખાતાના પ્રધાને હુકમ કાઢ્યો છે. કૅાસ્ટૉફ નામના એક માજી પ્રધાનને પણ કેદ કરવામાં આવેલ છે.

રૂશિયામાં નવી વ્યવસ્થા.

પિત્રૂગ્રેડ, ૬ઠ્ઠી ઑગસ્ટ.

નવી સરકારની પહેલી બેઠકમાં મિ. કેરેન્સ્કીએ પ્રમુખપદેથી કહ્યું છે, કે પ્રજાના બચાવ ઉપર તથા મોખરાની પાછળની વ્યવસ્થા ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે.

મકાનો બાંધવાની મોટી યોજના.

લંડન, ૮મી ઑગસ્ટ.

મજૂરોને માટે મોટા પાયા ઉપર મકાનો બાંધવા સંબંધી વિચાર કરવાને સરકારથી નિમાયલી એક કમિટી આવતી કાલથી બેસનાર છે. લડાઇ પૂરી થયા પછીના મજૂરીના સવાલોની કમિટીએ રિપોર્ટ કરેલ છે, કે પચીસ કરોડ પૌંડને ખરચે દસ લાખ મકાનો બાંધવાં જોઇએ. સ્થાનિક સરકારનું બોર્ડ કબુલ કરે છે, કે અત્યારે ઓછામાં ઓછાં પાંચ લાખ ઘરોની તંગી છે.

યુનાઇટેડ સ્ટેટ્સની તૈયારી.

ન્યૂયૉર્ક, ૮મી ઑગસ્ટ.

સરકારે વિમાનો બનાવવાનું એક નવું કારખાનું શરૂ કરવા હુકમ આપેલ છે. તેમાં દસ લાખ ડૉલરનો ખરચ થશે, અને તે ૧૦૦ દિવસમાં તૈયાર થશે. તેમાં ૨,૦૦૦ મજૂરો કામ કરશે; અને દર વરસે ૧,૦૦૦ ન્હાનાં વિમાનો પયદા થશે.

મિ. લૉઇડ જ્યોર્જ.

લંડન, ૮મી ઑગસ્ટ.

સેવૉય હોટેલમાં સર્બિયન સોસાયટીના એક ખાણા ઉપર બોલતાં મિ. લૉઇડ જ્યોર્જે કહ્યું છે, કે "સર્બિયન મુખ્ય પ્રધાન મિ. પાસિચના અને મિ. વેનિઝેલોસના આપણે અત્યારે હું જાહેર કરી શકું તે કરતાં વધારે આભારી છીએ. સર્બિયા, કે જે ધૂળથી અને જંગલીપણાથી છવાઇ ગયેલ છે, તે સાફ થવાની તૈયારી છે, અને ફરી તે તાજું અને અજબ જેવું બનશે. પૂરેપૂરું વળતર એ સુલેહની પહેલી સરત છે. વિગ્રહ ગમે તેટલો લંબાય, છતાં સર્બિયાની મુક્તિમાં બ્રિટિશ આબરૂ રહેલી છે. સર્બિયા તથા બેલ્જિયમ દરવાજાના રક્ષકો છે; અને તેમનો તેમણે બહાદુરીથી બચાવ કરેલ છે. સર્બિયન લશ્કર આટલી વિપત્તિઓ પડ્યા છતાં હજી હિંમત હારેલ નથી, અને હજી પણ દરવાજાની રક્ષા કરે છે. આપણે ફરીને સર્બિયા તરફ મિત્રતાનો હાથ લંબાવીએ છીએ. આપણે અંત સુધી સાથે રહીને લડશું."

---

## નિવેદન.

આજના અંકની સાથે વિગ્રહના વખતની મુંબઈનાં બે દર્શનોનો એક સુંદર સંયુક્ત ફોટોગ્રાફ અમારા વાંચનારાઓને અમે ભેટ કરીએ છીએ.

લાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૨૧મી ઑગસ્ટ, ૧૯૧૭. [અંક ૩૮.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૧ મી ઑગસ્ટ, ૧૯૧૭.

## રશિયામાં રાજકીય ઉથલપાથલ.

(ગયા અંકથી ચાલુ.)

જ્યારે ડુમાના સભાસદો શાસન કરવાનો યત્ન કરવા લાગ્યા, ત્યારે તેમને માલુમ પડ્યું, કે પોતે કામકાજના મધ્યબિંદુથી બહાર છે. જે લોકોએ તોફાન જગાડ્યું હતું, તેઓજ તેને ચલાવતા રહ્યા. તેઓમાં કેટલાક કમિશન વગરના અમલદારો હતા, કેટલાક છટાદાર ભાષણ કરી શકે તેવા સાહસિક સિપાઇઓ હતા, કેટલાક કર્મકાર પક્ષના વક્તાઓ હતા, અને ઘણા ગુપ્ત પોલિસના એજંટો હતા. જો લોકોની ફતેહ થાય, તો ખોટા તોફાનીઓ એમ સિદ્ધ કરવાની સ્થિતિમાં હતા, કે તેઓ ઉથલપાથલમાં લોકો તરફ વફાદાર રહેલ છે, અને પ્રોટોપોપૉફની સેવા કરવાનો દેખાવ માત્ર તેને તોડી પાડવા સારૂ તેમણે કરેલ છે.

જો લોકોની હાર થાય, તો એજંટો એમ કહેવાને શક્તિમાન હતા, કે પોતે કારભારીના હુકમ પ્રમાણે બરાબર વર્તન કરેલ છે, અને કર્મકારોને પણ તેઓ બહાર પડવાને તથા ગોળીએ દેવાવાને સમજાવી શકેલ છે. દરમિયાન આમાંના ઘણાખરા માણસો ડુમા અંકુશ રાખવાનાં કંઇ પગલાં ભરે તેની સામે હતા. કર્મકાર વર્ગના ઉચ્છેદકો સાથે ભળી જઇને તેઓ સિપાઇઓને એવી રીતે સમજાવતા હતા, કે ડુમાને તેઓ મત કરે નહીં.

ડુમાના આગેવાનો જૂના દુશ્મનોની ધમકીથી જેવા ડરતા હતા તેવાજ લગભગ આ નવા પક્ષકારોથી ભયભીત થયેલા. સોમવાર તા. ૧૨ મી માર્ચે ડુમાના પ્રમુખે ત્સારને તાર કર્યો, અને પ્રજાની માગણી પ્રમાણે કરવા સારૂ તેને છેલ્લું સંબોધન કર્યું. આટલા વખત સુધીમાં પિત્રોગ્રેડના તમામ ચોકીદારો બળવાખોરોની સાથે જોડાઇ ગયા હતા. છતાં પ્રોટોપોપૉફ, જનરલ બેલ્યેઍાફ, અને વિગ્રહખાતાના નવા પ્રધાને પોતાની હાર સમજીને લોહી રેડાતું અટકાવ્યું નહીં. એટલે લડાઈ ચાલુ રહી.

ચોકીદારોએ તોપખાનું અને દારૂગોળાનો કોઠાર કબજે કર્યાં, અને જે મકાનોમાં પોલિસ અને દ્રોહી અમલદારોના સિપાઇઓ ભરાઇ બેઠા હતા, તેને ઘેરી લીધાં. બળવાખોર સિપાઇઓની સાથે ઘણા બાહોશ અમલદારો હતા, તેથી લડત કુશળતાથી ચલાવવામાં આવી, અને જાનનું નુકસાન પ્રમાણમાં ઓછું થયું. જે પલટનોએ પોતાના ઘણાખરા અમલદારોને ગોળીએ દીધા

હતા, તેમાં સાધારણ સિપાઇઓ હિંમત અને વકતૃત્વથી ઊંચે દરજ્જે ચડી ગયા. એક સિપાઇ એકજ દિવસમાં સિપાઇના દરજ્જાથી ચડીને સેનાપતિ બની ગયાનો દાખલો પણ નોંધાયેલો છે.

શેરીઓની લડાઇમાં સેનાપતિના કર્તવ્યની થોડીજ જરૂર હતી. બળવાખોર લશ્કરીઓના ત્રણ સેનાવિભાગ ઉપરાંત સુમારે ૪૦,૦૦૦ સિવિલિયનોએ હથિયાર મેળવ્યાં હતાં, અને તેઓ પોલિસની સામે લડતા હતા. સામાવાળાઓનું મુખ્ય સ્થાનક તેમણે કબજે કર્યું, અને તેને આગ લગાડી. પછી તેમણે કેદખાનાંને મુલાકાત આપી, અને તમામ રાજકીય કેદીઓને છૂટા કર્યા. અવ્યવસ્થામાં કેટલાએક સાધારણ ગુનેહગારો પણ ન્હાસી છૂટ્યા. લડતાં ટોળાંઓમાં કેટલાએક નિરંકુશ આદમીઓ હોવા છતાં એકંદરે ત્સારના અધિકારનો અધ:પાત અસાધારણ વ્યવસ્થા અને શાંતિથી કરવામાં આવ્યો. માત્ર પોલિસના માણસોજ પીધેલા દેખાતા હતા, કારણકે તેમની પાસે દારૂના ગુપ્ત સંગ્રહો હતા.

રશિયન લોકો ભ્રાતૃભાવની ખરી લાગણી માટે હમેશાં મશહૂર છે. પિતૃગ્રેડની ચાર દિવસની લડાઇમાં પણ એ લાગણી પ્રગટ થયેલી. પ્રોટોપોપૉફનાં માણસો નબળાં પડતાં ગયાં, તેમ ઘણી શેરીઓમાં લોકોએ પોલિસને કેદ કર્યાના અને તુરંગ સુધી પહોંચાડ્યાના દાખલા દેખાવા માંડ્યા. મંગળવારે આપખુદ સત્તાનું છેલ્લું જોર તૂટી ગયું, અને બુધવાર તા. ૧૪ મી માર્ચે જૂના પ્રધાનોએ રાજીનામાં આપી દીધાં, તથા ડુમા અને સ્થાનિક કાઉન્સિલોના યૂનિયનના સભાસદોની એક કામચલાઉ સરકાર સ્થાપિત થઇ.

બે દિવસ પહેલાં ત્સારિત્સા, કે જે તે વખતે ત્સારકોયે સેલોમાં રહેતી હતી, તેણે પોતાના મહેલની ચોકી કરવા સારૂ એક નવું મોટું લશ્કર બોલાવ્યું હતું. એ તમામ ચોકીદારો ઉભા થઇને કુચ કરવા લાગ્યા; દરબારના સિપાઇઓ પણ તેમની સાથે ભળી ગયા; અને અમલદારો બાઇના ઓરડામાં પેઠા. તે બોલી, "મહેરબાની કરીને મને ગોળીએ દેશો નહીં. હું તો હવે માત્ર એક દયાની બહેન છું, અને મારાં છોકરાંની સારવાર કરૂં છું." પાયમાલીની ઘડીએ તેની સ્થિતિ દયાજનક હતી. તેનાં છોકરાં અમુક ચેપી દરદથી પીડાતાં હતાં, અને તેનો એકનો એક દીકરો એલેક્સિસ મરણના ભયમાં હતો.

ત્સારને જ્યારે ઉથલપાથલની ફતેહના સમાચાર મળ્યા, ત્યારે તે મોહિલેફની લશ્કરી છાવણીમાં હતો. પહેલાં તો પોતાની સામે કોણ કોણ છે, એ તે સમજી શક્યો નહીં; એટલે તેણે સેન્ટ જ્યોર્જના નાઇટોની એક "બેટેલિયન" સાથે જનરલ ઇવેનોફને પિતૃગ્રેડ પાછું કબજે કરવા મોકલ્યો. ગેલીશિયામાંથી અગાઉ હઠી જવું પડેલું, ત્યારે જનરલ ઇવેનૉફે ઉપરી તરીકે અસાધારણ કુશળતા બતાવી આપી હતી; અને સ્વતંત્ર રશિયાની સામે લડવા તૈયાર થયલાઓમાં એ એકજ પ્રખ્યાત નાયક હતો. પણ તેને અપાયલું લશ્કર સુપ્રત થયલા કામને પહોંચી વળવાને પુરતું નહોતું. ત્સારકોયે સેલો આગળ તેની ટ્રેનને બળાત્કારે પાછી વાળવામાં આવી, અને ઉત્તર-પૂર્વ મોખરાના લશ્કરના ઉપરી જનરલ રસકીએ તેને અટકાવી, ત્યાં સુધી તે લાઇન ઉપર આમતેમ રખડતી રહી.

પાછળથી એવું કહેવામાં આવેલું, કે જનરલ ઇવેનૉફે ત્સારને છેલ્લી સલાહ એ આપેલી, કે દિના લાઇન ખુલ્લી કરવી, અને પિતૃગ્રેડનાં પાણાં ઉપર જર્મનોને ઉતારવા. પણ જનરલ રસકીએ પ્રજાપક્ષનું સમર્થન કીધું. પ્સ્કૉફ શહેરમાં જનરલ રસકીની છાવણી હતી, ત્યાં ત્સાર પોતે ગયો. રાજધાનીની નજદીકમાં એ સૌથી મોટી છાવણી હતી, અને શહેનશાહે બેશક એવી આશા રાખી હશે, કે જનરલ રસકી તેને એટલું મોટું લશ્કર આપશે, કે તેથી ઉથલપાથલને તોડી શકાશે. પણ રસકી એલેક્સિએફ, એવર્ટ, બ્રસિલૉફ, અને ગ્રૅન્ડ ડ્યૂક નિકોલસના જેવાજ વિચારનો આદમી હતો: એટલે કે, અશક્તિ માટે અને જર્મની તરફના દ્રોહી વલણ માટે તેને પ્રધાનમંડળ ઉપર રીસ ચડી હતી. તેને કારભારમાં થોડોજ રસ હતો, પણ તે સ્થાનિક અને પ્રજાકીય પ્રતિનિધિઓનાં મંડળોની તેમણે વિગ્રહમાં કરેલાં સારાં કામથી કિંમત આંકતો હતો. અને પ્રોટોપોપૉફ હાર પમાડવાને ફરી યોજનાઓ કરે, તે કરતાં એ મંડળોને વિજય માટે વ્યવસ્થા કરવાનો વધારે અવકાશ મળે, એ પસંદ કરતો હતો. જ્યારે ત્સારની ખાતરી થઇ, કે રસકી ચલિત થાય તેમ નથી, ત્યારે ૧૪ મી માર્ચે મધ્ય રાત્રે ચર્ચા કર્યા પછી તેણે લોકોને જવાબદાર સરકાર બક્ષવાની તત્પરતા દેખાડી.

પણ રસકીને ખબર હતી, કે ડુમાના છેલ્લા સંબોધનનો જવાબ આપતાં બે દિવસ વીતી ગયા છે, એટલે ત્સારને ગાદી છોડ્યા સિવાય બીજો માર્ગ નથી. તેણે ટેલીફોન ઉપર પ્રેસિડન્ટ રાડઝિએંકો સાથે વાતચિત કરી, અને સ્થિતિની મુખ્ય મુખ્ય વિગતો કૉકેસસમાં ગ્રૅન્ડ ડ્યૂક નિકોલસને, મુખ્ય છાવણીમાં એલેક્સિએફને, તથા બ્રસિલૉફ અને એવર્ટને જાહેર કરી. તે સૌનો એવો અભિપ્રાય થયો, કે ત્સારે ગાદી છોડવી જોઇએ; એટલે ૧૫ મી માર્ચે સ્હવારમાં રસકીએ ત્સારને સૌના નિર્ણયની ખબર આપી. ત્સારે તે ઉપરથી પોતાના દીકરાને ગાદી મળે એવો લેખ તૈયાર કર્યો. એ લેખ મોકલાયો નહોતો, ત્યાં કામચલાઉ સરકારના બે પ્રતિનિધિઓ આવી પહોંચ્યા, અને તેમણે ત્સારની સાથે વાતચિત કરી. જ્યારે તેણે જાણ્યું, કે પોતાના બૉડીગાર્ડ પણ લોકોની સાથે ભળી ગયા છે, ત્યારે તેણે વારસ સંબંધી વિચાર ફેરવ્યો, અને માંદા છોકરાથી વિયુક્ત થવાની પોતાની ઇચ્છા નથી, એમ જણાવીને તેણે ગ્રૅન્ડ ડ્યૂક મિખાએલને ગાદી મળે, એવા એક લેખ ઉપર સહી કરી. પછી તેણે ક્રિમીયા જવાની કોશિશ કીધી, પણ જનરલ એલેક્સિએફે તેને અટકાવ્યો.

આ પ્રમાણે ૧૯૧૭ ના માર્ચની ૧૫ મી તારીખની સાંઝ સુધીમાં ડુમા અને સ્થાનિક કાઉન્સિલોએ આદરેલી હીલચાલ સફલ થઇ. દુનિયાની અંદર જે મોટામાં મોટું આપખુદ રાજ્ય હતું, તે ત્વરાથી બ્રિટિશ શાસનને મળતું બની ગયું. રશિયન શહેનશાહતના વિસ્તાર અને વૈવિધ્ય તરફ જોતાં જણાશે, કે ઉથલપાથલમાં જાનનું નુકસાન પ્રમાણમાં ઓછું થયેલું.

પિતૃગ્રેડની વસ્તીને સૌથી વધારે સહન કરવું પડેલું; પણ મરી ગયલા, સખત જખમી થયેલા અને થોડા જખમીઓ મળીને ૨,૫૦૦ ની હાનિ ચાર દિવસની ચોરીઓની લડાઇ માટે ઓછી ગણાય. માસ્કોમાં માત્ર ૬ માણસો માર્યા ગયેલા, અને ૮ જખમી થયેલા; પણ

ક્રોનસ્ટાટ અને ફિનલૅંડના કેટલાક ભાગ સિવાય બીજે બધે સ્થાને સરકારનો મોટો ફેરફાર સહેલાઇથી દાખલ થયેલો. બાલ્ટિકનો અને કાળા સમુદ્રનો બંને કાફલાઓ કશા ગંભીર તોફાન વગર કે વસ્તુઓ અને માણસોની હાનિ વગર પ્રજાપક્ષમાં ભળ્યા. માત્ર દૂર પૂર્વમાં આમુરના પ્રદેશમાં એવો એક લશ્કરી ઉપરી નિકળેલો, કે જે કામચલાઉ સરકારની સામે થયેલો.

એક મૂર્ખ ગ્રૅન્ડ ડચેસે કૉકેસસની સેનાના ઉપરી ગ્રૅન્ડ ડ્યૂક નિકોલસને કાગળ લખીને સામો બળવો ઉઠાવવાની સલાહ આપવાથી રોમેનૉફ કુટુંબને ઘણી હાનિ કરેલી. આ મૂર્ખાઇનું એટલુંજ પરિણામ આવ્યું, કે ગ્રૅન્ડ ડ્યૂક નિકોલસ, કે જે નવી હીલચાલ તરફ વફાદાર રહ્યો હતો, તેની પાસેથી અધિકાર લઇ લેવામાં આવ્યો; અને જર્મની તથા ઑસ્ટ્રિયા-હંગરી સામેના વિરોધમાં જનરલ એલેકિસએફને મદદ કરવાં તેને અટકાયત થઇ. ગ્રૅન્ડ ડ્યૂકને પ્રથમ સેનાધિપતિની પદવી ઉપરથી રેસ્પુટિન અને ત્સારિત્સાએજ ખસેડયો હતો, એટલે તે સામો બળવો જગાડે, એ વાત કોઇ રીતે મનાય તેવી નહોતી.

દરમિયાન ટૉરિડા મહેલમાં રાતદિવસ બેઠકો ભરીને કામચલાઉ સરકારે પોતાની સ્થાપના કીધી. પ્રિન્સ જ્યૉર્જ લ્વૉફ, કે જે પ્રાંતિક કાઉન્સિલોના યૂનિયનનો પ્રમુખ હતો, તે મુખ્ય પ્રધાન નિમાયો. પ્રોફેસર પૉલ મિલ્યુકૉફ, કે જે કૉન્સ્ટિટ્યુશનલ ડેમોક્રૅટ પક્ષનો આગેવાન હતો, તે પરદેશ ખાતાનો પ્રધાન થયો. મિ. ગચ્ચકૉફ, કે જે વિગ્રહ સંબંધી ઉદ્યોગોની કમિટીનો પ્રમુખ હતો, અને જેણે ત્વરાથી દારૂગોળો તૈયાર કરાવ્યો હતો, તે વિગ્રહ અને નૌકાનો પ્રધાન નિમાયો. મિ. કેરેન્સ્કી, કે જે સોશ્યલ ડેમોક્રૅટોનો અગ્રેસર હતો, તે ન્યાયખાતાનો પ્રધાન થયો. મિ. રૉડઝિએંકો, કે જે ડુમાનો પ્રમુખ અને રાજ્યવિપ્લવનો મુખ્ય પ્રચાલક હતો, તેણે કશી ઑફિસ લીધી નહીં; તેમ ચીડ્ઝે પણ પ્રધાનમંડળથી બહાર રહ્યો.

પિતૃગ્રેડમાં સોશ્યલ ડેમોક્રૅટિક પક્ષની પ્રવૃત્તિ તથા ધાંધલને લીધે રાજધાનીમાં પ્રજાપક્ષની ફતેહ માટે કર્મકાર પ્રતિનિધિઓએ દાવો કરેલો. આ લોકો એટલા સંખ્યાબંધ હતા, કે પિતૃગ્રેડની સ્થિતિ મિ. ગિલબર્ટ પોતાના એક હાસ્ય રસના ખેલમાં જે ભૂમિનું વર્ણન કરે છે, તેવી બની ગયેલી, કે જ્યાં ડ્યૂકો ટકાના ત્રણ ખરીદ કરી શકાય તેટલા હતા, ફીલ્ડમાર્શલોથી ફરસબંધીમાં ભીડ થતી હતી, અને દરેક શેરીમાં કોઇક રાજકીય પક્ષના બેત્રણ આગેવાનો હતા.

૧૯૧૭ના માર્ચની મધ્યમાં પિતૃગ્રેડમાં જુદાજુદા પક્ષના આગેવાનો ૧,૩૦૦ હતા. એપ્રિલની મધ્ય સુધીમાં એ સંખ્યા ૪,૦૦૦ની થયેલી. દરેક કાંતો કર્મકારોનો અથવા સિપાઇઓનો પ્રતિનિધિ હતો. કોઇ કોઇ વાર કોઇ પલટનના નવા કેળવાયેલા ખેડુતો પોતાની પાર્લમેન્ટ બનાવતા. ઉદાહરણ તરીકે, ગાર્ડોની એક પલટને પોતાના અમલદારોને મારી નાંખેલા, પોતાની એક ટુકડી લોકો ઉપર ગોળીબહાર કરતી હતી તેની સાથે લડાઇ કરેલી, અને પછી તેઓ નાયક રહિત સ્થિતિમાં ટૉરિડા મહેલમાં આવેલા, કે જેથી પોતાને ડુમાના હુકમ નીચે મૂકી શકાય. પણ કશી વધારે લડત ચલાવવાને અને ઉપયોગી કામમાં શામિલ થવાને બદલે એ પલટનની જુદીજુદી કમિટીઓ થયેલી; અને તેઓ ઋષિયાના તથા માણસજાતના સવાલોની ચર્ચા કરવા લાગેલી, અને

અઠવાડિયાં સુધી ભવ્ય કાલ્પનિક રાજ્યની વિગતો સંબંધી વિવાદમાં પડી રહેલી. એક પણ માણસ વિગ્રહ સંબંધી કશું બોલેલો નહીં. તેમણે ધારેલું, કે વિગ્રહ પૂરો થયેલ છે; કારણકે એવી અફવા ચાલી હતી, કે જર્મનીના સોશ્યલ ડેમોક્રેટો રુશિયન લોકોની સાથે એક થઇ ગયા છે. તેમને લાગેલું, કે માત્ર નવા રાજ્યની વ્યવસ્થા કરવાનુંજ બાકી છે; અને પછી તેઓ ઘેર જઇને આનંદ ભોગવી શકશે! અમલદારો વગરની ઘણી પલટનોમાંથી સિપાઇઓ કાંતો પોતાને ઘેર ચાલ્યા ગયેલા; અથવા રાજધાનીમાંજ નકામી વાતો કરતા ભટકતા રહેલા. દારૂગોળાનાં કેટલાંક કારખાનાં, કે જેના ઉપર જનરલ રસકીના લશ્કરનો આધાર હતો, તેમણે પણ કામ બંધ કરેલું; અને દુનિયાના સવાલોની ચર્ચા માટે માણસોએ ચઢિયાતા પુગારની માગણી કરેલી.

જો હિંડનબર્ગ પોતાનાં માણસો અને તોપોથી ધા કરવાને તૈયાર હોત, તો તે ફરીને રિગા મોખરા ઉપર રેડકો ડિમિન્સ્ક્રિએફને તોડી શકયો હોત; અને પસ્કૉફ ખાતેની જનરલ રસકીની છાવણી સુધી પહોંચીને પિતૃગ્રેડને ભયભરેલી સ્થિતિમાં લાવી શકયો હોત. પણ રુશિયાને સારે નસીબે હિંડનબર્ગ તૈયાર નહોતો. તેના વધારાના માણસો જર્મનીની મધ્યમાં હતા. તેના સ્ટાફનો વડો ઉત્તર ફ્રાન્સની નવી લાઇન ઉપર પોતાનાં લશ્કરોને હઠાવી લાવવાના કામમાં રોકાયલો હતો. રુશિયન ઉથલપાથલની ત્વરિત ફતેહથી જેવું રુશિયન કારભારીઓને આશ્ચર્ય થયું હતું, તેવુંજ જર્મની તથા ઑસ્ટ્રિયાને થયેલું. બર્લિને એવી ધારણા રાખી હતી, કે પિતૃગ્રેડની અંદર શેરીઓમાં થોડીક મારામારી માત્ર થશે, અને પછી ડુમા બંધ થશે; અને પ્રોટોપોપૉફના હાથમાં કુલ સત્તા આવશે, તથા તે સુલેહ કરશે.

એટલે રુશિયાની અણધારી હીલચાલથી કૈઝરને તથા તેના પ્રધાનોને પ્રથમ તો ફિકર થયેલી. રુશિયન ઉથલપાથલની જર્મન પ્રજા ઉપર પણ અસર થાય, તે શાંત પાડવા સારૂ બેથમેનહોલવેગે તરત અમુક રાજકીય સુધારાની અસ્પષ્ટ દરખાસ્ત રજુ કરી. આ દરખાસ્ત એવે વખતે કરવામાં આવેલી, કે જ્યારે જર્મન લોકોને રુશિયામાં બનેલા બનાવોની પૂરી ખબર નહોતી; અને તે ઘણા દબાણને લીધે તેને પાછળથી ખેંચી લેવી પડેલી. પણ ૧૯૧૭ના માર્ચની ૧૪ મી તારીખે જર્મન પ્રજાને શાંત કરવાને સુધારાનું જે વચન અપાયું, તેથી એટલું તો દેખાઇ આવ્યું, કે જર્મન લશ્કરી અમલદારો પિતૃગ્રેડની અવ્યવસ્થાનો લાભ લેવાની સ્થિતિમાં નહોતા. પોતાનીજ પ્રજામાં એવી હીલચાલ રખે શરૂ થાય, એવી પણ તેમને ધાસ્તી રહેલી જણાય છે.

(આ મહત્ત્વનો ઇતિહાસ હવે પછીના અંકમાં પૂરો કરવામાં આવશે.)

## લડાઇના તાર.

—:o:—

સામાન્ય સ્થિતિ.

પશ્ચિમ મોખરા ઉપર બ્રિટિશો અને ફ્રેંચોનો ધસારો જારી છે, અને તેઓ ઠીક ફતેહ મેળવે છે. પણ બીજા મોખરાઓ સંબંધી પુરતી ખબર મળતી નથી. રુશિયનો બરાબર ટકાર

થયા જણાતા નથી. બેલ્જિયમમાં હૂનોનો ગુલ્મ વધતો જાય છે. હજી એક પણ પક્ષ તરફ દૈવની ખાસ કૃપા દેખાતી નથી. છતાં છેવટનો વિજય ઉપરની ઇચ્છા હશે તેનેજ મળશે, એટલું ચોકસ છે; અને મિ. લૉઇડ જ્યૉર્જ કહે છે, કે દુશ્મનની લશ્કરી સ્થિતિના કરતાં મિત્ર રાજ્યોની લશ્કરી સ્થિતિ બેહતર છે. આપણી મુશ્કેલીઓ ઓછી થતી જશે, અને સત્તા વધશે; જ્યારે દુશ્મનની મુશ્કેલીઓ વધતી જશે, અને સત્તા ઘટશે.

બ્રિટિશ કર્મકાર વર્ગનું કૉન્ફરન્સ.

લંડન, ૧૦ મી ઑગસ્ટ.

સ્ટૉકહોમમાં જુદી જુદી પ્રજાઓના સોશ્યલિસ્ટોનું જે કૉન્ફરન્સ મળવાનું છે, તેમાં પ્રતિનિધિઓ મોકલવા કે નહીં, એ નક્કી કરવાને બ્રિટિશ કર્મકાર પક્ષનું કૉન્ફરન્સ આજે વેસ્ટમિન્સ્ટરમાં મળ્યું હતું. મિ. પર્ડી પ્રમુખ હતો. ૯૦૦ કરતાં વધારે પ્રતિનિધિઓ અને મિત્ર રાજ્યોની મુલાકાતે આવેલા રશિયન પ્રતિનિધિઓ પણ હાજર હતા. છેવટે નિર્ણય એ થયો છે, કે જો સ્ટૉકહોમનું કૉન્ફરન્સ જે ઠરાવ કરે તેને અનુસરવાનું બંધન ન હોય, તો તેમાં હાજરી આપવામાં હરકત નથી.

મિ. હેન્ડરસનનું રાજીનામું.

લંડન, ૧૧ મી ઑગસ્ટ.

મિ. હેન્ડરસને પ્રધાનમંડળમાંની પોતાની જગ્યાનું રાજીનામું આપેલ છે.

સાઉથએન્ડ ઉપર બૉંબ

લંડન, ૧૩ મી ઑગસ્ટ.

સાઉથએન્ડમાં હવા સારી હતી, અને ઘણા પ્રવાસીઓ આવેલા જણાતા હતા, ત્યાં સાંઝે આકાશ એકદમ ચોતરફથી આવતાં વિમાનોથી ભરાઇ ગયું. છ વિમાનો શહેર ઉપર ફરતાં રહ્યાં, અને ઘણે ભાગે ગરીબ લત્તાઓ ઉપર બૉંબ પડ્યા. ૨૭ મકાનને નુકસાન થયેલું, તે પૈકીનાં ૧૭ એકજ શેરીમાં હતાં. સ્ટેશન તરફ જનારા લોકો ઉપર એક બૉંબ પડેલો, તેથી સૌથી વધારે હાનિ થયેલી.

સ્પેનમાં માર્શલ લૉ.

માડ્રિડ, ૧૩ મી ઑગસ્ટ.

આખા સ્પેનમાં માર્શલ લૉ ચાલશે, એમ જાહેર કરવામાં આવેલ છે.

હડતાલનું રૂપ બદલાઇને બળવા જેવું વલણ દેખાય છે, અને જુદે જુદે ઠેકાણે તોફાન થયાં છે. રાજધાનીમાં શાંતિ છે.

સ્ટૉકહોમ કૉન્ફરન્સ.

લંડન, ૧૩ મી ઑગસ્ટ.

આમની સભામાં મિ. બોનર લૉએ જાહેર કરેલ છે, કે ગ્રેટ બ્રિટન, યુનાઇટેડ સ્ટેટ્સ, ફ્રાન્સ, અને ઇટલીએ નિર્ણય કર્યો છે, કે સ્ટૉકહોમ કૉન્ફરન્સમાં જવાની કોઇને રજા આપવી નહીં.

ચીનનું વલણ.

લંડન ૧૪ મી ઑગસ્ટ.

ચીને ઑસ્ટ્રિયા અને જર્મની સામે વિગ્રહ જાહેર કરેલ છે.

રશિયન સ્ટેટ કોન્ફરન્સ.

પિતૃગ્રેડ, ૧૪ મી ઑગસ્ટ.

મૉસ્કોમાં બધા પક્ષો અને વર્ગોનું એક મોટું સ્ટેટ કોન્ફરન્સ ભરવાની યોજનાને મિ. કેરેન્સ્કીએ આજે ફરી હાથમાં લીધી છે. ઑગસ્ટની ૨૫ મી થી ૨૭ મી સુધી કોન્ફરન્સ ક્રેમલિનમાં ભરાશે, અને સુમારે ૧,૦૦૦ માણસો તેમાં ભાગ લેશે. પ્રારંભમાં મિ. કેરેન્સ્કી પોતે સામાન્ય સ્થિતિ ઉપર વિવેચન કરશે.

મેસોપોટેમિયા.

લંડન, ૧૫ મી ઑગસ્ટ.

આજે આમની સભામાં મિ. મોન્ટેગુએ જાહેર કરેલ છે, કે મેજર કાર્ટર, કે જેણે મેસોપોટેમિયામાં ડાક્તરી ખામીઓ બહાર પાડી હતી, તેને લેફ્ટેનંટ-કર્નલ બનાવવામાં આવેલ છે.

વહાણોનો વિનાશ.

લંડન, ૧૫ મી ઑગસ્ટ.

નૌકાખાતું ખબર આપે છે, કે છેલ્લા અઠવાડિયામાં બ્રિટનને જુદે જુદે બંદરે ૨,૭૭૬ વહાણો આવી પહોંચ્યાં છે, અને ૨,૬૬૬ રવાના થયાં છે. ૧,૬૦૦ ટનની ઉપરનાં ૧૪ અને અંદરનાં ૨ વહાણો ડુબાવવામાં આવેલ છે. ૧૩ ઉપરનો હુમલો નિષ્ફળ નીવડ્યો છે.

પોપ અને સુલેહ.

લંડન, ૧૬ મી ઑગસ્ટ.

પોપે લડતી પ્રજાઓને એક યાદી લખીને સુલેહ માટે સંબોધન કરેલ છે. અંદરખાનેથી તેમાં ઑસ્ટ્રિયા અને જર્મનીનો હાથ હોય, એવો શક બ્રિટિશ વર્તમાનપત્રો પ્રગટ કરે છે.

માજી ત્સાર.

પિતૃગ્રેડ, ૧૬ મી ઑગસ્ટ.

"બોર્સ ગેઝેટ" જણાવે છે, કે શહેનશાહી કુટુંબને એક સ્પેશ્યલ ટ્રેનમાં સાઇબીરિયા લઇ જવામાં આવેલ છે. સાથે સરકારના બે સભાસદો અને લશ્કરી ચોકીદારો રહેલ છે. ત્સારની દીકરીઓને પિતૃગ્રેડમાં રહેવાની ઇચ્છા હોય, તો સંમતિ મળી હતી; પણ તેમણે પોતાનાં માબાપની સાથે જવાનું પસંદ કર્યું છે. તેમને ક્યાં લઇ જવામાં આવેલ છે, તે હવે પછી જાહેર થશે.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.]　　મંગળવાર, ૨૮મી ઑગસ્ટ, ૧૯૧૭.　　[અંક ૩૯.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વેંહચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૮ મી ઑગસ્ટ, ૧૯૧૭.

## રુશિયામાં રાજકીય ઉથલપાથલ.

( ગયા અંકથી ચાલુ. )

દરમિયાન પિતૃગ્રેડના તોફાનીઓ તમામ અધિકારને નિર્મૂળ કરવાને મથી રહ્યા હતા. પ્રામાણિક લોકોની સાથે દ્રોહીઓ અને હરામખોરો પણ મોટી સંખ્યામાં ભળ્યા હતા. કર્મકારો તથા સિપાઇઓનાં કેટલાંક મંડળોમાં જર્મન એજંટો સરદારી ભોગવતા હતા, તથા લશ્કરને નિર્બળ કરી નાંખવાને પ્રયાસ કરતા હતા, કે જેથી તેના પર બરાબર પ્રહાર થઇ શકે. દારૂગોળો બનાવનારાઓને તથા લશ્કરોને એવું ખોટું કહેવામાં આવેલું, કે જર્મન તથા ઑસ્ટ્રિયન સોશ્યલ ડેમોક્રેટો તેમને પગલે ચાલવાને તથા શહેરોમાં અને મોખરા ઉપર પણ બળવો જગાડવાને તૈયાર છે! કેટલાક દાખલામાં રુશિયન સિપાઇઓને એવી સલાહ અપાયલી, કે તેમણે પોતાના અમલદારોને મારી નાંખવા, અને હથિયાર વગર ખાઇઓમાંથી નિકળવું, એટલે ટ્યૂટન સિપાઇઓ તેમનો બંધુભાવથી સત્કાર કરશે!

જર્મનીમાં સોશ્યલ ડેમોક્રેસીની દશા ગુલામોના જેવી હતી. તેઓ રુશિયન સોશ્યલ ડેમોક્રેસી મારફત માત્ર કામચલાઉ સરકારને તોડી પાડવાને મથી રહ્યા હતા, કે જેથી હોહેનઝોલર્ન વંશને પૂરેપૂરી ફતેહ મળે.

સ્વતંત્ર રુશિયા સામેના આ પ્રપંચમાં પડેલા પ્રધાનમંડળના એજંટો મદદ કરતા હતા. પ્રોટોપોપૉફ પોતાની મેળે ડુમા પાસે આવેલો, અને મગજ કામ કરી શકતું નહોતું, એવી સ્થિતિમાં કામચલાઉ સરકારને શરણ થયેલો. તેના ઘણાખરા સાથીઓને કેદ કરવામાં આવ્યા હતા; અને તેની હથિયારબંધ પોલિસના માણસો કાંતો કેદ થયા હતા, અથવા માર્યા ગયા હતા. પણ જે ગુપ્ત એજંટોને તેણે કારખાનાંઓ તથા કલબોમાં દાખલ કર્યા હતા, તે હજી છૂટા હતા. આમાંના કેટલાએક બનાવોની પરંપરાથી ગભરાઇને પ્રજાપક્ષના બની ગયા હતા. પણ બીજાઓ હજી સામી હીલચાલની આશા રાખીને જૂના પ્રધાનોની સૂચના પ્રમાણે લશ્કરને નિર્બળ કરવાની પ્રવૃત્તિ કર્યા કરતા હતા.

પિતૃગ્રેડ પંચાયતના મુખ્ય આગેવાનો રુશિયન નહોતા, અને તેથી રુશિયન પ્રજાની સાથે સંસર્ગમાં પણ નહોતા. મિ. ચીડ્ઝે એક જ્યોર્જિયન હતો; તેનો મુખ્ય મદદનીશ યાહુદી હતો; ઘણાખરા જુદા જુદા વિચારના નાસ્તિકો હતા. ઘણાનું પુસ્તકોનું જ્ઞાન સારૂં હતું; પણ કોઇને કશો અનુભવ નહોતો.

માર્ચની ૧૫ મી તારીખે આ લોકોએ લશ્કરો તરફ પોતાના પ્રતિનિધિઓ મોકલ્યા, જેમણે સિપાઇઓને એવો હુકમ આપ્યો, કે અમલદારોને તાબે રહેવું નહીં, પણ નવા ઉપરીઓ ચૂંટવા. જો આ મૂર્ખાઇ સફળ થઇ હોત, તો જર્મન અને ઑસ્ટ્રિયન લશ્કરો પિતૃગ્રેડ, મૉસ્કો, તથા ઓડેસ્સા સુધી પહોંચી શકત.

કામચલાઉ સરકાર, જૂની ડુમા, અને લશ્કરના ઉપરીઓએ સ્ટેટનું સુકાન રાજધાનીના તોફાનીઓને સુપ્રત કરવાની યોગ્ય રીતે ના પાડી; અને મૉસ્કો જવાની તથા બળવાખોરોની સામે લશ્કર લાવવાની તૈયારી કરી. ૧૮૭૧ માં જ્યારે પારિસના પંચાયતીઓને નવી પ્રજાકીય સભાનાં લશ્કરોની સાથે વિરોધ થયેલો, ત્યારે ફ્રાન્સની જેવી સ્થિતિ હતી, તેને મળતી રૂશિયાની સ્થિતિ થયેલી. પણ ફ્રાન્સમાં જ્યારે પ્રજાના પ્રતિનિધિઓ રાજધાનીથી બહાર બેસતા હતા, અને તેને શાંત કરનાર લશ્કરને હુકમો આપતા હતા, ત્યારે રૂશિયામાં દેશના ડેપ્યુટીઓ તથા કાઉન્સિલરો બળવાખોર રાજધાનીમાંજ બેસતા હતા, અને સિપાઇઓના બૉડીગાર્ડને ખુટવવા માટે તોફાનીઓ મથી રહ્યા હતા. પિતૃગ્રેડના આગલા ચોકીદારોના મોટા ભાગ ઉપર પંચાયતના પ્રતિનિધિઓનો અંકુશ હતો; અને તેઓ અનેક જૂઠાણાં, પ્રપંચો, અને ખાલી ખયાલોથી ઠગાતા હતા.

ચાર સંસ્થાઓ સત્તા વાપરતી હતી: કામચલાઉ સરકાર, ડુમાની કાર્યવાહક કમિટી, ડુમાનું મિલિટરી કમિશન, અને મજૂરો તથા સિપાઇઓના પ્રતિનિધિઓની કાઉન્સિલ. પહેલી ત્રણ સંસ્થાઓ નવી સ્થિતિને ટેકો આપવાને કામ કરતી હતી, પણ પિતૃગ્રેડના લોકસમૂહના પ્રતિનિધિઓએ પ્રજા તરફ બેવફાઇની ઘણી નિશાનીઓ બતાવેલી. ૧૯૧૭ ના માર્ચના છેલ્લા અઠવાડિયામાં તેમણે ટૉરિડા મહેલમાં માણસો મોકલેલા, અને તેમને હુકમ આપેલો, કે કામચલાઉ સરકારના તથા ડુમાની કાર્યવાહક કમિટીના સભાસદોને કેદ કરવા. કેટલાક અવળે માર્ગે ચડી ગયેલા સિપાઇઓ આ પ્રતિનિધિઓની સાથે ગયેલા, કે તેઓ જોર વાપરીને ધારેલા માણસોને કેદ કરી શકે.

પણ ચોકીદારોની એક મજબૂત ટુકડી મહેલનું રક્ષણ કરતી હતી. તેઓ બોલી ઉઠયા, કે "શું! તમે ડુમાના સભાસદોને કેદ કરવા ઇચ્છો છો? ચાલ્યા જાઓ!" પ્રતિનિધિઓ ચાલ્યા ગયા, અને પ્રતિષ્ઠા પાછી મેળવવા સારૂ તેમણે ૧૫૦ હથિયારબંધ સિપાઇઓને ત્સાર્સકોયે સેલો ખાતે એવો લેખી હુકમ આપીને મોકલ્યા, કે શહેનશાહને પકડવો, અને તેને પીટર તથા પૉલના કિલ્લામાં કેદ કરવો. ફરી કામચલાઉ સરકારના માણસોએ એ સિપાઇઓને અટકાવ્યા. બાગમાં ફરતા "કર્નલ રોમેનૉફ" ની ઝાંખી માત્ર કરીને તેમને પાછા ફરવું પડયું.

કામચલાઉ સરકારના સભાસદોને કેદ કરવાનો યત્ન નિષ્ફળ નીવડ્યા પછી પિતૃગ્રેડની ગ્રામ્ય પંચાયતના આગેવાનોએ લશ્કરોને હાથમાં લેવાનો યત્ન કર્યો. તેમણે હજારો મિશનરીઓ તથા પ્રતિનિધિઓને મોખરાનાં લશ્કરો તરફ મોકલ્યા. છતાં કોઇ પણ સેનાપતિ કે ઉપરીએ પોતાના બધા અમલદારો સિપાઇઓથી ચૂંટાવાની પદ્ધતિને સ્વીકારી નહીં. દક્ષિણના સેનાપતિ જનરલ બ્રુસિલૉફે પોતાનાં લશ્કરોમાં કશી દખલ દાખલ કરવાની ના પાડી. મધ્યના સેનાપતિ

જનરલ એવર્ટે તો પંચાયતીઓનાં કૃત્યને એટલું વખોડી કાઢ્યું, કે તેઓ પાછળથી તેની સામે આગ્રહથી કાવતરાં કરતા રહ્યા.

માત્ર પશ્ચિમોત્તરના જનરલ રસકીના લશ્કરમાં ગંભીર અવ્યવસ્થા થયેલી, અને પંચાયતીઓએ અમલદારોને પાછા પાડવાનો પ્રયાસ કરેલો. આ લશ્કર રાજધાનીની સૌથી વધારે નઝદીક હતું, તેથી તેના ઉપર એનાર્કિસ્ટ એટલે અરાજક અસર વધારે થયેલી. પણ જનરલ રસકી અને તેના હાથ નીચેના અમલદારો કંઇ થોડાઘણા દ્રોહીઓ અને ખાલી ખયાલીઓને નમતું આપે એવા નહોતા. પંદરેક દિવસ અંધાધુંધી ચાલી ખરી, પણ જર્મનો ઘા કરી શકે, તે પહેલાં લશ્કર પાછું નિયમમાં આવી ગયું, અને રિગાથી દ્વિગાની સારસ ભૂમિઓ સુધી દૃઢ ઉભું રહ્યું.

આટલા વખત સુધીમાં એ સ્પષ્ટ થઇ ગયું, કે જો પંચાયતીઓ કામચલાઉ સરકારના અને ડુમાના સભાસદોને કેદ કરશે, તો મોખરા ઉપરની સેનાઓ પિતૃગ્રેડ લશ્કર મોકલીને પંચાયતનો પરાભવ કરશે. આ ઉપરથી હોહેનઝોલર્ન અને હૅપ્સબર્ગના મળતિયાઓએ પોતાનાં શસ્રો બદલ્યાં. લડાઇની લાઇન પાછળનાં મોટાં શહેરોમાં તોફાનો જગાડીને તેમણે રુષિયન પ્રજાની સેનાઓને નિર્બળ કરવાનો પ્રયાસ આદર્યો. સંચયમાં રાખેલા સિપાઇઓને કહેવામાં આવેલું, કે "વમારે તમારા અમલદારોને તાબે રહેવાની કશી જરૂર નથી. તમારાં ગામોની આસપાસની મોટી જાગિરોની લોકોમાં વહેંચણી થઇ રહી છે."

ચોકખું કહ્યા વગર, પણ અનેક સૂચનોથી, સિપાઇઓને એવી રીતે સમજાવવામાં આવેલું, કે તેઓ પોવાનું સ્થાન છોડીને વહેંચાતી ઝમીનમાં સારો હિસ્સો પડાવવા સારૂ પોવપોતાનાં ઘર તરફ વિદાય થાય. ખાસ કરીને દક્ષિણ રુષિયાના કૃષિપ્રધાન પ્રદેશમાં પિતૃગ્રેડ પંચાયતની સાથે સંબંધવાળી કેટલીક મંડળીઓએ ખેડુતોને પારકી જાગિરો ઉપર હુમલો કરવાને અને તે વહેંચી લેવાને ઉશ્કેર્યા પણ હતા. કેટલેક સ્થળે કત્લો પણ ચાલેલી.

જનરલ બ્રુસિલૉફ ક્રિમેઆમાં સંચયમાં રાખેલાં લશ્કર ઉપર કાબુ ટકાવવામાં સફળ થયેલો, પણ ઓડેસ્સા અને બીજા આશ્રયો ઉપરનો અંકુશ થોડા વખત ખોવાયેલો. મધ્યની સેનાની પાછળ મૉસ્કો દૃઢ રહ્યું, છતાં મોટાં શહેરોની અંદર સામાન્ય સ્થિતિ ઘણાં અઠવાડિયાં સુધી અતિશય અવ્યવસ્થાની રહેલી.

પિતૃગ્રેડની પંચાયતે બીજાં ઘણાં શહેરોમાં ન્હાની પંચાયતો ઉત્પન્ન કરવામાં વિલક્ષણ પ્રવૃત્તિ બતાવેલી, કે જ્યાં કર્મકારો સોશ્યલ ડેમોક્રૅટિક હીલચાલો માટે થોડાઘણા તૈયાર હતા. શહેરોનાં બધાં તોફાનો કંઇ ખોટાં નહોતાં. લશ્કરમાં અવ્યવસ્થા થઇ, તે દરમિયાન એવું માલુમ પડેલું, કે જે અમલદારોને સિપાઇઓએ કાઢી મૂકયા હતા, તે અમલદારો પણ ઉપરીપણા માટે નાલાયક હતા, કારણકે અશક્ત અને ભીરુ અથવા ઝુલ્મગાર હતા. એજ પ્રમાણે મજૂરોની હીલચાલથી જ્યાંજ્યાં મ્યુનિસિપલ અમલદારોની સત્તા તૂટી ગયેલી, ત્યાં ઘણી વાર એવું જણાયેલું, કે લોકોની અપ્રીતિ સકારણ હતી, અને જૂની શેહેર કાઉન્સિલો રિશ્વતખોર તથા કામ કરવાને અશક્ત હતી. નવા મુખ્ય પ્રધાન પ્રિન્સ જ્યોર્જ લ્વૉફના અંકુશ નીચેની ઝેમસ્ત્વોઓ અથવા સ્થાનિક કાઉન્સિલો

RECREATION FOR THE VICTORS OF VERDUN: A SOLDIERS' THEATRE.



વર્ડુનના જીતનારાઓ માટે ગમ્મત: ફ્રેંચ સિપાઇઓની એક નાટકશાળા.

Lakshmi Art, Byculla, Bombay.

બધાં તોફાનોમાં પ્રમાણમાં ઠીક સ્થિર રહેલી. ૧૯૧૬ માં એ કાઉન્સિલોએજ ઋશિયાનો બચાવ કર્યો હતો; અને ૧૯૧૭ માં પણ તેઓ બચાવને માટે આગ્રહથી છતાં શાંતિથી કામ કરતી રહેલી.

માર્ચના મધ્યથી એપ્રિલના મધ્ય સુધી વિભક્ત અને ભ્રાંત થયેલા ઋશિયન લોકો ઘડીમાં પંચાયતીઓ તરફ અને ઘડીકમાં બંધારણીઓ તરફ ઝૂકતા રહ્યા. સારે નસીબે પંચાયતના કેટલાક આગેવાનો કામચલાઉ સરકારની સાથે સમાધાન કરી શકયા. મિ. કેરેન્સ્કીએ નવી સરકારમાં ન્યાયના પ્રધાનની પદવી સ્વીકારી, અને પોતાની સમાધાનની શક્તિ પ્રગટ કરી. એક પછી એક મેળાવડામાં તે તોફાનીઓની સામે બહાર પડવા લાગ્યો, અને તેથી શ્રોતાઓને વાસ્તવિક સ્થિતિની ધીમેધીમે કેળવણી મળવા માંડી. ચીડ્ઝે અને તેના મદદનીશો વધારે સૌમ્ય થયા, અને આંતર વિગ્રહ ન સળગે તે માટે સાવધાન બન્યા. કામચલાઉ સરકાર પાસે કેટલીક સરતો કબુલ કરાવીને પંચાયતના આગેવાનોએ એટલું કબુલ કર્યું, કે અમુક વિવાદગ્રસ્ત બાબતો નવી ચૂંટાવાની પ્રજાકીય પરિષદ્ આગળ રજુ કરવી.

પણ સમગ્ર દેશ સામાન્ય ચૂંટણી માટે તૈયાર થાય, તે પહેલાં પિતૃગ્રેડ પ્રતિનિધિઓના આગેવાનોએ પ્રિન્સ લ્વૉફની રાજનીતિમાં કેટલોક મહત્ત્વનો ફેરફાર કરાવ્યો.

પ્રથમ, ગ્રેન્ડ ડ્યૂક મિખાએલને બંધારણ પ્રમાણે શાસન કરનાર રાજા બનાવવાનો વિચાર રદ કરવામાં આવ્યો; અને એવું ઠર્યું, કે ઋશિયામાં રાજાનું શાસન કરવું કે પ્રજાનું, તેનો નિર્ણય મતસંખ્યાથી કરવો. પહેલાં કોઇ કોઇની એવી ધારણા હતી, કે ગામડિયાઓ જૂની પરંપરાને અને ત્સારના અમલને પસંદ કરશે. પણ પંચાયતીઓએ બતાવી આપ્યું, કે તેઓ ગામડિયાઓને એ વિચારથી મુક્ત કરવાને શક્તિમાન છે. રેસ્પુટિન વગેરે ઋશિયન દરબારની દુષ્ટ મૂર્તિઓ સંબંધી ભયંકર વાતોનો એક મોટો પ્રવાહ દેશ ઉપર અને સેનાઓ ઉપર રેડવામાં આવ્યો.

ઋશિયન કામચલાઉ સરકારે અતિશય સબૂરી રાખી. સારે નસીબે, ૧૯૧૭ના એપ્રિલની ૩જી તારીખે એક જર્મન ઉપરીના કૃત્યથી લોકોને ખરી સ્થિતિ સમજવાનો પ્રસંગ મળ્યો. સ્ટોખોડ નદી ઉપરના એક પૂલ-કિલ્લામાં જનરલ બ્રસિલૉફની દક્ષિણની સેનાના કેટલાક વિભાગો રાજકીય ચર્ચા ચલાવતા હતા, અને લાઇનો અરક્ષિત સ્થિતિમાં હતી.

જર્મનોને શું ચાલે છે તેની ખબર હતી. અનુકૂળ પવન જોઇને તેમણે ઝેરી હવાનાં વાદળાં ઉપર વાદળાં ઋશિયન ખાઇ ઉપર મોકલ્યાં, અને પછી રાજકીય સભા પર તોપો ચલાવીને તેઓ નદી સુધી પહોંચ્યા. લશ્કરનો મોટો ભાગ માર્યો ગયો, અથવા કેદ થયો; અને ઘણી તોપો તથા દારૂગોળો દુશ્મનના હાથમાં પડ્યાં. પણ તેથી અવ્યવસ્થા અને ગેરબંદોબસ્તથી કેટલી હાનિ થઇ શકે, તેનો દરેક ઋશિયન સિપાઇને તથા શહેરીને ખયાલ આવી ગયો. બધાં લશ્કરોને ધાસ્તી લાગી, અને તેઓ પોતાના અમલદારો તરફ વધારે માનથી જોવા લાગ્યાં.

સ્ટોખોડની હાર પછી બે દિવસે કોસૅક લીગની એક સભા રાજધાનીમાં મળી. મોખરા ઉપરના સિપાઇ પ્રતિનિધિઓએ તથા તમામ કોસૅક સેનાઓના પ્રતિનિધિઓએ કામચલાઉ

સરકારને ટેકો આપવાના તથા ફતેહ થાય ત્યાં સુધી લડાઇ જારી રાખવાના કસમ ખાધા. બીજે દિવસે પહેલી સેનાના પ્રતિનિધિઓ પણ પિતૃગ્રેડમાં આવી પહોંચ્યા. પંચાયતીઓ કામચલાઉ સરકારની સંમતિ વગર અરાજક વિચારોનો જે ફેલાવો કરતા હતા, તેની સામે તેમણે વાંધો ઉઠાવ્યો; અને જાહેર કર્યું, કે નવી પ્રજાકીય પરિષદ્ ચૂંટાય, ત્યાં સુધી પ્રજા તરફ હુકમો કાઢવાનો માત્ર સરકારનેજ અધિકાર છે. છતાં સ્થિતિ એવી નહોતી.

કામચલાઉ સરકારને હજી પિતૃગ્રેડ પંચાયતની સાથે સત્તા વહેંચી લેવાની ફરજ પડતી હતી. પંચાયતીઓ લશ્કરમાંથી માણસોને બોલાવી લેવાને તથા દારૂગોળાનું ઉત્પન્ન અટકાવવાને પ્રયાસ કરતા હતા.

એપ્રિલની ૯મી તારીખે લેનિન કરીને અગાઉ દેશનિકાલ થયેલો એક આદમી ત્રીસ સોબતીઓની સાથે રુશિયામાં આવી પહોંચ્યો, અને તેથી પંચાયતીઓ વધારે ઉશ્કેરાયા. તે ગ્રેટ બ્રિટન, ફ્રાન્સ, તથા ઇટલીની વિરુદ્ધ બોલવા લાગ્યો; અને આગ્રહ કરવા લાગ્યો, કે જ્યૂટન અને તુર્કની સાથે છૂટી સુલેહ કરવી જોઇએ. ગ્રેટ બ્રિટન ઉપર ખાસ જોરથી હુમલા થયેલા.

કામચલાઉ સરકારના કેટલાક સભાસદોને ગ્રેટ બ્રિટનના પક્ષમાં ભાષણો આપવાની જરૂર પડી. તેમણે લોકોને સમજાવ્યું, કે બ્રિટિશ કાફલાએ ૧૯૧૪ના ઑગસ્ટમાં પિતૃગ્રેડની રક્ષા કરી હતી; અને ૧૯૧૫ તથા ૧૯૧૬માં બ્રિટિશ સેનાએ રુશિયા ઉપરનું દબાણ ઓછું કર્યું હતું.

૧૯૧૭ના એપ્રિલની ૭મી તારીખે પરદેશ ખાતાના પ્રધાન તરીકે ભાષણ કરતાં પ્રોફેસર પૉલ મિલ્યુકોફે કહેલું, કે "કોન્સ્ટન્ટિનોપલ અને ડાર્ડનલ્સનો કબજો આપણા દેશને આવશ્યક છે." તેણે બતાવેલું, કે જો સામુદ્રધુનીઓ તટસ્થ થશે, તો રુશિયા અગાઉના કરતાં નિર્બળ બનશે, તેને કાળા સમુદ્રના કિનારાની કિલ્લેબંધી સંબંધી નિરંતર વિચાર કરવો પડશે, અને કાળા સમુદ્રમાં કાફલો પણ વધારે જોરાવર નિભાવવો પડશે.

તેના વિચારો ખરા હતા. પણ તેથી સોશ્યલિસ્ટો છેડાઇ પડ્યા. પંચાયતના આગેવાનોએ મુખ્ય પ્રધાન ઉપર એટલું બધું દબાણ કર્યું, કે તેને જાહેરાત આપવી પડી, કે "રુશિયાને પોતાનો મુલક વધારવાની ઇચ્છા નથી, તેમ બીજી પ્રજાઓને હાનિ થાય એવી રીતે જોરાવર થવું નથી."

પ્રિન્સ લ્વૉફે આ પ્રસંગનો સારો ઉપયોગ કર્યો. તેણે સૂચવ્યું, કે સ્વતંત્ર રુશિયન લોકોએ જર્મની, ઑસ્ટ્રિયા-હુંગરી, અને બલ્ગેરિયામાંના પોતાના બંધુઓને આપખુદ સત્તાને તોડી પાડવામાં મદદ આપવી જોઇએ. એટલે ઘણા રુશિયન પંચાયતીઓ અને બીજાઓ થોડા વખતમાં એવું બોલવા લાગ્યા, કે યૂરપની કાયમની શાંતિને અર્થે જર્મન, ઑસ્ટ્રિયન, તથા બલ્ગેરિયન લોકોએ સ્વતંત્ર સરકાર મેળવવા માટે હીલચાલ કરવી જોઇએ. આ દલીલથી સુલેહની વાતો ભાંગી પડી, કારણકે ટ્યૂટૉનિક સોશ્યલિસ્ટો એટલું મોટું પરાક્રમ કરવાને સમર્થ નહોતા.

રુશિયામાં હજી સુધી શાંતિ થયેલ નથી. પણ અમે ઉપલી થોડીજ વિગતો ક્રમશઃ આપવા જેટલી માહિતી મેળવી શકયા છીએ.

# લડાઇના તાર.

રૂમાનિયન મોખરો.

લંડન, ૧૭ મી ઑગસ્ટ.

રૂમાનિયન છાવણીની સાથે રહેલો "ટાઇમ્સ" નો ખાસ ખબરપત્રી જણાવે છે, કે "રૂમાનિયનો કદાપિ લડ્યા નથી તેવડી મોટી અને વિનાશક લડાઇ હજી પૂરી થઇ નથી. સ્લેનિક ખીણથી ગાલાઝ સુધી ૧૦૦ માઇલના મોખરા ઉપર મારામારી ચાલે છે. એકંદરે પરિણામ મિત્ર રાજ્યોના લાભમાં આવતું જાય છે. છ દિવસ અને રાતથી રુષિયનો અને રૂમાનિયનો બહાદુરીથી લડ્યા કરેલ છે. ઓઇટુઝ ઘાટમાં રૂમાનિયનો દુશ્મનને ઘણા નુકસાન સાથે હઠાવી શક્યા છે."

ચીનમાં દુશ્મનો.

પેકિંગ, ૧૭ મી ઑગસ્ટ.

સરકારના તમામ જર્મન અને ઑસ્ટ્રિયન નોકરોને બરતર્ફ કરવામાં આવેલ છે, કે જેમાં ૧૨૦ કરતાં વધારે જગાતખાતાના અમલદારો છે. તેમને હાલ નજરકેદ રાખવામાં આવશે નહીં, પણ ચીનના અમલદારોની નજર નીચે તેઓ સુલેહના ઉદ્યોગો કરી શકશે.

ઇટાલિયન ધસારો.

લંડન, ૨૦ મી ઑગસ્ટ.

ઇટાલિયન ધસારો આગળ વધીને ટ્રિએસ્ટ માટેની લડાઇના રૂપમાં આવતો જાય છે. જનરલ કેડોર્નાં તોપોનો મારો જોરથી ચલાવે છે, અને પાછલા ભાગ ઉપર વિમાનીઓ બોંબ ફેંકે છે.

સાલોનિકામાં આગ.

લંડન, ૨૦ મી ઑગસ્ટ.

તા. ૧૮ મીને રોજ સાલોનિકામાં એક ભયંકર આગ લાગી છે, અને દિવાલોની અંદરના અર્ધા શહેરનો નાશ થયો છે. ૮૦,૦૦૦ માણસો ઘર વગરનાં થઇ પડ્યાં છે. ઝિંદગીના નુકસાનની હજી ખબર પડી નથી. ૧૯ મીની સાંઝ સુધીમાં આગ અંકુશમાં આવેલ છે.

હિંદીઓ માટે કમિશનો.

સિમલા, ૨૦ મી ઑગસ્ટ.

હિંદના સેક્રેટરી ઑફ સ્ટેટે આમની સભામાં જાહેર કરેલ છે, કે હિંદીઓને લશ્કરમાં કમિશન આપવામાં અત્યાર સુધી જે પ્રતિબંધ રહેલ છે, તે દૂર કરવાનો સરકારે ઠરાવ કરેલ છે. હાલ તરત નવ હિંદી અમલદારોને કમિશન આપવા વાસ્તે તૈયારીઓ ચાલે છે.

મિ. મોન્ટેગુ હિંદની મુલાકાતે.

સિમલા, ૨૦ મી ઑગસ્ટ.

આજે સાંઝે એક ખાસ ગેઝેટ ઑફ ઇંડિયા બહાર પડેલ છે, જેમાં જાહેર કરવામાં આવેલ છે, કે સેક્રેટરી ઑફ સ્ટેટ હિંદને મુલાકાત આપશે, તથા સ્થાનિક સરકારોની સાથે વર્તમાન સ્થિતિની ચર્ચા કરશે, અને પ્રતિનિધિઓની સૂચનાઓ સાંભળશે.

<u>ફ્રેંચ ધસારો.</u>

લંડન, ૨૧ મી ઑગસ્ટ.

આજે સાંઝે વર્દુનની પ્રખ્યાત રણભૂમિ ઉપર ફ્રેંચોએ એક બીજી મોટી લડાઇ શરૂ કરી છે. પખવાડિયા ઉપરથી મ્યૂઝના બંને કિનારા ઉપરની જર્મન લાઇનો ઉપર તોપોનો મારો ચલાવવામાં આવે છે. સાડાચૌદ માઇલના મોખરા ઉપર સખ્ત લડાઇ ચાલી રહી છે.

<u>જર્મન ક્રૂરતા.</u>

પારિસ, ૨૨ મી ઑગસ્ટ.

વર્દુનની હારથી ખીજાઇને જર્મનોએ ફરીને એક મોટો અપરાધ કર્યો છે. જર્મન વિમાનોએ ગઇ રાત્રે બોંબ ફેંકીને ત્રણ ફ્રેંચ ઇસ્પિતાલોને આગ લગાડેલ છે; અને ડાક્તરી અમલદારો બળતાં મકાનોમાંથી જખમીઓને ફેરવતા હતા, તેમના ઉપર મશીનગન છોડેલ છે. સાત ડાક્તરી અમલદારો તથા સાત જખમીઓ માર્યા ગયેલ છે; અને ૨૦ અમલદારોને તથા ૧૨ જખમીઓને ઇજા થઇ છે. જખમીઓ પોતાની પથારીમાં માર્યા ગયા છે. મકાનોનાં છાપરાં ઉપર લાલ સ્વસ્તિકો ખુલ્લા દેખાતા હતા, છતાં જર્મનોએ ત્રીજી વાર આવીને બોંબ ફેંકેલ છે.

<u>ઇટાલિયન હુમલો.</u>

લંડન, ૨૨ મી ઑગસ્ટ.

આખા મોખરા ઉપર લડાઇ ચાલે છે. ગોરીઝિયાની ઉત્તરમાં ઇટાલિયનો આગળ વધતા જાય છે. કેદીઓની સંખ્યા ૧૩,૩૧૧ સુધી પહોંચી છે, અને ૩૦ તોપો તથા પુષ્કળ માલ હાથ પડેલ છે. વિમાનો સારી મદદ આપે છે.

<u>જાપાનની મદદ.</u>

પારિસ, ૨૩ મી ઑગસ્ટ.

એક ફ્રેંચ પેપર જણાવે છે, કે "યૂરપની અંદર જાપાનીઓ લડાઇમાં ભાગ લઇ શકે, તેમાં આવતી મુશ્કેલીઓ દૂર થયેલ છે; અને રૂશિયન મોખરા ઉપર જાપાની વાંવટો થોડા વખતમાં દેખાવ દેશે."

<u>પિતૃગ્રેડમાં સંશોધન.</u>

પિતૃગ્રેડ, ૨૩ મી ઑગસ્ટ.

પિતૃગ્રેડમાંથી અનિષ્ટ તત્ત્વોને દૂર કરવાને રૂશિયન સરકારે સખ્ત પગલાં લેવાનું શરૂ તોડેલ છે. ધર્મખાતાંઓ ખાલી કરાય છે, ઘરડા સિપાઇઓ બહાર મોકલાય છે, ગુપ્ત પોલિસ વખતમોખ છે, અને ઘણા ખોટી રીતે પાછળ રહેલા માણસોને મોખરા ઉપર મોકલવામાં આવે છે.

બલ્ગેરિયન લ.

વાતો ભાંગી પડી,

## નિવેદન.

રૂશિયામાં હજી રે સાથે વર્દુનના જીતનારાઓ માટે ગમ્મત—ફ્રેંચ સિપાઇઓની અમુક નાટક જેટલી માહિતી મેળવી શકય્ અમારા વાંચનારાઓને અમે ભેટ કરીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૪થી સપ્ટેમ્બર, ૧૯૧૭. [અંક ૪૦.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૪ થી સપ્ટેમ્બર, ૧૯૧૭.

## સત કબીર.

"સાચ બરાબર તપ નહીં, જૂઠ બરાબર પાપ;
જાકે હિરદે સાચ હય, તાકે હિરદે આપ."

મહાત્મા સત કબીર સાહિબના સંબંધમાં સર ચાર્લ્સ જેમ્સ લાયલ નીચે પ્રમાણે લખે છે:—

"કબીરજી પંદરમી સદીના આગલા અર્ધ ભાગમાં થઇ ગયા, અને ઉત્તર હિંદુસ્તાનના વૈષ્ણવ ધર્મોદ્ધારકોમાં તે સૌથી વધારે પ્રખ્યાત છે. તેઓ પ્રખ્યાત ગુરુ રામાનંદના બાર શિષ્યોમાંના એક ગણાય છે. તે પોતે જયદેવ* અને નામદેવ† નાં નામ પણ પોતાના શિક્ષક તરીકે ગણાવે છે. દંતકથા એવી છે, કે કબીર કોઇ બ્રાહ્મણ વિધવાનો પુત્ર હતો. માતાએ તેને બહાર મૂકી દીધેલો. અલી અથવા નીરૂ નામના મુસલમાન વણકરને બનારસ પાસેના લહર તળાવમાં તે એક કમળ ઉપરથી મળી આવ્યો. એ વણકરની વહુનું નામ નીમા હતું. બંનેએ તેને મુસલમાન તરીકે ઉછેર્યો. કબીરજીએ પોતાની ઝિંદગીનો મોટો ભાગ બનારસમાં ગાળેલો જણાય છે, અને પાછળથી તેઓ મગહર ગયેલા. એ ગામ હાલના બસ્તી નામના પ્રદેશમાં આવેલું છે. ત્યાં કબીરજી ઇ. સ. ૧૪૪૯માં વિદેહ થયા કહેવાય છે. તેઓ પ્રથમ મુસલમાન અને વણકર હતા, એ બાબતમાં શંકા કરવાનું કશું કારણ જણાતું નથી; તેનું પોતાનું નામ અને તેના દીકરા કમાલનું નામ મુસલમાની છે, હિંદુ નથી. તેણે ગુરુ રામાનંદના સિદ્ધાંતનો સ્વીકાર કર્યો, એ હકીકત તે વખતે ઉત્તર હિંદુસ્તાનમાં નવાઇની ગણાય તેવી નહોતી. આગલા શીખ ગુરુઓનો ધર્મ, કે જે મુખ્યત્વે કરીને કબીરના શિક્ષણ ઉપર સ્થપાયલો હતો, તેમાં પણ હિંદુ ધર્મને ઇસ્લામની સાથે એક કરવાનો ઉદ્દેશ હતો; અને પદમાવતનો કર્તા મલીક મોહમ્મદ, કે જે કબીરજીની પાછળ સો વરસે થઇ ગયો, તેના દાખલા પરથી જણાય છે, કે બંને ધર્મ વચ્ચેનો સંબંધ કોઇ વાર અતિશય નિકટ થઇ જતો. કહેવાય છે, કે કબીરજીનું મૃત્યુ થયું, ત્યારે હિંદુઓ તથા મુસલમાનો બંનેએ તે પોતાના ધર્મના હોવાનો દાવો કરેલો; અને મગહરમાં તેમના મકાનેથી

* ગીત ગોવિંદ વગેરેના કર્તા પ્રસિદ્ધ સંસ્કૃત કવિ. † નામાંકિત મરાઠી કવિ.

પાયદસ્ત નિકળી, ત્યારે કબીરજીના પોતાના પ્રગટ થવાથી વિવાદની શાંતિ થયેલી. કબીરજીએ કહેલું, કે કફનની નીચે શું છે તે તો જુઓ! અને તરત તેઓ અદૃશ્ય થયેલા. કપડું ઊંચું કરતાં નીચે ફુલના ઢગલા સિવાય બીજું કશું નહોતું. અર્ધાં ફુલ મુસલમાનોએ લઇને દફનાવ્યાં; અને બાકીનાં અર્ધાં હિંદુઓએ લઇને બાળ્યાં.

"ભક્તિમાર્ગના સમર્થ ઉપદેશક તરીકે કબીરજીની ખ્યાતિ મોટી છે. ઉત્તર હિંદુસ્તાનમાં કબીરપંથીઓની સંખ્યા હાલ પણ દસ લાખ કરતાં વધારે છે. પંથનું મુખ્ય સ્થાનક બનારસમાં કબીર ચૌરામાં છે, અને ત્યાં તેના ગ્રંથો જાળવી રખાયા છે, જોકે મોટે ભાગે તે તેના શિષ્યોને હાથે લખાયા છે.

"તેની સાખીઓ સુમારે ૫,૦૦૦ છે; અને 'શબ્દાવલિ' કરીને એક હજાર શબ્દોનો ગ્રંથ છે, જેમાં તેના સિદ્ધાંતોનું વિવેચન છે. નાનકશાહીઓ અને દાદુપંથીઓ તથા શીખો પણ તેને ગુરુ તરીકે માન આપે છે.

"કબીરના અનુયાયીઓ અવિવાહિત રહેતા નથી, અને શાંત જીવન ગુજારે છે. વિલ્સન તેમને બ્રિટનના ક્વેકરો સાથે સરખાવે છે."

કબીરજી સંબંધી આટલી થોડીજ વાતો નોંધીને હવે અમે તેના અમૂલ્ય ઉપદેશમાંથી એક નવી મણિરત્નમાલા અમારા વાંચનારાઓને આપવા સારૂ પ્રવૃત્ત થઇએ છીએ:—

"કબીર કુત્તા રામકા, મોતી નામ ધરાય;
ગલે બિચ દોરી પ્રેમકી, જિત ખેંચે તિત જાય."

અર્થ સ્પષ્ટ છે. નમ્ર ભક્ત હજી પોતાની નમ્રતા વધારે પ્રગટ કરે છે:—

"દાસ કહાવન કઠન હય, મેં દાસનકો દાસ:
અબ તો ઐસા હો રહું, પાંઉ તલેકી ઘાસ!"

જગતની ક્ષણભંગુર વસ્તુઓમાં સુખ સમજનારને કબીરજી કહે છે:—

"જૂઠે સુખકો સુખ કહે, માનત હય મન મોદ;
જગત ચબેના કાલકા, કછુ મુખમેં કછુ ગોદ."

જગત કાલનું ચવેણું એટલે ખોરાક છે, જેમાંનો કેટલોક મ્હોડામાં ચવાતો હોય છે, અને બાકીનો ખોળામાં પડ્યો હોય છે.

"આયા હય સો જાયગા, રાજા રંક ફકીર:
કોઇ સિંહાસન ચઢ ચલે, કોઇ બંધ જાત જંજીર!"

મંગળવાર, ૪ થી સપ્ટેમ્બર, ૧૯૧૭.

## સંત કબીર.

"સાચ બરાબર તપ નહીં, જૂઠ બરાબર પાપ;
જાકે હિરદે સાચ હૈ, તાકે હિરદે આપ."

મહાત્મા સંત કબીર સાહિબના સંબંધમાં સર ચાર્લ્સ જેમ્સ લાયલ નીચે પ્રમાણે લખે છે:—

"કબીરજી પંદરમી સદીના આગલા અર્ધ ભાગમાં થઇ ગયા, અને ઉત્તર હિંદુસ્તાનના વૈષ્ણવ ધર્મોદ્ધારકોમાં તે સૌથી વધારે પ્રખ્યાત છે. તેઓ પ્રખ્યાત ગુરુ રામાનંદના બાર શિષ્યોમાંના એક ગણાય છે. તે પોતે જયદેવ* અને નામદેવ† નાં નામ પણ પોતાના શિક્ષક તરીકે ગણાવે છે. દંતકથા એવી છે, કે કબીર કોઇ બ્રાહ્મણ વિધવાનો પુત્ર હતો. માતાએ તેને બહાર મૂકી દીધેલો. અલી અથવા નીરૂ નામના મુસલમાન વણકરને બનારસ પાસેના લહર તળાવમાં તે એક કમળ ઉપરથી મળી આવ્યો. એ વણકરની વહુનું નામ નીમા હતું. બંનેએ તેને મુસલમાન તરીકે ઉછેર્યો. કબીરજીએ પોતાની જિંદગીનો મોટો ભાગ બનારસમાં ગાળેલો જણાય છે, અને પાછળથી તેઓ મગહર ગયેલા. એ ગામ હાલના બસ્તી નામના પ્રદેશમાં આવેલું છે. ત્યાં કબીરજી ઇ. સ. ૧૪૪૯માં વિદેહ થયા કહેવાય છે. તેઓ પ્રથમ મુસલમાન અને વણકર હતા, એ બાબતમાં શંકા કરવાનું કશું કારણ જણાતું નથી; તેનું પોતાનું નામ અને તેના દીકરા કમાલનું નામ મુસલમાની છે, હિંદુ નથી. તેણે ગુરુ રામાનંદના સિદ્ધાંતનો સ્વીકાર કર્યો, એ હકીકત તે વખતે ઉત્તર હિંદુસ્તાનમાં નવાઇની ગણાય તેવી નહોતી. આગલા શીખ ગુરુઓનો ધર્મ, કે જે મુખ્યત્વે કરીને કબીરના શિક્ષણ ઉપર સ્થપાયલો હતો, તેમાં પણ હિંદુ ધર્મને ઇસ્લામની સાથે એક કરવાનો ઉદ્દેશ હતો; અને પદમાવતનો કર્તા મલીક મોહમ્મદ, કે જે કબીરજીની પાછળ સો વરસે થઇ ગયો, તેના દાખલા પરથી જણાય છે, કે બંને ધર્મ વચ્ચેનો સંબંધ કોઇ વાર અતિશય નિકટ થઇ જતો. કહેવાય છે, કે કબીરજીનું મૃત્યુ થયું, ત્યારે હિંદુઓ વધા મુસલમાનો બંનેએ તે પોતાના ધર્મના હોવાનો દાવો કરેલો; અને મગહરમાં તેમના મકાનેથી

---

* ગીત ગોવિંદ વગેરેના કર્તા પ્રસિદ્ધ સંસ્કૃત કવિ. † નામાંકિત મરાઠી કવિ.

પાયદસ્ત નિકળી, ત્યારે કબીરજીના પોતાના પ્રગટ થવાથી વિવાદની શાંતિ થયેલી. કબીરજીએ કહેલું, કે કફનની નીચે શું છે તે તો જુઓ! અને તરત તેઓ અદૃશ્ય થયેલા. કપડું ઉંચું કરતાં નીચે ફુલના ઢગલા સિવાય બીજું કશું નહોતું. અર્ધાં ફુલ મુસલમાનોએ લઇને દફનાવ્યાં; અને બાકીનાં અર્ધાં હિંદુઓએ લઇને બાળ્યાં.

"ભક્તિમાર્ગના સમર્થ ઉપદેશક તરીકે કબીરજીની ખ્યાતિ મોટી છે. ઉત્તર હિંદુસ્તાનમાં કબીરપંથીઓની સંખ્યા હાલ પણ દસ લાખ કરતાં વધારે છે. પંથનું મુખ્ય સ્થાનક બનારસમાં કબીર ચૌરામાં છે, અને ત્યાં તેના ગ્રંથો જાળવી રખાયા છે, જોકે મોટે ભાગે તે તેના શિષ્યોને હાથે લખાયા છે.

"તેની સાખીઓ સુમારે ૫,૦૦૦ છે; અને 'શબ્દાવલિ' કરીને એક હજાર શબ્દોનો ગ્રંથ છે, જેમાં તેના સિદ્ધાંતોનું વિવેચન છે. નાનકશાહીઓ અને દાદુપંથીઓ તથા શીખો પણ તેને ગુરુ તરીકે માન આપે છે.

"કબીરના અનુયાયીઓ અવિવાહિત રહેતા નથી, અને શાંત જીવન ગુઝારે છે. વિલ્સન તેમને બ્રિટનના કવેકરો સાથે સરખાવે છે."

કબીરજી સંબંધી આટલી થોડીજ વાતો નોંધીને હવે અમે તેના અમૂલ્ય ઉપદેશમાંથી એક નવી મણિરત્નમાલા અમારા વાંચનારાઓને આપવા સારૂ પ્રવૃત્ત થઇએ છીએ:—

"કબીર કુત્તા રામકા, મોતી નામ ધરાય;
ગલે બિચ દોરી પ્રેમકી, જિત ખેંચે તિત જાય."

અર્થ સ્પષ્ટ છે. નમ્ર ભક્ત હજી પોતાની નમ્રતા વધારે પ્રગટ કરે છે:—

"દાસ કહાવન કઠન હય, મેં દાસનકો દાસ:
અબ તો ઐસા હો રહું, પાંઉ તલેકી ઘાસ!"

જગતની ક્ષણભંગુર વસ્તુઓમાં સુખ સમજનારને કબીરજી કહે છે:—

"જૂઠે સુખકો સુખ કહે, માનત હય મન મોદ;
જગત ચબેના કાલકા, કછુ મુખમેં કછુ ગોદ."

જગત કાલનું ચવેલું એટલે ખોરાક છે, જેમાંનો કેટલોક મ્હોડામાં ચવાતો હોય છે, અને બાકીનો ખોળામાં પડ્યો હોય છે.

"આયા હય સો જાયગા, રાજા રંક ફકીર:
કોઇ સિંહાસન ચઢ ચલે, કોઇ બંધ જાત જંજીર!"

કોઇ રાજગાદી ભોગવીને, તો કોઇ બંધીખાને રહીને, પણ સૌ જવાના છે. અને તેટલા માટે કબીરજી ચેતાવે છે:—

"જાગો લોકો, મત સોવો, ન કરો નીંદરો પ્યાર:*
જૈસો સપનો રૈનકો, ઐસો યહ સંસાર!"

પણ મરણ એટલે શું? કોણ મરે છે? કબીરજી સમજાવે છે:—

"મરૂં મરૂં સબ કોઇ કહે, મેરી મરે બલાય:
મરના થા સો મર ચુકા, અબ કોન મરેહિ જાય?"

દુનિયામાં સૌ કોઇ કહે છે, કે 'હું મરૂં છું', 'હું મરૂં છું', પણ કબીરની તો બલાએ મરતી નથી. કારણકે જે મરવાનું હતું, તે બધું મરી ગયું. ત્યારે બાકી શું રહ્યું, કે તે મરી જાય?

ફરી એ વિચારને વધારે સ્પષ્ટ રૂપમાં મૂકે છે:—

"મન મુવા, માયા મુઇ, સંશય મુવા શરીર:
અવિનાશી તો ના મરે, તુ કયું મરે કબીર?"

એથી પણ આગળ ચાલીને કબીરજી એક વધારે મહત્ત્વનું સત્ય બતાવે છે:—

"જીવતરેં મરનો ભલો, જો મર જાણુ કોય:
મરને પહેલે જો મરે, કુલ ઉજિયારા હોય!"

આ દોહરા ઉપરથી લડાઇમાં કામ કરનારા બ્રિટિશ અને હિંદી વિક્રમોને પણ ઘણો ઉપદેશ મળે તેમ છે. કબીરજી મરણ પહેલાંના જે મરણની વાત કરે છે, તે સ્વાર્થી કામનાના અહંકારનું મરણ છે.

વળી, જાણે આપણનેજ કહેતા હોય તેમ, કબીરજી કહે છે:—

"અજહુ તેરા સબ મિટે, જો જગ માને હાર:
ઘરમેં ઝગરા હોત હૈ, સો ઘર જારહિ ડાર!

અર્થ:—"જો તું એમ સમજે, કે જગતમાં મળતી બધી ફતેહો હારજ છે, તો તારી

---

* સરખાવો:—

"या निशा सर्व भूतानां तस्यां जागर्ति संयमी।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः॥"

અર્થ:—"જે સર્વ ભૂતની રાત્રિ છે, તેમાં સંયમી જાગે છે. જેમાં ભૂતો જાગે છે, તે જોનાર મુનિને રાત્રિ છે."

શ્રીમદ્ ભગવદ્‌ગીતા.

બધી જંજાળોનો છેડો આજેજ આવી જાય. માટે આ તારા ઘટમાં જે મારામારી ચાલી રહી છે, ઇંદ્રિયોની જે ખેંચતાણ થયા કરે છે, તેને તું બાળી મૂક! કારણકેઃ—

"ઘર જાલે ઘર ઊગરે, ઘર રાખે ઘર જાય:*
એક અચંબા દેખિયા, મડા કાલકો ખાય!"

આ પ્રકારની વાણીને આપણા લોકો "અવળ વાણી" ના નામથી ઓળખે છે. ઘર બાળ્યાથી ઘર ઉગરે છે, એ ખરી વાત છે; પણ જે ઘર બળે છે તે જુદું છે, અને જે ઉગરે છે તે જુદું છે. જે ઉગરે છે તે આત્માનું જીવન છે, અને જે બળે છે તે અહંકારનું. મસ્તોના જીવન માટે કબીરજી કહે છેઃ—

"સૂલી ઉપર ઘર કરે, બિખકા કરે અહાર,
કાલ તીનકો ક્યા કરે, આઠ પહર હુશિયાર!"

પણ આ "સૂલી ઉપર ઘર" કરવાનો ઉપદેશ આપનાર મહાત્માનું હૃદય દયારસથી ભરપૂર છે. જાણે કે હાલના વખતને માટે કહેતા હોય તેમ કબીરજી કહે છેઃ—

"જલતી આઈ વાદલી, બરખન લાગા અંગાર:
ઊઠ કબીરા! ધાર જા દાઝત હય સંસાર!"

અને દાઝતા સંસારીઓને તે કહે છેઃ—

"સુખમેં સુમરન ના કરે, દુઃખમેં કરે જો યાદ,
કહે કબીર તા દાસકી કૌન સુને ફરિયાદ?"

હિંદુસમાજે કબીરજીને મહાત્મા તરીકે સ્વીકારેલ છે, છતાં તેના કેટલાક ઉપદેશની અસર જોઇએ તેવી થઇ નથી. ઉદાહરણ તરીકે, તે કહે છેઃ—

"પથ્થર પૂજે હરિ મિલે, તો મેં પૂજું ગિરિરાય:
સબસેં તો ચક્કી ભલી: પીસ પીસકે ખાય!
કુબુદ્ધિકો સૂઝે નહીં. ઊઠ ઊઠ દેવલ જાય:
દિલ દેહરાકી ખબર નહિ, પત્થરને ક્યા પાય?"

---

* સરખાવોઃ—

"He that findeth his life shall lose it: and he that loseth his life for my sake, shall find it," Matthew. 11 : 30.

અર્થઃ—"જે પોતાનું જીવન મેળવે છે, તે તે ખોશેઃ અને જે મારી ખાતર પોતાનું જીવન ખુએ છે, તે તે મેળવશે", માત્થી, ૧૧ઃ ૩૯.

નીચેની સાખી જરા ચકિત કરે તેવી છે:—

"મક્કે મદિને મેં ગયા, વહાં ભિ હરકા નામ:
મેં તુજ પૂછું રે સખિ! કિન દેખા? કિસ ઠામ?"

અર્થ:—"મક્કા મદિનામાં ગયા, તો ત્યાં પણ પ્રભુનું નામ તો છેજ, પણ મુસલમાન કોમને કબીરજી કહે છે, કે ઓ બહેન! હું તને એ પૂછું છું, કે મક્કા મદિનામાં પ્રભુને પોતાને કોણે અને ક્યાં જોયો?

"રામ નામ સબ કોઇ કહે, ઠગ ઠાકુર ઓર ચોર:
ધ્રુવ પ્રહ્લાદ જસ તર ગયે, ઓહિ નામ કછુ ઓર!"

અને સ્મરણસિદ્ધિનો નિયમ નીચેની સુંદર ઉપમાથી સમજાવે છે:—

"સુમરન સિદ્ધિ યું કરો, જ્યું ગાગર પનિહાર:
હાલે ચાલે સુરતમેં: કહે કબીર બિચાર!"

નામસ્મરણ લોકોને બતાવવાને માટે નથી, તે પર ધ્યાન ખેંચતાં કબીરજી કહે છે:—

"બાહેર ક્યા દિખલાઇએ, અંતર કહીએ રામ
નહીં મામલા ખલકસે, પડા ધનીસે કામ"

દુનિયાની સાથે નિસબત નથી, પણ ધણીની સાથે કામ છે. વળી,

"માલા તો કરમેં ફિરે, જીભ ફિરે મુખમાંહિ;
મનવા તો ચૌદિશ ફિરે, ઐસા સુમરન નાંહિ.
"સુમરન સુરતિ લગાય કે, મુખસે કછુ ના બોલ:
બાહેરકે પટ દેયકે, અંતરકે પટ ખોલ!
"કાષ્ટ કાષ્ટકે માલા કિની, માંહિ પરોયા સૂત:
માલા બિચારી ક્યા કરે, જો ફેરનહાર કપૂત?
"માલા તો મનકી ભલી, ઔર સંસારી ભેખ;
માલા પહેરે મન સુખી, તો બાહરકે પર દેખ!"

દિલને ફેરવ્યા વગર માત્ર માલાને ફેરવ્યાથી કશો સાર નથી, એ સ્પષ્ટ કરવાને કહે છે:—

"માલા મુજકો લર પરી, કાહે ફિરાવે મોહે?
જો દિલ ફેરે આપના, તો રામ મિલાદું તોહે!"

કબીરજી અંતરની વાતોનેજ મહત્ત્વ આપે છે, અને તેટલા માટે કહે છે:—

"તનકો જોગી સબ કરે, મનકો કરે ન કોય;
મનકો જોગી જબ કરે, સો ગુરુ બાલક હોય."

વળી, દાંભિકોને પ્રહાર કરતાં કહે છે:—

"મન મેલા તન ઊજલા બગલા કપટી અંગ;
તાતે તો કૌવા ભલા, તનમન એકહિ રંગ!"

નીચેની સાખીમાં પ્રકાશની પ્રાપ્તિનો માર્ગ બતાવે છે:—

"મન રાજા મન રંક હય, મન કાયર મન શૂર;
શૂન્ય શિખર પર મન રમે, મસ્તક આવે નૂર!" *

કહેણી અને રહેણી વચ્ચેનો મોટો ભેદ કબીરજી ફરી ફરીને સ્પષ્ટ કરે છે:—

"કથની બકની છોડ દે, રહેનીસે ચિત લાય;
નિરખી નીર પિયે બિના, કબહુ પ્યાસ ન જાય
"એક હમારી શીખ સુન, જો તૂં હુવા હય શેખ:
કરૂં કરૂં તુ કયા કહે? કયા કયા કિયા હય દેખ!
"જૈસી કથની મેં કથી, તૈસી કથે ન કોય;
કરનીસે સાહિબ મિલે, કથની જૂઠી હોય."

## લડાઇના તાર.

—:૦:—

ફ્રેંચ ધસારો.

લંડન, ૨૪ મી ઑગસ્ટ.

આજ સવારે ફ્રેંચ લશ્કરોએ એવોકોર્ટ જંગલ અને મૉર્ટહૉમ વચ્ચે જોરથી ધસારો કરી નં. ૩૦૪ની મજબૂત ટેકરી કબજે કરી છે.

---

*સરખાવો:—

"And the earth was without form, and void, * * * And God said Let there be light: and there was light," Genesis, I. 2, 3.

અર્થ:—"અને પૃથ્વી રૂપ વગરની અને શૂન્ય હતી, * * * અને ઈશ્વરે કહ્યું, કે પ્રકાશ થાઓ: અને પ્રકાશ થયો," સંસર્જન, ૧: ૨, ૩.

ઇટાલિયન ધસારો.

લંડન, ૨૪ મી ઑગસ્ટ.

લડાઇ ચાલુ છે. ઇટાલિયનોએ નવાં મથકો કબજે કર્યા છે, અને હુમલા પાછા વાળેલ છે. કેદીઓની સંખ્યા ૨૦,૦૦૦ માણસોની થઇ છે, અને ઉપરાંત ૫૦૦ અમલદારો છે. ૬૦ તોપો પડાવવામાં આવેલ છે. વિમાનોએ દુશ્મન ઉપર પંદર ટન બોંબ ફેંકેલ છે.

કૈઝરનું ભાષણ.

કોપનહેગન, ૨૪ મી ઑગસ્ટ.

બર્લિનથી એક ઓફિશ્યલ તાર બહાર પડ્યો છે. ઇસેર મોખરા ઉપરનાં લશ્કરોને સંબોધન કરતાં કૈઝર બોલ્યો છે, કે "દુશ્મનને બસ થયું લાગશે, ત્યાં સુધી આપણે લડશું. આપણો મુખ્ય અને સૌથી વધારે કપી દુશ્મન ઇંગ્લંડ છે. તે આખી દુનિયામાં જર્મનીની સામે તિરસ્કાર ફેલાવે છે, અને મિત્રોને લડવાને આતુર બનાવે છે. તેટલા માટે ઇંગ્લંડ ખાસ કરીને તે દુશ્મન છે, કે જેને આપણે ગમે તેટલી મુશ્કેલી છતાં જમીનદોસ્ત કરવો જોઇએ."

રૂશિયામાં ફેરફાર.

પિતૃગ્રેડ, ૨૫ મી ઑગસ્ટ.

મિ. સેવિન્કાફે મિ. કેરેન્સ્કીની સાથે મતભેદ થવાથી વિગ્રહખાતાના પ્રધાનના ઍક્ટિંગ હોદ્દાનું રાજીનામું આપેલ છે.

મૉસ્કો કૉન્ફરન્સ.

મૉસ્કો, ૨૬ મી ઑગસ્ટ.

આજે કૉન્ફરન્સ ખુલ્લું કરતાં મિ. કેરેન્સ્કીએ એક સમર્થ વ્યાખ્યાન આપેલ છે. પરિષદમાં કુલે ૨,૫૦૦ પ્રતિનિધિઓ હતા: ૪૮૮ પ્રતિનિધિઓ ચાર ડુમાના; ૧૦૦ ખેડુતોના; ૨૨૦ સમગ્ર રૂશિયાના સિપાઇઓ અને કર્મકારોના પ્રતિનિધિઓની કાઉન્સિલના; ૧૪૭ મ્યુનિસિપાલિટીઓના; ૧૧૮ ઝેમસ્ત્વોઓ તથા શહેરોના; ૧૫૦ ઔદ્યોગિક મંડળો તથા બેંકોના; ૩૧૩ સહકારી મંડળોના; અને ૧૭૬ ધંધાઓના મહાજનોના.

લંડન, ૨૮ મી ઑગસ્ટ.

સેનાધિપતિ ક્રાર્નિલોફે એક સ્પષ્ટ ભાષણ કરીને લશ્કરની અવ્યવસ્થાનો ચિતાર આપેલ છે. "મોખરા ઉપરની સ્થિતિ એટલી ખરાબ છે, કે આખો ગેલીશિયા અને આખો બુકોવિના—આપણી તાજી જીતોના તમામ લાભ આપણે ગુમાવેલ છે. દુશ્મન કેટલેક સ્થળે આપણી હદને ઓળંગેલ છે, અને આપણા દક્ષિણના પ્રદેશો જોખમમાં છે. તે રૂમાનિયન સેનાનો નાશ કરવા યત્ન કરે છે, અને રિગાના દરવાજા ઠોકે છે. જો રિગાના અખાતનો કિનારો બચાવી રાખવામાં સેના આપણને મદદ નહીં કરે, તો પિતૃગ્રેડ જવાનો માર્ગ સારી પેઠે ખુલ્લો થશે."

રૂમાનિયન વિક્રમ.

લંડન, ૨૯ મી ઑગસ્ટ.

ફૉકસાનીથી ઉત્તરમાં મારાસેસ્ટી મોખરા ઉપર રૂમાનિયન લશ્કરે મૅકેનસનની મોટી સેનાની સામે બહુ સારો બચાવ કરેલ છે. સેરેથના ડાબા કિનારાનો કબજો રૂમાનિયનોના હાથમાંજ રહેલ છે.

ભાવનગર સરકારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૧૧મી સપ્ટેમ્બર, ૧૯૧૭. [અંક ૪૧.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વેહેંચાતું
સાપ્તાહિક પત્ર.

જર્મન સુલેહ કરાવવા સારૂ જુદી જુદી પ્રજાઓના મંડળને ફરી હસ્તીમાં લાવવાને યત્ન કરેલો. ૧૯૧૭ માં સ્ટૉકહોમમાં સોશ્યલિસ્ટ કોન્ફરન્સ ભરાવવાની યોજનામાં પણ તેણે મહત્ત્વનો ભાગ લીધેલો.

ડચ સોશ્યલિઝમ ઉપરાંત ડચ ધર્મનું પણ મિત્ર રાજ્યોની સામે એક રાજકીય હથિયાર તરીકે રૂપાંતર થયેલું. ડા. કવાઇપર કરીને એક આગેવાન રાજપુરુષ કેલ્વિનિસ્ટ લીગનો પ્રમુખ હતો, અને એ લીગનો ઉદ્દેશ "નાસ્તિક અને તોફાની ફ્રાન્સ"ની સામે થવાનો હતો. લીગના પ્રમુખે લુસિટાનિયાના વિનાશની તારીફ કરેલી, અને કહેલું, કે "અમેરિકન દારૂગોળો બનાવનારાઓએ મોકલેલા સામાનના બચાવ સારૂ ઢાલ જેવા થવા માટેજ જેઓ માર્યા ગયા તેમને સજા થયેલી છે." જર્મન પક્ષના પ્રૉટેસ્ટંટ મંડળની સાથે એક કૅથલિક મંડળ પણ હતું, અને કાર્ડિનલ વૅન રોસ્સમ તથા યૂટ્રેક્ટનો આર્કબિશપ તેના અગ્રેસર હતા. ડચ પાદરીઓ કોઇ કોઇ વાર ધર્માસન ઉપરથી જર્મન વિગ્રહને ન્યાયપુરસ્સર અને કીર્તિપ્રદ તરીકે જાહેર કરતા.

માત્ર થોડાએક સત્તા વગરના ડચ લોકો પોતાના પૂર્વજોની સ્વતંત્રતા રાખી રહ્યા હતા; અને તેમના મુખ્ય નાયક "ટેલીગ્રાફ" વર્તમાનપત્રના એડિટરને જર્મનીના હરામખોરો સંબંધી અભિપ્રાય આપવાના અપરાધ માટે હૉલંડની સરકારે છેવટે કેદ કરેલો. ડા. કવાઇપરના વિચારના માણસોએ ગ્રેટ બ્રિટન તથા ફ્રાન્સ ઉપર સખ્ત આક્ષેપો કરેલા, પણ તેમને પોલિસે અટકાવેલા નહીં. એવું ધારવામાં આવેલું, કે હૉલંડને જર્મનીના બાહુમાં નાંખવાનું ગ્રેટ બ્રિટનને પરવડે તેમ નથી, કારણકે તેથી તો ગ્રોનિંગેનથી શેલ્ટ સુધીનો ઉત્તર સમુદ્રનો તમામ કિનારો જર્મન સબમરીનોને આશ્રય તરીકે ઉપયોગી થઇ શકે. ડચ લોકોએ એવો હિસાબ કરેલો, કે જર્મન સબમરીનોથી તેમનો બચાવ થાય છે, અને તેથી તેમનાં પૂર્વનાં સંસ્થાનો તથા તેમનો વેપાર સુરક્ષિત રહે છે. જર્મનોના હુમલાથી જે વહાણો ખોવાતાં હતાં, તેને બ્રિટિશ દુશ્મનાવટની સામે વીમાની કિંમત તરીકે ગણવામાં આવતાં.

યુનાઇટેડ સ્ટેટ્સે વિગ્રહમાં પ્રવેશ કર્યો, ત્યાં સુધી હૉલંડના રાજ્યકર્તા અને વેપારી વર્ગને કશો ક્ષોભ થયેલો નહીં. ત્યારે ક્ષોભ થવાનું કારણ પણ એજ હતું, કે અમેરિકા ડચ લોકોને ખોરાક પૂરૂં પાડતું હતું, અને ડચો પોતાની પેદાશ પુષ્કળ નાણાં લઇને જર્મનોને વેચતા હતા. અમેરિકા પોતાને મોકલાતો ખોરાક બંધ કરશે, એમ લાગતાં તેમને ઘણી ચિંતા થયેલી.

૧૯૧૭ની વસંતમાં, અમેરિકા મોકલાતા માલ ઉપર અંકુશ મૂકશે, એમ જાણવાથી સ્વીડનમાં પણ ફિકર થયેલી. વિગ્રહના ૩૪ મહિના સુધી સ્વીડન મધ્ય સામ્રાજ્યોના ભાવી મિત્ર જેવું રહ્યું હતું. કેટલેક પ્રસંગે ફિનલેન્ડમાં થઇને પિતૃગ્રેડ ઉપર સ્વીડિશ હુમલાનો ભય હતો. જો ગ્રેટ બ્રિટન વિગ્રહમાં ભળેલ ન હોત, અને જો રૂશિયા, ફ્રાન્સ, બેલ્જિયમ, તથા સર્બિયાજ લડાઇમાં ઉતર્યા હોત, તો ૧૯૧૪ના ઑગસ્ટથીજ સ્વીડન ઘણું કરીને મધ્ય સામ્રાજ્યોની સાથે થાત.

૧૯૧૩ માં મધ્ય સામ્રાજ્યો કે મિત્ર રાજ્યો કોઇની સ્વીડન ઉપર ખાસ અસર નહોતી. એક "લિબરલ" પ્રધાનમંડળ શાસન કરતું હતું, અને તે દેશની અંદરના સવાલોમાં રોકાયલું હતું. રાજા એક જર્મન શાહઝાદીને પરણ્યો હતો, અને પ્રશિયન સરકારની પદ્ધતિઓનો વખાણ-

જર્મનો આખી દુનિયાના સરદાર થયા હોત, તો ડચ વેપારની આગેવાન પેઢીઓના માણસોને તેથી નુકસાન નહોતું. તેઓ જર્મન પેઢીઓની સાથે સારા કરાર કરીને આબાદ થઇ શકયા હોત.

હૉલંડના ખેડુત વર્ગને કશી રાજનીતિ સંબંધી પંચાત નહોતી. બ્રિટિશ ઘેરો બરાબર ન હોવાથી તેઓ પુષ્કળ નફો મેળવતા હતા, અને તેથી સંતુષ્ઠ હતા. તેમને ધાસ્તી એટલીજ હતી, કે ગ્રેટ બ્રિટન વચ્ચે પડીને મધ્ય સામ્રાજ્યોમાં જતો માલ પરાણે અટકાવશે. એવી અફવાઓ ચાલેલી, કે ગ્રેટ બ્રિટન જાવા તથા સુમાત્રાને પડાવી લેશે; અને જે ડચ વહાણો બ્રિટિશ બંદરોમાં હશે તે જપ્ત થશે.

હુમલાને પહોંચી વળવા સારૂ ડચ લશ્કર તૈયાર પણ થયેલું. ૧૯૧૬ ના માર્ચની ૩૧ મી તારીખે જનરલ સ્ટાફે રેલવેઓનો કબજો લીધો, અને જુદે જુદે સ્થળે માણસોની મજબૂતી કરી. લશ્કરી તથા નૈકાખાતાના અમલદારો તથા માણસોને રજા આપવાની મના થઇ. તોપો કિનારે મોકલવામાં આવી; અને શેલ્ટ તથા હ્રાઇનનાં મુખો પાસેનો બચાવ વધારે મજબૂત થયો. આગબોટોના શેરોના ભાવ ઉતરી ગયા. કેટલીક આગબોટોએ પોતાની સફરો મુલતવી રાખી; અને લોકો બેંકોમાંથી નાણાં ઉપાડી લેવા માંડ્યા. પાર્લમેન્ટની એક ગુપ્ત બેઠક ભરવામાં આવી; અને એક અઠવાડિયા સુધી ઘણી અશાંતિ રહી. ધીમે ધીમે જ્યારે લોકોની ચિંતા શમી જવા માંડી, ત્યારે લશ્કરી અને રાજકીય પ્રવૃત્તિનું કારણ બહાર આવ્યું. જર્મન જનરલ સ્ટાફે ડચ જનરલ સ્ટાફને સાવચેતી આપી હતી, કે શેલ્ટના મુખની પાસે બ્રિટિશો હુમલો કરનાર છે; અને સૂચવ્યું હતું, કે બ્રિટિશ લશ્કર ઉતરશે તેની સામે થવાને જો હૉલંડ તત્પર નહીં હોય, તો બેલ્જિયમની અંદરનું જર્મન લશ્કર એ કામ ઉપાડી લેશે.

ડચ વર્તમાનપત્રોનો મોટો ભાગ ગ્રેટ બ્રિટનથી વિરુદ્ધ હતો. ઉદાહરણ તરીકે, જ્યારે "ટુબેન્ટિયા" નામની ડચ આગબોટને એક જર્મન સબમરીને ડુબાવેલી, ત્યારે રૉટરડામના એક વર્તમાનપત્રે સૂચન કરેલું, કે એ કૃત્ય કોઇ બ્રિટિશ સબમરીનનું હોવું જોઇએ. પછી, જ્યારે બર્કલસ્ટ્રૂમને યુ ૧૮ વડે ખુલ્લી રીતે ટોર્પીડો મારવામાં આવેલી, ત્યારે એજ વર્તમાનપત્રે નરમાશથી લખેલું, કે "જર્મન લોકોને માટે આખા હૉલંડમાં જે સદ્ભાવ છે, તેમાં આ કૃત્યથી ક્ષતિ થશે!"

૧૯૧૭ માં જર્મનીએ નિરંકુશ સબમરીનની લડત શરૂ કરી, ત્યારે ફૅલમથથી રવાના થયલી સાત ડચ આગબોટોને, તેમના પર હુમલો કરવામાં નહીં આવે, એવું દુશ્મનના અમલદારોનું વચન છતાં, ટોર્પીડો મારી ડુબાવવામાં આવેલી. તેમાંની કેટલીક આગબોટો તટસ્થ બંદરોએ જવાની હતી; અને એક ડચ સરકાર માટે ઘઉં ભરીને પાછી વળતી હતી. તમામનો નાશ થયેલો. છતાં ઉપલા વર્ગોનો પોતાના પાડોશીઓ ઉપરનો વિશ્વાસ નષ્ટ થયેલો નહીં.

એટલુંજ નહીં. મિનહીર ટ્રૂએલસ્ટ્રા, કે જે હૉલંડમાં સોશ્યલ ડેમૉક્રેટ હીલચાલનો આગેવાન હતો, તે કૅઝરના ગુલામ જેવા બની ગયેલ હેરેન શીડમૅન તથા એબર્ટનો સહકારી હતો. ૧૯૧૬ ના જૂલાઇમાં એક કૅાન્ફરન્સમાં જર્મન ભાષામાં ભાષણ કરીને તેણે તેમનું સ્વાગત કરેલું; અને

જર્મન સુલેહ કરાવવા સારૂ જુદી જુદી પ્રજાઓના મંડળને ફરી હસ્તીમાં લાવવાને યત્ન કરેલો. ૧૯૧૭ માં સ્ટૉકહોમમાં સોશ્યલિસ્ટ કોન્ફરન્સ ભરાવવાની યોજનામાં પણ તેણે મહત્ત્વનો ભાગ લીધેલો.

ડચ સોશ્યલિઝમ ઉપરાંત ડચ ધર્મનું પણ મિત્ર રાજ્યોની સામે એક રાજકીય હથિયાર તરીકે રૂપાંતર થયેલું. ડા. કવાઇપર કરીને એક આગેવાન રાજપુરુષ કેલ્વિનિસ્ટ લીગનો પ્રમુખ હતો, અને એ લીગનો ઉદ્દેશ "નાસ્તિક અને તોફાની ફ્રાન્સ"ની સામે થવાનો હતો. લીગના પ્રમુખે લુસિટાનિયાના વિનાશની તારીફ કરેલી, અને કહેલું, કે "અમેરિકન દારૂગોળો બનાવનારાઓએ મોકલેલા સામાનના બચાવ સારૂ ઢાલ જેવા થવા માટેજ જેઓ માર્યા ગયા તેમને સજા થયેલી છે." જર્મન પક્ષના પ્રોટેસ્ટંટ મંડળની સાથે એક કૅથલિક મંડળ પણ હતું, અને કાર્ડિનલ વૅન રોસ્સમ તથા યૂટ્રેક્ટનો આર્કબિશપ તેના અગ્રેસર હતા. ડચ પાદરીઓ કોઇ કોઇ વાર ધર્માસન ઉપરથી જર્મન વિગ્રહને ન્યાયપુરસ્સર અને કીર્તિપ્રદ તરીકે જાહેર કરતા.

માત્ર થોડાએક સત્તા વગરના ડચ લોકો પોતાના પૂર્વજોની સ્વતંત્રતા રાખી રહ્યા હતા; અને તેમના મુખ્ય નાયક "ટેલીગ્રાફ" વર્તમાનપત્રના એડિટરને જર્મનીના હરામખોરો સંબંધી અભિપ્રાય આપવાના અપરાધ માટે હૉલંડની સરકારે છેવટે કેદ કરેલો. ડા. કવાઇપરના વિચારના માણસોએ ગ્રેટ બ્રિટન તથા ફ્રાન્સ ઉપર સખ્ત આક્ષેપો કરેલા, પણ તેમને પોલિસે અટકાવેલા નહીં. એવું ધારવામાં આવેલું, કે હૉલંડને જર્મનીના બાહુમાં નાંખવાનું ગ્રેટ બ્રિટનને પરવડે તેમ નથી, કારણકે તેથી તો ગ્રોનિંગેનથી શેલ્ટ સુધીનો ઉત્તર સમુદ્રનો તમામ કિનારો જર્મન સબમરીનોને આશ્રય તરીકે ઉપયોગી થઇ શકે. ડચ લોકોએ એવો હિસાબ કરેલો, કે જર્મન સબમરીનોથી તેમનો બચાવ થાય છે, અને તેથી તેમનાં પૂર્વનાં સંસ્થાનો તથા તેમનો વેપાર સુરક્ષિત રહે છે. જર્મનોના હુમલાથી જે વહાણો ખોવાતાં હતાં, તેને બ્રિટિશ દુશ્મનાવટની સામે વીમાની કિંમત તરીકે ગણવામાં આવતાં.

યુનાઇટેડ સ્ટેટ્સે વિગ્રહમાં પ્રવેશ કર્યો, ત્યાં સુધી હૉલંડના રાજ્યકર્તા અને વેપારી વર્ગને કશો ક્ષોભ થયેલો નહીં. ત્યારે ક્ષોભ થવાનું કારણ પણ એજ હતું, કે અમેરિકા ડચ લોકોને ખોરાક પૂરૂં પાડતું હતું, અને ડચો પોતાની પેદાશ પુષ્કળ નાણાં લઇને જર્મનોને વેચતા હતા. અમેરિકા પોતાને મોકલાતો ખોરાક બંધ કરશે, એમ લાગતાં તેમને ઘણી ચિંતા થયેલી.

૧૯૧૭ની વસંતમાં, અમેરિકા મોકલાતા માલ ઉપર અંકુશ મૂકશે, એમ જાણવાથી સ્વીડનમાં પણ ફિકર થયેલી. વિગ્રહના ૩૪ મહિના સુધી સ્વીડન મધ્ય સામ્રાજ્યોના ભાવી મિત્ર જેવું રહ્યું હતું. કેટલેક પ્રસંગે ફિનલૅન્ડમાં થઇને પિતૃભેડ ઉપર સ્વીડિશ હુમલાનો ભય હતો. જો ગ્રેટ બ્રિટન વિગ્રહમાં ભળેલ ન હોત, અને જો રુશિયા, ફ્રાન્સ, બેલ્જિયમ, તથા સર્બિયાજ લડાઇમાં ઉતર્યા હોત, તો ૧૯૧૪ના ઑગસ્ટથીજ સ્વીડન ઘણું કરીને મધ્ય સામ્રાજ્યોની સાથે થાત.

૧૯૧૩ માં મધ્ય સામ્રાજ્યો કે મિત્ર રાજ્યો કોઇની સ્વીડન ઉપર ખાસ અસર નહોતી. એક "લિબરલ" પ્રધાનમંડળ શાસન કરતું હતું, અને તે દેશની અંદરના સવાલોમાં રોકાયલું હતું. રાજા એક જર્મન શાહજાદીને પરણ્યો હતો, અને પ્રશિયન સરકારની પદ્ધતિઓનો વખાણ-

## GAS-MASK ROUTE—MARCHING NEAR LONDON.





લંડનની પાસે ઝેરી હવાને અટકાવવાનાં મોહરાં પેહરી કુચ કરતા સિપાઈઓ.

Lakshmi Art, Byculla, Bombay.

નાર હતો. તે ભૂલી ગયેલો, કે પોતે ફ્રેંચ રાજ્યવિપ્લવની સેનાના એક સાધારણ સિપાઇનો વૃદ્ધપ્રપૌત્ર થતો હતો; અને કર્મકાર પ્રધાનમંડળના સંભવથી તેને ધાસ્તી લાગેલી. તેથી તેણે રાજનીતિના એક ફટકાને અનુમોદન આપેલું; અને ૧૯૧૪ના માર્ચમાં સ્વીડિશ અમીરોએ તેનો ઉપયોગ કરેલો.

મોટા જમીનદારોએ ખેડુતોનું એક મોટું ટોળું તૈયાર કર્યું, અને તેમણે સરકારની સામે પોતાનો અણગમો જાહેર કર્યો. તે ઉપરથી લિબરલ પ્રધાનમંડળને રજા આપવામાં આવી; અને નવા પાછળ પડતા વિચારના પ્રધાનો નિમાયા. સ્વીડિશ અમીરોને જર્મન જનરલ સ્ટાફના ઇરાદાની જાણે ખબર હોય એમ જણાય છે. રુશિયાની સાથેના જે વિરોધનો પોલટાવામાં અંત આવ્યો હતો, તે તેમણે ફરી જગાડવાનો વિચાર કરેલો. સ્વીડિશ અમીરો અગાઉ લડાઈની લૂટથી ધનાઢ્ય અને જોરાવર થયલા હતા. ઘણે ભાગે તેઓ બાલ્ટિક પ્રાંતોમાંથી આવેલા જર્મનો હતા, કે જે પ્રાંતો પાછળથી રુશિયાએ જિતી લીધેલા. તેઓ મહાન ગુસ્ટેવસ તથા બારમા ચાર્લ્સની સાથે રહીને લડેલ હતા, અને વારંવારની લડાઇથી તેમણે સ્વીડનમાં સત્ત્વ રહેવા દીધું નહોતું.

જે વખતે જર્મની, પોલાંડ, અને રુશિયાની લૂટ ઉપર સ્વીડનનો નિર્વાહ ચાલતો હતો, તેની સ્મૃતિથી તે જૂના લડવૈયાઓના વંશજો ઉત્તેજિત થયેલા. તેમના પૂર્વજોએજ પ્રશિયનોને પહેલવહેલું શિખવ્યું હતું, કે લડાઇને લાભકારક ધંધો બનાવી શકાય છે. પણ તેમના ઉદ્દેશોને ઘટે તેવાં તેમની પાસે સાધનો નહોતાં. તેમના દેશની વસ્તી ઘટીને ૫૫ લાખની થઇ ગઇ હતી; અને લશ્કર માત્ર બે લાખનું હતું, તથા ખાસ સંજોગોમાં પણ બહુમાં બહુ પાંચ લાખનું થઇ શકે, એવી સ્થિતિ હતી.

એ ખાસ સંજોગો સહેલાઇથી ઉભા કરી શકાય, એવું નહોતું. કર્મકારોમાં સોશ્યલિસ્ટ વિચારો ફેલાયલા હતા; અને મધ્યમ વર્ગો વધારે સ્વતંત્રતાને ઇચ્છતાં શીખ્યા હતા. હુમલાથી લાભ છે, એવી પ્રથમ આ વર્ગોની ખાતરી કરાવવાની જરૂર હતી. જો ફિનલેંડને સ્વતંત્ર બનાવવાના બહાનાથી માત્ર રુશિયા સામે લડવાનું હોત, તો એ બની શકત. પણ જર્મની તો પ્રજાસત્તાક ફ્રાન્સની સામેજ તૈયાર થતું હતું. મિ. બ્રેન્ટિંગ, કે જે સ્વીડિશ સોશ્યલિસ્ટોનો આગેવાન અને સૌથી મોટા રાજકીય મંડળનો વડો હતો, તે ફ્રાન્સનો હિમાયતી હતો, અને આલ્સેસ તથા લૉરેન ઉપર ફ્રાન્સના હકોનો સમર્થક હતો. કર્મકાર વર્ગમાં તેની એટલી બધી પ્રતિષ્ઠા હતી, કે તેની અવગણના કરવાનું બને તેમ નહોતું.

મુખ્ય પ્રધાન હર હેમ્મારર્સ્ક્જોલ્ડ ખુલ્લી રીતે જર્મન પક્ષનો હતો. સ્વીડિશ વર્તમાનપત્રીઓની મદદથી જર્મન સમાચારો અને જર્મન વિચારોનો સ્વીડનમાં પુષ્કળ ફેલાવો થયેલો. પશ્ચિમનાં પ્રજાસત્તાક રાજ્યોના શા વિચારો છે, તે સ્પષ્ટ કરવાની પ્રસિદ્ધ બ્રિટિશ સાક્ષરોને પણ રજા મળેલી નહીં. લોકોને કહેવામાં આવેલું, કે પ્રજાસત્તાક રાજ્યના દિવસો વીતી ગયા છે, અને હવે તો વ્યવસ્થાનો જમાનો આવેલ છે.

પણ સ્વીડનના હઠીલા કર્મકારો સમજેલા નહીં. તેમણે કશી ધમકી આપી નહીં, કે હીલચાલ કરી નહીં. છતાં તેમનું વલણ એવું દેખાતું હતું, કે ૧૯૧૫ ના ઉન્હાળામાં જ્યારે બધાં રુશિયન લશ્કરો હઠી જતાં હતાં, ત્યારે રુશિયા ઉપર ઘા કરવાની સરકારની હિંમત ચાલેલી નહીં.

પણ જ્યારે સ્વીડિશ સરકારે જોયું, કે રુશિયાની હુમલો કરવાની શક્તિ પાછી મળવાનો આધાર મુખ્યત્વે કરીને સ્વીડિશ મુલકમાં થઇને પસાર થતા દારૂગોળા ઉપર રહેલો છે, ત્યારે ગ્રેટ બ્રિટન તથા સ્વીડનની વચ્ચે એક લાંબો પણ શાંત વિરોધ શરૂ થયો.

સ્વીડિશ કારભારીઓ એવી રીતે કામ કરવા લાગ્યા, કે જાણે લડાઇ જગાડવાનો તેમનો ઈરાદો હોય; પણ દેખાવ એવો રાખ્યો, કે જાણે દરિયા ઉપર ગ્રેટ બ્રિટનના જુલ્મથી તેમને પરાણે એ ઉપાય લેવો પડતો હોય. ૧૯૧૫ માં બ્રિટિશ સબમરીનો બાલ્ટિકમાં ફરતી હોવાને લીધે તેમને જર્મનીની અંદર લશ્કરી સામાન મોકલવામાં અટકાયત થતી હતી, એ તેમની પ્રવૃત્તિનું એક કારણ હતું.

સ્વીડનના રાજાએ ડેન્માર્ક તથા નૉર્વેના રાજાઓને કૉન્ફરન્સમાં બોલાવ્યા, અને તેમને એમ સમજાવવાને યત્ન કર્યો, કે બ્રિટિશોની દરિયાઇ સત્તાની સામે થવા સારૂ સ્કેન્ડિનેવિયન દેશોએ એકસંપી કરવી જોઇએ.

પણ ડેન્માર્ક અને નૉર્વેના રાજ્યબંધારણ પ્રમાણે ચાલનારા રાજાઓએ સ્વીડનની સાથે જોડાવાની ના પાડી. પ્રથમ તો, તેઓ પોતાની પ્રજાને એ પ્રમાણે બાંધી લેવાની સ્થિતિમાં નહોતા. બીજું એ, કે તેમને જર્મનીના કરતાં ગ્રેટ બ્રિટનની બીક ઓછી ધાસ્તી હતી. અને ત્રીજું એ, કે તેમના પશ્ચિમ કિનારાઓ એટલા ખુલ્લા હતા, કે બ્રિટિશો તેમના પર હુમલો કરી શકે; જ્યારે જર્મન કાફલો હયાતીમાં હતો, ત્યાં સુધી સ્વીડનના પોતાના કિનારા તો સુરક્ષિત રહ્યા હોત.

સ્વીડનની રાણી જર્મનીમાં ગયેલી, અને ત્યાં તેણે જાહેર રીતે ભવિષ્ય ભાખેલું, કે જર્મનીની અવશ્ય ફતેહ થશે. તે સ્વીડન પાછી ફરી, તે પછી તેનો પતિ અને તેના પ્રધાનો ધારી રાખેલી યોજના પ્રમાણે કામ કરવા લાગ્યા.

૧૯૧૫ ના ડીસેંબરમાં હેલિગ ઓલૅફ નામની એક ડેનિશ આગબોટને, તે યુનાઇટેડ સ્ટેટ્સથી જે સ્વીડિશ પાર્સલો લઇ જતી હતી તેની તપાસ માટે, કર્કવૉલ આણવામાં આવી હતી. પાર્સલોનો ત્રીજો ભાગ એવો માલુમ પડેલો, કે જેમાં લડાઈનો સામાન હતો, અને જે સ્વીડનમાં થઇને જર્મની જવાનો હતો. એ પાર્સલો જપ્ત કરવામાં આવેલાં.

આ કૃત્ય પ્રજાઓના કાયદા પ્રમાણે બરાબર હતું, છતાં સ્વીડનના વિગ્રહોત્સુક પક્ષને તેથી કજિયો વધારવાનું બહાનું મળ્યું. એ લોકોએ સામા ફટકા તરીકે સ્વીડનમાં થઇને રુશિયામાં જતી બ્રિટિશ પાર્સલોની ટપાલને રોકી; અને તે ૧૯૧૬ ના ઑગસ્ટ સુધી રોકાયલી રહી.

(આ મહત્ત્વનો ઇતિહાસ હવે પછીના અંકમાં જારી રાખવામાં આવશે.)

# લડાઇના તાર.

—:o:—

<u>ઇટાલિયન ધસારો.</u>

લંડન, ૩૧ મી ઑગસ્ટ.

ગોરિઝિયાની પૂર્વમાં અને મૉન્ટ સાન ગેબ્રિએલીના ઉત્તર તરફના ઢોળાવો ઉપર દુશ્મને વારંવાર સખ્ત હુમલા કરેલા, પણ તે બધા નુકસાન સાથે પાછા વાળવામાં આવેલ છે. બ્રિસ્ટોવિઝા ખીણમાં કેટલીક ખાઇઓના વિભાગો ઇટાલિયનોએ કબજે કરેલ છે. ગઇ કાલે ૭૧૭ કેદીઓ પકડાયા છે, એટલે લડાઇની શરૂઆતથી કુલ ૭૨૦ અમલદારો તથા ૨૬,૫૮૧ સિપાઇઓ પકડાયેલ છે. શ્રાહોવોનાં રેલવેનાં મકાનો ઉપર વિમાનોએ સાડાત્રણ ટન બૉંબ ફેંકેલ છે.

<u>બેલ્જિયન લશ્કર.</u>

લંડન, ૩૧ મી ઑગસ્ટ.

ખબર મળે છે, કે વિગ્રહની શરૂઆતમાં બેલ્જિયન લશ્કર હતું, તે કરતાં હાલ વધારે પ્રબળ અને સાધનસંપન્ન છે. ન્યૂપોર્ટથી બોસિંઘે સુધી ૨૦ માઇલનો મોખરો તેના કબજામાં છે. તેમણે ઘણી લડતમાં ભાગ લીધો છે, અને તેમની સહનશીલતા તારીફલાયક છે.

<u>રશિયન વિગ્રહખાતું.</u>

લંડન, ૧ લી સપ્ટેમ્બર.

રશિયામાં વિગ્રહખાતાના કામચલાઉ પ્રધાન મિ. સેવિનકૉફે પોતાનું રાજીનામું પાછું ખેંચી લીધેલ છે. તે જણાવે છે, કે લાઇનોની પાછળનું વ્યવસ્થાનું કામ તે તરત હાથમાં લેશે.

<u>ફ્રાન્સમાં જર્મન ખટપટ.</u>

પારિસ, ૧ લી સપ્ટેમ્બર.

આંતર વ્યવસ્થાના પ્રધાન મિ. માલ્વીએ રાજીનામું આપેલ છે. એ પ્રધાનનો મિ. આલમેરેડા કરીને એક મિત્ર પારિસના એક વર્તમાનપત્રનો એડિટર હતો. તેના ઉપર જર્મનીથી આવેલા એક મોટા ચેકને સ્વીકારવાનો આરોપ હતો. આલમેરેડાએ તુરંગમાં આપઘાત કરેલ છે. એ બાબત માટેજ બીજા કેટલાક અમલદારોને પણ બરતર્ફ કરવામાં આવેલ છે.

<u>રશિયન રાજ્યવિપ્લવની સામે કાવતરું.</u>

પિત્રોગ્રેડ, ૨ જી સપ્ટેમ્બર.

વર્તમાનપત્રો જણાવે છે, કે મૉસ્કો કોન્ફરન્સને વખતે પિત્રોગ્રેડમાં રાજ્યવિપ્લવની વિરુદ્ધનું એક કાવતરું પકડાયેલ છે. આગેવાનોમાં કેટલાક જાણીતા રાજપુરુષો તથા અમલદારો છે. તપાસ કરતાં પુરાવા પકડાયા છે.

<u>જનરલ કૉર્નિલૉફ.</u>

પિત્રોગ્રેડ, ૨ જી સપ્ટેમ્બર.

કામચલાઉ સરકારે એક યાદી બહાર પાડીને જનરલ કૉર્નિલૉફમાં પોતાનો વિશ્વાસ જાહેર કરેલ છે; અને લશ્કરમાં બરાબર બંદોબસ્ત જાળવવા સારૂ જે પગલાં લેવાની તેણે મંજૂરી માગેલી, તે આપવામાં આવેલ છે.

## રૂશિયામાં જર્મન ધસારો.

લંડન, ૩ જી સપ્ટેમ્બર.

વિષમ સ્થિતિને લીધે રિગાનો પ્રદેશ ખાલી કરવામાં આવેલ છે. રિગાની ઉપર ૧૮ માઇલ દૂર દ્વિના નદી ઓળંગવામાં આવેલ છે. જર્મન ધસારો રિગા-પિતૃગ્રેડ રેલવેના કબજાને માટે જણાય છે.

લંડન, ૪થી સપ્ટેમ્બર.

રિગા પડ્યું છે. રૂશિયન લશ્કરે એક પણ ગોળી છોડ્યા વગર દ્વિનાની મજબૂત લાઇનનો ત્યાગ કરેલ છે. દ્વિનાની દક્ષિણનો બધો મુલક અને ઉપર પણ ઘણા માઇલ સુધી ખાલી કરવામાં આવેલ છે. દુશ્મનનાં વહાણો રિગાના કિનારાનાં ગામડાં ઉપર ગોળા ફેંકે છે. રૂશિયનો ઉત્તર તરફ હઠતા જાય છે. જર્મન તોપોએ રિગા શહેરને ઘણું નુકસાન કરેલ છે. આ સમાચારથી પિતૃગ્રેડના લોકો ચિંતામાં પડ્યા છે.

## સર્બિયામાં સંકટ.

લંડન, ૪ થી સપ્ટેમ્બર.

દુઃખી સર્બિયન વસ્તીને મદદ કરવાનું મિત્ર રાજ્યોને સંબોધન કરવામાં આવેલ છે. દેશની અંદરની સ્થિતિ દુઃખદાયક છે. દુશ્મનો બધો પાક ઉપાડી ગયા છે; અને રહેવાસીઓને અઠવાડિયે માત્ર એક ભાખર મળે છે. હજારો બાળકો દૂધ વગર મરી જાય છે. ઑસ્ટ્રિયા-હંગરીમાં સુમારે ૮૦,૦૦૦ નજરકેદ થયેલા સર્બિયનો અને કેદીઓ મરણ પામેલ છે.

## મોક્ષના સૈનિકો.

વૉશિંગ્ટન, ૪ થી સપ્ટેમ્બર.

પ્રજાકીય સેનાને માટે પસંદ થયેલા નવા સિપાઇઓને સ્વાગત આપતાં પ્રેસિડન્ટ વિલ્સન કહે છે, કે "આખી દુનિયાની આંખો તમારા ઉપર છે, કારણકે તમે ખાસ અર્થમાં મોક્ષના અથવા છૂટના સૈનિકો છો."

## ઇટાલિયન જીત.

લંડન, ૫ મી સપ્ટેમ્બર.

ગોરિઝિયાની ઉત્તર-પૂર્વમાં ચાર માઇલ દૂર મૉન્ટ સાન ગેબ્રિએલી કરીને ૨,૦૦૦ ફુટ ઊંચાઇની એક ટેકરી ઇટાલિયનોએ કબજે કરેલ છે. ટ્રિએસ્ટના બચાવ માટે એ ટેકરી ઘણા મહત્ત્વની ગણાય છે. ૧,૬૮૮ કેદીઓ પકડાયા છે.

## નિવેદન.

આજના અંકની સાથે ઝેરી હવાને અટકાવવાનાં મોહરાં પહેરી કુચ કરતા બ્રિટિશ સિપાઇઓનો એક ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૧૮મી સપ્ટેમ્બર, ૧૯૧૭. [અંક ૪૨.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૮ મી સપ્ટેમ્બર, ૧૯૧૭.

## તટસ્થ યુરપના પ્રપંચો અને અનુભવો.

(ગયા અંકથી ચાલુ.)

લોભી સ્વીડિશ વેપારીઓએ જર્મનીમાં એટલાં પશુઓ, અનાજ, અને બીજાં સાધનો મોકલી આપ્યાં હતાં, કે દેશ લગભગ ખાલી થયો હતો. ૧૯૧૬ નો પાક ધાર્યા પ્રમાણે ન ઉતરવાથી મુશ્કેલીમાં વધારો થયેલો. પૈસાને કંઇ પશુઓ કે અનાજના રૂપમાં ફેરવાય એવું નહોતું. ડેન્માર્ક, નૉર્વે, તથા હૉલંડની પણ એવીજ દશા હતી. બધા દેશોએ જર્મનીને શક્તિ કરતાં વધારે માલ વેચ્યો હતો; અને ફરી ભરતી કરવાનાં સાધનો નહોતાં. ગ્રેટ બ્રિટને કેટલાંક અનાજનાં વહાણોને સ્વીડન જતાં રોકેલાં, તેથી પણ સ્વીડનનું સંકટ વધારે થયેલું.

સ્વીડિશ લોકોને અમુક પ્રમાણમાંજ ખોરાક મળે, એવો બંદોબસ્ત કરવાની જરૂર પડેલી. પ્રમાણ પાછળથી ઘટાડવું પણ પડેલું, અને ખોરાક સંબંધી તોફાનો થવા લાગેલાં. પ્રજાવિરુદ્ધ પક્ષના આગેવાનોએ પ્રજાકીય સભા પાસે નાણાંની મોટી રકમની માગણી કરેલી, કે જેથી તટસ્થતા જાળવવા સારૂ વધારે મજબૂત પગલાં લઇ શકાય. પણ લિબરલો તથા સોશ્યલિસ્ટો જોઇ શકેલા, કે શાંતિના ઉદ્દેશો માટે વધારે લશ્કરની જરૂર નથી. એટલે તેઓ એકત્ર થયેલા, અને હામરર્કજોલ્ડના પ્રધાનમંડળની દરખાસ્તો મંજૂર રહેલી નહીં.

રાજા ગુસ્ટાવ વચ્ચે પડ્યો, અને યુદ્ધપ્રિય બ્રિટિશ-વિરુદ્ધ પક્ષ તથા શાંતિપ્રિય જર્મન-વિરુદ્ધ પક્ષની વચ્ચે કંઇક સમાધાન કરાવવાનો પ્રયાસ કરવા લાગ્યો. પણ હર હામરર્કજોલ્ડને તો ઘણી મસલહત પછી રાજીનામું આપવાની ફરજ પડી. રાજાની ઇચ્છાથી પ્રજાવિરુદ્ધ પક્ષનુંજ એક નવું પ્રધાનમંડળ રચાયું. પણ નવા પ્રધાનોમાંના ઘણાખરાએ મિત્ર રાજ્યોની સામે કશાં કૃત્યો કરેલાં નહોતાં.

નવા પ્રધાનમંડળને સ્થાપિત કરવામાં અમીરોની મદદથી રાજાએ પોતાની ખાસ સત્તા વાપરેલી, એમાં કશો શક નથી. ૧૯૧૭ના માર્ચ સુધીમાં એવી સ્થિતિ થઇ, કે સ્વીડનના પ્રજાવિરુદ્ધ પક્ષને અને સ્કૅન્ડિનેવિયાના એ બીજા કૉન્સ્ટન્ટાઇનને બ્રિટિશ નૌકાબળ સિવાય બીજી બાબતોનો વિચાર કરવાની ફરજ પડી. ઉથલપાથલનો એવો તોફાની પવન યુરપમાં ચાલી નીકળ્યો,

કે જેવો બાસ્ટીલના પડ્યા પછી દેખાયલો નહીં. ૧૮૩૦ અને ૧૮૪૮નાં તોફાનો તો પ્રમાણમાં નજીવાં હતાં.

સ્વીડનનો રાજા ફ્રેંચ વકીલના પુત્ર બર્નાડોનો વંશજ હતો, અને વિચિત્ર અભિમાનથી તેણે હોહેનઝોલર્નોના જેવું રૂપ ધારણ કર્યું હતું. તેની આસપાસનું લડાયક મંડળ ઘણે ભાગે પ્રશિયન જન્મનું હતું, અને પ્રશિયન જુસ્સાથી ઉભરાતું હતું. પણ જર્મનીના નૅશનલ લિબરલોના જેવો લિબરલ પક્ષ સ્વીડનમાં નહોતો; અને સોશ્યલિસ્ટો જર્મન સોશ્યલિસ્ટોના જેવા નરમ અને અધીન સ્વભાવના નહોતા.

૧૯૧૭ ના એપ્રિલમાં એવી અફવા ચાલી હતી, કે કેટલાએક સ્વીડિશ નૌકાના અને લશ્કરના આદમીઓ ભૂખના દુઃખને લીધે લોકોની સાથે મળી જઇને બળવો જગાડવાને તૈયાર છે. એક મહિના પછી યુનાઇટેડ સ્ટેટ્સની કોંગ્રેસમાં એવી વાત થયેલી, કે સ્કેન્ડિનેવિયા અને હૉલંડને ખોરાક માટે આવશ્યક હોય તે કરતાં વધારે માલ મોકલાતો અટકાવવો જોઇએ.

આ સ્થિતિમાં ૧૯૧૭ ના મેમાં નવા સ્વીડિશ પ્રધાનમંડળે નવા બ્રિટિશ પ્રધાનમંડળની સાથે મસલહત શરૂ કરી. થોડો વખત મનદુઃખ દૂર થયું, અને સ્વીડિશ પ્રજાને મળતા ખોરાકના પ્રમાણમાં વધારો થયો. દુનિયાની સુલેહની ચર્ચા માટે સ્ટૉકહોમ થોડી વાર મુખ્ય સ્થાન થઇ પડ્યું.

જર્મન એજંટોએ નૉર્વેને એવું સમજાવવા યત્ન કર્યો હતો, કે ૧૯૦૯ થી તે રશિયન હુમલાના જોખમમાં છે. સ્વીડિશ વિગ્રહપક્ષે નૉર્વીજિયનોને ઘણો આગ્રહ કરેલો, કે જર્મનીની સાથે એક થઇને રશિયન ધાસ્તીનો અંત લાવવો જોઇએ.

જ્યારે વિગ્રહ શરૂ થયો, ત્યારે નૉર્વીજિયન લોકોને રશિયન સરકારનો ઘણો અવિશ્વાસ હતો; પણ ગ્રેટ બ્રિટન તથા ફ્રાન્સ રક્ષા કરશે, એવી શ્રદ્ધા હતી. ગ્રેટ બ્રિટને ખાસ કરીને ૧૯૦૫માં નૉર્વીજિયન પ્રજાશાસનને આધાર આપ્યો હતો, કે જ્યારે સ્વીડનના રાજ્યની સાથેનો તેનો સંબંધ તૂટી ગયેલો. એક બ્રિટિશ શાહજાદી સ્વતંત્ર નૉર્વેની રાણી થઇ હતી, અને ભાષા તથા ઐતિહાસિક પરંપરા દ્વારા નૉર્વેને ડેન્માર્કની સાથે નિકટનો સંબંધ હતો.

છૂટા થયેલા નૉર્સ લોકોએ ડેન્માર્કમાંથી પોતાનો રાજા પસંદ કર્યો હતો. આઇસલૅન્ડનું તેમનું સંસ્થાન પણ ડેન્માર્કની પાસેજ રહ્યું હતું; છતાં નૉર્સ લોકોને ડેન્માર્ક તરફ કશો દ્વેષ હોવાને બદલે કંઇક સ્નેહ હતો. પરિણામે નૉર્સ લોકો મિત્ર રાજ્યો તરફ સદ્ભાવવાળા રહેલા.

છતાં ૧૯૧૪ થી ૧૯૧૬ સુધી સર એડવર્ડ ગ્રેએ જે નામનો ઘેરો ટકાવી રાખેલો, તેનો લાભ લેવાને તેઓ ચૂકેલા નહીં. જર્મનોની સાથે લડાઇના સામાનના વેપારમાં કેટલાક નૉર્વીજિયનોએ પુષ્કળ નાણાં પ્રાપ્ત કરેલાં. બ્રિટિશ સરકારે નેલ્સનના વખતના દરિયાઇ હકોનો થોડે અંશે ઉપયોગ શરૂ કર્યો, ત્યાં સુધી નૉર્વીજિયન ખનકો, કારખાનાંવાળાઓ, તથા વેપારીઓએ દુશ્મનની મુશ્કેલીમાંથી સારી કમાણી કરેલી. પણ નૉર્વેમાં એ રીતે નફો મેળવનારાઓનું પ્રમાણ ગ્રેટ બ્રિટનમાં નફો મેળવનારાઓના પ્રમાણ કરતાં ઘણું કરીને વધારે નહોતું.

એકંદરે સ્વીડનનું ધનશાસન જેટલું મિત્ર રાજ્યોથી વિરુદ્ધ હતું, તેટલુંજ નૉર્વેનું પ્રજાશાસન તટસ્થ રહેલું. સબમરીનોનો સંહાર શરૂ થયો, તે પછી નૉર્સ વહાણોના માલેકો અને ખલાસીઓ મિત્ર રાજ્યો તરફ વધારે લાગણી પણ દર્શાવવા લાગેલા. નૉર્વેમાં વસ્તીના પ્રમાણમાં વેપારી વહાણોની સંખ્યા આખી દુનિયામાં સૌથી વધારે છે.

અર્વાચીન નૉર્સ લોકો જન્મથી દરિયાના પરિચિત હોય છે, અને નૌકાની બાબતોમાં ઘણી કુશળતા ધરાવે છે. દુશ્મનની સબમરીનો જે પ્રદેશમાં ફરતી હતી, તે પ્રદેશમાં ઝુકાવવાનું તેમને કંઇ રાજકીય કારણ નહોતું. તેમણે ધાર્યું હોત, તો તેઓ માત્ર અમેરિકાનાં અને બીજાં તટસ્થ બંદરોની સાથે વેપાર રાખી શકત, અને બ્રિટન તથા ટ્યૂટન વચ્ચેની લડતના માત્ર દ્રષ્ટા રહી શકત.

પણ નૉર્સ લોકો એવા સ્વભાવના નથી. કંઇક પોતાની મર્દાનગીના અભિમાનથી, કંઇક સાહસના લાભની ખાતર, અને મોટે અંશે લુસિટાનિયાના વિનાશથી ક્રુદ્ધ થઇને તથા મિત્ર રાજ્યો તરફ સદ્‌ભાવ હોવાથી નૉર્વેના ખલાસીઓ સંકટમાં ઝંપલાવતા રહેલા. ૧૯૧૭ની વસંત સુધીમાં તેમને વહાણોની હાનિ ઘણી મોટી થયેલી, અને માણસો પણ કંઇ થોડા મરેલા નહીં. ઉદાહરણ તરીકે, ૧૯૧૭ના માર્ચ અને એપ્રિલમાં તેમને ૧૩૬ વહાણનું નુકસાન થયેલું, એટલે અઠવાડિયે સરાસરી ૧૭ વહાણનું. બ્રિટિશોને એજ અરસામાં દર અઠવાડિયે ૨૪ વહાણોની હાનિ થતી. નૉર્વેની કુલ વહાણોની સંખ્યા ધ્યાનમાં લેતાં જણાશે, કે પ્રમાણમાં તેને ગ્રેટ બ્રિટનના કરતાં પણ વધારે ખમવું પડેલું.

રુશિયાનાં ધોળા સમુદ્રનાં બંદરોના વેપારને નુકસાન કરવા સારૂ જર્મન સબમરીનો નૉર્વેના કિનારાના સૌથી ઉત્તરના ભાગ સુધી પહોંચતી. તેટલા માટે ૧૯૧૭ના જાન્યુઆરીની ૩૦મી તારીખે નૉર્વેની સરકારે હુકમ કાઢેલો, કે લડતા પક્ષોની સબમરીનોએ નૉર્વેની હકુમતનાં પાણીનો ઉપયોગ કરવો નહીં.

મિત્ર રાજ્યો તરફ સદ્‌ભાવ છતાં નૉર્વેની ખાણોમાંથી જર્મનીનાં દારૂગોળાનાં કારખાનાં માટે તાંબું મોકલવામાં આવતું. તે ઉપરથી ૧૯૧૬ના ઑગસ્ટમાં ઘેરાના પ્રધાન તરીકે લૉર્ડ રૉબર્ટ સેસિલે એવો બંદોબસ્ત કરેલો, કે જર્મનીની સાથે વેપાર કરનાર નૉર્વીજિયન વહાણોને બ્રિટિશ કોલસો બિલકુલ આપવો નહીં. એટલે ૧૯૧૭ની વસંતમાં નૉર્વીજિયન સરકારે જર્મની તરફ તાંબું મોકલાતું અટકાવવાનું કબુલ કર્યું.

ડેન્માર્કની સ્થિતિ જુદી હતી. તેની પાસે કાચું લોઢું કે તાંબું નહોતું. પ્રશિયાએ કિયલ કેનાલ માટે તેનો મુલક પડાવી લીધો હતો, તેથી તેને જે રીસ ચડેલી, તે કરતાં ગ્રેટ બ્રિટન ઉપર તેને ઓછી રીસ નહોતી. કારણકે શ્લેસ્વિગ-હોલ્સ્ટીન વિગ્રહમાં, પ્રથમ મદદ આપવાનું વચન આપીને, જ્યારે હુમલો થયો, ત્યારે બ્રિટને તેને નિરાધાર રહેવા દીધું હતું.

ડેનિશ વેસ્ટ ઇંડિયન ટાપુઓ, કે જે પનામાની નહેરના મોટા વેપારી માર્ગ ઉપર આવેલા

હતા, તે ડેન લોકોને કિંમત વગરના થઇ પડ્યા હતા. જર્મન સરકારે જોયેલું, કે યુનાઇટેડ સ્ટેટ્સ ઉપર દબાણ કરવાનું એ સારૂં સાધન છે, અને હામ્બર્ગ-અમેરિકા લાઇને ત્યાં કોલસાનું સ્ટેશન સ્થાપ્યું, તે પછી તેણે તે ખરીદી લેવાને યત્ન કરેલો.

યુનાઇટેડ સ્ટેટ્સનો દેખાવ એવો હતો, કે જાણે પોતાને કશી ખબર નથી. છતાં તે પૂર્ણ સાવધાન હતું. ૧૯૧૬ ના ઉન્હાળામાં પ્રેસિડન્ટ વિલ્સને એ ટાપુઓ ખરીદી લેવાની માગણી કરી. ડેનિશ પ્રધાનમંડળની ઇચ્છા સૌની સાથે સારો સંબંધ જાળવવાની હતી. ટાપુઓ ડેન્માર્કને ઉપયોગી નહોતા, બલકે કંઇ અંશે ભારરૂપ હતા; અને યુનાઇટેડ સ્ટેટ્સ જે ૫૦ લાખ પૌંડની રકમ આપવાને રાજી હતું, તેનો ઉપયોગ દેશના કેટલાક સુધારા માટે આવશ્યક હતો. છેવટે યુનાઇટેડ સ્ટેટ્સે ઘણે ખર્ચે ટાપુઓ મેળવી લીધા.

ડેનિશ યાહુદીઓ ઘણે ભાગે જર્મન એજંટો હતા. જ્યોર્જ બ્રેન્ડીસ, કે જે એક સાક્ષર તરીકે આખા યૂરપમાં નામાંકિત હતો, તેનું વલણ દુશ્મન તરફ હતું. આટલા માટે કલેમેંકો અને બીજા આગેવાન ફ્રેંચોએ તેનો દ્રોહી તરીકે તિરસ્કાર કરેલો. બ્રેન્ડીસનો ભાઇ નાણાંખાતાનો પ્રધાન હતો, અને બ્રેન્ડીસનું પોતાનું તરુણ ડેનોમાં ઘણું વજન હતું.

૧૯૧૭ ના મેની મધ્ય સુધીમાં ડેન્માર્કના ઉદ્યોગો કોલસાની તંગીને લીધે સૂઇ ગયા હતા. ગૅસ અને વીજળીનાં કારખાનાંઓએ જણાવેલું, કે જો ગ્રેટ બ્રિટન સાથેનો વેપાર જલદી શરૂ નહીં થાય, તો કારખાનાં બંધ કરવાં પડશે. પેટ્રોલનો સંચય ખૂટી ગયો હતો, અને પ્રકાશને માટે મીણબત્તીઓનો પણ થોડોજ જથ્થો બાકી રહ્યો હતો.

સ્વિટ્ઝર્લૅંડને પણ ઘણે અંશે જર્મનોએ મેળવી લીધું હતું. ફ્રેંચ-સ્વિસોના કરતાં જર્મન-સ્વિસો ત્રણગણા હતા, અને તેમના લશ્કરનો ઉપરી જનરલ વિલ એક જર્મન-સ્વિસ હતો. બર્ન અને ત્સૂરિકના મોટા વેપારીઓ જર્મન વેપારીઓની સાથે સંબંધમાં હતા; અને સોશ્યલિસ્ટ પક્ષ પણ જર્મનોની સાથે જોડાયલો હતો.

સ્વિટ્ઝર્લૅંડમાં દયાનું ઉમદા અને નિષ્પક્ષપાત કામ કરનારા બધા ફ્રેંચ-સ્વિસ હતા. ઘણા-ખરા સ્વિસ એન્જીનિયરિંગ કામનો જર્મનીમાંથી આવતાં કોલસો, લોઢું અને ગજવેલ ઉપર આધાર હતો. તેમનો ઘડિયાળ બનાવવાનો ઉદ્યોગ એવા પ્રકારનો હતો, કે તેને ગોળીઓ બનાવવાના કામમાં ફેરવી શકાય.

જર્મનીનો ઉદ્દેશ એ હતો, કે સ્વિટ્ઝર્લૅંડના મુખ્ય ઉદ્યોગોને દારૂગોળાના ઉત્પન્નમાં મદદગાર બનાવી દેવા; એટલે તેમણે એ દેશની સાથે નાણાં અને વેપારનો સંબંધ ઘણો વધારી દીધેલો.

સ્વિટ્ઝર્લૅંડમાં એક લશ્કરી વર્ગ પણ હતો, કે જે પ્રશિયન લશ્કરી વર્ગને મળતો હોવાની સાથે તેના કરતાં વધારે સુધરેલો હતો. તેના હેપ્સબર્ગ કુટુંબમાંથી તેણે ઑસ્ટ્રિયાને એક શહેનશાહ આપ્યો હતો, અને ઘણાં ન્હાનાં રાજ્યોને તેણે ભૂત કાલમાં રાજાઓ પૂરા પાડ્યા હતા.

સ્વિત્ઝર્લેંડનું પ્રજાસત્તાક આલ્પ્સના આ લડવૈયા ગૃહસ્થોએ ઘડેલું હતું. તેમની સ્વતંત્રતા ઓછી કરે એવા કોઇ શહેનશાહ કે રાજાને તેઓ ઇચ્છતા નહોતા; અને તેઓ પોતાના ખેડુતો તથા ગામડિયાને એવી કુશળતાથી કેળવતા, કે જે કોઇ રાજા કે પોપને જરૂર પડતી, તે સ્વિસ ભાડુતી લશ્કરોનો ઉપયોગ કરતા. ઘણાં શતકો સુધી લડાઇ એજ સ્વિસ લોકોનો ઉદ્યોગ હતો.

૧૯૧૭ માં સ્વિસ લોકોને ખોરાકની તંગી ભોગવવી પડેલી, કારણકે તેમણે જર્મનીને અતિશય માલ વેચી નાંખ્યો હતો. હજારો પશુઓ દુશ્મનનાં લશ્કરોને ખોરાક પૂરો પાડવા સારૂ મોકલાઇ ગયાં હતાં, એટલે સ્વિત્ઝર્લેંડ, કે જે દૂધનો મુલક ગણાય છે, તેને પોતાનાં શહેરોમાં દૂધની તંગી પડેલી. ૧૯૧૭ ના મે માસમાં વેસ્ટફાલિયામાંથી કોલસો મળે તે માટે બીજાં ૬૦,૦૦૦ પશુઓ જર્મનીને આપવાનાં હતાં. પણ સ્વિસ લોકો આ માગણીની તો સામે થયેલા.

સ્પેન આ બધાં તોફાનોમાં અલગ રહેલું. સ્પેનિઅર્ડોમાં પોતાની અંદર પુષ્કળ મતભેદ હતો. અમીરો કૈઝરને માન આપતા, કારણકે પોતાના સોશ્યલિસ્ટ વર્ગની તેમને ધાસ્તી હતી. તેઓ પશ્ચિમનાં પ્રજાસત્તાક રાજ્યોનો પરાભવ ચાહતા હતા, કે જેથી સ્પેનમાં તેમની પોતાની સત્તા જમાનાઓ સુધી જારી રહે.

અમીરોની આવી વૃત્તિ છતાં જો તેમને મજબૂત મદદ ન મળી હોત, તો સ્પેન પણ ધીમે ધીમે ઇટલીની માફક મિત્ર રાજ્યોની સાથે જોડાત. પણ દેશમાં ૮૦,૦૦૦ જર્મનો હતા. આમાંના કેટલાક ફ્રાન્સથી ન્હાસી આવ્યા હતા, કેટલાક નઝરકેદ રાખેલાં વહાણોના ખલાસીઓ હતા, અને મોટો ભાગ કામેરૂનના જર્મન સિપાઇઓનો હતો. આ લોકોએ આફ્રિકાના સ્પેનિશ મુલકમાં આશ્રય લીધો હતો, અને તેમને સ્પેન લાવવામાં આવ્યા હતા.

આમાંના કેટલાક ઉત્તર સ્પેનનાં ઉદ્યોગી શહેરોમાં જઇને ત્યાં રાજ્યવિપ્લવનો ઉપદેશ આપતા હતા, હડતાળો પડાવવાની ગોઠવણ કરતા હતા, અને ફ્રાન્સ તથા ગ્રેટ બ્રિટનને મોકલાતો માલ અટકાવવાની કોશિશ ચલાવતા હતા. બીજાઓ બંદરોમાં જઇને રહ્યા હતા, અને ત્યાં બિગાડો કરતા હતા. સ્પેનિશ મોટાં શહેરોમાંના જર્મન નાણાવટીઓ તેમને પૈસાની મદદ આપતા હતા. તેમણે ઘણાં વર્તમાનપત્રો ખરીદી લીધેલાં, અને પુષ્કળ ખોટી અફવાઓ ચલાવેલી. જર્મનોને માત્ર રાજા આલ્ફોન્સોની બીક હતી, અને એ દેશભક્ત રાજાનું ખૂન કેમ ન થયું, એજ આશ્ચર્યકારક છે.

## લડાઇના તાર.

### સામાન્ય સ્થિતિ.

ફ્રાન્સમાં પ્રધાનમંડળને રાજીનામું આપવું પડ્યું છે, અને નવું પ્રધાનમંડળ મુશ્કેલીથી રચાયું છે. બુએનોસ એર્સમાંથી જર્મન એલચીને રજા આપવાનું ઠર્યું છે. રશિયાની મુશ્કેલીઓમાં કોર્નિલોફના બળવાથી વધારો થયેલ છે. જર્મનો મોસમની પ્રતિકૂળતાને લીધે પિતૃગ્રેડ સુધી પહોંચશે કે કેમ, તે માટે શંકા બતાવવામાં આવે છે. પશ્ચિમ મોખરા ઉપર ઋતુ વિરુદ્ધ હોવાથી

હાલ ગાજું થઇ શકે તેમ નથી. પણ થોડા વખતમાં મિત્ર રાજ્યોની બાજુમાં દૈવ પોતાનો હાથ દેખાડશે, એવી આશા રાખવામાં આવે છે.

મિ. લૅાઇડ જ્યોર્જનું સંબોધન.

લંડન, ૭ મી સપ્ટેમ્બર.

આજે બર્કનહેડમાં બોલતાં મિ. લૅાઇડ જ્યોર્જે કહ્યું છે, કે "મિત્ર રાજ્યોના પક્ષને અને દુનિયાની સ્વતંત્રતાનો આપણા દરિયાઇ પ્રાધાન્ય ઉપર આધાર છે, અને મને ખાતરી છે, કે એ પ્રાધાન્ય ટકી રહેશે. * * * રુશિયા તરફના તાજા સમાચાર ચિંતાજનક છે, પણ એટલું તો મને હમેશાં લાગ્યા કર્યું છે, કે જ્યારે ઉથલપાથલ થશે, ત્યારે ફતેહમાં વિલંબ થશે. * * * રુશિયન આગેવાનો બધા બહાદુર અને દેશભક્ત માણસો છે. દુશ્મનો રિગા આગળ જે પ્રયાસ કરી રહ્યા છે, તેથી રાજ્યવિપ્લવ જોખમમાં છે, એમ તેઓ સમજે છે; અને તેટલા માટે બચાવની ખાતર બનતું બધું કરવાને તેઓ ચૂકશે નહીં. * * * હું માનું છું, કે રુશિયા હજી પણ પ્રબલ થશે, અને વિગ્રહના અંત પહેલાં દુનિયાને પ્રશિયન આપખુદીમાંથી મુક્ત કરવામાં મોટો ભાગ લેશે."

રુશિયામાં સંકટ.

પિતૃગ્રેડ, ૮ મી સપ્ટેમ્બર.

જર્મન ચડાઇ રિગાથી આગળ વધે એવા સંભવને લીધે રુશિયન સ્ટેટ બેંકને તથા તોપખાનાની છાવણીને નિજની નોવગોરાડ ફેરવવામાં આવે છે.

સ્વીડિશ બેઇમાની.

વૅાશિંગ્ટન, ૯ મી સપ્ટેમ્બર.

મિ. લેન્સિંગ જણાવે છે, કે સ્ટેટખાતાએ કેટલાક તાર પકડ્યા છે, કે જે બુએનોસ એર્સ ખાતેના જર્મન એલચીએ બર્લિનની પરદેશખાતાની ઓફિસ તરફ લખ્યા હતા, અને જે સ્વીડિશ એલચીએ પોતાના તાર તરીકે સ્ટૅાકહોમ રવાના કર્યા હતા. સ્વીડન જર્મનીની તાર ઓફિસ તરીકે કામ કરે છે, એ જાહેર થતાં સર્વત્ર તેને દોષ દેવામાં આવે છે.

રુશિયામાં કુસંપ અને ફાટફૂટ.

પિતૃગ્રેડ, ૯ મી સપ્ટેમ્બર.

મિ. કેરેન્સ્કી એક જાહેરનામામાં જણાવે છે, કે જનરલ કૅાર્નિલૅાફે એવી માગણી કરી હતી, કે સેનાધિપતિને તમામ સિવિલ અને મિલિટરી સત્તા સોંપી દેવી, અને તે એક નવી સરકાર રચશે. મિ. કેરેન્સ્કી જનરલ કૅાર્નિલૅાફનો હુકમ માનવાની ના પાડે છે, અને સેનાધિપતિનો અધિકાર જનરલ કેલેમ્બોવ્સ્કીને આપવામાં આવશે. પિતૃગ્રેડના શહેર અને પ્રાંતમાં માર્શલ લૅા સ્થપાયાની જાહેરાત થઇ છે.

મિ. કેરેન્સ્કીએ આખા રુશિયામાં તમામ સિવિલ અને મિલિટરી અધિકારીઓને સંદેશો મોકલ્યો છે, કે જનરલ કૅાર્નિલૅાફ પિતૃભૂમિને ફસાવેલ છે. જનરલ લુકોમ્સ્કી પણ દ્રોહી છે,

કારણકે જનરલ કૉર્નિલૉફ્નો અધિકાર લેવાને કામચલાઉ સરકારે કરેલો હુકમ તેણે માન્યો નથી. જનરલ કૉર્નિલૉફ્ને તેના દગાને માટે સજા કરવામાં આવશે.

પિતૃગ્રેડ, ૧૧ મી સપ્ટેમ્બર.

મિ. કેરેન્સ્કીને યોગ્ય વ્યવસ્થા કરવાની અનુકૂલતા થાય, તેટલા માટે પ્રધાનમંડળે રાજીનામાં આપેલ છે. મિ. કેરેન્સ્કીએ જનરલ એલેક્સિએફ્ને ફરી સેનાધિપતિ થવાનું કહેલું, પણ તેણે ના પાડી છે, જનરલ કૉર્નિલૉફ્ને કેદ કરવાનો હુકમ નીકળ્યો છે. કૉર્નિલૉફ્નો સંદેશો લાવનાર લ્વૉફ્ને અને બીજા ૮૦ માણસોને સરકારે કેદ કરેલ છે. કર્મકારો અને સિપાઈઓના પ્રતિનિધિઓની કાઉન્સિલે કેરેન્સ્કીને ટેકો આપવાનું વગર સરતે કબુલ કરેલ છે.

લંડન, ૧૨ મી સપ્ટેમ્બર.

એક રશિયન વાયરલેસ સંદેશા પરથી જણાય છે, કે ઉપલા અમલદારો સર્વત્ર સરકારને ટેકો આપે છે. જનરલ ડેનિકિન છાવણીના સ્ટાફ્ સહિત કેદ થયેલ છે. જનરલ અંડેલી પણ તેના સ્ટાફ્ના કેટલાક માણસો સાથે કેદ થયેલ છે.

જનરલ કૉર્નિલૉફ્ની હીલચાલ ઝડપથી નરમ પડતી જાય છે. નૈઋત્ય સિવાયના બધા મોખરા ઉપરના કમાન્ડરોએ સરકાર તરફ વફાદારી જાહેર કરેલ છે.

કૉર્નિલૉફ્ની સામે કાયદેસર પગલાં શરૂ થયેલ છે.

લંડન, ૧૩ મી સપ્ટેમ્બર.

મિ. કેરેન્સ્કી જણાવે છે, કે "કામચલાઉ સરકારના નિર્ણયને અનુસરીને સેનાધિપતિની ઑફિસ મને સોંપવામાં આવેલ છે. માજી સેનાધિપતિ અને થોડાએક સેનાપતિઓએ બળવો જગાડવાને જે અક્કલ વગરનો યત્ન કરેલો, તે પૂરેપૂરો નિષ્ફળ થયેલ છે. બળવાખોરો લશ્કરી અદાલતને સુપ્રત કરવામાં આવશે."

મિ. કેરેન્સ્કી કામચલાઉ સેનાધિપતિ રહે, તેની સાથે મિ. એલેક્સિએફ્ જનરલ સ્ટાફ્ના વડા તરીકે કામ કરશે.

જનરલ કલેમ્બૉવ્સ્કી, કે જે હમણાંજ જનરલ કૉર્નિલૉફ્ પછી સેનાધિપતિ નિમાયો હતો, તેને બરતર્ફ કરવામાં આવેલ છે.

પિતૃગ્રેડથી એક પાછળના તારમાં જણાવવામાં આવે છે, કે જનરલ કૉર્નિલૉફે અમુક સરતે શરણે થવાનું કબુલ કર્યું છે, પણ સરકાર કશી સરતો સ્વીકારવાની ના પાડે છે.

મહેનત ખાતાના પ્રધાન મિ. સ્કોબેલેફે કહ્યું છે, કે જનરલ કૉર્નિલૉફ્નો પ્રયત્ન પડી ભાંગ્યો છે, અને તેની છાવણી શરણે થયેલ છે.

જનરલ રસકી ઉત્તરના મોખરા ઉપર અને જનરલ ડ્રેગોમિરૉફ્ નૈઋત્ય મોખરા ઉપર કમાન્ડન્ટ નિમાયેલ છે.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૨૫ મી સપ્ટેમ્બર, ૧૯૧૭. [અંક ૪૩.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૫ મી સપ્ટેમ્બર, ૧૯૧૭.

બગદાદ ઉપર ફતેહમંદ ચડાઈ.

કૂત-અલ-અમારાના હિંદી-બ્રિટિશ ચોકીદારોને ૧૯૧૬ ના એપ્રિલની ૨૯ મી તારીખે દુશ્મનને તાબે થવું પડ્યું, તેનાં ગંભીર પરિણામો આવેલાં. એશિયા અને આફ્રિકા બંનેની અંદર બ્રિટિશ પ્રતિષ્ઠામાં તેથી ઘટાડો થયેલો. ઇજિપ્તમાં સનૂસી અને તુર્કી હુમલા હઠાવવામાં આવ્યા, તેથી ડાર્ડનલ્સ અને મેસોપોટેમિયાની નિષ્ફળતાની અસર કંઇક ઓછી થયેલી. તોપણ બ્રિટિશ શહેનશાહતનાં લશ્કરોની સામે સૌથી પ્રબળ મુસલમાન સત્તાએ મેળવેલી ફતેહોનાં રાજકીય પરિણામો એવાં આવેલાં, કે જે પ્રત્યક્ષ લડાયક લાભ કરતાં ઘણાં વધારે હતાં.

આબિસ્સીનિયાના જંગલી ક્રિશ્ચિયન રાજ્યના તરુણ શહેનશાહની આસપાસના કેટલાક આદમીઓ ઉપર તુર્કોની ફતેહથી એટલી અસર થયેલી, કે તેમણે સુદાન ઉપર હુમલો કરવા સારૂ તુર્કો તથા જ્યૂટનોની સાથે મળી જવાનો યત્ન કરેલો. ઇરાનમાં બળવાખોરો તથા દેશી અને યુરોપીઅન ભાડુતી સિપાઇઓને એવું લાગેલું, કે બ્રિટિશોની સત્તા તૂટી ગઇ છે, અને જર્મનો એક મોટું તુર્કી લશ્કર લઇને ઇરાનમાં ફરી વળશે, ત્યાંનાં રશિયન તથા બ્રિટિશ લશ્કરને કચરી નાંખશે, તથા હિંદ ઉપર ચડાઇ કરશે. અને આમ ધારીને તેઓ તોફાન કરવા લાગેલા. બધી દિશાઓમાં બેચેનીની નિશાનીઓ દેખાતી હતી, અને ઘણા દેશી આગેવાનોને બ્રિટિશ શહેનશાહતના બળમાં જે વિશ્વાસ હતો, તેની અનેક રાજકીય તથા ધાર્મિક પ્રપંચોથી કસોટી થયેલી.

સારે નસીબે એશિયા અને ઉત્તર-પૂર્વ આફ્રિકામાં બ્રિટિશોએ જે પ્રતિષ્ઠા બેસાડી હતી, તે થોડા વખતની હારથી અને કાવતરાંથી ડગેલી નહીં. સુદાન, દક્ષિણ આફ્રિકા, અને ફ્લાન્ડર્સમાં બ્રિટિશોએ દૃઢતાની છાપ બેસાડી હતી. આબિસ્સીનિયા, ઇરાન, અફઘાનિસ્તાન, તથા અરબસ્તાનમાં વફાદાર રાજ્યકર્તાઓને લાગેલું, કે જે પ્રજાએ ગૉર્ડનનું વૈર લીધું હતું, તે જનરલ ટાઉનશેન્ડનું પણ વૈર લીધા વગર રહેશે નહીં.

તુર્કો પોતે ફતેહથી ફુલાયા હતા, પણ તેઓ કૂત-અલ-અમારાના ચોકીદારોને છોડવી ન શકનાર હિંદી અને બ્રિટિશ લશ્કરની પાછળ પડેલા નહીં. સર પર્સી લેકની સરદારી નીચેના લશ્કરને તોડવાનો તેમને સારો પ્રસંગ મળ્યો હતો; પણ ચડાઇ કરવાને બદલે તેમણે બચાવની તૈયારીઓ કરી. ૧૯૧૬ ના મેની ૧૯ મી તારીખે, ટાઇગ્રિસના જમણા કિનારા ઉપર અસ સિન

પાસે તેમનાં થાણાં હતાં, ત્યાંથી તેઓ હઠી ગયા. અને બીજા દિવસની સાંઝ સુધીમાં છેક હાઈ નદી સુધીનો ટાઇગ્રિસનો જમણો કિનારો તેમણે ઘણે ભાગે ખાલી કર્યો.

પરિણામે ચડાઇ કરવાનો બોજો બ્રિટિશ લશ્કર ઉપર આવી પડ્યો. સ્વાભાવિક રીતે, કશા હુમલાનો પ્રયત્ન થયો નહીં. લશ્કર અતિશય થાકેલું હતું, સાધનો પણ ઘણાં ઓછાં હતાં, અને ટાઇગ્રિસ તથા હાઇના ખૂણામાંનો પૂરથી ભીંજાયેલો કચ્છપ્રદેશ એવો જોખમવાળો હતો, કે કંઇ પણ જમીન હાથમાં પડે, તેને ટકાવી રાખવાનું અશકય જેવું હતું.

કોઇ પણ પક્ષ કશી હીલચાલ કરવાની સ્થિતિમાં નહોતો. તુર્કોની હિંમત નહોતી, અને બ્રિટિશોની શક્તિ નહોતી. પણ દુશ્મનો કંઇ નકામા બેસી રહેલા નહીં. જ્યારે તેમને માલુમ પડ્યું, કે બ્રિટિશો બગદાદની દિશામાં તરત કશું કરી શકે તેમ નથી, અને જ્યારે સન્ના-ઇ-યાતથી કૂત-અલ-અમારા સુધીના બધા તુર્કી બચાવોને ઘણા સુધારવામાં આવ્યા, ત્યારે એક મોટા તુર્કી લશ્કરે જનરલ બેરેટૉફની સરદારી નીચેના રૂશિયન લશ્કરની સામે ધસારો કર્યો, કે જે કરિંદ સુધી પહોંચ્યું હતું.

કરિંદ પહાડોની ગાળીમાં બગદાદથી માત્ર ૧૫૦ માઇલ દૂર આવેલું છે, અને બગદાદથી તેહેરાન સુધીના જૂના વેપાર અને જીતના માર્ગમાં છે. રૂશિયા અને બ્રિટન વચ્ચે શરૂઆતમાં એવી ગોઠવણ થઇ હતી, કે જનરલ ટાઉનશેન્ડ બગદાદ ઉપર પૂર્વથી હુમલો કરે, તેજ વખતે જનરલ બેરેટૉફ ઉત્તરમાંથી ધસારો કરવો. બ્રિટિશ હીલચાલ ભાંગી પડી, ત્યારે કરિંદનું રૂશિયન લશ્કર એટલું નબળું પડી ગયું, કે તેની ઉપર આવેલા મોટા લશ્કરની સામે ટકવાની તેનામાં શક્તિ રહી નહીં. તેટલા માટે રૂશિયનો કરિંદથી કરમાનશાહ સુધી હઠી ગયા. ત્યાં પણ તેમના પર ફરી હુમલો થયો, એટલે તેમને કરમાનશાહ છોડીને ફરી હઠવું પડ્યું. ઇરાનની સરહદથી ૨૫૦ માઇલ દૂર તેઓ આખરે તુર્કી ધસારાને રોકી શકયા, અને ઉત્તર ઇરાનને દુશ્મન ઉજડ કરી શકત, એ સ્થિતિમાંથી તેનો ઉગારો કર્યો.

દરમિયાન દક્ષિણ ઇરાનનો પણ એક અણધારી બ્રિટિશ હીલચાલને લીધે પાયમાલીમાંથી બચાવ થયો હતો. કૂત પડ્યું, તે પહેલાં કેટલાક મહિના ઉપર સર પર્સી સાઇકસ ઇરાની અખાતના પ્રવેશ પાસે આવેલા બંદર આબ્બાસ આગળ ઉતર્યો હતો. શરૂઆતની યોજના પ્રમાણે તેનું કર્તવ્ય માત્ર દક્ષિણ ઇરાનમાં ફરી બંદોબસ્ત કરીને મેસોપોટેમિયામાંની બ્રિટિશ જીતોને વિસ્તારવાનું હતું. પણ જ્યારે મેસોપોટેમિયામાં નિષ્ફળતા મળી, તથા જ્યારે તુર્કો, ટયૂટનો, બળવાખોર ઇરાનીઓ, અને તટસ્થ ભાડુતીઓ હિંદ ઉપર ચડાઇ કરવા સારૂ ઇરાનને આશ્રયના રૂપમાં બદલી નાંખવાનો પ્રયાસ કરવા લાગ્યા, ત્યારે સર પર્સી સાઇકસનું કાર્ય ઘણું મહત્ત્વનું થઇ પડ્યું.

આદમી પોતાના કામને પૂરો પડે તેવો હતો. સર પર્સીએ સવાર તરીકે જિંદગી શરૂ કરી હતી, અને શોધક તરીકે તેને વધારે પ્રસંગ મળ્યો હતો. પાંચ વરસ લશ્કરમાં નોકરી કર્યા પછી તે અફઘાનિસ્તાનમાં જતા રણના રસ્તાની પાસે આવેલ કરમાન કરીને ઇરાની શહેરમાં એક ન્હાની પણ અનુકૂલ જગ્યાએ સ્થિર થયો હતો. આસપાસના ઉજડ અને પહાડી પ્રદેશનું

તે પરિક્રમણ કરી રહ્યો, તે પછી તે વધારે જંગલી અને વધારે દૂર રહેલા મશદ નામે ઇરાની શહેરમાં કોન્સલ-જનરલ નિમાયલો. એ શહેર, જ્યાં ઇરાન, અફઘાનિસ્તાન, અને રશિયાનાં રણોનો સંગમ થાય છે, ત્યાં પહાડી ખૂણામાં આવેલું છે. વીસ કરતાં વધારે વરસો સર પર્સીએ મુસાફરી અને શોધમાં ગાળ્યાં હતાં, અને તેથી ઇરાનના સવાલોમાં સૌથી વધારે માહિતગાર વરીકે તેની ખ્યાતિ થઈ હતી, અને એ દેશના ઇતિહાસકોમાં પણ તે અગ્રેસર હતો.

૧૯૧૬ ની શરૂઆતમાં એક ન્હાની બ્રિટિશ ટુકડીના ઉપરી તરીકે તે ઇરાનમાં પાછો આવ્યો હતો. તેનો ઇરાદો એવો હતો, કે ઇરાનની કોમોને નોકરીમાં દાખલ કરવી, કેળવવી, અને હથિયારબંધ કરવી, કે જેથી તુર્કો, ટ્યુટનો, લુટારાઓ, અને જૂની લડાયક પોલિસના પ્રપંચી સ્વીડિશ અમલદારોની સામે ઇરાનને પોતાને એક બચાવની દિવાલના રૂપમાં ફેરવી શકાય. સામા ઉઠેલા પ્રદેશો, કે જેમાં કોમોને જર્મનોએ હથિયારો આપ્યાં હતાં, તેમાં ૧,૦૦૦ માઇલ કરતાં વધારે કુચ કરીને, કૂત આગળ તાબે થવાથી અને ડાર્ડનલ્સની નિષ્ફળતાથી જે સ્થિતિ જોખમભરેલી થઇ પડી હતી, તેનો સર પર્સી સાઇકસે બચાવ કર્યો.

પ્રથમ તો તે કરમાન ગયો, અને તે પહાડી શહેરના વેપારનો બંદર આબ્બાસના દરિયાઇ વેપારની સાથે તેણે સંબંધ કર્યો. પછી મધ્યના પહાડોની વચ્ચે કુચ કરીને તે યઝૂદ સુધી ગયો, અને ત્યાંથી ઇસ્પહાન પહોંચ્યો. ત્યાંથી તે દક્ષિણ ભણી શિરાઝ અને બુશાયર તરફ વળ્યો. એક પછી એક કોમને તે કુશળતાથી બ્રિટિશ પક્ષમાં લાવતો ગયો. આખરે સુમારે ૧૧,૦૦૦ જુવાન અને લડાયક ઇરાનીઓ તેની મિલિટરી પોલિસમાં દાખલ થયા. નવા મુલકનો એક વિશાળ પ્રદેશ તેણે બ્રિટિશની અસર નીચે આણ્યો, અને તેનું બસરાની ઉત્તર-પૂર્વમાં આવેલાં કિંમતી બ્રિટિશ પેટ્રોલિયમ ક્ષેત્રોની સાથે જોડાણ કર્યું.

જ્યારે સર પર્સી સાઇકસની મોટી કુચ પૂરી થઇ, ત્યારે બ્રિટિશ શહેનશાહતની સીધી અસર હિંદની બલૂચીસ્તાન સરહદથી દક્ષિણ ઇરાનની આરપાર થઇને ટાઇગ્રિસ ઉપર કૂત-અલ-અમારા સુધી પહોંચે, એવું થયું. વિગ્રહ શરૂ થયો, ત્યારે ઇરાનમાં બ્રિટિશ લાગવગ માત્ર બંદર આબ્બાસ સુધી પહોંચતી હતી. પણ હવે ઇરાની મુલકનો માત્ર એક ન્હાનો ખૂણો તુર્કોના કબજામાં રહ્યો, અને રશિયન તથા બ્રિટિશ લશ્કરોના સંયુક્ત દબાણ વડે થોડી વારમાં ત્યાંથી પણ તુર્કોને હાંકી કાઢવામાં આવ્યા.

ઇરાનની સ્વતંત્રતા પડાવી લેવાનો ગ્રેટ બ્રિટનનો કશો ઇરાદો નહોતો. મૂળથીજ રશિયન અને બ્રિટિશ લાગવગના પ્રદેશોની વચ્ચે ઘા ઝીલનાર રાજ્ય તરીકે તેને રાખવામાં આવ્યું હતું. માત્ર ટ્યૂટન અને તુર્કનાં કાવતરાંથીજ શિરાઝનો પ્રદેશ તોફાની બની ગયો હતો, અને કૂતમાં તુર્કોની ફતેહ થવાથી આખા દક્ષિણ ઇરાનનો કબજો લેવાનું જોખમમાં આવેલાં બ્રિટિશ લશ્કરને માટે આવશ્યક થયું હતું. જો જર્મનોએ પહેલેથી કોમોને હથિયારો આપ્યાં ન હોત, અને તુર્કોએ હિંદની સામે ચડાઇમાં મદદ કરવાની ઉશ્કેરણી કરી ન હોત, તો આ મોટા નવા રક્ષિત પ્રદેશનો બ્રિટિશ શહેનશાહતમાં ઉમેરો થયો ન હોત.

THE EMPEROR OF JAPAN.



જાપાનના શહેનશાહ.

THE EMPRESS OF JAPAN.



જાપાનની શહેનશાહ બાનુ.

આબિસ્સીનિયામાં બ્રિટિશ અધિકારની સામેની હીલચાલ બેસાડી દેવામાં ઓછી મુશ્કેલી પડેલી. તરુણ શહેનશાહની આસપાસના માણસો ટાઇગ્રિસ ઉપરની તુર્કી ફતેહથી એટલા બધા ઉશ્કેરાઇ ગયેલા, કે તેમણે આબિસ્સીનિયાને ક્રિશ્ચિયન રાજ્યને બદલે મુસલમાન બનાવવાની દરખાસ્ત કરેલી. આ વિલક્ષણ યોજના તેમને જર્મન શહેનશાહતના એજંટોએ સૂચવી હતી, કે જે શહેનશાહતે વિગ્રહ પહેલાં પૂર્વ આફ્રિકામાં પોતાનીજ મુસલમાન વસ્તીની સામે પ્રપંચો કર્યા હતા, અને તેમને વટલાવવા સારૂ ડુક્કરોના ઉછેરનો ઉપયોગ કરવા યત્ન કર્યો હતો.

પણ ક્રિશ્ચિયન કોમોના સૌથી જોરાવર ઠાકોરો એ દરબારીઓની સામે થયા. તેમણે શહેનશાહના લશ્કરને હરાવ્યું, તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો, અને તેને સ્થાને એક ક્રિશ્ચયનની સ્થાપના કરી. અફઘાનિસ્તાનમાં અમીરે રુશિયા અને ગ્રેટ બ્રિટન બંનેની સાથેનો પોતાનો સારો સંબંધ વફાદારીથી ટકાવી રાખ્યો. ડાર્ડનલસથી હઠવું પડ્યું, અને કુત આગળ હાર થઇ, તોપણ તેણે પ્રપંચીઓની સલાહ માનેલી નહીં.

અફઘાનિસ્તાન આ પ્રમાણે દૃઢ હતું, ઇરાન દુશ્મનાવટ અને અરાજકતામાંથી મિત્રતા અને વ્યવસ્થામાં આવતું જતું હતું, અને મક્કાનો શરીફ, નેજ્જનો ઠાકોર, તથા બીજા આરબ રાજ્યકર્તાઓ તુર્કી તરફ વિરોધ દર્શાવતા હતા, તેથી મેસોપોટેમિયામાંના હિંદી-બ્રિટિશ લશ્કરની સ્થિતિ સુધરવા લાગી. હિંદની અતિશય મોટી માનવશક્તિનો ઉપયોગ જોકે પગારો ઘણા ઓછા હોવાને લીધે ઘણા સંકુચિત પ્રમાણમાંજ થઇ શકતો હતો, તોપણ તે ધીમે ધીમે વધતો ગયો. હિંદના લડાયક વર્ગો ટાઇગ્રિસ અને યુફ્રેટીસ ઉપરની લડાઇની સ્થિતિ સહી શકે તેવા છે; અને જોકે તેઓ આરબોના જેટલો તાપ સહી શકતા નથી, તોપણ એનેટોલિયાના પહાડી પ્રદેશોમાં વસતા મુસલમાનોના જેટલા સહનશીલ તો છેજ.

શરૂઆતમાં નવા જુવાન હિંદી સિપાઇઓ પોતાના પ્રૌઢ અને ટેવાયલા દેશી ભાઇઓના જેવા ગુણો બતાવી શકેલા નહીં. તેમને કેળવણી થોડાજ વખતની મળી હતી, અને લડાયક અનુભવ ધીમે ધીમે મેળવવાનો બાકી હતો. બીજી તરફ, તેમની સામે એશિયાના સારામાં સારા લડવૈયા હતા.

બાહોશ બ્રિટિશ સેનાપતિઓ, કે જેમણે ઇપ્રની આસપાસ જૂના હિંદી લશ્કરનું કામ જોયું હતું, તેઓ નવા સિપાઇઓને કેળવવા સારૂ પૂર્વમાં આવ્યા. સર ચાર્લ્સ મન્રો, કે જે ઇપ્રમાં એક સેનાપતિ હતો, અને જેણે ગાલ્લીપોલી દ્વીપકલ્પમાંથી ખસી જવાની યોજના અમલમાં આણી હતી, તે કમાન્ડર-ઇન-ચીફ નીમાયો. તેણે હિંદમાં રહીને ટાઇગ્રિસ ઉપર ફતેહ મળે તે માટે બધી વ્યવસ્થા કરી. બધાં બ્રિટિશ લશ્કરોની પ્રવૃત્તિઓની સાથે તેનું કામ બરાબર જોડાયલું હતું; અને તેના ઉપર શહેનશાહી સ્ટાફના વડા સર વિલિયમ રૉબર્ટસનનો અંકુશ હતો.

આ નવી વ્યવસ્થાનું પરિણામ એ આવ્યું, કે કામકાજની વ્યવસ્થા હિંદી-બ્રિટિશ કારભારીઓના અદૃઢ હાથમાંથી દૂર થઇને એવા માણસોને સુપ્રત કરાઇ, કે જેમની ઊંચી શક્તિ

અતિશય સખ્ત પ્રકારની સંતત લડાઇમાં સિદ્ધ થયેલી હતી. સર સ્ટૅનલી મૉડ, કે જે સર પર્સી લેક અને સર જૅાન નિકસન પછી મેસોપોટેમિયાના લશ્કરનો કમાન્ડર નિમાયો, તે વિગ્રહ સળગી ઉઠ્યો, ત્યારે એક કર્નલ હતો. તે પછી બ્રિગેડિયર તરીકે તેણે નામના મેળવેલી, અને ૧૯૧૫ માં મેજર-જનરલ નિમાયલો. પશ્ચિમ મોખરા ઉપર જખમી થયા પછી, અને ડિસ્પેચોમાં પાંચ વાર નામ આવ્યા પછી, તેને મેસોપોટેમિયા જવાનું થયેલું.

૧૯૧૬ ના એપ્રિલની ૫ મી તારીખે હેન્ના આગળ તુર્કોના જોરને તોડનાર એજ હતો, અને છેલ્લી ઘડીએ ફેલાહિયે લાઇનો ઉપર છાપો મારીને તેણે જનરલ ટાઉનશેન્ડને બચાવવા યત્ન કર્યો હતો. વળી, સન્ના-ઇ-યાત આગળ દુશ્મનના મોખરાને ભેદવાને તેણે કોશિશ કરી હતી, પણ કેટલાક સિપાઇઓ દિશા ભૂલવાને લીધે એ યત્ન પૂરો સફળ થયો નહોતો. કુમકે ગયેલા લશ્કરના બધા સેનાપતિઓમાં સર સ્ટૅનલી મૉડે સૌથી વધારે કુશળતા બતાવી હતી, અને અતિશય સંકટની સ્થિતિમાં તે લગભગ ફતેહમંદ થયો હતો.

જનરલ ટાઉનશેન્ડનું વૈર લેવાને અને એશિયા તથા ઉત્તર આફ્રિકામાં બ્રિટિશ શહેનશાહતની પ્રતિષ્ઠા પાછી મેળવવાને ચૂંટાયલો કમાન્ડર આ પ્રકારનો હતો. ઘણી બાબતોમાં આગલા ઉપરીઓના કરતાં તે વધારે સાધનસંપન્ન હતો. હિંદી-બ્રિટિશ કારભારીઓની દોષપાત્ર બેદરકારી અને દીર્ઘદૃષ્ટિની ખામી ઝાહેર થવાથી ઉશ્કેરાયેલા બ્રિટિશ લોકમતના દબાણને લીધે જે પગલાં ૧૯૧૪ અને ૧૯૧૫ માં લેવાવાં જોઇતાં હતાં, તે આખરે ૧૯૧૬ માં આગ્રહથી લેવાયાં.

(આ મહત્ત્વનો ઇતિહાસ હવે પછીના અંકમાં જારી રાખવામાં આવશે.)

## લડાઇના તાર.

—:o:—

કૉર્નિલૉફનો બળવો.

પિતૃગ્રેડ, ૧૪ મી સપ્ટેમ્બર.

જનરલ કૉર્નિલૉફને આધાર આપનાર લશ્કરનો ઉપરી જનરલ ક્રિમૉફ અહીં આવી પહોંચેલ છે. તેણે પોતાના લશ્કરને હથિયાર મૂકી દઇને સરકારને તાબે થવાનો હુકમ આપેલ છે. મિ. કેરેન્સ્કીને તે મળેલ છે. ઘેર આવીને તરત તેણે પિસ્તોલ ખાઇ આપઘાત કરેલ છે.

કર્મકારો અને સિપાઇઓના પ્રતિનિધિઓની કાઉન્સિલે ડૉન નદી પર આવેલા રૅાસ્ટૅાફ ગામમાં જનરલ કેલેડાઇન તથા તેના કૉસ્સેકોને કેદ કરેલ છે.

પિતૃગ્રેડ, ૧૫ મી સપ્ટેમ્બર.

જનરલ કૉર્નિલૉફ અને તેના મુખ્ય મદદનીશો કેદ થયેલ છે.

ન્યૂ યૅાર્ક, ૧૫ મી સપ્ટેમ્બર.

અમેરિકાના એસોશિએટેડ પ્રેસનો પિતૃગ્રેડ ખાતેનો ખબરપત્રી જણાવે છે, કે જનરલ કૉર્નિલૉફે કેટલીક પસંદ કરેલી પલટનોને ૮ મી તારીખે કહ્યું હતું, કે રિગાના મોખરા ઉપર તેમની મદદની જરૂર છે, જોકે તેનું ખરૂં લક્ષ્ય પિતૃગ્રેડ હતું. એજ રાત્રે જનરલ કૉર્નિલૉફે

પોતાનું પહેલું જાહેરનામું તૈયાર કરેલું, જે હજી મળી શકતું નથી. સોશ્યલિસ્ટ કોમ્પોઝિટરોએ તે છાપવાની ના પાડેલી, જે પરથી એક અમલદારે તુર્કોમાનોની એક ટુકડીને હુકમ આપેલો, કે કોમ્પોઝિટરો તાબે ન થાય, તો તેમને કાપી નાંખવા. થોડા વખત પછી કોમ્પોઝિટરોને મિ. કેરેન્સ્કીનું જાહેરનામું પણ મળેલું, અને તે તેમણે ગુપ્ત રીતે જનરલ કૉર્નિલૉફના જાહેરનામાની સાથે છાપેલું.

કૉર્નિલૉફના જાહેરનામામાં નીચેના શબ્દો છે:—"માત્ર સ્વતંત્રતા અને સ્વદેશના સ્નેહને લીધે મેં રાજીનામું આપવાનો હુકમ માન્યો નથી. તે કરતાં હું લોકોના એક સાચા પુત્ર તરીકે મરવાનું પસંદ કરૂં છું. હું મારી પદવીને કદાપિ છોડીશ નહીં, પણ મારી જિંદગીનો ખુશીથી ભોગ આપીશ."

નવું રુશિયન પ્રધાનમંડળ.

પિટ્રોગ્રેડ, ૧૬ મી સપ્ટેમ્બર.

નવા પ્રધાનમંડળ માટે એક આખી રાત મસલહત ચાલ્યા પછી કંઇક ઠીક ખુલાસો થઇ શકયો છે, અને રાજકીય સ્થિતિ જોખમની હતી, તે સુધરી છે. મિ. કેરેન્સ્કી મુખ્ય પ્રધાન રહેશે; જનરલ વરખોવ્સ્કી વિગ્રહખાતાનો પ્રધાન થશે; ઍડમિરલ વરડેરેવ્સ્કી, દરિયાખાતાનો પ્રધાન; મિ. ટેરેસ્ટચેંકો, પરદેશ ખાતાનો પ્રધાન; અને મિ. નિકિટિની, ટપાલ તથા તારખાતાનો પ્રધાન.

પ્રજાશાસનની જાહેરાત.

પિટ્રોગ્રેડ, ૧૬ મી સપ્ટેમ્બર.

સરકારે રુશિયાને એક પ્રજાશાસન તરીકે જાહેર કરેલ છે. સરકાર એમ પણ જણાવે છે, કે જનરલ કૉર્નિલૉફની સામે કંઇ વૈરનાં પગલાં લેવામાં આવશે નહીં, પણ તેને બચાવની તમામ સરલતા કરી આપવામાં આવશે.

અમેરિકાની તૈયારી.

લંડન, ૧૭ મી સપ્ટેમ્બર.

યુનાઇટેડ સ્ટેટ્સમાં સુમારે ૧૫ લાખ સિપાઇઓ કવાયત લે છે. વિમાનો બનાવવા સારૂ ૧૨ કરોડ ૮૦ લાખ, અને વેપારી વહાણો બાંધવા સારૂ ૨૨ કરોડ ૭૦ લાખ પૌંડ ખર્ચ કરવાનું ઠર્યું છે. અત્યારેજ લડાઇના કામ માટે દર રોજ ૧૬ લાખ પૌંડ ખર્ચાય છે.

સિપાઇઓ અને સુખૉમલિનૉફ.

પિટ્રોગ્રેડ, ૧૭ મી સપ્ટેમ્બર.

સેના અને નૌકાનું કલબ, કે જ્યાં જનરલ સુખૉમલિનૉફની તપાસ ચાલે છે, ત્યાં ૩૦૦ સિપાઇઓ અને ખલાસીઓએ જઇને માગણી કરી, કે "તપાસમાં બહુ વાર લાગે છે, માટે જનરલ સુખૉમલિનૉફને તથા તેની ઓરતને અમને સોંપી દો, કે જેથી અમે તેમનો તરત નિકાલ કરીએ." માગણીની ના પાડવામાં આવી. સિપાઇઓ બોલ્યા, કે "અમે ત્રણ દિવસમાં પાછા આવશું, અને ત્યારે જો તપાસ પૂરી નહીં થઇ હોય, તો તે પૂરી કરશું. દરમિયાન જનરલ સુખૉમલિનૉફને સાધારણ કેદીનો ખોરાકજ આપવાની અમારી માગણી છે." આ માગણીનો સ્વીકાર થયેલ છે.

જનરલ સ્મટ્સના ઉદ્ગાર.

પારિસ, ૧૮ મી સપ્ટેમ્બર.

એક ફ્રેંચ વર્તમાનપત્રીની સાથે વાતચિત કરતાં જનરલ સ્મટ્સે નીચે પ્રમાણે કહ્યું છે:—"જર્મની કશા સુધારાની આશા રાખી શકે તેમ નથી. એથી ઉલટું, એક પછી એક પ્રજા તેની વિરુદ્ધ એકઠી થતી જાય છે, તેથી તેની વધતી જતી ધાસ્તીની શું કોઇ શંકા કરી શકે? તેના ખોરાકનો સવાલ દર રોજ વધારે મુશ્કેલ થતો જાય છે, તેનું આર્થિક ભવિષ્ય સંકટમાં છે, અને તેનું નામ વધારે વધારે ધિક્કારાતું જાય છે. સંક્ષેપમાં, તે ગૂંગળાઇ મરવાના જોખમમાં છે. * * * જર્મની સુલેહને માટે તલસે છે. તેના બધા લોકોને લાગે છે, કે તેમની સ્થિતિ ભયભરેલી છે. * * * આજેજ આપણે જીત્યા છીએ, અને જર્મનો તે સારી રીતે સમજે છે."

બ્રિટિશ ધસારો.

લંડન, ૨૦ મી સપ્ટેમ્બર.

આજે સવારે આપણે ઇપ્રની પૂર્વમાં એક વિશાળ મોખરા ઉપર હુમલો કરેલ છે, અને સંતોષકારક રીતે આગળ વધ્યા છીએ. મહત્ત્વનાં સ્થાનકો કબજે થયેલ છે.

કોર્નિલૉફની તપાસ.

પિત્રૉગ્રેડ, ૨૦ મી સપ્ટેમ્બર.

એમ જણાવવામાં આવે છે, કે એક કોર્ટ માર્શલ અને જ્યુરી સાથે મળીને જનરલ કૉર્નિલૉફની તપાસ ચલાવશે. કર્મકારો અને સિપાઇઓના પ્રતિનિધિઓની કાઉન્સિલની સૂચનાથી તપાસ પિત્રૉગ્રેડમાં નહીં, પણ મોખરા ઉપર ચલાવવામાં આવશે.

સબમરીનોનો ઉપાય.

લંડન, ૨૦ મી સપ્ટેમ્બર.

એમ સત્તાવાર રીતે જાહેર કરવામાં આવે છે, કે સબમરીનોની વિરુદ્ધનાં પગલાં સફળ થતાં જાય છે, અને હાનિઓ ઓછી થવાનો સંભવ છે. વહાણો બોળાયા કરશે, પણ સબમરીનની હાર થઇ છે. એક અમલદાર કહે છે, કે "જો અમે જે જાણીએ છીએ તે પ્રજા જાણે, તો તેમને લેશ પણ ચિંતા થાય નહીં." ધુમાડાનાં એવાં વાદળાં વહાણોને વીંટી લે છે, કે તેથી વહાણો દેખી શકાતાં નથી. યુનાઇટેડ સ્ટેટ્સના નૌકાખાતાએ ઘણા મોટા પ્રમાણમાં ધુમાડાની પેટીઓ બનાવવાનો હુકમ કર્યો છે, અને એવી પેટી દરેક વહાણ ઉપર રહે, એમ ફરમાવ્યું છે.

## નિવેદન.

આજના અંકની સાથે જપાનનાં નામદાર શહેનશાહ અને શહેનશાહબાનુનો એક સુંદર સંયુક્ત ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૨૭ ઑક્ટોબર, ૧૯૧૭. [અંક ૪૪.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૭ ઑક્ટોબર, ૧૯૨૭.

બગદાદ ઉપર ફતેહમંદ ચડાઇ.

(ગયા અંકથી ચાલુ.)

"Behold, happy is the man whom God correcteth; therefore despise not thou the chastening of the Almighty:

"For He maketh sore, and bindeth up; He woundeth, and His hands make whole.

*Job*, 6: 17, 18.

"જો, જેને ઈશ્વર સજા કરે છે તે માણસ સુખી છે; તેટલા માટે સર્વશક્તિમાનની શિક્ષાની અવગણના ન કરતો:

"કારણકે તે દુખાડે છે, અને બાંધી દે છે; તે જખમ કરે છે, અને તેના હાથ સાજો કરે છે."

અયુબ, ૬: ૧૭, ૧૮.

નદી ઉપર ચાલે એવી આગબોટોનો એક મોટો કાફલો એકઠો કરવામાં આવ્યો. દારૂ-ગોળાનો સંગ્રહ પણ જોઇએ તે જાતનો અને મોટા પ્રમાણમાં સંચિત થયો. ઇસ્પિતાલની સગવડ ૧૯૧૬ ના જાન્યુઆરીમાં ૪,૭૦૦ ખાટલાની હતી, તે ૧૯૧૬ ના ઑગસ્ટમાં ૧૮,૦૦૦ ખાટલાની થઇ. દર્દ અટકાવવામાં કાબેલ તથા જંતુવિદ્યામાં કુશળ ડાક્તરોને ઉત્તેજન મળવા માંડયું, અને તેમની સંખ્યા ઘણી વધારવામાં આવી. દવાઓ અને વૅકસીનો મેળવવામાં આવ્યાં, અને કોલેરા ફાટી નીકળ્યો હતો, તે અટકયો.

જૂનાં વિમાનોને બદલે નવાં વિમાનો દાખલ થયાં. તુર્કો આડ્રિયાનોપલથી મોટી તોપો લાવ્યા હતા, તેમને પહોંચી વળે એવી નવી તોપો આવી. મોટર લારીઓના કાફલાઓ અને ત્વરિત વાહનનાં બીજાં સાધનો પ્રાપ્ત થયાં. બરફનાં કારખાનાં ઉભાં થયાં, લીલો ખોરાક પુષ્કળ પ્રમાણમાં ઉગાડવામાં આવ્યો, અને માંખી વગેરે જંતુઓના ઉપદ્રવની સામે પગલાં લેવાયાં.

જે રેલવેની હિંદી-બ્રિટિશ કારભારીઓએ લાંબા વખત સુધી ના પાડી હતી, તે શરૂ થઇ. જે પ્રમાણે લૉર્ડ કિચનરે ખારટૂમ તરફ રેલવે નાંખીને ગૉર્ડનનું વૈર લીધું હતું, તે પ્રમાણે સર સ્ટૅનલી મૉડના એન્જીનિયરોએ ટાઉનશૅન્ડનું વૈર લેવાને બગદાદ તરફ રેલવે બાંધી. અસાધારણ ઝડપથી લાઇન તૈયાર થઇ.

પણ રેલવે બંધાઇ, તે પહેલાં નદીનાં મોટાં પૂરને પાછાં વાળવાનો બંદોબસ્ત કરવાની જરૂર હતી. તેટલા માટે માજિલથી શાઇબા સુધી એક મોટો બંધ ઉભો કરવામાં આવ્યો. એ મોટા બંધમાંથી એક બીજી દિવાલ પાણી અટકાવવા સારૂ બસરા સુધી બંધાઇ. કુલ ૨૦ માઇલના મોખરા ઉપર એ બધી વ્યવસ્થા થઇ.

બંદર ઉપર અને ઉપલાં શહેરોમાં મોટાં જલાશયો તૈયાર થયાં. લંડનની સાથે સીધો વાયરલેસ વ્યવહાર સ્થાપિત થયો, અને બસરા દુનિયાનું એક મોટું બંદર બની ગયું. સિંદબાદ ખલાસીના વખતમાં તેની જે જાહોજલાલી હશે, તે કરતાં પણ તેની મહત્તા વધી. ત્યારે તે તેજાના, રેશમ, અને મોતીઓના વેપારનું મોટું દ્વાર હતું. તે વખતમાં મેસોપોટેમિયાનો દેશ એટલો રસાળ હતો, અને વસ્તી એટલી બધી હતી, કે બસરાથી બગદાદ સુધી ખેતરોનાં મકાનો લગભગ એકબીજાંનો સ્પર્શ કરતાં.

ખલીફ હારૂન-અલ-રશીદના અમલ પહેલાં હજારો વરસથી નદીઓ વચ્ચેનું મોટું રણ ગુલાબની માફક ખીલતું આવ્યું હતું. પણ પછી એક પછી એક જીતનારાઓ આવી, આબાદ થઇ, અદૃશ્ય થયા હતા. પહેલાં જ્યાં ઘઉંના કયારાઓ ચળકતા હતા, ત્યાં પાછળથી બરૂઓની ઝાડીઓ થવા લાગી હતી. પહેલાં જ્યાં ઘેટાં ચરતાં હતાં, ત્યાં સિંહો ધૂમવા હતા. મહેલો અને મંદિરો, ઝૂલતી વાડીઓ અને લાખો મકાનો ઝમીનદોસ્ત થયાં હતાં. દુનિયાના એ પ્રાચીન ફિરદૌસના છેલ્લા વારસ-આરબના વખતમાં મોગલોનાં ધાડાં ઉપર ધાડાંએ પાયમાલી કરી મૂકી હતી, અને તુર્કોએ જંગલી સ્થિતિને પાછી આણી હતી.

આરબોએ જોયું, કે તુર્કોએ બ્રિટનોને હરાવ્યા છે. કેટલાંક વરસથી તેમને બ્રિટિશ સત્તાનો વિશ્વાસ આવવા લાગ્યો હતો; અને તેઓ જરા એમ માનતા થયા હતા, કે બ્રિટિશો દ્વારા મેસોપોટેમિયાનો કદાચ ઉદ્ધાર થશે. પણ જ્યારે જનરલ ટાઉનશેન્ડના લશ્કરને ટેસીફોનની મોટી કમાન પાસેથી હઠવું પડ્યું, ત્યારે ઘણા આરબોનો બ્રિટિશો ઉપરથી વિશ્વાસ ઉઠી ગયો. તેઓ તુર્કોની સાથે ભળ્યા, અને હિંદી-બ્રિટિશ લશ્કરની પાછળ પડવામાં તથા તેને ઘેરી લેવામાં તેમને મદદ આપવા લાગ્યા. પછી જ્યારે બસરાનો દેખાવ ફરવા લાગ્યો, ત્યારે તેમના મન ઉપર કંઇક અસર થઇ ખરી.

નવી વ્યવસ્થાનું કામ જ્યારે અમારા અને બીજાં દૂરનાં નદી ઉપરનાં શહેરોમાં પણ જોરથી ચાલવા લાગ્યું, ત્યારે તેની વાતો નજ્દથી મક્કા સુધી આખા અરબસ્તાનમાં ફેલાવા માંડી. એ સમાચાર ઉત્તરમાં બગદાદ, મોસલ, અને એલેપ્પો સુધી, તથા ત્યાંથી કૉન્સ્ટન્ટિનોપલ પણ પહોંચેલા હોવા જોઇએ. પણ તુર્કો અને ટયૂટનોએ એ વાતોને બહુ વજન આપેલું હોય, એમ જણાતું નથી. તેમણે માનેલું નહીં, કે બ્રિટિશો જે ઉદ્યોગ કરી રહ્યા હતા, તેથી લડાઇના પ્રવાહ ઉપર કંઇ પણ અસર થઇ શકશે.

તુર્કી લશ્કરી અધિકારીઓએ ફતેહથી ફૂલાઇ જઇને ટાઇગ્રિસના મોખરાને વધારે મજબૂત બનાવવાને કશી દરકાર કરી નહીં; અને ગેલીશિયાની અંદર ઑસ્ટ્રિયનોને મદદ આપવામાં હજારો

માણસો ખરચી નાંખ્યા. તેમણે સ્વેઝની નહેરની દિશામાં એક બીજો પ્રયત્ન પણ કરેલો, સાલોનિકાની આસપાસ બલ્ગેરિયનોને મદદ કરેલી, આર્મીનિયામાં રુશિયનોની સામે લડતમાં સારી ટક્કર લીધેલી, અને ઇરાન દ્વારા હિંદ ઉપર ચડાઇ કરવાની યોજનાને પણ છોડેલી નહીં. જર્મનોએ મોડું મોડું એમ જણાવેલું, કે મેસોપોટેમિયામાં પાછળની લડતની યોજના તુર્કી સ્ટાફના પોતાના વિચારો પ્રમાણે હતી; અને તે ઉપર તેમણે વૉન ડર ગોલ્ટ્ઝના અનુગામીનો અભિપ્રાય લીધેલો નહીં. પણ ફૉકનહેન અને હિંડનબર્ગ બંનેએ તુર્કીમાંથી મોટાં લશ્કરો પોતાના સ્વાર્થ માટે લીધેલાં, અને જનરલ બ્રુસિલૉફની સરદારી નીચેની દક્ષિણ-પૂર્વની રુશિયન સેનાની સામે તેમને થકવી નાંખેલાં, એ જોતાં એમ દેખાય છે, કે જર્મનોએજ તુર્કોને ખોટે રસ્તે ચડાવ્યા હોવા જોઇએ.

હકીકતમાં જર્મનીના જનરલ સ્ટાફેજ ટાઇગ્રિસ ઉપરની સ્થિતિ સમજવામાં ભૂલ કરેલી. એક મજબૂત ઑટોમન લશ્કર ટાઇગ્રિસ ઉપર રહેલું ખરૂં; પણ બ્રિટિશો જે પ્રયત્ન કરી શકે, તેને પહોંચી વળવાને તે પુરતું નહોતું. ફૉકનહેન, હિંડનબર્ગ, અને લુડેન્ડૉર્ફ બ્રિટિશ લક્ષણને બરાબર સમજેલા નહીં. સાધારણ બાબતો તેમણે કરેલી, પણ સર વિલિયમ રૉબર્ટસન, સર ચાર્લ્સ મન્રો, અને સર સ્ટૅનલી મૉડ અસાધારણ વિક્રમો માટે તૈયારી કરી રહ્યા હતા.

મેસોપોટેમિયાની સેનાએ સાડા સાત મહિના કબજે કરેલા મુલકને વ્યવસ્થિત કરવામાં, વાહનની પદ્ધતિઓ ત્વરિત કરવામાં, વધારે માણસો એકઠા કરવામાં, તથા લડતનાં બેહતર સાધનો યોજવામાં ગાળ્યા. ટાઇગ્રિસ અને હાઇ વચ્ચેની જે ભૂમિ દુશ્મને છોડી દીધી હતી, તેનો ધીમે ધીમે મજબૂત કબજો કરવામાં આવ્યો.

તુર્કોની પાસે તે વખતે ટાઇગ્રિસના વાંકો અને વળાંકોમાં સુમારે ત્રીસ માઇલની લાઇનો હતી. સન્ના-ઇ-યાત આગળ તેમની ઊંડી અને અટપટી ખાઇઓ પૂરમાં આવેલ સુવાઇચા કચ્છ અને ટાઇગ્રિસની વચ્ચે આવેલી હતી. સામેને કિનારે અસ સિન આગળ મજબૂત બચાવો હતા.

૧૯૧૬ના ડીસેંબરની ૧૩મી તારીખે રાતમાં સર સ્ટૅનલી મૉડે દુશ્મન ઉપર ધસારો શરૂ કર્યો. ઇમામ અલી મનસૂરથી ઉપડીને સવારો અને પાયદળનું એક લશ્કર રાતે રણમાં કુચ કરવા લાગ્યું, અને હાઇ નદી જ્યાં આગળ ઉતરાય છે, ત્યાં પહોંચ્યું. અતાબ આગળ નદી ઉપર એક હોડીઓનો પૂલ નાંખવામાં આવ્યો. પ્રભાત પડ્યું હતું, ત્યાં સવારો પણ નદી ઓળંગી ગયા, અને નદીને પશ્ચિમ કિનારે ચાલીને કૂતથી બે માઇલ સુધી પહોંચ્યા. પછી કૂતની પેલી તરફ નવ માઇલ દૂર ઉપલી ટાઇગ્રિસ ઉપર શુમરાનનો પૂલ છે, તે ઉપર સવારોએ અચાનક ચડાઇ કરી.

જ્યારે આ પ્રમાણે થોડી વાર દુશ્મનની ગતિશક્તિ ઓછી થઇ, ત્યારે હાઇ ઉપરનાં હિંદી-બ્રિટિશ લશ્કરોએ આગળ ધસારો કર્યો, અને કૂતથી ૨ માઇલ સુધીની બધી જમીન જીતી લીધી. ચડાઇ કરનાર સિપાઇઓ પોતાની નવી છાવણીમાંથી દેખી શકતા હતા, કે શહેરના વતનીઓ પોતાની અગાસીઓ ઉપર ચડીને જોયા કરે છે. બ્રિટિશ તોપવાળાઓને જો હુકમ મળ્યો હોત, તો શહેરનાં બધાં મકાનો પાયમાલ કરી શકાત. પણ શહેર ઉપર હુમલો કરવામાં આવ્યો નહીં. ગોળા માત્ર સન્ના-ઇ-યાત ઉપર ફેંકવામાં આવ્યા.

નાતાલ સુધીમાં મેસોપોટેમિયાનું લશ્કર ઉત્સાહમાં આવી ગયું, અને પોતાના જોરની તથા ઉપરીની કુશળતાની તેને ખાતરી થઈ ગઇ. છતાં તુર્કો પણ કંઇ કાચા નહોતા. ૧૯૧૭ના જાન્યુઆરીની ૯મી તારીખે કૂતની ઉત્તરે ટાઇગ્રિસના એક વાંકમાં આવેલી તુર્કી ખાઇઓ ઉપર હિંદી અને બ્રિટિશ વિક્રમોએ અચાનક હુમલો કર્યો, અને કૂતની પૂર્વમાં આવેલી ટેકરીઓનો કબજો કર્યો. તુર્કી ચોકીદારોની સ્થિતિ સંકટની હતી. પછવાડે ટાઇગ્રિસમાં પૂર આવ્યું હતું, અને તેમની પાસે પૂલો નહોતા. વાહનના સાધનમાં માત્ર જૂના વખતની થોડી હોડીઓ હતી. બ્રિટિશ તોપોએ તેમને સાંકડા પ્રદેશમાં આણી મૂકયા; પણ તૂટી જવાને અગર તાબે થવાને બદલે તુર્કોએ કેટલાંક નાળાંઓમાં થઇને સામો હુમલો કર્યો, અને ગયેલી થોડી ઝમીન પાછી મેળવી. હિંદીઓએ સાંઝે પાછો હુમલો કર્યો, અને બધી ઝમીન ફરી મેળવી લીધી. લડાઇ આખી રાત અને બીજે દિવસે પણ ચાલી. તુર્કો ઘણી બહાદુરીથી લડ્યા, પણ સાંઝ સુધીમાં તેમને નદીકાંઠા ઉપર એક સાંકડા ત્રિકોણમાં ભરાઇ જવું પડયું. એક બ્રિટિશ સિપાઇએ કહેલું, કે "મને એમ લાગે છે, કે તુર્ક મરી જાય, તે પહેલાં પોતે હાર્યો છે, એમ જાણતો નથી." નવ દિવસ સુધી એ સ્થળ, કે જે મોહમ્મદ અબુલ હસનના નામથી ઓળખાતું હતું, તેનો બચાવ કરનારાઓ નદીના વાંકમાં ટકી રહ્યા. પછી જ્યારે તાબે થશે એવું લાગતું હતું, ત્યારે મુડદાંઓને દફનાવી દઇને તેઓ અંધારામાં ટાઇગ્રિસના ડાબા કિનારા ઉપર હઠી ગયા.

પણ બ્રિટિશ અને હિંદી વિક્રમોનાં વિક્રમોનું વિગતવાર વર્ણન આપવાનો અમને અવકાશ નથી, એટલે આસપાસની સ્થિતિ આટલે અંશે સ્પષ્ટ કર્યા પછી, હવે અમે માત્ર થોડી મુદ્દાની વાતોજ નોંધી શકશું.

ફેબ્રુઆરીની ૧૭મીએ બપોર પછી સન્ના-ઇ-યાતના મથક ઉપર હુમલો શરૂ થયો, અને ૨૨મી તારીખે એ મથકનો તથા ટાઇગ્રિસ ઉપર ખાઇઓની બે લાઇનનો કબજો લેવાયો. તુર્કોએ છ વાર સામા હુમલા કર્યા, અને હજારો માણસોનો ભોગ આપ્યો, પણ તેમનું કશું વળ્યું નહીં.

ફેબ્રુઆરીની ૨૪મી અને ૨૭મી તારીખ વચ્ચે તુર્કોના ૪,૩૦૦ કેદીઓ પકડાયા; અને કુલ નુકસાન સુમારે ૩૦,૦૦૦ માણસનું થયું. તેમના સારામાં સારા લડવૈયા ખપી ગયા, અને બાકીના બગદાદ તરફ ન્હાસવા લાગ્યા.

માર્ચના પહેલા અઠવાડિયામાં રુશિયનોએ ફરી કરમાનશાહ જિતી લીધું. તે વખતે તેઓ બગદાદથી ૧૬૭ માઇલ અને બ્રિટિશો માત્ર ૧૪ માઇલ દૂર હતા.

૧૯૧૭ના માર્ચની ૧૧મી તારીખે બગદાદના કિલ્લા ઉપર બ્રિટિશ વાવટો ચડાવવામાં આવ્યો.

જીતનારાઓ શહેરમાં દાખલ થતા હતા, ત્યારે આરબો, યાહુદીઓ, ઇરાનીઓ, આર્મીનિયનો, અને ખાલ્ડીઓનાં ટોળેટોળાં તેમને જોવાને એકઠાં થયાં. છોકરાંઓ લશ્કરની આગળ નાચવા લાગ્યાં; સ્ત્રીઓ સારાં કપડાં પહેરીને અગાસીઓ અને ઝરૂખાઓમાંથી તાળીઓ વગાડી આવકાર આપવા લાગી; હર્ષનાદ કરતાં માણસોથી તમામ શેરીઓ ભરાઇ ગઇ. પણ કેટલાક કુર્દો એ વખતનો

લાભ લઇને શહેરને બીજે છેડે આવેલી બજારોને લૂટતા હતા, એટલે પોલિસનું કામ કરવાને પલટનોને તરત તે તરફ મોકલવી પડેલી.

શહેરીઓનો આનંદ ખરેખરો હતો. તેમણે મોગલોના વખતના જેવોજ જુલ્મ તુર્કોના અમલમાં પણ સહન કર્યો હતો.

જ્યારે બગદાદનો કબજો લેવાયો, ત્યારે હિંદી-બ્રિટિશ સવારોએ ટાઇગ્રિસના ડાબા કિનારા ઉપર આગળ ધસવાનું જારી રાખ્યું, અને ૨૪ કલાકમાં તેઓ બગદાદથી ઉપર ત્રીસ માઇલ સુધી પહોંચ્યા.

એપ્રિલની ૨૭ તારીખે હિંદી લાન્સરો અને રૂશિયન કોસ્સેકોનો કાઝિલ રોબાત આગળ સંગમ થયો. બે મિત્ર રાજ્યોનાં લશ્કરો એકઠાં થયાં, ત્યારે કુત અને બગદાદની જીતોની પૂર્ણાહુતિ થઇ, અને ઇરાન ઉપર ચડાઇ ન થઇ શકે, એવી સંતત મોખરાની દિવાલ બની ગઇ.

પણ હજી ઘણું કામ કરવાનું બાકી હતું. તુર્કોની કુમકે નવું લશ્કર આવ્યું હતું, અને એક નવો બાહોશ ઉપરી નિમાયો હતો. એવી પણ વાત ચાલેલી, કે પ્રખ્યાત જર્મન સેનાપતિ મેકેનસન મેસોપોટેમિયામાં આવશે, અને તુર્કોને મદદ આપશે. કદાચ તેણે પોતાના સ્ટાફના કોઇક સમર્થ માણસને મોકલ્યો હશે, અને અવકાશે પોતે આવવાનું વચન આપ્યું હશે.

૧૯૧૭ના એપ્રિલની આખર સુધીમાં સર સ્ટૅનલી મૉડ ફેલુજા સુધીની યુફ્રેટીસનો કબજો મેળવી શક્યો. સમારા ટર્મિનસ સુધીની ૭૦ માઇલની બગદાદ રેલવે તમામ બ્રિટિશના હાથમાં આવી. તૂટી ગયેલા તુર્કી લશ્કરને બગદાદથી દૂર સુમારે એક સો માઇલ સુધી ત્રગડવામાં આવ્યું. પ્રાચીન બાબીલોનિયામાં બ્રિટિશ કબજો થયો; અને કર્બલા તથા સમારાનાં મુસલમાની ધામ તુરાનિયનો પાસેથી પાછાં પડાવવામાં આવ્યાં. શીઆ મઝ્હબના ઇરાનીઓ કર્બલાને મક્કાના જેવુંજ પવિત્ર ધામ ગણે છે.

અરબસ્તાનની મધ્યમાં મક્કાનો શરીફ, કે જે હઝરત મોહમ્મદનો સીધો વંશજ છે, તેણે પોતાના લોકોની સ્વતંત્રતા જાહેર કરી; અને પોતે હિજાઝનો રાજા હસન બની ગયો. અરબસ્તાનના બીજા સ્વતંત્ર નવાબોની સાથે તેણે સંપ કર્યો, અને તુર્કોની સામે વ્યવસ્થિત થવાથી આરબ કોમમાં નવું તેજ દેખાવા લાગ્યું.

---

## લડાઇના તાર.

---

**સામાન્ય સ્થિતિ.**

પશ્ચિમ મોખરા ઉપર બ્રિટિશો અને ફ્રેંચોનો ધસારો જારી છે; પણ રૂશિયન મોખરા ઉપરના સમાચાર બરાબર મળતા નથી. મોલ્ડેવિયામાં જર્મનો ફરી જોરથી ધસારો કરવા લાગ્યા

છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં જર્મનીનાં ઘણાં કાવતરાં પકડાયાં છે, પણ તેને શરમ લાગતી હોય, એવું દેખાતું નથી. આસ્તિકો દૈવનો હાથ દેખાવાની રાહ જોયા કરે છે.

<u>જર્મન ખટપટ.</u>

વૉશિંગ્ટન, ૨૧ મી સપ્ટેમ્બર.

સ્ટેટ ખાતાએ જર્મનીની એક નવી ખટપટ બહાર પાડી છે. ૧૯૧૭ના જાન્યુઆરીની ૨૨મી તારીખે વૉશિંગ્ટન ખાતેના માજી જર્મન એલચી કાઉન્ટ બર્નસ્ટૉર્ફે બર્લિનની પરદેશ ખાતાની ઑફિસ પાસે એવી માગણી કરી હતી, કે કોંગ્રેસમાં લાગવગ ચલાવવા સારૂ જુદાં જુદાં મંડળોમાં અગાઉની માફક સાઠ હજાર ડૉલર સુધી વહેંચવાની જરૂર છે, માટે તેની મંજૂરી આપવી.

<u>રુશિયન સ્થિતિ.</u>

પિટ્રોગ્રેડ, ૨૧ મી સપ્ટેમ્બર.

જનરલ એલેકિસએફે જનરલ સ્ટાફના વડાની જગ્યાનું રાજીનામું આપેલ છે, કારણકે જનરલ કૉર્નિલૉફની સાથે શામિલ હોવાના શકદાર જનરલ સ્ટાફના બધા અમલદારોને બરતર્ફ કરવાની મિ. કેરેન્સ્કીની માગણી સાથે તે સંમત નથી. તે ધારે છે, કે અનુભવી અને કસાયલા અમલદારોની જગ્યાઓ તરત પૂરવી મુશ્કેલ છે. જનરલ ચેરેમિસ્સૉફ, કે જે અગાઉ નૈર્ઋત્ય મોખરા ઉપર કમાન્ડન્ટ હતો, તે એલેકિસએફની જગ્યાએ આવેલ છે.

ન્યાયખાતાના પ્રધાને પ્રધાનમંડળને જાહેર કરેલ છે, કે તપાસ કરતાં જણાય છે, કે કેદ થયેલા અમલદારોમાંના ઘણાખરાએ કાવતરામાં ભાગ લીધો નથી, અને તેમને તરત છોડી મૂકવામાં આવશે.

પિટ્રોગ્રેડ, ૨૨ મી સપ્ટેમ્બર.

વિગ્રહખાતાનો પ્રધાન જનરલ વરખોવ્સ્કી છાવણીથી પાછો ફરેલ છે. કર્મકારો અને સિપાઈઓના પ્રતિનિધિઓની કાઉન્સિલ સમક્ષ સેનાની નવી વ્યવસ્થા સંબંધી બોલતાં તેણે કહ્યું છે, કે "નવી વ્યવસ્થાના બે માર્ગ છે. કૉર્નિલૉફનો માર્ગ સખ્તાઇ અને લોહી રેડવાનો હતો. બીજો વરખૉવ્સ્કીનો માર્ગ છે, અને તે સેનામાં સારા વિચારોનો અને વ્યવસ્થાનો ફેલાવો કરવાનો છે. કૉર્નિલૉફની પદ્ધતિ ખોટી અને જોખમભરેલી હતી, કારણકે સેના હથિયારબંધ પ્રજાની બનેલી છે. મારી પદ્ધતિથી મૉસ્કોમાં સારાં પરિણામ આવ્યાં છે, અને હું તેનો તમામ મોખરા ઉપર અને પાછળના ભાગમાં પ્રયોગ કરવા ધારૂં છું. એલેકિસએફ પોતાની જગ્યાએ ટકી શકે તેમ નથી, કારણકે અત્યારની સેનાની માનસિક સ્થિતિ તે સમજતો નથી."

<u>સબમરીનો સામેની શોધો.</u>

પારિસ, ૨૨ મી સપ્ટેમ્બર.

ફ્રેંચ નૌકાનો એક ઊંચો અમલદાર જણાવે છે, કે સબમરીનોની સામે ધુમાડાનાં વાદળાં ઉપરાંત બીજી શોધોનો પણ ઉપયોગ કરવામાં આવે છે. ઉદાહરણ તરીકે, સૂક્ષ્મશ્રાવક યંત્ર, કે જેની મૂળ શોધ ફ્રેંચ નૌકાના ત્રણ લેફ્ટેનંટોએ કરી હતી, તે હાલ ઘણું સુધારવામાં આવેલ છે.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૯ મી ઑક્ટોબર, ૧૯૧૭.

## પશ્ચિમ મોખરા ઉપર દર રોજની જિંદગી.

અત્યારે આખા ઉત્તર ફ્રાન્સમાં બ્રિટિશો ફ્રેંચોની સાથે તેમની દર રોજની જિંદગીમાં જોડાઈ ગયા છે. ધારો કે તમે કોઇ બ્રિટિશ શહેર કે ગામડામાં પ્રવેશ કરો છો. જ્યાં આગળ રસ્તા ફંટાતા હશે, ત્યાં આગળ કોઇક કોટડીમાંથી એક હાથમાં વાવટો લઈને તથા બીજો હાથ ઉંચો કરીને એક બ્રિટિશ પોલિસમેન તમને અટકાવશે. એ પોલિસમેન વળી લશ્કરી સિપાઇ હશે. કોટડીમાં તેનો સોબતી કોઇ ફ્રેંચ હશે. એ બે માણસોની ફરજ એટલું જોવાની છે, કે કોઇ પણ અનિષ્ટ અથવા અજાણ્યો આદમી, પછી બ્રિટિશ હો કે ફ્રેંચ હો, તે શહેર કે ગામડામાં પેસી શકે નહીં, તેમ તેમાંથી બહાર જઇ શકે નહીં. મોખરા ઉપરની દર રોજની જિંદગીની એક વાત એ છે, કે "કાગળો" હાથવગા જોઇએ.

પોલીસચોકી પસાર કરી, કે જોવામાં આવશે, કે ઘણાખરા રસ્તામાં અને શેરીઓમાં નવાં નામનાં પાટિયાં લાગી ગયાં છે, અને એ નવાં નામ ઇંગ્લિશ છે. હાઇ સ્ટ્રીટો, અને ચર્ચ સ્ટ્રીટો, અને લવ લેનો પુષ્કળ દેખાય છે. નામ પાડનારાઓએ કંઇ સારાંજ નામ શોધવાની તસ્દી લીધી નથી; કારણકે "ડમિટ સ્ટ્રીટ" જેવાં નામ પણ અપાયલાં છે.

અંતરોનાં માપ માઇલોથી થવાને બદલે "કિલોમીટર"થી થવા લાગેલાં જણાય છે. વાહનવાળાઓ તમામ "કિલોમીટર"નીજ વાતો કરે છે, જોકે પાયદળે કલાકે પાંચ કિલોમીટર કુચ કરવાને બદલે ત્રણ માઇલ કુચ કરવાની ભાષા પકડી રાખી છે.

૧૯૧૬ ના ડીસેંબર સુધીમાં ઘણાખરા ફ્રેંચ દુકાનદારો બ્રિટિશ સિપાઇઓ સાથેના વ્યવહારમાં ઉપયોગી થાય તેવા બેચાર ઇંગ્લિશ શબ્દો શીખી ગયા હતા; તથા આપણા પણ ઘણાખરા સિપાઇઓએ થોડુંક ફ્રેંચ શીખી લીધું હતું. ખાનપાનની જગ્યાઓમાં ફ્રેંચ સિવિલિયનો અને બ્રિટિશ સિપાઇઓ એકઠા થતા, અને એકબીજાને એટલા ઓળખી ગયા હતા, કે કશી ટીકા આવતી નહીં. શરૂઆતમાં તો ફ્રેંચો બ્રિટિશોને જરા કઠોર અને લાગણી વગરના ધારતા હતા; પણ બે વરસના અનુભવ પછી એવો વિરુદ્ધ અભિપ્રાય ટકી શકેલો નહીં. બેશક કોઇ વાર કજિયા પણ થતા. જુદી જુદી કોમો વચ્ચે કયા લોકોમાં નથી થતા? પણ તે અપવાદરૂપ હતા. ઘણે ભાગે ફ્રેંચ ગામડિયાઓ અને શહેરીઓએ બ્રિટિશ સિપાઇઓનો સારો સત્કાર કરેલો. ઉદાહરણ

તરીકે, અમુક ફ્રેંચ કુટુંબની સાથે રહેલો એક સિપાઇ, કે જે એક તરુણ ગ્રંથકર્તા છે, તેણે એક કાગળમાં નીચે પ્રમાણે લખ્યું હતું:—

"અમે દસ દિવસથી લાઇન ઉપરથી પાછા આવ્યા છીએ, અને હાલ અમારા ત્રણ સોબતીઓની સાથે હું એક ફ્રેંચ ઝૂંપડામાં રહું છું. ઝૂંપડામાં એક જુવેનલ કરીને ખેડુત અને તેની સ્ત્રી, ચારથી દસ વરસ સુધીનાં તેનાં ત્રણ છોકરાંની સાથે, રહે છે. ઉપરાંત, તે સ્ત્રીનો એક ઘરડો બાપ પણ સાથે છે, કે જે દિવસનો ઘણોખરો ભાગ દેવતા પાસે બેસી રહે છે. પહેલાં અમને સૌને એવું લાગેલું, કે એ લોકોને, અમે રહેવા આવ્યા છીએ, તે પસંદ નથી. * * * પણ છોકરાંએ સંકોચ દૂર કર્યો. સૌથી ન્હાની છોકરી બહુ આનંદી આત્મા છે. મોચી ક્યાં રહે છે, તે જાણવા સારૂ હું રસોડામાં બાઇને પૂછવા ગયો હતો. બાઇએ થંડી રીતે રસ્તો બતાવ્યો, અને હું બહાર આવ્યો. પણ પેલી ન્હાની છોકરી મારી પાછળ દોડતી આવી, અને બોલી, કે 'અરે પ્રભુ! તમે ભૂલા પડી જશો.' મેં જરા હસીને તેની સાથે મજાક કીધી, અને તેણે જવાબ દીધો, કે 'મારે તમારી સાથે રસ્તો બતાવવા આવ્યા વગર છૂટકો નથી, અને તો તમે ભૂલા પડશો નહીં'. એટલે મેં કહ્યું, કે 'ચાલો ત્યારે'; અને તે મારી સાથે ચાલી. એક બે વાર ગયા પછી તેણે મારા સામું ઊંચે જોઇને કહ્યું, કે 'પણ તમારે ગાડીઓ તથા મોટરોની સંભાળ રાખવી પડશે. તે તમને જરૂર મારી નાંખશે. તમારે ખરેખર સલામત રહેવું હોય, તો મારો હાથ પકડવો જોઇએ'. અને હું ગામડાનાં વાહનોથી કચરાઇ ન જાઉં, તે માટે મારે તે ન્હાની બાનુનો હાથ પણ પકડવો પડ્યો! એ રીતે અમે મોચીને ત્યાં પહોંચ્યાં, અને પાછાં ફર્યાં. વળતાં રસ્તામાં છોકરીનો બાપ ભેગો થયો. તેણે છોકરીને ઉચકી લેવાની ઇચ્છા કરી, પણ તેણે ના પાડી, અને કહ્યું, કે 'હું બ્રિટિશ સિપાઇની રક્ષા કરૂં છું'. * * * એ વાતને આઠ દિવસ વીતી ગયા છે, અને હવે એ ફ્રેંચ લોકો અમારી બહુ સરભરા કરે છે. તેઓ અમને રસોડામાં બેસવાનો આગ્રહ કરે છે, કારણકે તે વધારે ગરમ છે; રાત્રે ગરમાગરમ દૂધ અને કોઇ વાર ઇંડાં પણ આપે છે; અને જો અમે પૈસા આપવાનું કહીએ, તો જોવા જેવો દેખાવ થાય છે. પહેલા અઠવાડિયામાં તો પાડોસીઓએ વાડાના પંપનો હાથો સંતાડ્યો હતો, કે જેથી સવારમાં અમે ત્યાં ન્હાઇ ધોઇ ન શકીએ; પણ હવે તેમને કશો વાંધો નથી, અને કોઇ વાર વાતચિત કરવા સારૂ પણ તેઓ ઉભા રહે છે. ગઇ કાલે એક પાડોસીએ મને ત્રણ નારંગી આપી હતી. * * * ત્રણ દિવસ પછી અમે લાઇનમાં પાછા જશું. મને એમ થાય છે, કે આ ઉતારો અમે સાથે લઇ જઇ શકીએ, તો કેવું સારૂં"!

૧૯૧૬ની આખરમાં સિપાઇઓને માટે અમુક નવી જાતનાં ઝૂંપડાં તૈયાર થવા માંડ્યાં, અને અધિકારીઓને તે એટલાં બધાં ગમી ગયાં, કે ૧૯૧૭ના ઘણા મહિના વીત્યા નહોતા, ત્યાં ફ્રાન્સમાં આવાં ૨૦,૦૦૦ ઝૂંપડાં ઉભાં થયાં. નિસ્સેન કરીને એક કેનેડિયન અમલદાર યોજનાનો શોધક હતો, અને એ ઝૂંપડા તેના નામથી ઓળખાતાં હતાં. અંદર વપરાયેલી જુદી જુદી વસ્તુઓ એવા માપની હતી, કે જોડાણ સહેલાઇથી બની શકતું. ઝૂંપડા ઉભાં કરવા માટે છાપેલી

સૂચનાઓ સાથે મોકલવામાં આવતી; અને જેમ કોઇ છોકરો રમતનું ઘર બનાવે, તે પ્રમાણે તે તૈયાર થતાં. અંદરની કોઇ પણ વસ્તુ બે માણસો સહેલાઇથી ફેરવી શકે તે કરતાં વધારે વજનની નહોતી. ચાર માણસો ચાર કલાકમાં એવું એક ઝૂંપડું ઉભું કરી શકતા.

દરેક ઝૂંપડામાં ચોવીસ આદમીઓ સૂતા, અને દિવસને વખતે પથારીઓ વીંટાઇને બાજુ ઉપર જતાં વચ્ચેની જગ્યા ખાવાપીવાને માટે ખુલ્લી થતી. સુમારે પચાસેક માણસો એક ઝૂંપડામાં બેસી શકતા. છાપરૂં ગોળાઓ ન ભેદી શકે તેવું તો નહોતું, પણ છરાઓની સામે ઠીક બચાવ કરતું.

તારની લાઇન નાંખનારા, નળ નાંખનારા, વગેરે એક જગ્યાએથી બીજી જગ્યાએ ફરતા આદમીઓની ટોળીઓ ઘણું કરીને તંબુઓનો ઉપયોગ કરતી. ફ્રાન્સના રસ્તાઓની આસપાસ ત્રણત્રણ ચારચાર તંબુઓની એવી ઘણી છાવણીઓ હતી. કોઇ વાર અને ખાસ કરીને રાતને વખતે રસ્તાઓની બાજુમાં એક છૂટો તંબુ પણ જોવામાં આવતો. તપાસ કરતાં કદાચ માલુમ પડતું, કે એ તંબુ મોટર વાહનોના કોઇ અમલદારનો છે. તેનો નોકર કદાચ એક "પ્રાઇમસ સ્ટવ" ઉપર સાંજનું ખાણું તૈયાર કરી રહ્યો હશે.

ઘણા થીગડથાગડના આશ્રમો પણ હતા. એ તૈયાર કરવામાં ગમે તે વસ્તુ વપરાતી. જૂનાં કલાઇનાં પતરાં, ફ્લાનલનાં અને એવાં કપડાં, તથા જાડા બાઉન પેપરોનો પણ તેમાં ઉપયોગ થતો.

રહેવાનાં ઠેકાણાં તરીકે ભોંયરાંનો ઘણો ઉપયોગ થતો. ભોંયરાં ઊંડાં અથવા છીછરાં, ન્હાનાં અથવા મોટાં, સૂકાં અથવા ભેજવાળાં હતા; ટૂંકામાં, રહેવાનાં ઠેકાણાંમાં જે કંઇ સારા કે માઠા ગુણો હોઇ શકે, તે બધા ભોંયરાંમાં હતા; અને નઠારા ગુણો ઘણું કરીને વધારે હતા. જર્મનોનાં કેટલાંક ભોંયરાંમાં વીજળીના પંખાઓની અને પ્રકાશની ગોઠવણો હતી. આવાં હજારો ભોંયરાં બ્રિટિશોના હાથમાં પડેલાં, અને આપણા માણસોએ તેમનો લાભ લીધેલો.

એક પલટન એક દિવસ કિનારા પાસે ઝૂંપડાંઓમાં રહેતી હોય, તેને બીજે દિવસ લાઇનની પાસે ગામડામાં જવું પડતું, અને તંબુઓ અથવા ભોંયરાંમાં રહેવું પડતું. એક કે બે અઠવાડિયામાં કદાચ તેને ખાઇઓમાં જવાનું થતું. એટલે સ્થાનફેર, એ સિપાઇની હર રોજની જિંદગીનો એક મોટો ભાગ હતો. પ્રથમ ટ્રેનની મુસાફરી કરવાની આવતી. ગામડાંનાં સ્ટેશનો ઉપર ઘણી વાર ફ્રેંચ ખેડુતો મુસાફરો માટે પાણી અથવા નારંગીઓ લાવતા.

ટ્રેનની મુસાફરી પછી પગરસ્તે કેટલાક માઇલની મુસાફરી આવતી, અથવા કોઇ વાર મોટરોમાં બેસીને જવાનું થતું.

ઝેરી હવા આવવાની તૈયારી દેખાતી, કે તરત એક અમુક પ્રકારનો ઘંટ વાગતો, એટલે સૌ સમજીને પોતાના ટોપ પહેરી લેતા. હવાખાતાનો એક ખાસ અમલદાર રહેતો, અને તે ટોપ પહેરવા સંબંધી સૂચનાઓ આપતો.

THE EMPRESS ZEODITA: THE NEW PRO-ALLY RULER OF ABYSSINIA.





શાહેનશાહબાનુ ઝીઓડિટા: આબીસિનિયાની નવી મિત્રપક્ષની રાજકર્ત્રી.

Lakshmi Art, Byculla, Bombay.

સિપાઇઓને કોઇ વાર ખુલ્લી છાવણીઓને બદલે ગામડાંઓમાં રાખવામાં આવતા. જેના ઉપર ગોળા પડ્યા હોય, તેવાં ઘણાંખરાં ગામડાંઓમાંથી ફ્રેંચ સિવિલિયનો ચાલ્યા ગયા હતા. ઘણી વાર એમ પણ બનતું, કે કેટલાંક ઘરોમાં ફ્રેંચ સિવિલિયનો તથા બીજાંઓમાં બ્રિટિશ સિપાઇઓ વસતા હતા. કોઇ વાર નિશાળના જેવાં મકાનોનો ફ્રેંચ બાળકો તથા બ્રિટિશ સિપાઇઓ બંને ઉપયોગ કરતા. ખાસ કરીને રવિવારે સાંઝને વખતે નિશાળનાં મકાનોનો બ્રિટિશો ઇશ્વરની ઉપાસના માટે ઉપયોગ કરતા.

ખાઇઓમાંથી આરામ માટે પાછા આવેલા સિપાઇઓ ફુટબૉલની રમત પણ રમી શકતા; અને અમલદારો તે જોવા આવતા. આરામની છાવણીઓમાં અને ગામડાંમાં ગાયનના જલસા થતા; અને વિલાયતથી ધંધાદાર ગવૈયાઓ પણ સિપાઇઓને ગમ્મત કરાવવા સારૂ આવતા. કાગળો લખવા માટેની વ્યવસ્થા યંગ મૅન્સ ક્રિશ્ચિયન એસોસિએશનો તરફથી કરવામાં આવી હતી; અને ખાઇઓમાં રહેલા માણસોને કાગળો એકઠા થયેલા મળતા. કોઇ સિપાઇને એકાદ પાર્સલ મળતું, તો તે પોતાના મિત્રોની સાથે તેનો ઉપભોગ કરી આનંદ કરતો.

ઘણા બિમાર માણસો, જેમને કશી દવાથી આરામ થતો નહીં, તેઓ સાત દિવસ ઘેર જઇ આવતા, તો સાજા થઇને પાછા ફરતા. ૧૯૧૬ની આખર સુધીમાં અમલદારોને ખાતરી થયેલી, કે રજાની દવા તરીકે પણ ઘણી કિંમત છે.

ફ્રાન્સમાં સિપાઇઓને ખોરાક પણ પૂરતો અને સારો મળતો; અને તેથી થાકેલા સિપાઇઓ થોડા વખતમાં ફરી બરાબર તૈયાર થઇ જતા. માંખણ બહુ સારૂં મળી શકતું. દૂધની પણ ચોતરફ તારીફ થતી. એ દૂધ બેશક ડબ્બાનું હતું, પણ સાધારણ ડબ્બાના દૂધ જેવું તે જાડું અને ચીકણું ન હતું.

એવું જોવામાં આવેલું, કે દારૂ ન પીનાર સિપાઇઓ ગળપણને ખાસ પસંદ કરતા. દારૂ અને ગળપણમાં એવો કોઇક સામાન્ય ગુણ હોવો જોઇએ, કે જેથી એક અથવા બીજાને માટે માણસોને તલબ રહેતી. સિપાઇઓ મીઠાઇ અને ડબ્બાનાં ફળો માટે પુષ્કળ પૈસા વાપરતા. કોઇ કોઇ સિપાઇઓ ભાખરી કે એવી બીજી કશી વસ્તુ વગર મુરબ્બાના ડબ્બાઓ એકલા પૂરા કરતા.

જેમ ખાવાપીવાનું સારૂં હતું, તેમ કપડાંની છત પણ સારી હતી. જરૂર પડયે નવાં ખમીસો, બદનો, વગેરે સહેલાઇથી મળી શકતાં. ચપ્પુઓ, બ્રશો, અસ્રા, વગેરેને સિપાઇઓ સારી રીતે સાચવતા. ખાઇઓમાં ન્હાની વસ્તુઓ સહેલાઇથી ખોવાઇ જતી. ચપ્પુ એક ક્ષણ નીચે જમીન ઉપર મૂકયું હોય, ત્યાં બીજી ક્ષણે ઉપર કાદવ પડવાથી તે અદૃશ્ય થઇ જતું. પણ ખાઇઓમાં વસ્તુઓ ખોવાય, તેની અમલદારો ઘણુંખરૂં દરગુજર કરતા.

થોડો વખત છૂટા થયલા અને નવા આવનારા સિપાઇઓ ખાઇઓમાં સાથે રહેતા. સામેના દુશ્મન કેવા છે, તેની એ વખતે વાતો થતી.

ખાઇઓની અંદરના કામનો અવધિ પૂરો થવા આવતો, ત્યારે સિપાઇઓ કલાકો ગણવા લાગતા. ઘણુખરા બહાર જઇને ગરમ પાણીથી સારી રીતે ન્હાવાની, સ્વચ્છ કપડાં પહેરવાની, અને ખૂબ ઊંઘવાની ઇચ્છા રાખતા હતા. એ ત્રણ બાબતોની તેમને ખાસ જરૂર હતી. પણ બ્રિટિશ સિપાઇઓની ફરી તાજા બની જવાની શક્તિ આશ્ચર્યકારક હતી. લાંબી ઊંઘ લીધા પછી મિત્રો સાથે મળીને કંઇક વધારે સરસ ગમ્મત યોજવાનો વિચાર કરતા. બાર કલાક સુધીની રજા લઇને ઘણાં પાસેનાં ન્હાનાં શહેરોમાં જવા નીકળી પડતા, અને અજવાળી રાતે આવી ઘણી ટુકડીઓ આનંદથી પાછી ફરતી દેખાતી.

શહેરમાં જઇને સિપાઇઓ પહેલું કામ એ કરતા, કે સારામાં સારી વીસીમાં જઇને ખાણા માટે હુકમ આપતા. તેમને કંઇ ખાવાની મુશ્કેલીઓ પડેલી, તેથી એમ નહીં; પણ તેઓ જુદો ખોરાક અને જુદી રીતે લેવાને ઉત્સુક રહેતા. ખોરાકની સાથે તેઓ દ્રાક્ષાસવ પીતા, અને ઘણી વાર બધા સાથે ખર્ચ કરીને શામ્પેન ઉડાવતા. ફ્રેંચ દુકાનદારો ઘણી વાર બહુ અઘટિત કિંમતો માગતા. એક માણસને માટે એક ન્હાના ચાના પૉટના દસ આના પડતા; છતાં સિપાઇઓ ઘરની માફક ચીની પ્યાલામાં અને સારી ચા પીવા સારૂ એટલી રકમ પણ ખુશીથી આપતા.

## લડાઇના તાર.

—:o:—

**રુશિયામાં પ્રજાકીય કોન્ફરન્સ.**

પિત્રોગ્રેડ, ૨૮ મી સપ્ટેમ્બર.

તમામ રુશિયાના પ્રજાકીય કોન્ફરન્સની બેઠક ઉઘડી છે. ૧,૨૦૦ પ્રતિનિધિઓ તથા મિ. કેરેન્સ્કી સહિત બધા કામચલાઉ પ્રધાનો હાજર હતા. પ્રેક્ષકોમાં કેટલાક એલચીઓ પણ હતા. મિ. ચીડ્‌ઝેએ પ્રારંભના વ્યાખ્યાનમાં જણાવ્યું, કે દેશની સ્થિતિ ગંભીર હોવાથી કોન્ફરન્સ ભરવામાં આવેલ છે.

પિત્રોગ્રેડ, ૨૯ મી સપ્ટેમ્બર.

કોન્ફરન્સમાં મિ. કેરેન્સ્કી બોલવાને ઉભો થતાં તેને હર્ષનાદથી વધાવવામાં આવ્યો હતો. જનરલ કૉર્નિલૉફ સંબંધી બોલતાં તેણે કહ્યું, કે "તેની નીમણુક થઇ, ત્યારથી છાવણી તરફથી સરકારને વારંવાર ધમકીઓ મોકલવામાં આવતી હતી. * * * સરકારના ધ્યાનમાં છે, કે

ગેલીશિયામાં જે બનાવો બન્યા છે, તેથી લશ્કરની અવ્યવસ્થા દૂર કરવાનું આવશ્યક થયું છે.] પણ એ બાબતમાં મારી પોતાની યોજનાઓ છાવણીના કરતાં જુદી છે. બે યોજનાઓ વચ્ચે લાંબી લડત ચાલી છે, અને દરેક આફત આવી પડતાં છાવણીએ પિતૃગ્રેડને તાજી ધમકી આપેલ છે. જો છાવણીની માગણી પ્રમાણે નહીં કરવામાં આવે, તો મૉસ્કો કોન્ફરન્સ તૂટી જશે, એવો પણ સંદેશો મળ્યો હતો. પણ સરકારે તેનો સ્વીકાર કરેલ નથી."

સિન ફ્રેનરોનું તોફાન.

લંડન, ૨૯ મી સપ્ટેમ્બર.

સિન ફ્રેનના એક આગેવાન ટૉમસ એશીનું મરણ થતાં ગુરૂવારે રાત્રે ક્રાર્કમાં સિન ફ્રેનરોએ તોફાન કરેલ છે. એમણે પોલિસોને પત્થરો માર્યા છે; અને પોલિસોએ રાઇફલો તથા સંગીનોનો ઉપયોગ કરેલ છે. કેટલાક માણસોને જરા જરા ઇજા થયેલ છે.

ઇટાલિયન ધસારો.

લંડન, ૩૦ મી સપ્ટેમ્બર.

પૉડલાકાની દક્ષિણે તથા મેડોનીથી દક્ષિણ-પૂર્વમાં ઇટાલિયનોએ ઊંચી ઝમીન કબજે કરેલ છે. ૪૯ અમલદારો અને ૧,૩૬૦ સિપાઇઓ કેદ થયેલ છે. સેલ્લાડિડોલ તથા મૉન્ટ સેન ગેબ્રિએલીમાંથી ઇટાલિયનોને હઠાવી દેવાને દુશ્મને ઘણા પ્રયત્નો કરેલા, પણ તે વ્યર્થ ગયા છે.

સેના અને નૌકાના પગારો.

લંડન, ૩૦ મી સપ્ટેમ્બર.

સેના અને નૌકાના માણસોના પગારમાં વધારા જાહેર થયેલ છે. બે વરસને બદલે છ મહિનાની નોકરી પછીજ દર રોજ ત્રણ અથવા છ આના વધારે પગાર મળશે.

ચીન અને જાપાન.

ન્યૂ યૉર્ક, ૩૦ મી સપ્ટેમ્બર.

જાપાની મિશનના માનમાં અપાયલા એક ખાણા ઉપર બોલતાં બેરન ઇશાઇએ કહ્યું છે, કે "જાપાન કદાપિ ચીનની સર્વોપરી સત્તાની કે તેના મુલકની સામે હુમલો કરશે નહીં, એટલુંજ નહીં, પણ બહારથી બીજો કોઇ ચડાઇ કરશે, તો ચીનની સ્વતંત્રતાની રક્ષા કરશે. જાપાન સમજે છે, કે ચીન ઉપર કોઇ ચડાઇ કરે, તો પરિણામે જાપાનને પોતાને સંકટ થવાનો સંભવ છે.

હવાઇ હુમલો.

લંડન, ૧ લી ઑક્ટોબર.

ગઇ રાતના હવાઇ હુમલામાં ૯ માણસો માર્યા ગયા છે, અને ૪૨ માણસોને ઇજા થઇ છે. લંડન તળમાં માત્ર બે માણસોનુંજ મરણ થયેલ છે. ડોવરની પેલી તરફ દુશ્મનનું એક

વહાણુ નીચે પાડવામાં આવેલ છે. લંડન પ્રદેશ ઉપર દસ બૉંબ પડ્યા કહેવાય છે. કેટલાક ઉજડ જગ્યા પર પડ્યા છે. એક બોંબ એક ઇસ્પિતાલ પાસે પડેલો, અને તેથી બારીઓ ભાંગી ગયેલી.

મેસોપોટેમિયામાં જીત.

લંડન, ૨ જી ઑકટોબર.

પારિસથી એક વાર છે, કે બ્રિટિશોએ મેસોપોટેમિયામાં ૧૩,૦૦૦ તુર્કોને કેદ કરેલ છે. ટાઇમ્સ પણ જણાવે છે, કે યુફ્રેટીસ ઉપર એક સારી જીત મળેલ છે.

રુશિયન તુર્કસ્તાનમાં તોફાન.

પિત્રોગ્રેડ, ૨ જી ઑકટોબર.

તાશકુન્તમાં બે પલટનોની મદદથી કેટલાએક માણુસોએ તોફાન મચાવ્યું છે, પોતાની સ્વતંત્રતા જાહેર કરેલ છે, અને સરકારના કહેણની અવગણના કરેલ છે. તોફાન બેસાડી દેવાને લશ્કર મોકલવામાં આવે છે.

વહાણોનો વિનાશ.

લંડન, ૩ જી ઑકટોબર.

નૌકાખાતું જણાવે છે, કે છેલ્લા અઠવાડિયામાં ૨,૬૮૦ વહાણો બ્રિટિશ બંદરોમાં પહોંચ્યાં હતાં; અને ૨,૭૪૨ રવાના થયાં છે. ૧,૬૦૦ ટન ઉપરની ૧૧ આગબોટોનો તથા તેની અંદરની ૨ આગબોટોનો નાશ કરવામાં આવેલ છે. ૧૬ ઉપરનો હુમલો નિષ્ફળ નીવડ્યો છે.

હવાઇ હુમલાનો બદલો.

લંડન, ૪ થી ઑકટોબર.

એમ કહેવાય છે, કે દુશ્મન ઉપર ચડાઇ કરી શકે, તેવાં ખાસ વિમાનોની ઘણી મોટી સંખ્યા તૈયાર કરવાનું સરકારે ફરમાવેલ છે. લશ્કરની જરૂરિયાતો પૂરી પાડ્યા ઉપરાંત હવાઈ હુમલા થઇ શકે, એવો વખત હવે આવી ચૂકયો છે, તેટલા માટેજ આ ઠરાવ કરવામાં આવેલ છે.

## નિવેદન.

આજના અંકની સાથે આબિસ્સીનિયાની નવી મિત્રપક્ષની રાજ્યકર્ત્રી શહેનશાહણાનુ ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ. એક જોવા લાયક ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૧૬ મી ઑકટોબર, ૧૯૧૭. [અંક ૪૬.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઈ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વેહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૬ મી ઑક્ટોબર, ૧૯૧૭.

## દરિયામાં લડાઇ.

૧૯૧૭ની વસંતમાં અને આગલા ઉન્હાળામાં જ્યારે લશ્કર લશ્કરની સામે લડતું હતું, ત્યારે એક ઘેરો બીજા ઘેરાની સામે હતો: મિત્ર રાજ્યો સપાટી ઉપરનાં વહાણોથી જર્મનીને દબાવતાં હતાં, અને જર્મની મિત્ર રાજ્યોને સબમરીનોથી દબાવતું હતું.

નેપોલિયનના વિગ્રહોને વખતે ગ્રેટ બ્રિટન પોતાનો ખોરાક પોતે ઉત્પન્ન કરતું હતું, પણ તે પછી દરિયારસ્તે આવેલા ખોરાક ઉપર તેનો ઘણો આધાર રહેતો આવ્યો હતો. ૧૯૧૬ માં ખોરાકની આયાત ૪૧,૯૦,૦૦,૦૦૦ પૌંડની થઇ હતી; અને તેમાં દેશમાં વપરાતા ઘઉંના ⅘ નો સમાવેશ થતો હતો. એ ઉપરાંત લશ્કર માટે ખોરાક આવેલો, તે જુદો.

જર્મનોને પોતાના ઘેરામાં બે કુદરતી કારણોથી મદદ મળેલી. ૧૯૧૬-૧૭ માં આખી દુનિયામાં ઘઉંનો પાક ઓછો ઉત્પન્ન થયો હતો. ૧૯૧૫-૧૬ માં જ્યારે તે ૧૧,૦૮,૦૦,૦૦૦ ટન થયો હતો, ત્યારે ગયા વરસમાં માત્ર ૯,૪૭,૫૦,૦૦૦ ટન થયેલો. એટલે છતમાં પ્રથમથીજ સેંકડે ૧૫ ટકાની ઊણપ હતી. જર્મનીને અનુકૂલતા કરી આપનાર બીજું કારણ ૧૯૧૬-૧૭ ની અતિશય શરદ હવાનું હતું. શિયાળો અતિશય સખ્ત હતો, અને તેની સાથે વારંવાર બરફ પડતો. વસંત પણ ઘણી મોડી આવેલી. ૧૯૧૫-૧૬ માં બ્રિટિશ પાક ૭૫,૪૦,૦૦૦ ટન ઉતર્યો હતો, જે વસ્તીની બધી જરૂરોને માટે પુરતો હતો. ૧૯૧૬-૧૭ માં તે ઘટીને ૫૪,૭૩,૦૦૦ ટન થયેલો, અને એ રીતે સેંકડે સુમારે ત્રીસ ટકાની ઊણપ આવેલી. વિલાયતમાં નીપજેલાં બટાટાંની તંગીને લીધે પરદેશી ખોરાક માટે વધારે ખપ જાગેલો.

હવાની ખરાબીથી જર્મનો રાજી થયેલા, જોકે જર્મનીનો પોતાનો પાક પણ તેથી બગડયો હતો. મેની શરૂઆતમાં ફ્રાંકફર્ટના એક વર્તમાનપત્રમાં નીચે પ્રમાણે છપાયું હતું:—

"એમાં કશો શક નથી, કે આપણા દુશ્મનોની ચિંતાઓ ઘણી મોટી છે, અને હાલના સંકટમાંથી તેઓ બચે, તોપણ એ ચિંતાઓ વધતી જશે, એ ચોકસ છે. ઉત્તર અમેરિકામાં ફરી ખરાબ પાક ઉતરવાનો છે, અને અનાજનો મોટો ભાગ હજી તેમને ત્યાંથીજ મળી શકે છે.

વહાણોની ખોટ પણ તેમને વધારે લાગતી જવાની છે. એથી ઉલટું, આપણે જોઈતી તમામ વસ્તુઓ આપણાં પોતાનાં સાધનોથી મેળવવાને સમર્થ છીએ; અને ઉત્તર ફ્રાન્સ, કાવર લેન્ડ, તથા લિથુઆનિયામાં આપણી પાસે પુષ્કળ રસાળ જમીન તથા સંખ્યાબંધ પશુઓ છે. ઉપરાંત, રૂમાનિયાની ભૂમિ આપણા કબજામાં છે, કે જે આપણે સુલેહ થાય ત્યાં સુધી રાખવાના છીએ, અને જેમાં આપણાં લશ્કરો વાવણી કરી શકે તેમ છે. આપણને પણ પ્રમાણમાં તંગી પડશે, છતાં આપણા દુશ્મનોને તો કશું મળશે નહીં. થકવી નાંખવાના વિગ્રહની તેમને ઇચ્છા હતી. તેમને એ વાતનો પસ્તાવો થશે, કારણકે જો આપણે હવે માત્ર દૃઢ રહેશું, તો દુનિયાનો ખોરાક ખૂટી જતાં, તેઓ ધારતા હશે તે કરતાં જુદી રીતે, તેમને સુલેહ કરવાની ફરજ પડશે, અને તે હાલ દેખાય છે, તે કરતાં કદાચ વહેલી પણ કરવી પડે."

પણ ૧૯૧૭ ની વસંત સુધીમાં પોતાના કબજાની જમીનમાંથી જર્મનો જોઇએ તેટલો ખોરાક મેળવી શકેલા નહીં. એ અરસા સુધી મિત્ર રાજ્યોના સપાટી પરના કાફલાઓનો ઘેરો પૂરેપૂરો નહોતો. સરહદ પરનાં તટસ્થ રાજ્યો પાસેથી જર્મનીને ઘણો ખોરાક મળેલો. હૉલંડ અને ડેન્માર્કે પોતે પરદેશથી ખોરાક મંગાવીને પોતાનો ખોરાક જર્મનીમાં મોકલ્યો હતો. ૧૯૧૬ માં હૉલંડે જર્મનીમાં ૧૨,૦૦,૦૦૦ ટન ખોરાક મોકલેલો. સ્વિત્ઝર્લંડે પણ એ પ્રમાણે કરેલું. જર્મન નૌકાએ તટસ્થ રાજ્યો તરફ કશી દયા બતાવેલી નહીં, અને તેમનાં વહાણો જરા પણ લાગણી વગર બોળી દીધેલાં; પણ બ્રિટિશોએ તટસ્થો તરફ જે ભલમનસાઈ રાખેલી, તેનો લાભ જર્મનીએ પૂરેપૂરો લીધેલો.

જર્મનીની પાસેનાં તટસ્થ રાજ્યોને શરૂઆતમાંજ એમ કહી શકાયું હોત, કે "કાંતો તમે જર્મનીમાં ખોરાક મોકલવો બિલકુલ બંધ કરો, અથવા આયાત કરવાનું માંડી વાળો." હૉલંડ અને ડેન્માર્ક બંને પોતાનાં સાધનોથી નિર્વાહ ચલાવવાને શક્તિમાન હતાં. પણ એ માર્ગ છેક ૧૯૧૭ માં મોડો લેવાયો. તોપણ ૧૯૧૭ ની અંદર જર્મનીમાં ખોરાકની મુશ્કેલી હોવા સંબંધી ઘણાં પ્રમાણો છે. માર્ચમાં હાલનો ચાન્સેલર હર મિખાએલિસ, કે જે તે વખતે ખોરાક ખાતાનો કમિશનર હતો, તેણે જાહેર કરેલું, કે "ખોરાકની ઘણી તંગી છે." ખેતી ખાતાના પ્રશિયન પ્રધાને પ્રશિયન પાર્લામેન્ટને સાવચેતી આપેલી, કે "૧૯૧૭ માં સુધારાની આશા રાખવી નહીં; કારણકે બટાટાં અને બીટનું વાવેતર ઓછું પડ્યું, અને દૂધ તથા માંખણ અગાઉના કરતાં પણ ઓછાં મળી શકશે."

મોટાં શહેરોમાં સ્થિતિ સૌથી ખરાબ અને ગામડાંઓમાં સૌથી સારી હતી. હામ્બર્ગમાં, શિયાળાના સૌથી આકરા ભાગમાં, શંકા પડતી જાતનાં ૧૦૦ ઈંડાંના ૩ પૌંડ પડતા; અને સ્ટેટિનમાં ઑફિશ્યલી જાહેર થયેલું, કે મજૂરોનું કામ કમી ખોરાકને લીધે ૨૫ ટકા જેટલું ઘટી ગયું છે. લીલા ખોરાકની ખામીને લીધે કેટલેક સ્થળે અમુક દર્દોનો ઉપદ્રવ પણ થયેલો.

એપ્રિલની ૧૬ મી તારીખે દારૂગોળાનાં ૩૦૦ કરતાં વધારે કારખાનાં બર્લિનમાં કામ

વગરનાં થઇ પડ્યાં હતાં; અને ૨૧૦,૦૦૦ માણસોએ હડતાળ પાડી હતી. જર્મનીમાંથી આવેલા તટસ્થોએ જણાવેલું, કે હામ્બર્ગમાં ૩૫,૦૦૦ માણસોએ હડતાળ પાડી છે. એવું પણ કહેવાતું હતું, કે કોલસાની ખાણોના પ્રદેશમાં હજારો આદમીઓએ કામ કરવું બંધ કરેલ છે.

આ સ્થિતિ માટે ઉતાવળે અને સખ્ત પગલાં લેવાયેલાં. એવી સૂચના આપવામાં આવેલી, કે જો ૨૧ મી એપ્રિલ સુધીમાં હડતાળિયાઓ કામ ઉપર ચડશે નહીં, તો તેઓ સાધારણ સિપાઇઓ ગણાશે, અને તેમની સાથે એમ ગણીને કામ લેવામાં આવશે. બર્લિન પ્રદેશનાં દારૂ-ગોળાનાં કારખાનાં લશ્કરી કાયદા નીચે મૂકાયેલાં. આજ્ઞાધીન જર્મનો તરત તાબે થયેલા. ૨૨ મી તારીખે સૌ કામ ઉપર ચડી ગયા છે, એવું જાહેર થયેલું.

જર્મન વ્યવસ્થા એવી સારી હતી, અને અતિશય ગરીબોને મદદ આપવાને એવાં પગલાં લેવાયલાં, કે કર્મકાર વર્ગને ધારી શકાય તેટલી હરકત આવેલી નહીં. પણ આ બાબતમાં નિષ્પક્ષપાત પુરાવો મેળવવો મુશ્કેલ છે. યુનાઇટેડ સ્ટેટ્સના એક અમલદારે કહેલું, કે "જોકે જર્મનોને સાધારણ રીતે થોડી ભૂખ ખમવી પડે છે, છતાં તેમની તનદુરસ્તી સુધરી છે, કારણકે અગાઉની માફક તેઓ હદથી વધારે ખાઇ શકતા નથી!" ડા. કયૂચેનિયસ કરીને એક ડચ ડાક્તરે કહેલું, કે "ઉતરતા મધ્યમ વર્ગના કરતાં મજૂરોને ઓછું ખમવું પડે છે, કારણકે હથિયારો વગેરે બનાવવાનાં કારખાનાંઓમાં ઊંચા મુસારા મળે છે."

જર્મની સંબંધી જુદા જુદા અને કોઇ વાર પરસ્પર વિરોધી અભિપ્રાયોમાંથી, જે એક વાત ખાસ તરી આવે છે, તે એ છે, કે તેમણે સબમરીન ઉપર ઘણી આશા બાંધેલી. જો ૧૯૧૭ની વસંતમાં તેના બરાબર ઉપાયો લેવાયા હોત, અને એ દબાણ કચરાયું હોત, તો જર્મનો પાછા પડ્યા હોત. પણ કમનસીબે ઘણાં અઠવાડિયાં સુધી જર્મન સબમરીનો ઘણી ફતેહમંદ થયેલી.

સબમરીનોની લડતને સપાટી ઉપરનાં જર્મન વહાણોએ સારો ટેકો આપેલો, અને ખાસ કરીને ઝીબ્રગમાં. ત્યાં જે જર્મન વિનાશક વહાણોનો કાફલો રહેતો હતો, તેના અમલદારો વારંવાર ચડાઇઓ કર્યા કરતા. બંદરની પાસે સુરંગો નાંખવામાં આવી હતી, અને કિનારા ઉપર તોપો ગોઠવેલી હતી; એટલે જ્યારે જ્યારે ઉત્તર સમુદ્રમાં રહેવું મુશ્કેલ લાગતું, ત્યારે જર્મન વહાણો બંદરનો આશ્રય લેતાં.

રવિવાર, તા. ૨૫ મી ફેબ્રુઆરીએ ઝીબ્રગનાં વિનાશક વહાણો ટિલેસન અને આલબ્રેખ્તની સરદારી નીચે બહાર નીકળ્યાં, અને બ્રિટિશ કિનારા તરફ ચાલ્યાં. ઑફિશ્યલ બ્રિટિશ રિપોર્ટ પ્રમાણે રાતના સવા અગિયાર વાગ્યે તેઓ કેન્ટના કિનારા પાસે પહોંચેલાં; અને ત્યાંથી તેમણે બ્રૉડસ્ટેર્સ તથા માર્ગેટ ઉપર તોપના ગોળા ફેંકેલા. શરૂઆતમાં તેમણે તારા-ગોળાઓ ફેંક્યા, કે જેથી સર્ચલાઇટથી અજવાળું થાય તેવું અજવાળું થોડી વાર થઇ રહેલું. બ્રૉડસ્ટેર્સ ઉપર

દસ મિનિટ મારો ચાલ્યો. એ શહેર પાસેના એક ઘર ઉપર ગોળો પડતાં અંદર એક ઓરત મરણ પામી, તેનું બાળક મરણતોલ જખમી થયું, અને બીજાં ત્રણ છોકરાંને ઇજા થઇ. માર્ગેટ ઉપર હુમલો છ મિનિટજ રહ્યો, અને બહુ થોડું નુકસાન થયું. ઘણાખરા ગોળા ખેતરોમાં પડ્યા, અને જોકે ત્રણચાર મકાનોને ઇજા થઇ ખરી, પણ તે બહુ નહીં.

આ ઑફિશ્યલ હેવાલથી એટલું તો સાફ દેખાય છે, કે એક મહત્ત્વને સ્થાને બ્રિટિશો જર્મનો કરતાં બળમાં ઉતરતા હતા; અને જોકે ઝીબ્રગમાંથી આવી ચડાઇઓ વારંવાર થયા કરતી હતી, તોપણ તેને પહોંચી વળવાની કોઇ સફળ પદ્ધતિ જડી નહોતી. ત્યાં સુધીની બધી ચડાઇઓમાં જર્મનો પ્રમાણમાં થોડી હાનિથી ન્હાસી શકયા હતા; અને તે છતાં બ્રિટિશ કાફલાઓને સારૂં નુકસાન કરી શકયા હતા.

જર્મનો ઘા કરી શકતા, અને કર્યા પછી નિરાંતે પાછા પણ જઇ શકતા. તેઓ કેન્ટના કિનારા ઉપર શહેરો તથા ગામડાં પર ગોળા ફેંકી શકતા; અને બ્રિટિશ યોજકો એ પ્રદેશની રક્ષા કરવાને શક્તિમાન નથી, એમ દેખાતું હતું.

વહાણોના હુમલાની સાથે, હવા અનુકૂળ હોય ત્યારે, વિમાનો પણ હુમલા કરતાં. માર્ચની ૧ લી તારીખે પ્રભાતમાં એક જર્મન વિમાને બ્રૉડસ્ટેર્સ ઉપર કેટલાક બોંબ નાખેલા, જેમાંના ઘણાખરા દરિયામાં પડેલા. એક બોંબ એક વાડીમાં પડ્યો, અને બીજો એક બાલ-શાલાની બહાર પડ્યો. એક માણસને માથામાં જરા ઇજા થઇ, પણ સારે નસીબે બીજા કોઇને ગંભીર હાનિ થઇ નહીં. આ હુમલા કરનાર વિમાનો ઘણું કરીને "ચાનલ"નાં વહાણો ઉપર નજર રાખવામાં રોકાયાં હશે; પણ તેમણે દરિયાકાંઠાનાં અરક્ષિત ગામો પર ચડાઇઓ કરેલી; અને બ્રિટિશ અધિકારીઓ જર્મન શહેરો ઉપર ચડાઇ કરીને, કે બીજી કોઇ રીતે, તેમને અટકાવી શકેલા નહીં.

માર્ચની ૧૬ મી તારીખે રાત્રે ત્રણ ઝેપ્પેલિનો કેન્ટનો કિનારો ઓળંગ્યાં, અને બ્રિટિશ ઝમીન ઉપર તેમણે કેટલાક બોંબ ફેંકયા. કશું ખાસ નુકસાન થયું નહીં. પણ તે બધાં સલામત પાછાં જઇ શકયાં નહીં. ત્રણમાંના એક ઝેપ્પેલિનને કાંતો વિમાનો સામેની આગથી વાગ્યું હોય, કે કાંતો તેનું એન્જિન ખોટકયું હોય. ૧૬-૧૭ ની રાતમાં ઉત્તરનો તોફાની પવન નીકળ્યો હતો, અને તેથી એ ઝેપ્પેલિન દક્ષિણ તરફ ફ્રાન્સમાં ઘસડાઇ ગયું. ૧૭ મી તારીખે સ્હવારમાં તે બોવે આગળ, એટલે પારિસથી ઉત્તરે સુમારે ૪૫ માઇલ દૂર, દેખાયું હતું; અને ત્યારે તે ધીમે ધીમે જર્મન લાઇનો તરફ ઉડતું હતું. એ વખતે તે ૧૦,૦૦૦ ફુટની ઊંચાઇએ પણ ઘણુંજ ધીમેથી ગતિ કરતું હતું. તેની પાછળ પડવા સારૂ એક ફ્રેંચ વિમાન ઊંચું ચડ્યું, પણ તોપ ચાલી શકે તે માટે તે ખસી ગયું. તેની આસપાસ આગ છૂટવા માંડી. પાંચ ઉપર ચાળીશ મિનિટે એક ગોળો બરાબર વાગ્યો, અને તરત આસ્માની ભડકા દેખાવા શરૂ થયા. પ્રભાતના પ્રકાશમાં તે એક ગંજાવર મશાલની માફક બળતું દેખાતું હતું; અને ગૅસ ખપી જતાં તે બળતું બળતું નીચે પડ્યું. એક ભાગ છૂટો પડીને પ્રથમ ઝમીન ઉપર

પડ્યો, અને તેમાંથી ત્રણ ચાર નાવિકો કૂદી પડ્યા. તે બધા તરત મરણ પામ્યા. બાકીનું હવાઇ વહાણ અંદરના વીસ માણસો સહિત મોટા ધબકારા સાથે ઉજડ જમીનના એક ટકડામાં પડ્યું, અને ઘણી વાર સુધી બળતું રહ્યું. ૧૯૧૭ માં મિત્ર રાજ્યોને હાથે નાશ પામનાર આ પહેલું ઝેપ્પેલિન હતું.

માર્ચની ૧૮ મી તારીખે સ્હવારમાં વહેલાં કેટલાંક જર્મન વિનાશક વહાણો ઝીબ્રગથી નીકળીને કેન્ટના કિનારા પાસે આવ્યાં, અને ત્યાંના એક શહેર ઉપર ગોળા ફેંકવા લાગ્યાં. ત્રણ મિનિટમાં માર્ગેટ ઉપર નવ શસ્ત્ર છૂટેલાં. એક ગોળાથી બે ખાલી ઘરોનો નાશ થયેલો. ત્રીજા એક ઘરને ઘણું નુકસાન થયેલું, પણ એક સિપાઇની ઓરત ત્યાં પોતાના ન્હાના બાળકની સાથે રહેતી હતી, તે કંઇક સંકટની અગમચેતી લાગવાથી આગલી સાંઝે મકાન છોડી ગઇ હતી. એ વખતે બ્રિટિશ નૌકાને પણ જર્મનો હાનિ પહોંચાડી શકેલા. ડોવરની સામુદ્રધુનીની પૂર્વે તેમણે એક બ્રિટિશ વિનાશક વહાણ જોયું, અને તેના પર ટોર્પીડો છોડીને તેને ડુબાવ્યું. એ વહાણે પણ એક ટોર્પીડો છોડી, પણ તે નિષ્ફળ ગઇ. એ વહાણનો તેના બધા અમલદારો અને આઠ સિવાયના તમામ ખલાસીઓ સહિત નાશ થયો. એક બીજું બ્રિટિશ વિનાશક વહાણ માણસોને પાણીમાંથી બચાવવાને યત્ન કરતું હતું, તેના પર પણ ટોર્પીડો છોડાઇ; છતાં તેને બહુ નુકસાન થયેલું નહીં. એજ વખતે એક ૧,૫૦૦ ટનની આગબોટ બોળવાનો પણ જર્મનોએ દાવો કરેલો. છેવટે કશા નુકસાન વગર જર્મન વહાણો પાછાં જઇ શકેલાં.

થોડા દિવસ પછી, ૨૬ મી તારીખે, તેમણે એક બીજી ચડાઇ કરી, અને ડન્કર્ક, કે જે ઝીબ્રગથી માત્ર ૪૦ માઇલ દૂર છે, તે ઉપર ગોળા ફેંક્યા. તેઓ સ્હવારના બે વાગ્યે આવેલા, અને તેમણે ૬૦ ગોળા ફેંકેલા. નુકસાન કંઇક થયેલું ખરૂં, પણ જાનનું થોડુંજ. બે માણસો માર્યા ગયેલા. આગ માત્ર ત્રણ મિનિટ ચાલી, અને જ્યારે ડન્કર્કનો કાફલો પાછળ પડવાને તૈયાર થયો, ત્યારે તેઓ ઝડપથી ચાલ્યા ગયા. તેમની ગતિ ચડિયાતી હોવાને લીધે બ્રિટિશ નૌકાની આબરૂ જરા ઓછી થયેલી; અને વટરયોને લાગેલું, કે બ્રિટન પોતાના કિનારાનો પણ બચાવ કરવાને શક્તિમાન નથી.

(આ મહત્વનો ઇતિહાસ હવે પછીના અંકમાં જારી રાખવામાં આવશે.)

## લડાઇના તાર.

જનરલ સ્મટ્સનું સિંહાવલોકન.

લંડન, ૪ થી ઑક્ટોબર.

વેપારી મંડળીઓના પ્રમુખોએ આપેલા એક ખાણા ઉપર બોલતાં જનરલ સ્મટ્સે નીચે પ્રમાણે કહ્યું છેઃ—"આ દેશના તેમજ સમગ્ર શહેનશાહતના લોકોને રાજકીય આગેવાનોએ પોતાના વિશ્વાસમાં લેવા ઘટે છે. તેમણે બેહદ બોજા આનંદથી ઉઠાવ્યા છે, અને બેશુમાર સંકટોનાં ત્રણ વરસ પછી પણ તેમનો પ્રાણ અજિત રહેલ છે. વખત જતાં તેમના કામની મહત્તા વધતી જાય છે, અને આ મોટા વિગ્રહના છેલ્લા ઘા જ્યારે દુશ્મન ઉપર પડશે, ત્યારે

મને ખાતરી છે, કે સખ્તમાં સખ્ત અને ભારેમાં ભારે ઘા પ્રજાઓના આ સમાજ તરફથી પડશે, કે જેમને આપણે બ્રિટિશ શહેનશાહત કહીએ છીએ. મને ખાતરી છે, કે વર્તમાન સ્થિતિ વધારે સ્પષ્ટ થતી જાય છે, અને પરિણામની હવે બિલકુલ શંકા નથી. થોડાજ વખત ઉપર એક ફ્રેંચ વર્તમાનપત્રીને મેં કહ્યું હતું, કે જર્મનો હારી ચૂકયા છે, અને તેમના રાજ્યકર્તાઓ તે સમજે છે. * * * એકજ અપવાદો સિવાય દુશ્મન બધેજ ઠેકાણે બચાવ ઉપર રહેલ છે, અને બધેજ તેને ધીમે ધીમે હઠવું પડે છે. * * * જર્મનોને હરાવવાને હ્રાઇન સુધી પહોંચવાની જરૂર નથી. હ્રાઇન સુધી આપણે પહોંચશું, તે પહેલાં તો તેઓ સુલેહ માટે માગણી કરશે. * * * ફટકો મારવાને દુશ્મને રૂશિયા પસંદ કરેલ છે, પણ દીર્ઘદૃષ્ટિની રાજનીતિ પ્રમાણે એમાં તેઓ મોટામાં મોટી ભૂલ કરે છે. કારણકે રૂશિયા ઉપર ઘા કરવામાં તેઓ, જે એક તેમના જેવુંજ આપખુદ રાજ્ય હતું, તેના ઉપર ઘા કરે છે. * * * રૂશિયાની સ્થિતિ પ્રસવવેદનામાં પડેલી એક ઓરતના જેવી છે, અને તેના પર પ્રહાર કરવાને જર્મનીએ આ તક લીધી છે. એમ કરવાનો તેને ગમે તેટલો હક હોય, પણ ઇતિહાસનો પ્રાણ તેને કદાપિ માફ કરશે નહીં. સ્વતંત્રતા, કે જે રૂશિયાની અંદર પીડા સાથે જન્મવા માંડી છે, તે ઉભી થશે. * * * જર્મનીની બધી આશા હવે સબમરીન ઉપર ટકી રહી છે, અને એ આશા પણ વ્યર્થ જવાની છે. સબમરીનનાં સંકટો ગમે તેટલાં હોય, તોપણ છેવટના નિર્ણય ઉપર તે અસર કરી શકે તેમ નથી. * * * ગયા મહિનામાં આપણાં વિમાનોએ દુશ્મનની લાઇનની પાછળ ૨૦૭ ટન બોંબ નાંખ્યા છે; જ્યારે એજ મુદ્દતમાં લંડન ઉપર દુશ્મન માત્ર ૪⅞ ટન બોંબ નાંખી શકેલ છે. * * * બાયલાઓ સંકટ આવે ત્યારે વધારે બાયલા બની જાય છે; પણ બહાદુર પુરુષો અને સ્ત્રીઓ વધારે દૃઢ થાય છે, અને લંડનના રહેવાસીઓ હાલ સુલેહ સંબંધી પહેલાંના કરતાં પણ ઓછો વિચાર કરે છે."

## બ્રિટિશ ધસારો.

લંડન, ૫ મી ઑક્ટોબર.

ફીલ્ડ-માર્શલ સર ડગલસ હેગ જણાવે છે, કે "ગઇ કાલ સ્હવારથી ૧૧૪ અમલદારો સહિત આપણે ૪,૪૪૬ કેદીઓ પકડ્યા છે."

## રૂશિયન પાર્લમેન્ટ.

પિત્રુગ્રેડ, ૭ મી ઑક્ટોબર.

જોકે શરૂઆતની પાર્લમેન્ટની ચૂંટણીઓ હજી અધુરી છે, તોપણ તેની બેઠકો શરૂ થઇ છે, અને મિ. ચીડ્ઝે પ્રમુખ ચૂંટાયેલ છે.

## ફિનલેન્ડ ઉપર જર્મન ચઢાઇ.

લંડન, ૮ મી ઑક્ટોબર.

સ્ટૉકહોમથી તાર છે, કે જર્મનીના એક મજબૂત કાફલાની હીલચાલ પરથી લાગે છે, કે તે હેલિસંગ ફોર્સ ઉપર ચડાઇ કરશે. હુમલો દરિયારસ્તે અને જમીનને માર્ગે પણ થશે, એમ પિત્રુગ્રેડથીએ ખબર મળે છે.

મિ. મોન્ટેગ્યુની મુલાકાત.

લંડન, ૮ મી ઑક્ટોબર.

ઑફિશ્યલી જાહેર થયું છે, કે અર્લ ઑફ ડોનોમોર અને મિ. ચાર્લ્સ રૉબર્ટ્સ, એમ. પી., એ મિ. મોન્ટેગ્યુની સાથે હિંદુસ્તાનમાં આવવાનું આમંત્રણ સ્વીકારેલ છે. મિ. મોન્ટેગ્યુની ગેર-હાજરી દરમિયાન લૉર્ડ આઇલિંગ્ટન પાર્લમેન્ટમાં તેના પ્રતિનિધિ તરીકે કામ કરશે.

રૂશિયામાં નવું સંયુક્ત પ્રધાનમંડળ.

પિત્રૉગ્રેડ, ૯ મી ઑક્ટોબર.

એક નવું સંયુક્ત પ્રધાનમંડળ રચવામાં આવેલ છે. અંદર મુખ્ય પ્રધાન અને સેનાધિપતિ મિ. કેરેન્સ્કી સહિત છ સોશ્યલિસ્ટો અને અગિયાર પ્રજાપક્ષના પ્રતિનિધિઓ છે. મિ. ટેરેસ્ટચેન્કો, પરદેશખાતાનો પ્રધાન; જનરલ વરખોવ્સ્કી, વિગ્રહખાતાનો પ્રધાન; અને ઍડમિરલ વેર્ડરેવ્સ્કી, નૌકાખાતાનો પ્રધાન થયેલ છે.

જર્મન નૌકામાં બળવો.

કોપનહેગન, ૧૦ મી ઑક્ટોબર.

જર્મન પાર્લમેન્ટમાં ઍડમિરલ વૉન કેપેલે જાહેર કરેલ છે, કે જર્મન નૌકામાં રૂશિયન રાજ્યવિપ્લવના વિચારો દાખલ કરવાનો પ્રયત્ન થયેલ છે

આમ્સ્ટર્ડામ, ૧૦ મી ઑક્ટોબર.

અહીં એવી ખબર આવી છે, કે ઍડમિરલ કેપેલે જર્મન પાર્લમેન્ટમાં જે બળવાની વાત કરેલી, તે ચાર જર્મન લડાયક વહાણોના ખલાસીઓએ જગાડ્યો હતો, જેમાં એક વેસ્ટફેલન કરીને હતું. વેસ્ટફેલનના ખલાસીઓએ કપ્તાનને દરિયામાં ફેંકી દીધો હતો, અને તેનું શરીર આઠ દિવસ સુધી હાથ આવેલું નહીં. પછી તેઓ પોતાનાં વહાણો છોડીને કિનારે ગયેલા. ઉપરાંત, ન્યૂર્નબર્ગ કરીને એક બીજા વહાણના ખલાસીઓએ પણ પોતાના અમલદારોને કેદ કરેલા, અને નઝરકેદ થવા સારૂ નૉર્વે પહોંચવાનો યત્ન કરેલો. કૈઝરનો વિચાર સાત સાત બળવા-ખોરોમાંથી એક એકને ગોળીએ દેવાનો હતો; પણ ડા. મિખાએલિસે પાર્લમેન્ટ સમક્ષ એ જવાબદારી ઉઠાવવા સામે વાંધો લીધો. આખરે ત્રણ બળવાખોરોને ગોળીએ દેવામાં આવ્યા; અને બાકીનાને સખ્ત સઝા કરવામાં આવી. ખરાબ અને ઓછો ખોરાક બળવાનાં કારણોમાંનું એક હતું, એમ જણાવવામાં આવે છે.

રૂશિયામાં હડતાળ.

પિત્રૉગ્રેડ, ૧૦ મી ઑક્ટોબર.

રૂશિયામાં રેલવેના હડતાળિયાઓને માગ્યા પ્રમાણે પગાર વધારી દેવાનું સરકારે મંજૂર કર્યું છે.

ઇજિપ્તનો સુલતાન.

લંડન, ૧૦ મી ઑક્ટોબર.

ઇજિપ્તનો સુલતાન મરણ પામ્યો છે, એમ જાહેર થયું છે.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.]   મંગળવાર, ૨૩ મી ઑક્ટોબર, ૧૯૧૭.   [અંક ૪૭.

। यतो धर्म स्ततो जयः ।




નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વેહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૩ મી ઑક્ટોબર, ૧૯૧૭.

## દરિયામાં લડાઇ.

(ગયા અંકથી ચાલુ.)

૨૦ મી એપ્રિલની રાત્રે જર્મન વિનાશક વહાણોનો એક મજબૂત કાફલો ઝીબ્રગથી નિકળ્યો, અને સામુદ્રધુનીમાં આવ્યો. તેના એક વિભાગે ડેલે ઉપર તોપનો મારો શરૂ કર્યો, અને એ બંદર ઉપર સુમારે ૫૦૦ ગોળા ફેંકયા. બે ઓરતો મરણ પામી; બારેક માણસને ઇજા થઇ; અને બીજું ઘણું નુકસાન થયું. છ વહાણો ડોવર તરફ ઉપડયાં, અને એ શહેરની ઉપર પણ ગોળા ફેંકયા, પણ તે માત્ર એક ખેડેલા ખેતરમાં પડયા. ત્યાં સુધી બ્રિટિશ નૌકા આવી પહોંચેલી નહીં. સામુદ્રધુનીમાંથી બહાર નિકળતાં બ્રિટિશ નૌકાનો ભેટો થયો ખરો; પણ તેનું બળ ઘણું ઓછું હતું.

છ જર્મન વહાણોની સામે માત્ર બે બ્રિટિશ વહાણો હતાં. તેઓ "સ્વિફ્ટ" અને "બ્રોક"નાં નામથી ઓળખાતાં હતાં. સ્વિફ્ટની નામની ગતિ ૩૫ દરિયાઇ માઇલની હતી; અને તેના પર ૪ ચાર-ઇંચિયા તોપ ચડાવેલી હતી. અમલદારો તથા ખલાસીઓ મળીને તેના ઉપર કુલ ૧૫૦ માણસો હતા. "બ્રોક" ઉપર ૬ ચાર-ઇંચિયા તોપો હતી, અને તેના પર અમલદારો તથા ખલાસીઓ મળીને કુલ ૧૬૦ માણસો હતાં. સ્વિફ્ટ ઉપર ૪ અઢાર ઇંચની ટોર્પીડોની નળીઓ હતી; તથા બ્રોક ઉપર ૬ એકવીસ ઇંચની હતી. કમાન્ડર પેક સ્વિફ્ટનો ઉપરી હતો; તથા કમાન્ડર ઇવેન્સ બ્રોકનો.

બાર ઉપર ચાળીશ મિનિટે સ્વિફ્ટે પહેલવહેલા જર્મનોને જોયા. તેઓ માત્ર ૬૦૦ વાર દૂર હતા, અને ઘણી ઝડપથી પૂર્વ તરફ જતા હતા. રાત અંધારી હતી, અને જેવા બ્રિટિશોએ જર્મનોને ઓળખ્યા, તેવાજ જર્મનોએ પણ બ્રિટિશોને દીઠા. તરત જર્મનોએ ખલાસીઓને લડવાનાં ઠેકાણાં ઉપર હાજર થઇ જવાને ઘંટ વગાડયા, અને તેનો અવાજ પાણી ઉપર થઇને સંભળાયો. લડાઇ જામી, તેમાં જર્મનોનાં બે વહાણો નાશ પામ્યાં. ડુબતાં વહાણોમાંથી ૧૮ જર્મન અમલદારો તથા ૧૦૮ માણસોને બ્રિટિશોએ બચાવ્યા; પણ એમાંથી ૩૦ બ્રિટિશ વહાણો ઉપર આવ્યા પછી મરણ પામ્યા. ૨૪ મી તારીખે તેમને દફનાવવામાં આવ્યા. કમાન્ડરો પેક તથા ઇવેન્સને કપ્તાનની પદવી મળેલી; અને તેમને તથા બીજા વિક્રમોને સારૂં માન અપાયલું.

તારીખ ૨૧ મી, ૨૩ મી, ૨૪ મી, તથા ૨૬ મીએ - પણ જર્મન વહાણો બહાર નિકળેલાં; અને લડાઇ ચાલેલી. પણ તેની વિગતોમાં ઉતરવાની જરૂર નથી.

અનુભવથી માલુમ પડયું છે, કે માત્ર હવામાં ઉડતાં વિમાનોના કરતાં, જે વિમાનો દરિયા ઉપર પણ ઉતરી શકે અને ટકી શકે, તેવાં વધારે ઉપયોગી થઇ શકે છે. એવાં વિમાનો દરિયા ઉપર ઉતરીને ૫,૦૦૦ કે ૬,૦૦૦ વાર દૂર રહીને ટોર્પીડો છોડી શકે છે, અને પછી તરત ઉડી જાય છે.

બ્રિટિશો ઝીબ્રગ ઉપર વિમાનો વડે અવારનવાર હુમલા કરતા ખરા, પણ તે હુમલા જારી રહેવા નહોતા. એક ફ્રેંચ વર્તમાનપત્રે એ પદ્ધતિની વિરુદ્ધ નીચે પ્રમાણે લખેલું:—

"દીર્ઘદૃષ્ટિનો ઉપયોગ થયો હોત, તો હુમલા ઉપરાઉપર કરવાની જરૂર જોઇ શકાત. દુશ્મનને હેરાન કરી શકાત, અને તેને બિલકુલ નિરાંત મળત નહીં. જર્મન નૌકાના એ આશ્રયનો નાશ થાય, ત્યાં સુધી હુમલા જારી રાખવા જોઇતા હતા. પણ એથી વિરુદ્ધ વિચાર પ્રમાણે કામ થયું છે. લાંબે લાંબે આંતરેજ હુમલા કરવામાં આવેલ છે. નુકસાન થવાની ધાસ્તીથી ઉત્સાહી અને સંતત કામ થઇ શકતું નથી. લડાઇમાં નુકસાન વગર કદાપિ ફતેહ મેળવી શકાતી નથી. માત્ર એટલું જાણવું આવશ્યક છે, કે જે પરિણામ આણી શકાય, તેની કિંમત, જે નુકસાનનો સંભવ છે તેના કરતાં, વધારે છે કે નહીં. ઝીબ્રગનો જો નાશ થયો હોત, તો મિત્ર રાજ્યોને કેટલો બધો લાભ થાત, તેની કોનાથી ના પડાય તેમ છે? હાલના અવારનવાર હુમલા તો બંધજ થવા જોઇએ."

નૌકાની તમામ લડાઇમાં જર્મનોને ઉત્તર સમુદ્રમાં અવલોકન કરવાં હવાઇ વહાણોથી ઘણી મદદ મળેલી. બ્રિટિશ નૌકાની આંખો એટલું જોઇ શકતી નહીં. ઝેપેલિનોની બરાબરી કરી શકે એવાં વિમાનો બ્રિટિશોની પાસે નહોતાં.

આ બધાં અઠવાડિયાંમાં ગ્રેટ બ્રિટન તથા તટસ્થોની સામે જર્મન સબમરીનોની લડત તો ચાલુજ હતી. પણ પ્રજાને થયેલાં નુકસાનની પૂરી ખબર પડતી નહીં.

ફેબ્રુઆરીની આખરે નૌકાખાતાએ આવતાંજતાં તથા બોળાયેલાં વહાણોના આંકડા આપવાનું શરૂ કર્યું. આંકડા સાચા હતા, પણ બે ખામીઓને લીધે તે અસંતોષકારક રહેતા. ડૂબેલાં વહાણોના ટનેજ જણાવવામાં આવતા નહીં. પણ સરાસરી ૩,૦૦૦ ટનનાં ૧૫ વહાણ બોળાય, તે કરતાં સરાસરી ૮,૦૦૦ ટનનાં ૧૦ વહાણો બોળાય, તેથી વધારે હાનિ છે. બીજી ખામી એ હતી, કે આવતાંજતાં વહાણોની સંખ્યા વધારે દેખાવાને લીધે નુકસાનનું પ્રમાણ હતું તે કરતાં ઓછું દેખાતું. એકજ વહાણ એક બંદરેથી બીજે બંદરે જતાં બીજી વાર નોંધાતું. ઉદાહરણ વરીકે, જ્યારે લોકોના વાંચવામાં આવેલું, કે માર્ચના પહેલા અઠવાડિયામાં તમામ પ્રજાનાં ૧૦૦ ટનની ઉપરનાં ૨,૫૨૮ વહાણો બંદરોમાં પહોંચ્યાં છે, અને ૨,૪૭૭ વહાણો

તેમાંથા વિદાય થયા છે; તથા હાલ ૧,૬૦૦ ટનની અંદરનાં ૯ તથા ઉપરનાં ૧૪નીજ થઇ છે; ત્યારે તેમને ખોટી નિરાંત થયેલી. એવું દેખાયલું, કે જાણે બ્રિટિશ બંદરોમાં આવતાંજતાં વહાણોના સેંકડે માત્ર અર્ધા ટકા જેટલું નુકસાન થયેલ છે. માણસો એમ વિચારતા નહીં, કે અઠવાડિયે ને ટકો વરસે ૨૫ ટકા થતા જાય છે; તેમ એ પણ ખયાલ કરતા નહીં, કે આવતાંજતાં વહાણોમાં તટસ્થો અને મિત્ર રાજ્યોનાં વહાણોનો સમાવેશ થાય છે, પણ હાનિના આંકડામાં નથી થતો.

ઉપરની બાબતો તરફ ધ્યાન ખેંચીને અમે ઘેરાના પડેલા ત્રણ મહિનાના આંકડા આપીએ છીએ, કારણકે તે ઇતિહાસમાં મહત્ત્વના છે:—

| ૧૯૧૭. | | બ્રિટિશ બંદરોનાં તમામ વહાણો. | | બોળાયેલાં વહાણો. | | બચેલાં વહાણો. |
|---|---|---|---|---|---|---|
| | | આવેલાં. | ઉપડેલાં. | ૧,૬૦૦ ટનનાં તથા ઉપરનાં. | ૧,૬૦૦ ટનથી નીચેનાં. | |
| ફેબ્રુઆરી, | ૨૫ | ૧,૯૮૫ | ૧,૯૫૯ | ૧૫ | ૬ | ૧૨ |
| માર્ચ, | ૪ | ૨,૫૨૮ | ૨,૪૭૭ | ૧૪ | ૯ | ૧૨ |
| ,, | ૧૧ | ૧,૯૮૫ | ૧,૯૫૯ | ૧૩ | ૪ | ૧૬ |
| ,, | ૧૮ | ૨,૫૨૮ | ૨,૫૫૪ | ૧૬ | ૮ | ૧૯ |
| ,, | ૨૫ | ૨,૩૧૪ | ૨,૪૩૩ | ૧૮ | ૭ | ૧૩ |
| એપ્રિલ, | ૧ | ૨,૨૮૧ | ૨,૩૯૯ | ૧૮ | ૧૩ | ૧૭ |
| ,, | ૮ | ૨,૪૦૬ | ૨,૩૬૭ | ૧૭ | ૨ | ૧૪ |
| ,, | ૧૫ | ૨,૩૭૯ | ૨,૩૩૧ | ૧૯ | ૯ | ૧૫ |
| ,, | ૨૨ | ૨,૫૮૫ | ૨,૬૨૧ | ૪૦ | ૧૫ | ૨૭ |
| ,, | ૨૯ | ૨,૭૧૬ | ૨,૬૯૦ | ૩૮ | ૧૩ | ૨૪ |
| મે, | ૬ | ૨,૩૭૪ | ૨,૪૯૯ | ૨૪ | ૨૨ | ૩૪ |
| ,, | ૧૩ | ૨,૫૬૮ | ૨,૫૫૨ | ૧૮ | ૫ | ૧૯ |
| ,, | ૨૦ | ૨,૬૬૪ | ૨,૭૫૯ | ૧૮ | ૯ | ૯ |
| ,, | ૨૭ | ૨,૭૧૯ | ૨,૭૬૮ | ૧૮ | ૧ | ૧૭ |

આંકડા તપાસતાં જણાશે, કે દરેક અઠવાડિયે સબમરીનની લડતનાં પરિણામોમાં ફેર પડતો આવ્યો છે. આનું કારણ એ છે, કે જર્મન સબમરીનોના કેટલાક કમાન્ડરો બીજાઓના કરતાં વધારે કુશળ હતા; અને દરેક સબમરીનને ફરી સાધનસંપન્ન થવા સારૂ તથા ખલાસીઓને આરામ આપવા સારૂ અમુક વખતે બંદરનો આશ્રય લેવો પડે છે, તેથી એવો વખત પણ આવ્યો હોવો જોઇએ, કે જ્યારે સારામાં સારા કમાન્ડરો ગેરહાજર હોય. વળી, જર્મન છાપાંઓ ઉપરથી જણાય છે, કે સબમરીનથી સંહાર કરવાના કામમાં ખાસ કુશળતા ધરાવનાર

THE QUIRINAL AS MILITARY HOSPITAL.



લશ્કરી ઈસ્પિતાલ તરીકે કિવરિનલ મહેલ.

A THRONE-ROOM AS WARD.



એક સિંહાસનનો ઓરડો દરદીઓને માટે.

બ્રિટિશ જખમીઓ તો હમેશાંની માફક શાંત હતા. એજ રાતે "ડોનેગાલ" કરીને બીજું એક જખમીઓનું વહાણ હતું, તે પણ બોળાયું. લેન્ફ્રૅંકમાં ૧૫ જર્મનો સહિત કુલ ૩૪ આદમીઓ માર્યા ગયા; અને ડોનેગાલમાં ૪૧ નો અંત આવ્યો.

આ પછી જખમીઓને બ્રિટન મોકલવાનું બંધ કરવામાં આવ્યું; અને ઇસ્પિતાલ-વહાણોમાં જર્મન કેદીઓને મોકલવાનું શરૂ થયું.

તટસ્થ વહાણોને ડુબાવવાનું પણ ચાલ્યાજ કરતું હતું. એપ્રિલની બીજી તારીખે "ઍઝટેક" નામે અમેરિકન હથિયારબંધ વહાણને ટોર્પીડો વાગેલી. રાત તોફાની હોવાથી સબમરીન દેખાયલી નહીં. ઍઝટેક ઝડપથી ડૂબી ગયું, અને તેની સાથે ૨૮ અમલદારો તથા માણસો નાશ પામ્યા.

થોડા દિવસ પછી પહેલી જર્મન સબમરીન ઉપર એક અમેરિકન હથિયારબંધ વહાણે તોપ છોડી. એ વહાણનું નામ "મોંગોલિયા" હતું. જબરો ધડાકો સંભળાયા પછી પુષ્કળ તેલ સપાટી ઉપર દેખાયું હતું.

એપ્રિલની ૬ ઠ્ઠી તારીખે યુનાઇટેડ સ્ટેટ્સે વિગ્રહ જાહેર કર્યો, તે પછી તેની નૌકાની પણ મિત્ર રાજ્યોને મદદ મળવા લાગી. અમેરિકનો દર વરસે ૧૨,૦૦,૦૦૦ ટનનાં વેપારી વહાણો બનાવતા હતા; અને લડાયક વહાણો પણ સારી ઝડપથી બનાવવાને શક્તિમાન હતા. ઉપરાંત, ૭,૧૯,૦૦૦ ટનનાં ૧૧૯ જર્મન તથા ઑસ્ટ્રિયન વહાણો અમેરિકન બંદરોમાં હતાં. એ બધાં તરત જપ્ત થયાં, દુરસ્ત થયાં, તથા ઉપયોગમાં આવવા લાગ્યાં.

અમેરિકન નૌકામાં અમલદારો તથા માણસો મળીને કુલ ૬૬,૦૦૦ આદમી હતા. ૧૯૧૨ માં જર્મન નૌકાનું બળ પણ તેટલુંજ હતું.

મેની શરૂઆતમાં અમેરિકન ઍટલાંટિક કાફલાનો અમુક ભાગ એક બ્રિટિશ બંદરે આવી પહોંચ્યો. બ્રિટિશ નૌકાએ તેને ઘણી ધામધૂમથી આવકાર આપ્યો. એ કાફલાએ પશ્ચિમ તથા દક્ષિણ ઍટલૅંટિકની ચોકીનું કામ ઉપાડી લીધું; એટલે બ્રિટિશ કાફલાનો વધારે ભાગ ઉત્તર સમુદ્રમાં કામ કરવા સારૂ છૂટો થયો.

આ મદદ બરાબર વખતસર આવી પહોંચી. એક અમેરિકન અમલદારના જણાવ્યા પ્રમાણે, જર્મનો દર મહિને દસ નવી સબમરીનો બનાવતા હતા. તેને મળેલી માહિતી પ્રમાણે તે વખતે જર્મનો પાસે ૩૦૦ સબમરીનો તૈયાર હતી, અને તે ૩૦૦ થી ૧,૫૦૦ ટન સુધીની હતી. સબમરીનોના જુદા જુદા ભાગ બાર્મેન, એલબરફેલ્ડ, ડુસેલ્ડોર્ફ, અને બીજાં શહેરોમાં તૈયાર થતા; અને હામ્બર્ગ અથવા સ્ટેટ્ટિનમાં તેઓ એકઠા કરાતા. એકી વખતે ઘણું કરીને ૬૦ સબમરીનો દરિયામાં રહેતી; અને એ પાછી ફરતી, પકડાતી, કે ડૂબતી, કે તરત બીજી તેમની જગ્યાએ આવતી.

અમલદારો હમેશાંને માટે ગેબ થયા હતા. ઉદાહરણ તરીકે, લેફ્ટેનંટ કમાન્ડર પેન્ઝ, કે જેણે ફેબ્રુઆરીમાં એકજ દિવસમાં ૫૦,૦૦૦ ટનનાં વહાણો બોળેલાં, તે માર્ચમાં અદૃશ્ય થયેલો. ઘણી ઘંડી અને તોફાની હવામાં સબમરીનોને પોતાનું કામ કરતાં અડચણ આવતી; તેમ ઘણી સારી હવામાં પણ તે બહુ સફલ થઇ શકતી નહીં.

પારકાં વહાણોનો વિનાશ કરવા સારૂ જર્મનો અતિશય દગલબાજીની યુક્તિઓ વાપરતા. અંદર જાણે માણસો બેઠાં હોય તેવા દેખાવવાળી હોડીઓ છૂટી મૂકવામાં આવતી; અને કોઇ વહાણ મદદે આવે, તેના નાશ માટે એ હોડીઓની સાથે સુરંગો લગાડેલી હતી! સબમરીનોને બહારથી મચ્છીમારોની હોડીઓ જેવી દેખાડવામાં આવતી; અને તેઓ વારંવાર પોતે દુઃખમાં હોવાની ખોટી સિગ્નલો આપતી!

દરદીઓનાં વહાણો ઉપર હુમલા કરવાનો જર્મન નૌકાખાતાએ જાણીબૂજીને હુકમ આપ્યો હતો; અને સબમરીનોના ખલાસીઓને એ કૃત્ય કરવાં જાણે આનંદ આવતો હોય, એમ દેખાતું હતું. ૨૦ મી માર્ચની રાતમાં "એસ્ટૂરિયાસ" કરીને ઇસ્પિતાલના વહાણને કશી સાવચેતી દીધા વગર ડુબાવવામાં આવ્યું હતું. વહાણ ઉપર રાતા ક્રૉસની મુદ્રા ઝળકી રહી હતી, પણ તેથી તો જર્મન હરામખોરીનું કામ ઉલટું સહેલું થયેલું. એ વહાણ ઉપર ૯૦૦ દરદીઓ હતા, અને તેમની વહેનાવ માટે પુષ્કળ સેવિકાઓ અને ખિજમતદારો હતાં. બે સ્ત્રીઓ સહિત ૪૩ માણસો માર્યા ગયેલાં; અને ૩૯ ને ઇજા થયેલી. બ્રિટિશ સરકારે જાન્યુઆરીમાં જાહેર કર્યું હતું, કે જો જર્મનો ઇસ્પિતાલનાં વહાણોનો નાશ કરશે, તો સામાં વળતરનાં પગલાં લેવાશે. ઇસ્પિતાલનું વહાણ બોળાયું, છતાં નૌકાખાતા તરફથી કશું વળતર બની શક્યું નહીં.

૩૦ મી માર્ચની રાતે "ગ્લુસેસ્ટર કૅસલ" નામના ઇસ્પિતાલ-વહાણને ટોર્પીડો મારવામાં આવેલો; પણ એ પ્રસંગે બધા જખમીઓને દૂર કરવામાં આવેલા, અને કશું જાનનું નુકસાન થયેલું નહીં. દસમી એપ્રિલે ફરી "સાલ્ટા" નામે વહાણને ડુબાવવામાં આવેલું. છતાં કશાં વળતરનાં પગલાં લેવાયલાં નહીં. એ વિલંબથી અને બ્રિટિશ વહાણોને થતી હાનિથી લોકોને લાગેલું, કે નૌકાખાતામાં ફેરફાર થવાની જરૂર છે.

આખરે ૧૪ મી એપ્રિલની રાતે સામો પ્રયત્ન થયો. બેડનમાં ફ્રીબર્ગ ઉપર તે રાતે વિમાનોએ બૉંબ નાંખ્યા. જર્મનોના જણાવ્યા પ્રમાણે સાત ઓરતો તથા ચાર સિપાઇઓનાં મરણ થયાં; અને ૨૭ પુરુષો, સ્ત્રીઓ, તથા બાળકોને ઇજા થઇ.

એપ્રિલની ૧૭ મી તારીખે એક સબમરીને "લૅન્ફ્રેંક" નામે એક ઇસ્પિતાલ-વહાણને ડુબાવ્યું, કે જેના ઉપર કેટલાક બ્રિટિશ જખમીઓ તથા કેદ પકડાયેલા પ્રશિયન ગાર્ડો હતા. ધડાકો સંભળાયો, કે તરત પ્રશિયન ગાર્ડો બચાવની હોડીઓ તરફ દોડ્યા; પણ તેમને મારીને પાછા કાઢવામાં આવ્યા. છેવટે એક હોડી તેમના હાથમાં આવી, પણ તેઓ એટલી બધી સંખ્યામાં અંદર ભરાયા, કે પાણી ઉપર પહોંચતાં તે તૂટી ગઇ, અને તે બધા બહાર પડ્યા.

બ્રિટિશ જખમીઓ તો હમેશાંની માફક શાંત હતા. એજ રાતે "ડોનેગાલ" કરીને બીજું એક જખમીઓનું વહાણ હતું, તે પણ બોળાયું. લેન્ફ્રંકમાં ૧૫ જર્મનો સહિત કુલ ૩૪ આદમીઓ માર્યા ગયા; અને ડોનેગાલમાં ૪૧ નો અંત આવ્યો.

આ પછી જખમીઓને બ્રિટન મોકલવાનું બંધ કરવામાં આવ્યું; અને હૉસ્પિતાલ-વહાણોમાં જર્મન કેદીઓને મોકલવાનું શરૂ થયું.

તટસ્થ વહાણોને ડુબાવવાનું પણ ચાલ્યાજ કરતું હતું. એપ્રિલની બીજી તારીખે "ઍઝટેક" નામે અમેરિકન હથિયારબંધ વહાણને ટોર્પીડો વાગેલી. રાત તોફાની હોવાથી સબમરીન દેખાયલી નહીં. ઍઝટેક ઝડપથી ડૂબી ગયું, અને તેની સાથે ૨૮ અમલદારો તથા માણસો નાશ પામ્યા.

થોડા દિવસ પછી પહેલી જર્મન સબમરીન ઉપર એક અમેરિકન હથિયારબંધ વહાણે તોપ છોડી. એ વહાણનું નામ "મોંગોલિયા" હતું. જબરો ધડાકો સંભળાયા પછી પુષ્કળ તેલ સપાટી ઉપર દેખાયું હતું.

એપ્રિલની ૬ ઠ્ઠી તારીખે યુનાઇટેડ સ્ટેટ્સે વિગ્રહ જાહેર કર્યો, તે પછી તેની નૌકાની પણ મિત્ર રાજ્યોને મદદ મળવા લાગી. અમેરિકનો દર વરસે ૧૨,૦૦,૦૦૦ ટનનાં વેપારી વહાણો બનાવતા હતા; અને લડાયક વહાણો પણ સારી ઝડપથી બનાવવાને શક્તિમાન હતા. ઉપરાંત, ૭,૧૯,૦૦૦ ટનનાં ૧૧૯ જર્મન તથા ઑસ્ટ્રિયન વહાણો અમેરિકન બંદરોમાં હતાં. એ બધાં તરત જપ્ત થયાં, દુરસ્ત થયાં, તથા ઉપયોગમાં આવવા લાગ્યાં.

અમેરિકન નૌકામાં અમલદારો તથા માણસો મળીને કુલ ૬૬,૦૦૦ આદમી હતા. ૧૯૧૨ માં જર્મન નૌકાનું બળ પણ તેટલુંજ હતું.

મેની શરૂઆતમાં અમેરિકન ઍટલાંટિક કાફલાનો અમુક ભાગ એક બ્રિટિશ બંદરે આવી પહોંચ્યો. બ્રિટિશ નૌકાએ તેને ઘણી ધામધૂમથી આવકાર આપ્યો. એ કાફલાએ પશ્ચિમ તથા દક્ષિણ ઍટલેંટિકની ચોકીનું કામ ઉપાડી લીધું; એટલે બ્રિટિશ કાફલાનો વધારે ભાગ ઉત્તર સમુદ્રમાં કામ કરવા સાફ છૂટો થયો.

આ મદદ બરાબર વખતસર આવી પહોંચી. એક અમેરિકન અમલદારના જણાવ્યા પ્રમાણે, જર્મનો દર મહિને દસ નવી સબમરીનો બનાવતા હતા. તેને મળેલી માહિતી પ્રમાણે તે વખતે જર્મનો પાસે ૩૦૦ સબમરીનો તૈયાર હતી, અને તે ૩૦૦થી ૧,૫૦૦ ટન સુધીની હતી. સબમરીનોના જુદા જુદા ભાગ બાર્મેન, એલ્બરફેલ્ડ, ડુસેલ્ડોર્ફ, અને બીજાં શહેરોમાં તૈયાર થતા; અને હામ્બર્ગ અથવા સ્ટેટ્ટિનમાં તેઓ એકઠા કરાતા. એકી વખતે ઘણું કરીને ૬૦ સબમરીનો દરિયામાં રહેતી; અને એ પાછી ફરતી, પકડાતી, કે ડૂબતી, કે તરત બીજી તેમની જગ્યાએ આવતી.

મેની આખરે બ્રિટિશ સ્થિતિમાં કંઇક સુધારો થયેલો જણાય છે. જોકે વહાણો તો ઘણાં બોળાતાં હતાં, તોપણ આમની સભામાં તા. ૨૫ મીએ મિ. લૉઇડ જ્યોર્જે કહેલું, કે "આપણે સારી રીતે આગળ ચાલ્યા છીએ. છેલ્લાં ત્રણ કે ચાર અઠવાડિયાંમાં અગાઉની એટલી મુદ્દતમાં કોઇ પણ મુદ્દત કરતાં વધારે સબમરીનોનો આપણે નાશ કરી શકયા છીએ."

## લડાઇના તાર.

—:૦:—

નવો બ્રિટિશ ધસારો.

લંડન, ૧૨ મી ઑકટોબર.

ફીલ્ડ-માર્શલ સર ડગલસ હેગ જણાવે છે, કે આજે સ્હવારે પાંચ ઉપર પચીસ મિનિટે ઇપ્રની ઉત્તર-પૂર્વમાં છ માઇલના મોખરા ઉપર આપણે હુમલો કર્યો છે, અને સંતોષકારક રીતે આગળ વધીએ છીએ. રાતમાં ખૂબ વરસાદ પડયો છે.

સબમરીનોના ખલાસીઓમાં બેદિલી.

લંડન, ૧૨ મી ઑકટોબર.

રૂટરને ખબર મળી છે, કે જર્મન ખલાસીઓ સબમરીનોમાં નોકરી કરવાને નાખુશી દેખાડવા લાગ્યા છે. કેટલાએકે એ નોકરીની ના પાડેલી, તેમને ગોળીએ દેવામાં આવેલ છે.

જર્મન ઍડમિરલનું રાજીનામું.

આમ્સ્ટર્ડામ, ૧૩ મી ઑકટોબર.

ફ્રાંકફર્ટનું એક પેપર જણાવે છે, કે જર્મન નૌકાખાતાના પ્રધાન ઍડમિરલ કેપેલે રાજીનામું આપેલ છે.

રિગાના અખાતમાં સ્થિતિ.

પિતૃગ્રેડ, ૧૩ મી ઑકટોબર.

રિગાના અખાતના મુખમાં આવેલા એસલ અને ડાગો ટાપુઓ ઉપર જર્મનો ઉતર્યા છે. એ ક્રિયામાં ૮ ડ્રેડનૉટો, ૧૨ હળવી ક્રૂઝરો, ૪૦ ટૉર્પીડોહોડીઓ, અને ૩૦ સુરંગ સાફ કરનાર મછવાઓએ ભાગ લીધો છે. હીલચાલ ચિંતા કરાવે તેવી છે, પણ પિતૃગ્રેડ તરત જોખમમાં નથી.

અફગાન શહેરોમાં તોફાન.

પિતૃગ્રેડ, ૧૪ મી ઑકટોબર.

ગુનેહગારો અને ન્હાસેડુઓનાં ટોળાં ૧૦ મી ઑકટોબરે ખારકૉફ લૂટવા લાગ્યાં છે. લશ્કરીઓને તેમણે ગણકારેલ નથી. આખો દિવસ લડાઇ ચાલ્યા પછી સાંઝે માર્શલ લૉ જાહેર

થયેલ છે. બેસ્સેરેબિયા, પોડોલિયા, ખેરસન, તથા આસ્ત્રાખાન પ્રાંતોનાં પણ જુદાં જુદાં શહેરોમાં ખોરાકની તંગીને લીધે એવાં તોફાનો થયેલ છે. તેમને ઝડપથી બેસાડી દેવામાં આવ્યાં છે.

કૈઝર કૉન્સ્ટન્ટિનોપલ જાય છે.

આમ્સ્ટર્ડામ, ૧૫ મી ઑક્ટોબર.

કૈઝરની મુલાકાત માટે કૉન્સ્ટન્ટિનોપલમાં ઘણી ધામધૂમ કરવામાં આવે છે, અને રસ્તાઓ શણગારાય છે. પ્રિન્સ ઝિયાએદ્દીન તથા અન્વરપાશા એક દૂરને સ્ટેશને તેને સત્કાર કરશે; અને સુલતાન પોતે ઇસ્તંબૂલના સ્ટેશને તેને આવકાર આપશે.

જર્મન સેના તથા નૌકામાં અસંતોષ.

આમ્સ્ટર્ડામ, ૧૬ મી ઑક્ટોબર.

વુમ્બેર્ઝબર્ગ ખાતે મળેલી સોશ્યલિસ્ટોની એક સભામાં હર શીડેમેને નૌકાના બળવા સંબંધી બોલતાં કહ્યું છે, કે "જો એવા બધા બનાવોની સાથે જોડાયેલા માણસોને પકડવાની સરકારની મરજી હશે, તો દર રોજ એક સાથે ત્રણસો ત્રણસો માણસો ઉપર કેસ ચલાવવા પડશે. સિપાઇઓ અમારી પાસે ફરિયાદો લાવે છે, અને તેને તપાસ કરવાને અમે એક ખાસ ખાતું ઉઘાડ્યું છે. વૉન કેપેલને તો જવું પડશે; પણ મિખાએલિસ ક્યારે જશે"?

વહાણોનો વિનાશ.

લંડન, ૧૭ મી ઑક્ટોબર.

નૌકાખાતું જણાવે છે, કે છેલ્લા અઠવાડિયામાં ૨,૧૨૪ વહાણો બ્રિટિશ બંદરોએ આવી પહોંચ્યાં છે, અને ૨,૦૯૧ રવાના થયાં છે. ૧,૬૦૦ ટન ઉપરની ૧૨ આગબોટો અને અંદરની ૬ બોળવામાં આવેલ છે. પાંચ વહાણો ઉપરનો હુમલો નિષ્ફળ ગયો છે.

જર્મનીમાં તોફાન.

લંડન, ૧૮ મી ઑક્ટોબર.

જર્મન પાર્લમેન્ટમાં પૂછાયેલા સવાલો પરથી જણાય છે, કે ઑગસ્ટમાં મિલ્સનમાં ખોરાક માટે ગંભીર તોફાનો થયાં હતાં. ૭૦ દુકાનો લૂટવામાં આવી હતી, અને સિપાઇઓએ ગોળીઓ છોડવાથી કેટલાક આદમીઓ માર્યા ગયા તથા જખમી થયા હતા. માર્શલ લૉ જાહેર થયો હતો.

મૂન સામુદ્રધુનીનો બચાવ.

પિત્રોગ્રેડ, ૧૯ મી ઑક્ટોબર.

દુશ્મનનાં લડાયક વહાણો મૂન સામુદ્રધુનીમાં પેસવાનો યત્ન કરે છે, પણ રુશિયનો હજી તેમને ફાવવા દેતા નથી.

## નિવેદન.

આજના અંકની સાથે લશ્કરી ઇસ્પિતાલ તરીકે વિન્ટર મહેલ તથા એક સિંહાસનનો ઓરડો દરદીઓને માટેનો એક સુંદર સંયુક્ત ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.]   મંગળવાર, ૩૦ મી ઑકટોબર, ૧૯૧૭.   [અંક ૪૮.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઈ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૩૦ મી આક્ટોબર, ૧૯૧૭.

## બ્રિટિશોની વિગ્રહ સરકાર.



"He calleth to me out of Seir, Watchman, what of the night? Watchman, what of the night?

"The Watchman said, The morning cometh, and also the night."

*Isaiah.* 21 : 11-12.

"તે મને સેરમાંથી બોલાવે છે, ચોકીદાર, રાતનું શું છે? ચોકીદાર, રાતનું શું છે?

"ચોકીદારે કહ્યું, સ્હવાર આવે છે, અને રાત પણ આવે છે."

યશાયાહ, ૨૧ : ૧૧-૧૨.

લડાઇનાં અઢી વરસ પછી ગ્રેટ બ્રિટનના રાજ્યકર્તાઓને સ્પષ્ટ માલુમ પડ્યું, કે શહેનશાહતનાં સ્વરાજ્ય ભોગવતાં તમામ અંગોના પ્રતિનિધિઓનું એક પ્રધાનમંડળ રચ્યા વગર ચાલે તેમ નથી. ૧૯૧૬ ના નાતાલને દિવસે આમંત્રણ કાઢવામાં આવ્યું; અને ૧૯૧૭ ની વસંતમાં વિગ્રહ સમિતિ અને વિગ્રહ પ્રધાનમંડળની બેઠકો થઇ.

એ આમંત્રણ મિ. લૉઇડ જ્યોર્જની નવી સરકારનું સૌથી પહેલાં કૃત્યોમાંનું એક હતું. એ કૃત્યથી જણાઇ આવ્યું, કે નવા પ્રધાનમંડળમાં નવી કલ્પનાશક્તિ છે. એ આમંત્રણ તથા તેનાં પરિણામો માટેનું બધું માન મિ. લૉઇડ જ્યોર્જને અને તેના સહચરોને ઘટે છે.

લડાઇના કામપુરતી તમામ કાર્યવાહક સત્તા બ્રિટિશ પ્રધાનમંડળના હાથમાંજ રહે, એ બેશક તે વખતે સ્વાભાવિક લાગ્યું હશે. શહેનશાહતના અંદરના સંબંધોને માટે બ્રિટિશ પ્રધાનો હમેશાં જવાબદાર રહ્યા હતા. પરદેશો સાથેની રાજનીતિ ઉપરના અંકુશની સાથે બીજી કેટલીએક કાર્યવાહક સત્તાઓ રાખવીજ જોઇએ. સ્હેજે મિત્રના હોની સાથે રાખવી, અને દુશ્મનાવટ હોની

સાથે રાખવી, એનો જે અધિકાર નિર્ણય કરે છે, તેણે એ પણ જાણવુંજ જોઇએ, કે અમુક વખતે તેની રાજનીતિની પાછળ કેટલું નૌકાનું અને લશ્કરી બળ રહેલું છે. નાણાં વગર નૌકાઓ બંધાતી નથી, અને લશ્કરો કેળવાતાં તથા એકઠાં થતાં નથી. તેટલા માટે પરદેશો સાથેની રાજનીતિ ઉપર અંકુશ રાખનારની પાસે નૌકા તથા સેના માટે ખર્ચાતાં નાણાં ઉપર પણ અંકુશ હોવો જોઇએ. આ સત્તાઓ અત્યાર સુધી બ્રિટિશ પ્રધાનોના હાથમાંજ રહેતી હતી. સંસ્થાનોને એ અધિકારની સાથે કે એથી આવી પડતા બોજાની સાથે કશી નિસબત નહોતી. વિગ્રહ સળગી ઉઠ્યો, ત્યારે આ સ્થિતિ હતી; અને ૧૯૧૬ ના અંત સુધી તે જારી રહી.

ભવિષ્યના ઝમાનાઓને કદાચ આશ્ચર્ય લાગશે, કે જે પદ્ધતિની અંદર સામ્રાજ્યની સર્વોપરિ સત્તા રાજ્યશરીરના એકજ અંગમાં રહેતી, તે સ્થિતિ છેક વિગ્રહ સળગી ઉઠયો, ત્યાં સુધી સંસ્થાનોએ શા માટે સહી લીધી હશે? તેનું કારણ થોડા શબ્દોમાં આપી શકાય તેવું છે. બ્રિટિશ સામ્રાજ્ય જેટલે અંશે એક સ્ટેટ હતું, તેટલે અંશે એક શાંતિપ્રિય સ્ટેટ હતું.

વિગ્રહ સળગી ઉઠયો, ત્યારે સંસ્થાનોની સેનાઓ એકઠી કરાઇ; અને યુરપ, એશિયા, તથા આફ્રિકાનાં રણક્ષેત્રો ઉપર લડવા લાગી. પણ વિશ્વવિગ્રહની શેતરંજ ઉપર તેમને ચલાવનાર વ્યૂહરચના તો બ્રિટિશ પ્રધાનોનીજ રહી. ગાલ્લીપોલી એ વ્યૂહરચનાનો એક સંયોગ હતો; ઇજિપ્તનો બચાવ, એ બીજો; મેસોપોટેમિયા તથા ઇરાનની લડતો, એ ત્રીજો; જર્મન નૈર્ઋત્ય આફ્રિકા તથા જર્મન પૂર્વ આફ્રિકા પરની ચડાઇ, એ વળી ચોથો. જેમ પશ્ચિમ યુરપની લડાઇઓમાં, તેમ ત્યાં, સર્વત્ર, બ્રિટિશ પ્રધાનોના નિર્ણયને સંસ્થાનોએ સ્વીકારી લીધો. એ વિષયમાં સંસ્થાનોના કારભારીઓએ આજ દિવસ સુધી માથું માર્યું નહોતું; તેઓ માથું મારી શકે, અથવા તેમને માથું મારવાની જરૂર લાગે, એવી સ્થિતિજ ઉત્પન્ન થયેલી નહોતી. સંસ્થાનો એવી બાબતમાં ત્યાં સુધી માત્ર હુકમ ઉઠાવવાનુંજ શીખ્યાં હતાં; હુકમ આપનારાઓ ઉપર ટીકા કરવાની તેમને કદાપિ વૃત્તિ થયેલી નહીં.

૧૯૧૬ ની આખરે, જ્યારે મિ. લૉઇડ જ્યોર્જના પ્રધાનમંડળે આ સ્થિતિ કલમના એક ઝટકાથી ફેરવી નાંખી, ત્યારે પણ ઘણા લોકો તેનું ખરૂં અને પૂરેપૂરૂં તાત્પર્ય સમજી શકેલા નહીં. સમાનતાની વાતો સાંભળવા અને બોલવા છતાં બ્રિટિશ પ્રજાએ કદાપિ એમ માનેલું નહીં, કે પોતે સંસ્થાનોની સમાન છે. પોતે જાણે માબાપ હોય, અને સંસ્થાનો માત્ર આજ્ઞાધીન રહેવાને બંધાયેલ ફરજંદ હોય, એમ તેણે માન્યા કરેલું.

સંસ્થાનોના રાજપુરુષો ગ્રેટ બ્રિટનની આ માન્યતાને સારી રીતે સમજતા, જોકે સ્થાનિક સ્વરાજ્યમાં તેઓ સંપૂર્ણ સ્વતંત્ર હોવાથી એ વિષયમાં સવાલ કરવાની દરકાર રાખતા નહીં. યુરોપીઅન રાજનીતિના કાવાદાવાથી દૂર રહેવાનું તેમને ગમતું પણ હતું; અને એથી કરીને લશ્કરી ખર્ચના બોજાથી તેઓ દૂર રહી શકતા; અને પોતાનું તમામ મળતું નાણું પોતાનાં

બનાવવાની યોજના રચવી, એ ઘોડાની આગળ ગાડીને મૂકવા સરખું હતું. સંસ્થાનોએ કદાપિ યૂરપ લશ્કર મોકલવાની આવશ્યકતા સંબંધી ગંભીર વિચાર કર્યો નહોતો. ઑસ્ટ્રેલિયા, દક્ષિણ આફ્રિકા, અને ન્યૂ ઝીલેન્ડની લશ્કરી વ્યવસ્થાઓ માત્ર પોતપોતાના મુલકના બચાવપુરતી હતી. કાનડાનું લશ્કર પણ એજ પ્રકારનું હતું, અને એ હેતુ માટે પણ પુરતું નહોતું.

(આ મહત્ત્વનો વિષય હવે પછીના અંકમાં જારી રાખવામાં આવશે.)

---

## મિ. લૉઇડ જ્યોર્જનો સિંહનાદ.

---

હમણાંજ આલ્બર્ટ હૉલમાં બોલતાં બ્રિટિશ સામ્રાજ્યના અને ગ્રેટ બ્રિટનના મુખ્ય પ્રધાન મિ. લૉઇડ જ્યોર્જે નીચેના મહત્ત્વના વિચારો દર્શાવ્યા છે:—

"આ પ્રકારના વિરોધનો હમણાંજ અંત આણવો જોઇએ. (તાળીઓ.) માણસજાતના ભવિષ્યને માટે એ આવશ્યક છે, કે આ વિરોધનો અત્યારેજ ફડચો લાવવો જોઇએ, કે જેથી માત્ર પશુબળને સિંહાસન ઉપરથી ઢોળી પાડીને હમેશાંને માટે જમીનદોસ્ત કરી શકાય, અને આપણાં બાલકોને એ ભીતિઓ અનુભવવી ન પડે, કે જેનો ચિતાર આપવાની પરમ સમર્થ કલ્પનાશક્તિની પણ હિંમત ચાલતી નથી. * * * આ પ્રકારનો નિર્ણય તરતમાં લાવી શકાય એવી સ્થિતિ નથી. જર્મની જો અત્યારે સુલેહ કરે, તો તે એવી સરતોથી, કે વર્તમાન વિગ્રહનો તેને લાભ મળે, અને એથી તો ભવિષ્યમાં કોઇ પણ લૂટારૂ સામ્રાજ્યને એવો પ્રયોગ ફરી કરવાનું ઉત્તેજન મળે. (સાંભળો, સાંભળો.) નેપોલિયને ફ્રાન્સને એક કદાપિ ન ભૂલાય તેવો પાઠ ભણાવ્યો છે, અને એવોજ પાઠ જ્યારે દરેક પ્રશિયનના હૃદય તથા મનમાં આગથી આલેખાશે, ત્યારેજ આ વિગ્રહ બંધ પડશે. (તાળીઓ.) અહીં તહીં સરતો અને છૂટોની જે ચર્ચાઓ ચાલી રહી છે, તેમાં વિગ્રહના મોટા ઉદ્દેશ ઉપર આપણે દૃઢતાથી નજર રાખવી જોઇએ. સવાલ કંઇ મુલકની નવી વ્યવસ્થાનોજ નથી, સિવાય કે પ્રજાઓના હકનો સ્વીકાર થવા સારૂ એ આવશ્યક છે; તેમ કંઇ વળતરનો પણ સવાલ નથી, સિવાય કે કરેલા નુકસાનનો બદલો અપાવવા સારૂ તે આવશ્યક છે. ખાસ કરીને એ એક ખોટા વિચારને નષ્ટ કરવાનો સવાલ છે, કે જે વિચારે યૂરપને બીવરાવ્યું અને ગુલામ બનાવ્યું છે, અથવા ફતેહ થઇ હોત તો બનાવી શકત. (તાળીઓ.) ખરો દુશ્મન તો પ્રશિયાએ જેને પાળી પોષીને ઉછેરેલ છે, તે લડવાનો જુસ્સો છે.

"પ્રશિયાનો આદર્શ એવી દુનિયાનો છે, કે જેમાં બલાત્કાર અને પશુતા સર્વોપરિ રાજ્ય કરે. એથી વિરુદ્ધનો આદર્શ એવો છ, કે દુનિયામાં સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્યો રહે, અને તેઓ પરસ્પર આબરૂદાર સુલેહથી જોડાયલાં રહે. એ લડાઇના જુસ્સાનું મંદિર પૉટ્સડામમાં

છે, અને જ્યાં સુધી એ મંદિર જમીનદોસ્ત નહીં થાય, તથા તેના પૂજારીઓને હમેશાંને માટે બદનામ કરીને ભિખેરી નાંખવામાં નહીં આવે, ત્યાં સુધી દુનિયામાં સુલેહ કે સ્વતંત્રતા થવાની નથી. (તાળીઓ.)

"આ વરસમાં મેં આશા રાખી હતી, કે આપણે તે ભયંકર સત્તાને તોડી શકશું; ચોતરફથી સામટા ધસારાની આપણે રાહ જોતા હતા, કે જેથી એ હેતુ પાર પડ્યો હોત. પણ રૂષિયાની લડાયક શક્તિ થોડા વખતને માટે તૂટી જવાથી આપણી આશાઓ—નિષ્ફળ થઇ છે એમ તો હું નહીં કહું, પણ—દૂર ગઇ છે. છતાં વખત આપણી બાજુમાં છે. * * * સબમરીનથી હાલ આપણને વહાણોનું જે નુકસાન થાય છે, તે ગયા એપ્રિલમાં જે થતું હતું, તેના કરતાં બહુ વધારે નથી. અને ૧૯૧૭ માં જર્મન સબમરીનોનો જે સંહાર થયો છે, તે છેલ્લા આખા વરસની હાનિઓના કરતાં બમણો છે. * * * છતાં રૂષિયા ફરી ટટાર થાય, અને અમેરિકા તૈયાર થાય, ત્યાં સુધી મિત્ર રાજ્યોએ પોતાનાં સાધનોની કરકસર કરવી આવશ્યક છે. ખોરાક બચાવો, કાપડ બચાવો, વૈભવો બચાવો, અને મહેનત બચાવો. સેનાઓએ માણસોમાં બચાવ કરવો જોઇએ. દરેક દિશામાં પેદાશ વધારો. સૌ પહેલાં, ચાલો આપણે સહનશક્તિ અને દૃઢતા કેળવીએ. જે કંઇ વિલંબ થાય છે તે જીતવાને માટે છે. (તાળીઓ.) કોઇ લોકો કુસંપ, અવિશ્વાસ, અને ઠગાઇનાં બીજ વાવવાને યત્ન કરે, તે સામે સાવચેત રહો. * * * બધા પ્રકારના બોલોઇઝમથી ચેતતા રહો. જર્મન સેનાનું એ છેલ્લામાં છેલ્લું અને સૌથી ભયંકર હથિયાર છે. * * * આ કંઇ પક્ષાપક્ષીની વાત કરવાનો વખત નથી; એકજ પક્ષ છે, અને તે પ્રજા પોતે છે. (સાંભળો, સાંભળો.) દુશ્મન પ્રજામાં કુસંપ કરાવવાને તથા એક રાજ્યને તેના મિત્ર રાજ્યની સામે ઉશ્કેરવાને પ્રયાસ કરી રહ્યો છે. * * *

"આપણાં કષ્ટો ગમે તેટલાં મોટાં હશે, તોપણ આપણા સિપાઇઓનાં કષ્ટો આગળ તે કશા હિસાબમાં નથી. જરા વિચાર તો કરો. આ ક્ષણે લોહીથી ખરડાયેલા કાદવના ખાડાઓમાં તેઓ હજારોની સંખ્યામાં પડ્યા છે, અને ઘણા દિવસથી પડ્યા છે. તેમના ઉપર એક બોંબ અહીં પડે, અને બીજો એક માઇલ દૂર પડે, અને પછી અદૃશ્ય થાય, એવું બનતું નથી; પણ દિવસ અને રાત મોતનો વરસાદ વરસ્યા કરે છે. * * * આપણે આપણાથી બનતું બધું કરીએ, તોપણ તેમના વીરત્વનું સાટું આપણાથી વળાય તેમ નથી. (તાળીઓ.) આપણે બનતા બધાના કરતાં કંઇ પણ ઓછું કરીએ, તો તેમના સ્વાર્પણને આપણે કલંકિત કર્યું કહેવાશે. (ખૂબ તાળીઓ.)"



# લડાઇના તાર.

—:o:—

રીગાના અખાતનો બચાવ.

લંડન, ૧૯ મી ઑક્ટોબર.

રીગાના અખાતમાં જર્મન નૌકાએ જે ફતેહ મેળવી છે, તે જૂનાં વહાણોના રશિયન સ્થાનિક કાફલા ઉપર મેળવેલી જણાય છે. દુશ્મનની જીતમાં વિલંબ કરવાને એ કાફલાએ પોતાનો બહાદુરીથી ભોગ આપેલો માલુમ પડે છે. મોટા બાલ્ટિક કાફલાએ લડાઇમાં ભાગ લીધો નથી.

પિતૃગ્રેડનું "નોવા વ્રમ્યા" જણાવે છે, કે રેવાલ ખાલી કરવાનું તા. ૧૬ મીથી શરૂ થઇ ચૂકયું છે, કારણકે દુશ્મન ત્યાં ઉતરે, એવો સંભવ છે. ઘણાખરા રહેવાસીઓ અંદરના ભાગમાં ચાલ્યા ગયા છે.

પિતૃગ્રેડમાં રસાયનીઓએ હડતાળ પાડી છે. કુલ ૨૫૦ દુકાનોમાંથી માત્ર ૩૨ દુકાનો ખુલ્લી રહે છે.

પિતૃગ્રેડનું સંકટ.

પિતૃગ્રેડ, ૧૯ મી ઑક્ટોબર.

પિતૃગ્રેડ ખાલી કરવા સંબંધી વિચાર ચલાવવાને પ્રધાનોનું એક ખાસ કમિશન બેઠું છે. સરકાર પોતાની બેઠક મૉસ્કોમાં ક્રેમલિન મહેલમાં લઇ જશે, અને "કૉન્સ્ટિટ્યુઅન્ટ સભા" પણ મૉસ્કોમાં મળશે. સરકારી ખાતાંઓને ઉતાવળે ફેરવવામાં આવશે નહીં. પ્રિલિમિનરી પાર્લમેન્ટની પહેલી બેઠક પિતૃગ્રેડમાં થશે, અને સરકાર તે વખતે મૉસ્કો જવાની જરૂરિયાત સમજાવશે. બળતણની તંગીને લીધે રેલવેઓ બરાબર કામ આપતી નથી, અને ટ્રેનોમાં વધારે ઘટાડો થશે, એમ કહેવાય છે.

ઇંગ્લંડ ઉપર હવાઇ હુમલો.

લંડન, ૨૦ મી ઑક્ટોબર.

હવાઇ વહાણોએ કરેલા ગઇ કાલના હુમલામાં ૨૭ માણસો માર્યાં ગયાં છે, અને ૫૩ ને ઇજા થઇ છે. મકાનોનું પણ કેટલુંક નુકસાન થયેલું છે. ઇંગ્લંડથી પાછાં ફરતાં ચાર ઝેપ્પેલિનોને ફ્રાન્સમાં ઉતરવું પડ્યું છે. તેઓ એક પણ બોંબ નાંખી શકયાં નથી.

મૂન ટાપુનો ત્યાગ.

લંડન, ૨૦ મી ઑક્ટોબર.

દુશ્મનની નૌકાના દબાણને લીધે રૂશિયનોને મૂન ટાપુનો ત્યાગ કરવો પડ્યો છે.

રૂશિયન પાર્લમેન્ટ.

પિટ્રોગ્રેડ, ૨૧ મી ઑક્ટોબર.

પ્રિલિમિનરી પાર્લમેન્ટ મેરી મહેલમાં ઉઘડી છે. મિત્ર રાજ્યોના તથા તટસ્થ રાજ્યોના એલચીઓ હાજર હતા. મિ. કેરેન્સ્કીએ એક ભાષણ કરીને જણાવ્યું, કે "મને આશા છે, કે પાર્લમેન્ટ સરકારને 'કૉન્સ્ટિટ્યુઅન્ટ સભા'ના હક્કો જાળવવામાં મદદ કરશે, જે હવે કોઇ રીતે મુલતવી રાખવાની નથી. સરકાર તથા પાર્લમેન્ટે સેનાની લડાયક શક્તિ પાછી મેળવવા તરફ ધ્યાન આપવું જોઇએ. આપણા દુશ્મનો ધારે છે તે કરતાં ઓછા વખતમાં રૂશિયા જો ધારે તો ટટ્ટાર થઇ શકે તેમ છે." ભાષણ પૂરું થયા પછી મિ. કેરેન્સ્કીએ તાળીઓના ગડગડાટ વચ્ચે પોતાની ખુરસી મેડેમ બ્રેશકોવ્સ્કાને વાસ્તે ખાલી કરી હતી, કે જેણે પાર્લમેન્ટને પોતાનો પ્રમુખ ચૂંટવાને આમંત્રણ કર્યું હતું. ખેડુતોના પ્રતિનિધિઓની કાર્યવાહક સભાનો પ્રમુખ મિ. એક્સેન્ટિએફ ૨૨૮ વધારે મતથી પાર્લમેન્ટનો પ્રમુખ ચૂંટાયો હતો. મિ. કેરેન્સ્કીએ પોતાના ભાષણમાં એમ પણ કહ્યું હતું, કે જોકે રૂશિયા સુલેહને વાસ્તે ઇન્તેઝાર છે, તોપણ તે બલાત્કારને કદાપિ તાબે થશે નહીં.

બાલ્ટિકમાં જર્મન ધસારો.

લંડન, ૨૨ મી ઑક્ટોબર.

એક રૂશિયન વાયરલેસ સંદેશા પરથી જણાય છે, કે જર્મનો રવિવારે વર્ડર દ્વીપકલ્પ ઉપર ઉતર્યા છે. રૂશિયનોનાં થાણાં તેમણે પાછાં હઠાવ્યાં છે; અને દ્વીપકલ્પના પશ્ચિમ ભાગનો કબજો લીધો છે.

ફ્રેંચ વિક્રમ.

લંડન, ૨૪ મી ઑક્ટોબર.

ફ્રેંચોએ એક મજબૂત ધસારો કરીને દુશ્મન પાસેથી કેટલાંક ગામડાં પડાવ્યાં છે. અત્યાર સુધી ૭,૫૦૦ કેદીઓ ગણાયા છે, અને જે પુષ્કળ માલ હાથ પડ્યો છે, તેમાં ૨૫ તોપો પણ છે.

લંડન, ૨૬ મી ઑક્ટોબર.

ફ્રેંચોએ બીજા ૨,૦૦૦ કરતાં વધારે કેદીઓ પકડ્યા છે. કુલ ૧૦૦ તોપો કબજે થયેલ છે. ધસારો ફતેહમંદીથી આગળ વધે છે. મિનોનનું ગામડું અને જંગલ તેમના હાથમાં પડેલ છે.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૬ ઠ્ઠી નવેમ્બર, ૧૯૧૭. [અંક ૪૯.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વેહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૬ ઠ્ઠી નવેમ્બર, ૧૯૧૭.

## બ્રિટિશોની વિગ્રહ સરકાર.

( ગયા અંકથી ચાલુ. )

"I regard this Council as marking the beginning of a new epoch in the history of the Empire."

*Mr. Lloyd George.*

"શહેનશાહતના ઇતિહાસમાં આ સમિતિ (કાઉન્સિલ) ને હું એક નવા યુગની શરૂઆત સમજું છું."

મિ. લૉઇડ જ્યોર્જ.

જ્યારે વિગ્રહ સળગી ઉઠ્યો, ત્યારે તરત માલુમ પડ્યું, કે આ ભારનું બધું વજન ઉપાડવાની એકલા ગ્રેટ બ્રિટનમાં શક્તિ નથી. સંસ્થાનોએ તરત તેમાં ભાગ લેવાની તૈયારીઓ શરૂ કરી. અને થોડા વખતમાં સંસ્થાનોના આગેવાનો એમ પણ કહેવા લાગ્યા, કે સંસ્થાનોનાં લશ્કરો ઉભાં કરવાની સાથે ભવિષ્યમાં સામ્રાજ્યની પરદેશો સાથેની રાજનીતિમાં પણ સંસ્થાનોને અમુક હિસ્સો મળવો જોઇશે. પણ શરૂઆતમાં સૌને બીજું એટલું બધું કામ કરવાનું હતું, કે શહેનશાહતના આગેવાનોનું વિગ્રહ પ્રધાનમંડળ યોજવાનો કોઇને વિચાર આવેલો નહીં. પણ જો સંસ્થાનોના પ્રધાનોને અવકાશ મળતાં વિગ્રહ પ્રધાનમંડળમાં ભાગ લેવા સારૂ આવવાને આમંત્રણ થયું હોત, તો તેમની હાજરીથી બ્રિટિશ પ્રધાનોનું કામ ઘણું ઓછું થાત, અને તેઓ પરદેશો સાથેની શહેનશાહી રાજનીતિની મુખ્ય રેખાઓ નક્કી કરી શકયા હોત.

સંસ્થાનોનાં લશ્કરો લડાઇમાં શામિલ થયાં, અને તેની હીલચાલ ઉપર એકલી બ્રિટિશ સરકારનો અંકુશ રહ્યો, તેથી હાનિ તો અવશ્ય થયેલી. ગાલ્લીપોલીનોજ દાખલો લઇએ. બ્રિટિશ પ્રધાનોએજ પહેલા ઑસ્ટ્રેલિયન લશ્કરને એ કમનસીબ ચડાઇ ઉપર મોકલ્યું હતું, અને ત્યાં તેનો ઘાણ નિકળી ગયો હતો. જો શહેનશાહી વિગ્રહ પ્રધાનમંડળમાં તે વેળાએ ઑસ્ટ્રેલિયાનો પણ એક પ્રતિનિધિ હોત, તો શહેનશાહતની તમામ પ્રજાને એવું લાગત, કે એ ચડાઇ માટેની જવાબદારી માત્ર બ્રિટિશ પ્રધાનોની નહોતી, પણ શહેનશાહી વિગ્રહ પ્રધાનમંડળની હતી. બેશક

શહેનશાહી વિગ્રહ પ્રધાનમંડળ કંઈ બધી સ્થિતિ એકદમ સુધારી શકત નહીં. વિગ્રહ પ્રધાનમંડળની બેઠક બની ગઇ, ત્યારે પણ દરેક મુશ્કેલીનો ઉપાય જડેલો નહીં. છૂટા થયા પછી, ન્યૂ સાઉથ વેલ્સના મુખ્ય પ્રધાન મિ. હૉલમેને પોતાના મુલકમાં પાછા ફર્યા પછી પહેલા ભાષણમાંજ કહેલું, કે "સંસ્થાનોના આગેવાનોને પણ લડાઇની ખરી સ્થિતિ સંબંધી શેરીઓના સાધારણ માણસોના કરતાં કશી વધારે માહિતી નથી. અમે માત્ર વર્તમાનપત્રોમાં જે બહાર પડે છે, તે જાણીએ છીએ. અને આ પ્રમાણે કશી ગુપ્ત બાતમી ન મળવાને લીધે પરિણામ એ થાય છે, કે અમારા પોતાના લોકોને કોઇ પણ દિશામાં દોરવાને અમે સમર્થ થઇ શકતા નથી."

૧૯૧૫ ની શરૂઆતમાં મૉન્ટરીઅલ ખાતે ભાષણ કરતાં સર વિલ્ફ્રિડ લૉરિઅરે જણાવેલું, કે કાનડાએ પોતાની મેળે અને પૂર્ણ સ્વતંત્રતાથી વિગ્રહમાં ભાગ લેવાનો ઠરાવ કર્યો છે. તેના શબ્દો વિચારવા લાયક છે:—

"વિગ્રહમાં ભાગ લેવાને આપણે બંધાયલા છીએ કે નહીં, એવો સવાલ ઉભો થયો છે. એટલું તો હર કોઇ કબુલ કરે છે, કે આપણો પોતાનો કિનારો, આપણો વેપાર, તેની રક્ષા કરવાની તો આપણી ફરજ છે. આપણા ઉપર ચડાઇ થતી અટકાવવાને આપણે બંદોબસ્ત કરવો જોઇએ; અને ચડાઇ થાય તો તેને આપણે હઠાવવી પણ જોઇએ. પણ યુરપના મોખરાઓ ઉપર લશ્કર મોકલવાને આપણે બંધાયા છીએ? * * * એ સવાલનો જવાબ આપવાને કાયદા જોવાની જરૂર નથી. આપણે એક સ્વતંત્ર પ્રજા છીએ, પૂરેપૂરી રીતે સ્વતંત્ર છીએ. આવા વિગ્રહમાં ભાગ લેવો કે નહીં, એ ઠરાવ આપણી પોતાની મુનસફી ઉપર રહેલો છે. એ ઠરાવ કરવાનું કામ કાનડાની પ્રજાનું, તેની પાર્લમેન્ટનું, તથા તેની સરકારનું છે. આ સ્વતંત્રતામાં ઇંગ્લંડનું ગૌરવ છે, કારણકે તેણે તે આપણને બક્ષેલી છે; અને કાનડાનું પણ ગૌરવ છે, કે જે તેનો ઇંગ્લંડને મદદ આપવામાં ઉપયોગ કરે છે. આપણે છેક સ્વતંત્ર છીએ. સ્વતંત્રતા એ તમામ બ્રિટિશ સંસ્થાઓનું લક્ષણ છે."

૧૯૧૬ ના નાતાલને દિવસે જ્યારે મિ. લૉઇડ જ્યોર્જે સંસ્થાનોને શહેનશાહી વિગ્રહ પ્રધાનમંડળમાં હાજરી આપવાને આમંત્રણ કર્યું, ત્યારે શહેનશાહતના લડાઇ પુરતા ઉદ્દેશોને માટે નવા કાર્યવાહક અધિકારની સ્થાપના થઇ. છતાં એ પગલાનું પૂરેપૂરું મહત્ત્વ એકદમ સંસ્થાનોના સમજવામાં આવેલું નહીં.

જાન્યુઆરીની આખરે એક ઑસ્ટ્રેલિયન વર્તમાનપત્રીની સાથે વાતચિતમાં મિ. લૉઇડ જ્યોર્જે નીચેનું મહત્ત્વનું વિજ્ઞાપન કરેલું:—

"સંસ્થાનોના લોકોને ખબર છે, કે હું કંઇ 'જિંગો' નથી. * * * પણ શહેનશાહતના ઇતિહાસમાં આ સમિતિને હું એક નવા યુગની શરૂઆત ગણું છું. લડાઇએ આપણને સૌને બદલી નાંખ્યા છે. પ્રભુ જાણતો ભલો છે, કે આપણે હજી સમજીએ છીએ, તે કરતાં વધારે તેણે આપણને શિખવ્યું છે. તેણે આપણે માટે એક નવો યુગ ઉઘાડ્યો છે, અને જેમ

અંધકારમાં પણ અમે સાથે ચાલ્યા છીએ, અને લોહી તથા નાણું સાથે રેડ્યાં છે, તેમ એ નવા યુગમાં પણ અમે દરિયા પારના અમારા બંધુઓની સાથેજ પ્રવેશ કરવા ચાહીએ છીએ."

બેશક, મિ. લૉઇડ જ્યોર્જના દર્શન પ્રમાણે શહેનશાહી વિગ્રહ પ્રધાનમંડળની પહેલી ફરજ લડાઇમાં જીતવાનું કામ, પ્રથમ વિચારવાની હતી.

શહેનશાહી વિગ્રહ પ્રધાનમંડળ માર્ચની આખરમાં મળી શક્યું. તેની અંદર કેટલાંક કારણોને લીધે માત્ર એક ઑસ્ટ્રેલિયાનો પ્રતિનિધિ આવી શકેલો નહીં. તેની બેઠકો જે પ્રમાણે હોવી જોઇએ તે પ્રમાણે ગુપ્ત હતી; અને તેનાં કામકાજનું કશું દફતર પણ હોઇ શકે નહીં. છતાં એમાં કશો શક નથી, કે તેનાં પરિણામો ઘણાં સરસ આવ્યાં છે; અને જ્યારે તેના સભાસદો છૂટા પડ્યા, ત્યારે બ્રિટિશ સરકારે ઠરાવ કર્યો, કે એ સમિતિ દર વરસે ભરાવી જોઇએ. ૧૯૧૭ ના મેની ૧૭ મી તારીખે આમની સભા સમક્ષ મુખ્ય પ્રધાને એ સંબંધમાં નીચે પ્રમાણે જાહેર કર્યું હતું:--

"મને લાગે છે, કે શહેનશાહી વિગ્રહ પ્રધામંડળની બેઠકોના પરિણામ તરીકે એક મહત્ત્વનો નિર્ણય થયેલો છે, તે મારે આ સભાને જણાવવો જોઇએ. જે બનાવ બ્રિટિશ શહેનશાહતના ઇતિહાસમાં અતિશય મહત્ત્વનો ફેરફાર સૂચવે છે, તેની પાર્લામેન્ટને ઑફિશિયલ માહિતી અપાય, એ મને ઇચ્છવા યોગ્ય લાગે છે. સભાને યાદ હશે, કે ગયા ડીસેંબરમાં નામદાર રાજાજીની સરકારે દરિયા પારના સંસ્થાનોના તેમજ હિંદુસ્તાનના મુખ્ય પ્રધાનોને અગર આગેવાન રાજ-પુરુષોને પ્રધાનમંડળની તેમજ શહેનશાહી વિગ્રહ સમિતિની બેઠકોમાં હાજરી આપવા સારૂ આમંત્રણ કર્યું હતું. એ આગલું મંડળ કે જે માર્ચમાં મળ્યું હતું, અને જેની ૧૪ બેઠકો થઇ હતી, તેને ઉદ્દેશીને હું બોલું છું.

"બ્રિટિશ પ્રધાનમંડળ તે વખતે શહેનશાહી વિગ્રહ પ્રધાનમંડળ બની ગયું હતું. તેની બેઠકો ચાલતી હતી, તે દરમિયાન તેના દરિયા પારના સભાસદોને પણ સરકારની પાસેની તમામ માહિતી મળી શકતી હતી; અને એ સભાસદો બ્રિટિશ વિગ્રહ પ્રધાનમંડળના સભાસદોની સાથે સમાનતા ભોગવતા હતા. શહેનશાહી રાજનીતિના તમામ મહત્ત્વના સવાલો ઉપર એ બેઠકોમાં લાંબી ચર્ચા થઇ હતી, અને મહત્ત્વના નિર્ણયો થયા હતા. એ નિર્ણયોને લીધે આપણે વધારે સંપ અને ઉત્સાહથી લડાઇ ચલાવી શકશું, અને જ્યારે સુલેહ સંબંધી મસલતનો પ્રસંગ આવશે, ત્યારે તે અતિશય કિંમતી નિવડશે.

"સરકાર તરફથી હું એટલું વધારે કહેવા ચાહું છું, કે દરિયાની પેલી પારથી આપણા સહકારો જે તાજાં મન અને નવાં દૃષ્ટિબિંદુઓ લેતા આવ્યા છે, તેથી જે સવાલોમાં આપણાં મન ઘણા લાંબા વખતથી રોકાયલાં છે, તેમાં અમને સૌને અતિશય મદદ મળી છે. અમારા પોતાના તરફથી તો અમે ખાતરીથી કહી શકીએ છીએ, કે પ્રયોગ પૂર્ણ ફતેહમંદ ઉતર્યો છે.

LADIES OF THE RED CROSS BREAKFASTING IN THE QUIRINAL.



કિવરિનલ મહેલમાં નાસ્તા લેતી રેડ ક્રૉસની બાનુઓ.

Lakshmi Art, Byculla, Bombay.

"શહેનશાહી વિગ્રહ પ્રધાનમંડળના ઠરાવો બેશક ગુપ્ત છે, પણ તે સંબંધી એક વાત તો અમારે આ સભાની પાસે વિલંબ વગર જાહેર કરવી જોઇએ, એમ અમને લાગે છે. શહેનશાહી વિગ્રહ પ્રધાનમંડળમાં સૌનો એવો અભિપ્રાય થયો છે, કે આ નવી પદ્ધતિથી, માત્ર તેના તમામ સભાસદોનેજ નહીં, પણ આખી શહેનશાહતને એટલો લાભ થયો છે, કે તેને હાથમાંથી જવા દેવી જોઇએ નહીં. આ કારણથી છેલ્લી બેઠકને વખતે બ્રિટિશ સરકાર તરફથી મેં રીતસર દરખાસ્ત કરી હતી, કે શહેનશાહી પ્રધાનમંડળની બેઠકો દર વરસે ભરાવી જોઇએ, અથવા શહેનશાહતની સાથે નિસબતના અગત્યના સવાલોની ખાતર વરસની અંદર પણ ભરાવી જોઇએ; અને તેમાં નીચેના સભાસદો હોવા જોઇએ:—

"ગ્રેટ બ્રિટનનો મુખ્ય પ્રધાન તથા શહેનશાહી સવાલોની સાથે ખાસ નિસબત ધરાવનારા તેના સહકારો;

"દરેક સંસ્થાનનો મુખ્ય પ્રધાન, અથવા તેના જેટલીજ સત્તાનો હોઇ ખાસ નિમાયેલ પ્રતિનિધિ;

"અને હિંદુસ્તાનની સરકાર જેની નીમણુક કરે, તેવો હિંદુસ્તાનના લોકોનો એક પ્રતિનિધિ*.

"આ દરખાસ્તને દરિયા પારના પ્રતિનિધિઓએ અંતઃકરણથી અનુમોદન આપ્યું હતું, અને અમે આશા રાખીએ છીએ, કે પરદેશો સંબંધી તથા શહેનશાહી રાજનીતિ સંબંધી વિચાર કરવાને શહેનશાહી પ્રધાનમંડળ દર વરસે મળે, એવો બ્રિટિશ રાજ્યબંધારણમાં એક નિયમ થઇ જશે.

"મારે એટલું વધારે કહેવું જોઇએ, કે એ સંસ્થાનું વર્તમાન રૂપ અતિશય સ્થિતિસ્થાપક છે. એ રૂપ કોઇની યોજના પ્રમાણે નહીં, પણ વિગ્રહની જરૂરિયાતો પ્રમાણે બંધાયું છે. તેનું તત્ત્વ એ છે, કે શહેનશાહતની અંદરની જુદી જુદી સરકારોના પ્રમુખો અને શહેનશાહી રાજનીતિની સાથે નિસબત ધરાવનારા પ્રધાનો નિયમિત વખતે એકબીજાની સાથે મળવા જોઇએ; અને તેમણે પરદેશો સાથેની રાજનીતિના સવાલોની ચર્ચા કરવી જોઇએ. બેશક જે નિર્ણયો થશે તે પર તેમની જુદી જુદી પાર્લમેન્ટોનો અંકુશ તો રહેશેજ. આ સાધનથી તેમને શહેનશાહી બાબતો સંબંધી તમામ માહિતી મળી શકશે; અને પોતપોતાના સ્વરાજ્યને કશો વિક્ષેપ કર્યા સિવાય તેઓ સાથે મળીને શહેનશાહતની રાજનીતિને નિર્ણીત કરી શકશે."

વિગ્રહ પ્રધાનમંડળના સભાસદો શહેનશાહી સહકારના કેટલાક બીજા સવાલોની ચર્ચા કરવાને "વિગ્રહ સમિતિ"માં પણ એકઠા થયા હતા. આ કોન્ફરન્સે પસાર કરેલા ઠરાવો પાછળથી એક પાર્લમેન્ટરી પેપર તરીકે પ્રગટ થયા છે. તેની અંદર એક ઠરાવ નીચે પ્રમાણે છે:—

"શહેનશાહી વિગ્રહ સમિતિનો એવો અભિપ્રાય છે, કે શહેનશાહતમાં સમાયલા ભાગોના

*હિંદુસ્તાનના લોકોનો એક પ્રતિનિધિ, કે જેની નીમણુક લોકો નહીં, પણ હિંદુસ્તાનની સરકાર કરે, એ વિષય ઉપર, એ વાત બહાર પડી તે અરસામાં મુંબઇના પ્રખ્યાત સાપ્તાહિક "હિંદી પંચે" કેટલીક અતિશય સચોટ અને રમુજી ટીકા કરી હતી.

પરસ્પર અને શહેનશાહતની સાથેના સંબંધોની પુનર્વ્યવસ્થાનો સવાલ એટલા બધા મહત્ત્વનો અને એટલો બધો કઠિન છે, કે તે લડાઇ બંધ પડે તે પછી બોલાવવાની એક ખાસ શહેનશાહી સમિતિનો વિષય થવો જોઇશે.

"છતાં આટલું તો દફતર ઉપર નોંધવાની અમને અમારી ફરજ લાગે છે, કે એવી કોઇ પણ પુનર્વ્યવસ્થામાં સંસ્થાનાં સ્વરાજ્ય સંબંધી બધી સત્તાઓ જાળવી રાખવી જોઇએ, અને તે એવા સ્પષ્ટ સ્વીકાર ઉપર સ્થાપિત થવી જોઇએ, કે સંસ્થાનો એ શહેનશાહી Commonwealth (સામાન્ય ધન) ની સ્વરાજ્ય ભોગવતી પ્રજાઓ છે; અને હિંદુસ્તાન શહેનશાહતનો એક મહત્ત્વનો ભાગ છે; તથા સંસ્થાનોને અને હિંદુસ્તાનને પારકા દેશો સાથેની રાજનીતિમાં અવાજ આપવાનો હક છે. * * *"

શહેનશાહી વિગ્રહ પ્રધાનમંડળની બેઠકો પૂરી થયા પછી કાનડા, હિંદુસ્તાન, ન્યૂ ઝીલેન્ડ તથા ન્યૂ ફાઉન્ડલેન્ડના પ્રતિનિધિઓ પોતપોતાના દેશમાં પાછા ફર્યા. જનરલ સ્મટ્સને ઇંગ્લંડમાંજ રાખવામાં આવ્યો. શહેનશાહી પ્રધાનમંડળની તેણે મોટી સેવા બજાવી હતી, એ વાત સર્વત્ર જણાયલી હતી. ૧૯૧૭ ના જૂનની ૧૮ મી તારીખે મિ. બોનર લૉએ આમની સભામાં જાહેર કર્યું, કે "બ્રિટિશ વિગ્રહ પ્રધાનમંડળે ઇંગ્લંડમાં રહે તેટલો વખત પોતાની બેઠકોમાં હાજરી આપવાને જનરલ સ્મટ્સને આમંત્રણ કરેલ છે, કારણકે તેઓ તેની ખાસ લશ્કરી વિદ્યાનો અને તેના અનુભવનો લાભ લેવા ચાહે છે."



## લડાઇના તાર.

—:o:—

<u>ઇટાલિયનોની સામે ધસારો.</u>

લંડન, ૨૬ મી ઑક્ટોબર.

જૂલિયન મોખરા ઉપર ડાબી બાજુથી દુશ્મને ઇટાલિયનોની સામે મજબૂત ધસારો કર્યો છે. ઇટાલિયનોને પોતાની સરહદ સુધી હઠી જવું પડ્યું છે. એવું જણાવવામાં આવે છે, કે રૂશિયામાંથી ત્રણ લાખ જર્મનો ઑસ્ટ્રિયનોની મદદે આવેલ છે. પ્રખ્યાત મેકેનસન આ સેનાનો નાયક છે.

<u>ઇટલીમાં સંકટ.</u>

રોમ, ૨૬ મી ઑક્ટોબર.

ઇટાલિયન પ્રધાનમંડળને રાજીનામું આપવાની ફરજ પડી છે. બેરન સોન્નિનો અથવા સેન્યોર ઓરલેન્ડો નવું પ્રધાનમંડળ રચશે, એમ મનાય છે.

લડાઇનો ખર્ચ.

લંડન, ૨૬ મી ઑક્ટોબર.

પ્રજાકીય ખર્ચની કમિટી જણાવે છે, કે સપ્ટેંબરની આખર સુધી ૫ અબ્જ પૌંડનો ખર્ચ થઇ ચુકયો છે, જે પૈકી ૧,૩૨,૧૦,૦૦,૦૦૦ પૌંડ મિત્ર રાજ્યો, સંસ્થાનો, તથા હિંદુસ્તાનને ધીરાયેલ છે. પ્રજાના કરજમાં ત્રણ અબ્જ પૌંડનો વધારો થયેલ છે. જો હાલના રોજના ખર્ચમાં વધારો નહીં થાય, તો છ છ મહિને પ્રજાના કરજમાં એક અબ્જ પૌંડનો વધારો થયા કરશે.

બ્રાઝીલ અને જર્મની.

રાયો ડી જાનેરો, ૨૬ મી ઑક્ટોબર.

જર્મની સાથે વિગ્રહ જાહેર કરવાનું સેનેટે એકમતે ઠરાવ્યું છે, અને પ્રેસિડન્ટે તે મંજૂર રાખેલ છે. બ્રાઝીલની એક આગબોટને જર્મનોએ ટોર્પીડો મારીને ડુબાવવાથી તેને આ પ્રમાણે કરવું પડ્યું છે.

રશિયન સ્થિતિ.

મૉસ્કો, ૨૬ મી ઑક્ટોબર.

રાજપુરુષોની કૉંગ્રેસે ડુમાના માજી પ્રમુખ મિ. રૉડઝિએંકોને પ્રમુખ તરીકે ચૂંટેલ છે. કૉંગ્રેસનું કર્તવ્ય અવ્યવસ્થાનો અંત આણીને પ્રજાને જાગ્રત્ કરવાનું છે, એમ પ્રમુખે જણાવ્યું છે.

પિતૃગ્રેડ, ૨૭ મી ઑક્ટોબર.

પ્રિલિમિનરી પાર્લમેન્ટમાં મિ. કેરેન્સ્કીએ જણાવેલ છે, કે દુશ્મનને રાજધાની શરણ કરવાનો સવાલ છેજ નહીં. એથી ઉલટું, બચાવની મજબૂતી માટે પ્રયાસ ચાલે છે, અને જો શહેરને ખાલી કરવું પડશે, તો તે માત્ર ખોરાક તથા બળતણની તંગીને લીધે કરવું પડશે. પાર્લમેન્ટે સરકારના વિચારને અનુમોદન આપ્યું છે.

જર્મન ચાન્સેલર.

આમ્સ્ટર્ડામ, ૨૮ મી ઑક્ટોબર.

બર્લિનનાં સાંઝનાં વર્તમાનપત્રો ખબર આપે છે, કે ડા. મિખાએલિસે રાજીનામું આપેલ છે.

ઇટાલિયનો ઉપર જર્મન ધસારો.

લંડન, ૨૮ મી ઑક્ટોબર.

એક ઇટાલિયન વાયરલેસ ઓફિશ્યલ સંદેશા પરથી જણાય છે, કે જૂલિયન મોખરા ઉપરની ડાબી પાંખ ઑસ્ટ્રિયન અને જર્મન લશ્કરો ભેદી શક્યાં છે. ઇટાલીની પવિત્ર ભૂમિમાં દુશ્મનો પેઠા છે.

પાર્લમેન્ટમાં હિંદ.

લંડન, ૨૯ મી ઑક્ટોબર.

આમની સભામાં જુદાં જુદાં લશ્કરોની સેવા સંબંધી બોલતાં મિ. લૉઇડ જ્યોર્જે નીચે પ્રમાણે કહેલ છે:—

"પછી હિંદ—કેવી બહાદુરી અને વફાદારીથી હિંદી પ્રજાએ બ્રિટિશ લશ્કરને મદદ આપી છે.

આપણી મુશ્કેલીના વખતમાં તેમણે આપણને જે અંતઃકરણથી મજબૂત મદદ આપેલી છે, તેની યાદગિરી વિગ્રહ પૂરો થયા પછી પણ ભૂલી જવાશે નહીં, અને જ્યારે હિંદુસ્તાનનો સવાલ આપણી પાસે આવશે, ત્યારે તે યાદ રાખીને આપણે કામ કરશું."

જર્મન તથા હિંદી બળવાખોરોને સઝા.

ચિકાગો, ૩૦ મી ઑક્ટોબર.

અમેરિકામાં રહીને હિંદુસ્તાનમાં બળવો જગાડવાની કોશિશ કરવા માટે ત્રણ જર્મનોને બે વરસની કેદ તથા ૨,૦૦૦ પોંડ દંડની સઝા થયેલ છે. લાલ ગુપ્ત નામના એક હિંદુને પણ ૧૮ માસ કેદની તથા ૪૦ પોંડ દંડની સઝા થઇ છે.

ઇટલીમાં સંપ.

રોમ, ૩૧ મી ઑક્ટોબર.

ઑસ્ટ્રો-જર્મન ધસારાથી ઇટાલિયનો ઉલટા વધારે સંયુક્ત થયા છે. સોશ્યલિસ્ટ આગેવાનોએ સરકારને ટેકો આપવાનું ઝાહેર કર્યું છે; અને પાદરીઓ પણ પક્ષમાં આવી ગયા છે.

યુડાઇનનો કબજો.

લંડન, ૩૧ મી ઑક્ટોબર.

દુશ્મને યુડાઇન જીતી લીધું છે; પણ ઇટાલિયન લશ્કરી અધિકારીઓએ એ કેટલાક દિવસ અગાઉ ખાલી કર્યું હતું. દુશ્મનો ઇટલીમાં રુશિયાના જેવું રમખાણ જગાડવા ચાહે છે; પણ સફળ થયા નથી.

જર્મન ચાન્સેલરનો હોદ્દો.

આમ્સ્ટર્ડામ, ૩૧ મી ઑક્ટોબર.

બર્લિનથી એક તાર છે, કે ડા. મિખાએલિસે ચાન્સેલરના હોદ્દાનું રાજીનામું આપ્યું છે, અને તે સ્વીકારવાનું બવેરિયાના મુખ્ય પ્રધાન કાઉન્ટ હર્ટલિંગને આમંત્રણ થયું છે.

આમ્સ્ટર્ડામ, ૧ લી નવેમ્બર.

કાઉન્ટ હર્ટલિંગે જર્મન ચાન્સેલરનો હોદ્દો સ્વીકારવાની ના પાડી છે.

## નિવેદન.

આજના અંકની સાથે રોમના ક્વિરિનલ મહેલમાં નાસ્તો લેતી રેડ ક્રૉસની બાનુઓનો એક સુંદર ફોટોગ્રાફ અગે અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

ભાવનગર દરબારી છાપખાનું.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૧૩ મી નવેમ્બર, ૧૯૧૭. [અંક ૫૦.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,

ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની

આજ્ઞાથી પ્રસિદ્ધ થતું

અને

વિના મૂલ્યે વેહેંચાતું

સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૧૩ મી નવેમ્બર, ૧૯૧૭.

## બ્રિટિશ રાજકુટુંબના અનુભવો.

"Gird on Thy conquering sword,
Ascend Thy shining car,
And march, Almighty Lord!
To wage Thy holy war!

"તારી વિજયી તરવારને બાંધી લે,
તારા ચળકતા રથ ઉપર ચડ,
અને કુચ કર, ઓ સર્વશક્તિમાન્ સ્વામી!
તારી પવિત્ર લડાઇ ચલાવવાની ખાતર."

બ્રિટિશ રાજકુટુંબને વિગ્રહ સળગી ઉઠવાથી અમુક કસોટીમાંથી પસાર થવું પડ્યું છે; અને તેને અમુક પ્રસંગ પણ પ્રાપ્ત થયેલ છે. જ્યારે હાથોહાથની લડાઇ ચાલતી, અને રાજાઓ જાતે પોતાની સેનાઓને મોખરે સવારી કરતા, તે દિવસો તો કયારના ચાલ્યા ગયા છે, પણ હજી બ્રિટિશ તાજ એ શહેનશાહતના બધા ભાગોને એકઠા થવાનું મધ્યબિંદુ છે. રાજા શહેનશાહતની સેનાઓનો સર્વોપરિ સેનાધિપતિ છે, અને કાફલાનો તે ઍડમિરલ છે. વિગ્રહ રાજાના નામથી જાહેર કરવામાં આવે છે.

શહેનશાહ રાજાજી જ્યોર્જ એક નાવિક (=ખલાસી) છે. જ્યારે ગાદીએ આવવાનો થોડોજ સંભવ હતો, તે દિવસોમાં તેણે એક વહાણનું ઉપરીપણું ભોગવ્યું છે. રાજા તરીકે પોતાની કારકીર્દિની શરૂઆતથી તે નૌકા અને સેનાની સાથે ગાઢ સંબંધમાં રહેલ છે. વિગ્રહને લીધે તેને જે કસોટીઓ અને ચિંતાઓમાંથી પસાર થવું પડ્યું છે, તેની થોડાજ માણસોને પુરતી કલ્પના આવી શકે. પ્રથમ તો લડાઇ જાગવાથી કેટલાક લોહીના સંબંધો તોડવા પડ્યા છે. બ્રિટન અને જર્મનીનાં શહેનશાહી કુટુંબો અનેક ગાંઠોથી જોડાયલાં હતાં. કૈઝર પોતે રાજાજીના પિતાની બહેનનો પુત્ર થતો હતો. રાજકુટુંબની એક શાખા એવી હતી, કે જ્યાં મા બ્રિટનમાં રહીને બ્રિટિશ પક્ષમાં સેવા બજાવતી હતી, અને પુત્ર જર્મનીના પક્ષમાં લડતો હતો. ડ્યુક ઑફ કૉનૉટે

એક જર્મન ગાદી સ્વીકારવાની ના પાડી હતી. બ્રિટનની સામે થનારાઓમાં મહારાણી વિકટોરિયાનો કેટલોક પરિવાર હતો.

વિગ્રહ સળગી ઉઠ્યો, તે પહેલાં કૈઝરે વારંવાર ઇંગ્લંડમાં પોતાનાં સંબંધીઓને મુલાકાત આપી હતી. મહારાણી વિકટોરિયા સ્વર્ગવાસી થયાં, ત્યારે પોતાનો કેટલોક મહત્ત્વનો પ્રોગ્રામ રદ કરીને તે ઓસબોર્ન આવ્યો હતો, કે જેથી તે મહારાણીશ્રીને છેલ્લી વખતનું માન આપી શકે. ૧૯૧૪ની પહેલાં ચારજ વરસ ઉપર જ્યારે રાજાજી એડવર્ડના દેહની દફન ક્રિયા થવાની હતી, ત્યારે તેણે રાજાજી જ્યોર્જના જમણા હાથ ઉપર બ્રિટિશ ફીલ્ડ-માર્શલના પોશાકમાં સવારી કરી હતી. લોહીના સંબંધો તરત તૂટી શકતા નથી. અને તોપણ જ્યારે વખત આવ્યો, ત્યારે તે તોડી નાંખવામાં રાજાજી જ્યોર્જે લેશ પણ વિલંબ કરેલો નહીં.

૧૯૧૪ના જૂલાઇમાં "હોમ રૂલ" બિલ અમીરોની સભાનો બાંધો હોવા છતાં કાયદો થવાની તૈયારી હતી. અલ્સ્ટર હથિયારબંધ થતું હતું; અને આયર્લંડમાં બખેડો જાગવાની ઘડી પાસે દેખાતી હતી. રાજાજી કાફલાની મુલાકાતે જવાના હતા. એકદમ જાહેર ખબર આવી, કે એ મુલાકાતને વાર લાગશે. તે પછી "ટાઇમ્સ"માં ખુલાસો બહાર પડ્યો, કે રાજાજીએ બકિંગહામ મહેલમાં સરકાર, યૂનિયનિસ્ટો, નેશનેલિસ્ટો, અને અલ્સ્ટરવાસીઓના આગેવાનોનું એક કૉન્ફરન્સ બોલાવ્યું છે.

રાજાજીએ પ્રતિનિધિઓને આવકાર આપ્યો, અને કૉન્ફરન્સની શરૂઆતમાં તેમની પાસે એક ભાષણ કર્યું, જેની અંદર તેમણે બધા પક્ષોને આપલે કરીને સુલેહ જાળવવા માટે આગ્રહથી સંબોધન કર્યું. બેશક એ પગલા ઉપર અમુક ટીકા થયેલી. પણ જેમણે ટીકા કરેલી, તેમને પણ એટલું તો કબુલ કરવાની ફરજ પડેલી, કે ચાલ્યા આવતા રિવાજને તોડીને નવું પગલું ભરવાનો જો કોઇ વાર પણ વખત આવ્યો હોય, તો તે ત્યારે આવ્યો હતો.

જૂલાઇના ત્રીજા અઠવાડિયામાં સ્પિટહેડ ખાતે રાજાજીએ લડાયક વહાણો અને દરિયાઇ વિમાનોને "રિવ્યૂ" કર્યાં. દર રોજ યુરપના આકાશમાં લડાઇનાં વાદળાં વધારે કાળાં થતાં જતાં હતાં. જર્મનીમાં સેનાને સજ્જ કરવાને ગુપ્ત તૈયારીઓ ચાલી રહી હતી. ઑસ્ટ્રિયન વારસના ખૂન સંબંધી ઑસ્ટ્રિયા તથા સર્બિયા વચ્ચેની મસલહત લગભગ તૂટી પડવાની તૈયારી હતી.

"રિવ્યૂ"માં આવેલાં લડાયક વહાણોની હાર ૨૨ માઇલ લાંબી હતી; અને ૧૪ વહાણો ઉપર નવી ૧૩½ ઇંચિયા તોપો હતી.

બ્રિટિશ પ્રજાની પરદેશો સાથેની રાજનીતિ સરકાર નિર્ણીત કરે છે, રાજાજી નહીં; અને સરકાર તેને માટે પ્રજા તરફ સીધી જવાબદાર રહે છે. પણ વિગ્રહ અગાઉના દિવસોમાં દુનિયાંના કામકાજમાં રાજાઓ કોઇ વાર પરોક્ષ અને કોઇ વાર પ્રત્યક્ષ મોટો ભાગ લેતા આવ્યા છે. સરકાર અને પ્રધાનોની પ્રવૃત્તિઓમાં વિરોધ ન ઉત્પન્ન થાય, તે માટે મહારાણી વિકટોરિયાના વખતથી એવી પદ્ધતિ સ્થાપિત થયેલી છે, કે રાજ્યકર્તાઓ ઉપર આવતા અથવા તેમના

વરફથી જતા ખાનગી કાગળો, જો તેમાં રાજનીતિને નિસબત હોય, તો મુખ્ય પ્રધાનને, અથવા પરદેશ ખાતાના સેક્રેટરીને, અથવા બંનેને, બતાવવા પડે છે.

જૂલાઇમાં મોડેથી પ્રશિયાનો પ્રિન્સ હેન્રી લંડન ખાતે આવેલો, અને તેણે રાજાજી જ્યોર્જની સાથે વાતચિત કરેલી. ગ્રેટ બ્રિટનની અંદરના જર્મન બાતમીખાતાનો મુખ્ય અંકુશ તેની પાસે છે, એમ તે વખતે કહેવાતું હતું. પ્રિન્સ હેન્રીએ જણાવેલું, કે "કૈઝર અંતઃકરણથી સુલેહને ચાહે છે, અને ફ્રાન્સ તથા રૂશિયાની લડાયક પ્રવૃત્તિઓથી તેને પરાણે લડાઇમાં ઉતરવું પડે છે. જો ઑસ્ટ્રિયા-હંગરી સર્બિયા ઉપર ચડાઇ કરે, તો એ બંને દેશો સર્બિયાની મદદે જવાની ધમકી આપે છે. માટે આપ કૃપા કરીને ફ્રાન્સ તથા રૂશિયાને સમજાવો, કે તેઓ તટસ્થ રહે; અને ઑસ્ટ્રિયા સર્બિયાને જે સઝા કરવા ધારે છે, તે વચ્ચે પડ્યા વગર કરવા દે."

તેણે વકીલાત કરેલી, કે બ્રિટન અને જર્મનીએ આ બાબતમાં સાથે મળીને કામ લેવું જોઇએ, અને પરસ્પર આધાર આપવો જોઇએ. કૈઝરે પોતે થોડા દિવસ પછી યુનાઇટેડ સ્ટેટ્સના પ્રેસિડન્ટને લખતાં જણાવ્યું હતું, કે "રાજા જ્યોર્જે બ્રિટિશ તટસ્થતાનું વચન આપેલ છે." પણ એ કથન દેખીતુંજ ખોટું હતું. બ્રિટનમાં રાજાને પ્રજાની તટસ્થતાનું વચન આપવાનો અધિકાર નથી. અને કૈઝરનું કથન ઝાહેર થયું, કે વરત તેનો ઇનકાર કરવામાં આવેલો.

કૈઝરનું કથન ઑગસ્ટની દસમી તારીખે લખાયલું હતું, અને તે તેણે બર્લિન ખાતેના અમેરિકન એલચી મિ. જેરર્ડને પ્રેસિડન્ટને પહોંચાડવા સારૂ પોતાને હાથે આપેલું:—

"નામદાર રાજા પાંચમા જ્યોર્જે લંડનમાં હિઝ રૉયલ હાઇનેસ પ્રિન્સ હેન્રીની મુલાકાત લીધી હતી, અને મને રૂબરૂ એમ કહેવાની સત્તા આપી હતી, કે જો જર્મની, ફ્રાન્સ, ઑસ્ટ્રિયા, અને રૂશિયાને લડાઇમાં ઉતરવું પડશે, તો ઇંગ્લંડ તટસ્થ રહેશે. એ સંદેશો મને મારા ભાઇએ તારથી જણાવ્યો હતો; અને જૂલાઇની ૨૯મી તારીખે રૂબરૂ પણ ઝાહેર કર્યો હતો."

બર્લિન પહોંચ્યા પછી ૧૯૧૪ના જૂલાઇની ૩૦મી તારીખે પ્રિન્સ હેન્રીએ રાજાજી જ્યોર્જને નીચે પ્રમાણે તાર કર્યો હતો:—

"હું અહીં ગઇ કાલે પહોંચ્યો. આપે ગયે રવિવારે બકિંગહામ મહેલમાં જે કહ્યું હતું, તે સંદેશો વિલિયમને આપ્યો. વિલિયમ ઉપકાર માને છે.

"નિકોલસની માફક વિલિયમ પણ સુલેહ જાળવવાને ઇન્તેઝાર છે; અને તેની સાથે તારના સંદેશા ચલાવ્યા કરે છે. આજે નિકોલસે કબુલ કર્યું છે, કે પાંચ દિવસ ઉપર રૂશિયન લશ્કરને તૈયાર થવાનો હુકમ આપવામાં આવેલ છે.

"અમને એમ પણ બાતમી મળી છે, કે ફ્રાન્સ સુદ્ધાં લડાઇની તૈયારીઓ કરી રહ્યું છે. અમે પોતે અત્યાર સુધી કંઇ લડાયક પગલાં લીધાં નથી; પણ જો અમારા પાડોશીઓ પોતાની

તૈયારીઓ જારી રાખશે, તો અમારે પણ તે ગમે તે ક્ષણે લેવાં પડશે. એટલે આખા યૂરપમાં લડાઇની હોળી સળગવાની.

"આપ જો આગ્રહથી આ સ્થિતિ અટકાવવા ઉત્સુક હો, તો ફ્રાન્સને અને રશિયાને સમજાવો, કે તેઓ તટસ્થ રહે. મને લાગે છે, કે એથી ઘણો લાભ થશે. મને લાગે છે, કે યૂરપની શાંતિ જાળવવાનો આજ એક બરાબર માર્ગ છે, અને બીજો કદાચ કોઇજ નથી. જર્મની અને ઇંગ્લંડ તો અત્યારે એકબીજાને આધાર આપવો જોઇએ.

"સુલેહ જાળવવાને વિલિયમ અંતઃકરણથી ચાહે છે, એમ ખાતરીથી માનજો. પણ તેના બે પાડોશીઓ લડાયક તૈયારીઓ કરી રહ્યા છે, એટલે તેને પણ પોતાના દેશના બચાવ સારૂ કદાચ અનુસરણ કરવાની ફરજ પડશે. હું આપને આ પ્રમાણે તાર કરૂં છું, તેની મેં વિલિયમને ખબર આપી છે; અને હું આશા રાખું છું, કે જેવા મિત્ર ભાવથી મેં આ સંદેશો લખ્યો છે, તેવાજ મિત્ર ભાવથી આપ તે સ્વીકારશો."

સહી) હેત્રી.

રાજાજી જ્યોર્જે તેજ દિવસે તારનો જવાબ મોકલીને પ્રિન્સ હેત્રીનો ઉપકાર માન્યો, અને કહ્યું, કે "જો ઑસ્ટ્રિયા માત્ર બેલગ્રેડનો અને આસપાસના મુલકનો કબજો લેવાથી સંતોષ માનતું હોય, તો મારી સરકાર રશિયાને અને ફ્રાન્સને લડાયક તૈયારીઓ મુલતવી રાખવાનું કહેવાને તૈયાર છે. * * * હું આશા રાખું છું, કે વિલિયમ પોતાની મોટી વગનો ઉપયોગ કરીને ઑસ્ટ્રિયાની પાસે આ દરખાસ્તનો સ્વીકાર કરાવશે. આમ કરવાથી તે સિદ્ધ કરી બતાવશે, કે જર્મની અને ઇંગ્લંડ દુનિયાનું સંકટ અટકાવવાને મથી રહેલ છે. વિલિયમને ખાતરી આપજો, કે હું મારાથી બનતું બધું કરૂં છું, અને યૂરપની શાંતિ જાળવી રાખવાને બનશે તે હમેશાં કર્યા કરીશ."

તેજ દિવસે કૈઝરે રાજાજીને જવાબ વાળ્યો, કે "મારા વિચારો પણ આપના જેવાજ છે;" અને ઉમેર્યું, કે "મને હમણાંજ ખબર મળી છે, કે નિકોલસે પોતાની આખી સેનાને તથા નૌકાને સજ્જ થવાનો હુકમ આપેલ છે. જે મસલહતમાં હું રોકાયલો છું, તેના પરિણામને માટે પણ તેણે રાહ જોઇ નથી; તેમ મને કશી ખબર પણ આપી નથી."

ઉપલા તારના જવાબમાં રાજાજી જ્યોર્જે લખ્યું, કે "મેં નિકોલસને એક ઉતાવળનો તાર મોકલ્યો છે."

ત્યારે તરત જવાબ વાળેલો. "કૈઝરે વિગ્રહ જાહેર કર્યો છે. ઑસ્ટ્રિયા-હંગરીમાં ગુપ્ત અને જાહેર લશ્કરી તૈયારીઓ ચાલતી હતી, તે સારૂ મારે પણ તૈયારી કરાવવી પડી છે. લડાઇ અટકાવવા સારૂ મેં બનતી બધી મહેનત કરી છે. હવે મારે તેમાં પરાણે ઉતરવું પડે છે, તો હું આશા રાખું છું, કે તમારો દેશ ફ્રાન્સને અને રશિયાને આધાર આપશે. ઈશ્વર તમને સુખી કરો, અને તમારી રક્ષા કરો."

પણ જર્મન સરકારે તો સર્બિયા સામેની ચડાઈમાં ઑસ્ટ્રિયા-હુંગરીને મદદ આપવાનો ઠરાવ કરી મૂક્યો હતો, જોકે તેને ખબર હતી, કે એમ કરવાથી રશિયાની સાથે પણ લડાઇ કરવી પડશે.

બેલ્જિયમ ઉપર ચડાઇ થયા પછી તરત રાજા આલ્બર્ટે એક તાર કરીને રાજાજી જ્યોર્જની મદદ માગી હતી.

ઑગસ્ટના પહેલા રવિવારને દિવસે લંડન અતિશય ઉત્સાહમાં આવેલું. હજારો માણસો બકિંગહામ મહેલની આસપાસ એકઠા થયેલા, અને વફાદારીનાં ગીતો ગાઇને રાજાજીને બિરદાવવા લાગેલા. સોમવારે અને મંગળવારે રાજાજી અને રાણીજીને વારંવાર ઝરૂખામાં આવીને પ્રજાની સલામ લેવી પડેલી. મંગળવારની રાતે લોકોનાં ટોળાં ઘણાં મોટાં હતાં. આસપાસ સર્વત્ર લશ્કરી તૈયારીઓ દેખાતી હતી. ઘડીએ ઘડીએ લશ્કરી સામાનની ગાડીઓ અથવા સિપાઇઓની હારની હાર રસ્તે થઇને નિકળતી.

બકિંગહામ મહેલના દરવાજા બહારનો વિક્ટોરિયા મેમોરિયલની આસપાસનો બધો પ્રદેશ માણસોથી ચીકાર ભરાઇ ગયો હતો. દેશભક્તિનાં ગીતો અને વચ્ચે વચ્ચે પ્રભુનાં સ્તોત્રો ગવાતાં હતાં. સાત વાગ્યાના અરસામાં પ્રજાની ઉત્સુકતા શાંત કરવા સારૂ રાજાજી, રાણીજી, પ્રિન્સ ઑફ વેલ્સ, અને શાહજાદી મેરી ઝરૂખામાં આવ્યાં. એમને જોતાંજ લોકોએ "ગૉડ સેવ ધિ કિંગ," (ઈશ્વર રાજાજીને રક્ષો,) એ ગીત ગાવાનું શરૂ કર્યું. ફરી રાજાજીએ સાડા નવ વાગ્યે દર્શન આપેલું, અને ત્યારે પણ એ પ્રમાણે થયેલું. અગિયાર વાગ્યા પછી પણ થોડી વારે રાજારાણીએ ઝરૂખામાં દેખાવ દીધો હતો.

વિગ્રહ જાહેર કરવાની ઘડી પાસે આવી, એટલે લોકોએ નીચેનું પ્રખ્યાત ગીત ગાવું શરૂ કર્યું:—

"O God, our help in ages past
Our hope for years to come,
Our shelter from the stormy blast,
And our eternal home!"

અર્થ:—"ઓ ઈશ્વર, ભૂત કાલના ઝમાનાઓમાં અમને મદદ કરનાર,
ભવિષ્યના વખતમાં અમારા આશાસ્થાન,
તોફાની સપાટામાં અમારા આશ્રયરૂપ,
અને અમારા હમેશાંના નિવાસ!"

કારણકે મહેલમાં રહેલો રાજા અને શેરીઓમાં ચાલતા માણસો, સૌ સમજતા હતા, કે

પ્રજાની સમક્ષ આવી પડેલા મોટા સંકટમાં, જો ઈશ્વર આપણી તરફ નહીં હોય તો, સેનાઓ, અને નૌકાઓ, અને માણસોની મદદ કશા કામમાં આવવાની નથી. બીજા દેશના પ્રેક્ષકોને હજારો બ્રિટિશ પુરુષો તથા સ્ત્રીઓને આ ગીતો ગાતાં સાંભળતાં બ્રિટનના સ્વરૂપનું સાચું ભાન થયેલું. બ્રિટન આ વિગ્રહ જાણે એક પવિત્ર લડાઇ હોય, એમ ગણીને તેની અંદર પ્રવેશ કરતું હતું.

(આ મહત્ત્વનો ઇતિહાસ હવે પછીના અંકમાં જારી રાખવામાં આવશે.)



## લડાઇના તાર.

——:o:——

ઇટલીની દુર્દશા.

લંડન, ૧ લી નવેમ્બર.

ટાઇમ્સનો મિલિટરી ખબરપત્રી નીચે પ્રમાણે જણાવે છે:—

"હવે એવી ઋતુ પાસે આવતી જાય છે, કે જ્યારે આલ્પ્સની માફક ફ્રાન્સમાં અને ફ્લાન્ડર્સમાં પણ મોટાં વિક્રમો થઇ શકવાનાં નહીં; પણ ઇટલીનાં મેદાનોમાં તો આખો શિયાળો લડાઇ જામી શકે તેમ છે, અને જે પક્ષ સૌથી વધારે સાધનસંપન્ન હોય, તેને શિયાળામાં લડવું ઠીક પડે છે. * * * મિત્ર રાજ્યો, ઇટલી સહિત, આખા પશ્ચિમ મોખરા ઉપર દરિયાઇ વાહન વગર એકબીજાને મદદ આપવાને શક્તિમાન છે."

બીરશેબા જીતાયું.

લંડન, ૧ લી નવેમ્બર.

એક રાત કુચ કર્યાં પછી બ્રિટિશોએ ગઇ કાલે સવારે બીરશેબા ઉપર હુમલો કર્યો હતો. જે વખતે પાયદળના સિપાઇઓ પશ્ચિમના અને નૈર્ઋત્યના બચાવો ઉપર હુમલો કરતા હતા, તે વખતે સવારો પૂર્વ તરફથી ધસ્યા આવતા હતા. દુશ્મનો ખૂબ સામે થયા છતાં સાંઝે બીરશેબાનો આપણે કબજો લીધો છે. ૧,૮૦૦ કેદીઓ અને ૯ તોપો પકડાયેલ છે.

નવો જર્મન ચાન્સેલર.

આમ્સ્ટર્ડામ, ૨ જી નવેમ્બર.

કાઉન્ટ હર્ટલિંગ નવો ચાન્સેલર નિમાયેલ છે. ગઇ કાલે સ્હવારે તેણે કૈઝરની મુલાકાત લીધી, ત્યારેજ એ વાત ચોકસ થઇ કહેવાય છે.

મિ. વેનિઝેલોસનો અભિપ્રાય.

રોમ, ૪ થી નવેમ્બર.

રૂટરના એક ખબરપત્રીની સાથે વાતચિતમાં મિ. વેનિઝેલોસે કહ્યું છે, કે "મને ખાતરી છે, કે લડાઇ મુશ્કેલ અને લાંબી થવાની છે; પણ સાથે એ સૌ મને ખાતરી છે, કે છેવટે ફતેહ મિત્ર રાજ્યોની થશે. ઇટલી પોતાની પીડાઓમાંથી મુક્ત થઇ શકશે. બીજાં બધાં મિત્ર રાજ્યો કદાચ લડત છોડી દેશે, (કે જે મનાય એવી વાત નથી,) તોપણ મારી ખાતરી છે, કે ગ્રેટ બ્રિટન તથા અમેરિકા લડાઇ જારી રાખીને અંતે વિજયી થશે. ગ્રીસની સ્થિતિ દર રોજ સુધરતી જાય છે."

ઇટલીમાં બ્રિટિશ લશ્કર.

લંડન, ૫ મી નવેમ્બર.

ઇટાલિયન છાવણીમાંનો રૂટરનો ખબરપત્રી જણાવે છે, કે બ્રિટિશ લશ્કરને મોખરા ઉપર જતું જોઇ ઇટાલિયનોએ બ્રિટિશ વિક્રમોને ઉત્સાહથી આવકાર આપેલ છે. સ્ત્રીઓ અને પુરુષોનાં ટોળેટોળાં સ્ટેશનોએ તેમને ફળો, સિગારેટો, વગેરે આપતાં હતાં. "ઘણું જીવો ઇંગ્લંડ" ના પુકારો થયા હતા.

ઍથન્સનું ભોપાળું.

ઍથન્સ, ૫ મી નવેમ્બર.

ઍથન્સ અને બર્લિન વચ્ચે ચાલેલા તારના ગુપ્ત સંદેશા ઉકેલવામાં આવેલ છે, અને તેથી સિદ્ધ થાય છે, કે કૉન્સ્ટન્ટાઇન તથા તેની રાણી જર્મનીના પક્ષમાં કામ કરતાં હતાં.

ઇટાલિયન મોખરો.

લંડન, ૬ ઠ્ઠી નવેમ્બર.

પારિસમાં એવું જાહેર થયેલ છે, કે જનરલ ફ્રૅાક અને જનરલ રૉબર્ટસન ગયા અઠવાડિયામાં ઇટલી ગયા હતા. જનરલ ફ્રૅાક બે મહિના પહેલાં પણ ઇટલીમાં હતો; અને ત્યારે તેણે જનરલ કેડોર્નાની સાથે બધી યોજના નક્કી કરી હતી. આ કારણને લીધે બ્રિટિશ અને ફ્રેંચ મદદ જલદીથી પહોંચી શકી છે. દિવસ અને રાત મિત્ર રાજ્યોની કુમક આવ્યા કરે છે.

નવો રશિયન વિગ્રહખાતાનો પ્રધાન.

પિટ્રોગ્રેડ, ૬ ઠ્ઠી નવેમ્બર.

વિગ્રહખાતાના પ્રધાન મિં. વરખૉવસ્કીની જગ્યાએ કામચલાઉ તરીકે અંડર-સેક્રેટરી મિ. મૅનિકોવસ્કીની નીમણુક થયેલ છે.

ભાવનગર દરબારી છાપખાનું

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૨૦ મી નવેમ્બર, ૧૯૧૭. [અંક ૫૧.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વેહેંચાતું
સાપ્તાહિક પત્ર.

"Blind unbelief is sure to err,
And scan His work in vain;
God is His own interpreter,
And He will make it plain,

Cowper.

અર્થ:—"ઇશ્વર પોતાના ચમત્કારો કરી બતાવવાને કોઇક ભેદભરેલા માર્ગમાં ગતિ કરે છે; તે સમુદ્રમાં પોતાનાં પગલાં સ્થાપે છે, અને તે તોફાનની ઉપર સવારી કરે છે.

"તે પોતાની ચકચકિત યોજનાઓને અનંત કુશળતાથી બનાવેલી અગાધ ખાણોની અંદર ભરી રાખે છે, અને પોતાની સર્વોપરિ ઇચ્છા પાર પાડે છે.

"ઓ બીકણ સાધુઓ, નવી હિંમત પકડો. જે વાદળાંથી તમે એટલા બધા બીહો છો, તે તો દયાના ભરેલાં છે, અને તે તમારાં મસ્તક ઉપર આશીર્વાદ વરસાવશે.

"ક્ષુદ્ર ઇંદ્રિયથી પ્રભુનો ન્યાય ન કરો, પણ તેની કૃપાની ખાતર તેના પર વિશ્વાસ રાખો; દેખીતી રીસના દાનની પાછળ છુપાયલું તેનું વદન તો હસતું છે.

"તેના ઉદ્દેશો જલદી પાર પડશે, દરેક કલાકે તે પ્રગટ થતા જશે; કળીનો સ્વાદ કદાચ કડવો પણ લાગે, પણ જ્યારે તે ફુલ થશે, ત્યારે મીઠું થશે.

"આંધળી અનાસ્થા ભૂલ્યા વગર રહેશે નહીં, અને ઇશ્વરના કામને માપવાનો વ્યર્થ પ્રયાસ કરશે; પ્રભુ પોતે પોતાનો ભાષ્યકાર છે, અને તે એ ખુલ્લું કરી બતાવશે."

કાઉપર.

લડાઇ જાહેર કર્યા પછી રાજાજીનું પહેલું કર્તવ્ય ઍલ્ડરશૉટ જઇને ફ્રાન્સ જનાર લશ્કરનું નિરીક્ષણ કરવાનું હતું. રાણીજીને તથા મેજર કલાઇવ વિગરામને સાથે લઇને પોતે છાવણીમાં ગયા; અને ત્યાં તેમને સર ડગલસ હેગે આવકાર આપ્યો. પોતે પગે ચાલીને વિમાનો વગેરે તમામ જોયું.

રાજકુટુંબે દયાના કામ ઉપાડી લેવામાં આગેવાન ભાગ લીધો. સરકારે આવનારી આફત સામે ઉપાયો વિચારવાને એક કમિટી નીમી; અને એક પ્રજાકીય ફંડ ઉઘાડી પ્રિન્સ ઑફ વેલ્સને તેના ખજાનચી બનાવ્યા. ચોવીસ કલાકમાં અઢી લાખ પૌંડ ફંડમાં ભરાઈ ગયા. થોડાજ વખતમાં દસ લાખ પૌંડ ભરાયા; અને બે મહિનાની અંદર "નેશનલ રિલીફ ફંડ" ત્રીસ લાખ પૌંડ સુધીનું થઇ ગયું. રાજકુટુંબે ઉદારતાથી નાણાં આપેલાં. રાજાજીએ ૫,૦૦૦ પૌંડ આપ્યા; રાણીજીએ ૧,૦૫૦; રાજમાતા એલેક્ઝાંડ્રાએ ૫૦૦; અને પ્રિન્સ ઑફ વેલ્સે ૩,૦૦૦.

પ્રિન્સ ઑફ્ વેલ્સે ઉપલી યોજના શરૂ કરીને તરત બીજું કામ ઉપાડ્યું. પહેલી બૅટેલિયનના ગ્રેનેડિયર ગાર્ડમાં તે એક સેકંડ-લેફ્ટેનંટ નિમાયા હતા. વિગ્રહ જાહેર થયા પછીના સોમવારને દિવસે સ્હવારમાં પાંચ વાગતે તેણે પોતાની પલટનમાં જવા સારૂ બકિંગહામ મ્હેલ છોડ્યો. તે પોતાનીજ મોટરમાં મુસાફરી કરતા હતા, અને પોતેજ ચલાવતા હતા. આઠ વાગતાં તે પલટનની સાથે થઇ ગયેલા.

શુક્રવાર, તા. ૨૧ મી ઑગસ્ટને રોજ, રાજાજી અને રાણીજીએ, શાહજાદી મેરીને સાથે લઇને, વેસ્ટમિન્સ્ટર આબીની અંદર ઇશ્વિરોપાસનામાં ભાગ લીધો. તે દિવસ સિપાઇઓ અને ખલાસીઓને માટે ખાસ પ્રાર્થનાનો ઠરાવેલો હતો. આબીમાં ઉપાસકોનું મોટું મંડળ એકઠું થયું હતું. સ્તોત્રોની પસંદગી રાજાજીએ પોતે કરી હતી, જેમાંનું કવિ કાઉપરનું પ્રખ્યાત સ્તોત્ર અમે આ અંકની શરૂઆતમાં આપેલું છે.

રાજાજીની પ્રવૃત્તિઓ લોકે બહાર બહુ જણાતી નહોતી, તોપણ હકીકતમાં અતિશય હતી. થોડા વખત પછી મિ. લૉઇડ જ્યોર્જે "દેશના સોથી સખ્ત કામ કરનાર" તરીકે રાજાજીનું વર્ણન આપેલું. પ્રધાનોની સાથે તેને બેસુમાર કોન્ફરન્સો થયેલાં. કેટલાક નિર્ણયો તેના વગર બીજા કોઇથી થઇ શકે એવું નહોતું. બ્રિટનના રાજ્યબંધારણમાં પણ કેટલીક જવાબદારી તો રાજાને પોતાને લેવી પડે છે. રાજાજીએ તે બધી ઉત્સાહથી ઉપાડી લીધી. રણક્ષેત્રના દરેક ભાગમાં બનતા બનાવોની તેણે વાકેફગારી રાખવા માંડી. દરરોજ જમીન અને દરિયાના મોખરા ઉપરના રિપોર્ટો પોતે ધ્યાનથી વાંચતા. તેને સેના અને નૌકાના આગેવાનોને મળવું પડતું, પરદેશના કારભારીઓની સાથે વાતચિત કરવી પડતી, અને ઊંચા અમલદારોને પણ વખત આપવો પડતો. લડાઇ દરમિયાન મહત્ત્વના કામ માટે ઇંગ્લંડથી બહાર જનાર દરેક આદમીની સાથે રાજાજી વાતચિત કરતા, અને તેની યોજનાની ચર્ચામાં ઉતરતા. પોતે દેશની બહાર જતા, ત્યારે પણ તેમને આરામ નહોતો. રાજ્યના મહત્ત્વના કાગળો લઇને સવારો તેમની પાછળ ફર્યાજ કરતા. સહી માટે આવતા દસ્તાવેજો ઉપર સહી કરવાનું કામ પણ કંઇ થોડું નહોતું; કારણકે રીતસરના કાગળો સિવાય બીજામાં, પોતાને સંતોષ થાય તે પછીજ, સહી કરવાની રાજાજીને ટેવ છે.

"ડેલી મેલ"ના એક ખબરપત્રીએ રાજાજીની રોજની જિંદગી સંબંધી કેટલીક જાણવા લાયક વિગતો બહાર પાડેલી:—

"રાજાજી કોઇ તહેવાર ભોગવતા નથી. સ્હવારમાં વહેલા તેઓ કામ શરૂ કરે છે, અને તે રાત્રે મોડે સુધી ચાલ્યા કરે છે.

"દુનિયાની અંદરના મોટામાં મોટા વ્યવહારના પોતે ઉપરી છે, એટલે તેમનું કામ બહુ વિચારપૂર્વક વ્યવસ્થિત કરવું પડે છે, નહીં તો તે કદાપિ પુરૂં થાયજ નહીં. તેઓ સ્હવારમાં વહેલા ઉઠે છે, અને વર્તમાનપત્રો ધ્યાનથી વાંચી જાય છે. સાડા આઠના સુમારમાં

RUSSIAN NUNS PREPARING BEDS FOR WOUNDED SOLDIERS.



જખમી સિપાઇઓ માટે પથારીઓ તૈયાર કરતી રૂશિયન સાધ્વીઓ.

તે પોતાના સેક્રેટરીઓને મળવા નવરા થાય છે, અને સ્હવારની ટપાલનું કામ સાડા દસ સુધી ચાલે છે. સાડા દસથી નારવાના વખત સુધી મ્હેલમાં જુદી જુદી પ્રવૃત્તિઓ હોય છે, અને તે બધી એવી સરસ રીતે ગોઠવેલી હોય છે, કે પા કલાક પણ કામ વગરનો રહેતો નથી.

"ત્રણ અને પાંચની વચ્ચે દારૂગોળા બનાવવાનાં કારખાનાં, ઇસ્પિતાલો, વિમાનશાલાઓ, વગેરે સંસ્થાઓની તેઓ મુલાકાત લે છે. સાડા પાંચથી આઠ સુધી ફરી તેઓ કામ ઉપર બેસે છે, કારણકે કોડીબંધ કાગળોમાં સહી કરવાની હોય છે, અને ઘણા વિચારવાના પણ હોય છે. એક દાખલો લઇએ. પગારના વધારાઓની દરેક યાદીમાં રાજાજીને પોતાના હાથથી સહી કરવી પડે છે. ખાણું ચાલતાં બીજા કાગળોયે આવી પહોંચે છે, અને આરામમાં ગયા પહેલાં તેનો પણ નિકાલ થઇ જાય છે.

"રાજાજીનું સૂત્ર એ છે, કે 'હમણાં કરો.' તેઓ, અમેરિકનો જેને 'ચોકખા ડેસ્કનો આદમી' કહે છે, તેવા છે; તેઓ કશું અધૂરૂં કામ એકઠું થવા દેતા નથી. તેઓ ગમે ત્યાં ગયા હોય, લડાઇના મોખરા ઉપર કે નૌકાની મુલાકાતે, ત્યાં કાસદો પાછળ કાગળો લઇને આવ્યાજ કરે છે, જેમાંના કેટલાક વાંચવાના અને બીજા સહી કરવાના હોય છે. બિલકુલ વખત નકામો જતો નથી; અને કાસદો કાગળો પૂરા કરીને પાછા લંડનમાં લાવે છે."

રાજાજી અને રાણી મેરી માંદા અને જખમી સિપાઇઓને વારંવાર મુલાકાત આપતા; અને તેમની રીતભાતની ઘણી સરસ વાતો ચાલતી. એક વાર એક ઇસ્પિતાલને એકજ દિવસે રાજાજી તથા રાણીજીએ અને એક પ્રખ્યાત લશ્કરી અમલદારે મુલાકાત આપેલી. પેલો લશ્કરી અમલદાર ઘણા ઠાઠમાં આવ્યો. તેની હાજરીમાં સૌને બહુ સંભાળ રાખવી પડી; અને તે ટળ્યો ત્યારે સૌને નિરાંત થઇ. પછી બપોરે ટેલીફોનમાં સંદેશો આવ્યો, કે રાજાજી અને રાણીજીને એક કલાકની ફુરસદ છે, અને તેઓ ઇસ્પિતાલ જોવા આવવા ધારે છે. એજ વખતે વિક્ટોરિયા સ્ટેશનેથી કેટલાએક તાજા જખમીઓ આવવાના હતા. મેટ્રને તેટલા માટે રાજાજીના સેક્રેટરીને કહ્યું કે "પછીના કલાકમાં તો અમે સૌ ઘણા વ્યવસાયમાં હશું. જો રાજાજી માત્ર એક કલાક મોડા પધારવાની કૃપા કરશે, તો તેમને માટે બધી તૈયારી બની શકશે". તરત ટેલીફોનમાં જવાબ આવ્યો, કે "એ સ્થિતિમાંજ ઇસ્પિતાલ જોવાની રાજાજીની ઇચ્છા છે. તમો તેને માટે કંઇ ખાસ તૈયારી કરો, એવી તેમની ઇચ્છા નથી." થોડી મિનિટ પછી, જ્યાં દરદીઓને એંબ્યુલન્સમાંથી ઉતારવામાં આવતા હતા, ત્યાં એક શાંત ગાડી આવી પહોંચી, અને અંદરથી રાજાજી તથા રાણીજી ઉતર્યાં. દરદીઓને ઉતારવામાં આવતા હતા, ત્યાં તેઓ થોડી વાર ઉભાં રહ્યાં, કેટલાકની સાથે વાતચિત કરી, અને પછી તેમના પરિચારકોને સવાલો પૂછ્યા. તેમની આસપાસ કશો ઠાઠ નહોતો. અંદર જઇને તેઓ દરેક ઓરડામાં ફર્યાં, અને દરેકની સાથે વાતચિત કરવા લાગ્યાં. તરુણ જખમી અમલદારો અદબ અને ધાસ્તીને ભૂલી ગયા. સૌને આનંદ થયો.

એક ઇસ્પિતાલમાં એક જખમી છોકરો હતો. તેની ઉમર સોળ કરતાં વધારે ન હોવી જોઇએ, એમ તેના વદન પરથી દેખાઇ આવતું હતું, જોકે નિયમ પ્રમાણે તેણે ઓગણીસની ઉમર લખાવી હશે. રાજાજીને તેનો ચેહેરો જોઇ કુતૂહલ થયું.

"વારૂ, તમારી ઉમર કેટલી થઇ?" રાજાજીએ પૂછ્યું.

"ઓગણીસ, સાહેબ," છોકરાએ જવાબ આપ્યો.

રાજાજીએ કહ્યું, "બરાબર એ તો હું જાણું છું, કે તમારી લશ્કરી ઉમર છે. પણ તમારી ખરી ઉમર કેટલી છે?" ઉમરમાં આવા ફેરફારો ચાલે છે, તેની રાજાજીને અનુભવથી ખબર હતી.

બીજે કોઇ પ્રસંગે રાજાજી એક ઇસ્પિતાલમાં ફરતા હતા, ત્યાં તેમણે એક સફેદ વાળનો પુરુષનો જોયો. તેના વાળ ઉમરને લીધેજ સફેદ થયા છે, એમ સાફ દેખાતું હતું. રાજાજીએ તેની પાસે જઇને પૂછ્યું:—"તમે "રિઝર્વિસ્ટ" (=સંચયમાં રાખેલા) છો, નહીં વારૂ?" સિપાઇએ જવાબ આપ્યો:—"નહીં, સાહેબ. હું ફરી લશ્કરમાં દાખલ થયો છું; જર્મનોને જરા પ્રહાર કરવાની મને ઇચ્છા હતી." રાજાજીએ તેના બાંધેલા હાથ તરફ નજર કરી, અને કહ્યું: "મને લાગે છે, કે હાલ તો જર્મનો તમને પ્રહાર કરી ચૂક્યા જણાય છે. તમારી ઉમર કેટલી થઇ?" પેલાએ પોતાના બિછાના ઉપરના કાર્ડ તરફ દૃષ્ટિ કરીને કહ્યું: "મને પિસ્તાળીશ વરસ થયાં, સાહેબ." રાજાજીની આંખમાં જરા ગમ્મતની રેખા પ્રગટ થઇ; અને તેમણે પૂછ્યું: "અને તમારી ખરી ઉમર કેટલી?" પેલાએ તરત જવાબ આપ્યો, કે "બાસઠની, હજૂર".

સપ્ટેંબરની ૧૯મીએ પાર્લામેન્ટ બંધ થવાની હતી. રાજાજી જાતે ત્યાં પધારેલા નહીં; પણ તેમના ભાષણની અસર આખા દેશમાં થયેલી:—"હું તમને એવી સ્થિતિમાં સંબોધન કરૂં છું, કે જેની અંદર વાણીના કરતાં કર્મની વધારે જરૂર છે. * * * આપણે એક યોગ્ય ઉદ્દેશની ખાતર લડીએ છીએ, અને એ ઉદ્દેશ પૂરેપૂરો પાર પડે, ત્યાં સુધી આપણે હથિયાર છોડવાના નથી."

નવેંબરમાં એવું જાહેર થયેલું, કે પ્રિન્સ ઑફ વેલ્સ, કે જે ગ્રેનેડિયર ગાર્ડોમાં સેવા કરે છે, તે સર જૉન ફ્રેંચના એ.ડી.કૉં નિમાયેલ છે; અને પોતાની નવી જગ્યાનો ચાર્જ લેવાને ઉપડી ગયા છે. તેની નિમણૂક શનિવારને દિવસે થયેલી; અને સોમવારે તો તે છાવણીમાં પહોંચી ગયેલા. એ વાતની સૌને ખબર હતી, કે કેટલાંક અઠવાડિયાં થયાં શાહજાદા સાહેબ મોખરા ઉપર જવાને અતિશય ઉત્સુક હતા.

(આ મહત્ત્વનો ઇતિહાસ હવે પછીના અંકમાં જારી રાખવામાં આવશે.)



# લડાઇના તાર.

—:o:—

**રૂશિયામાં નવું તોફાન.**

લંડન, ૮ મી નવેમ્બર.

પિતૃગ્રેડ એજન્સી ખબર આપે છે, કે ગઇ કાલે કર્મકારો તથા સિપાઇઓના પ્રતિનિધિઓની કાઉન્સિલની એક ખાસ સભા મળી હતી, જેની અંદર પ્રમુખ મિ. ટ્રોટઝકીએ જણાવ્યું હતું, કે કામચલાઉ સરકાર હસ્તીમાં રહેલ નથી, કેટલાક પ્રધાનો કેદ થયેલ છે, અને પ્રિલિમિનરી પાર્લામેન્ટ બરખાસ્ત કરવામાં આવેલ છે.

લંડન, ૯ મી નવેમ્બર.

પિતૃગ્રેડથી એક તાર છે, કે તોફાન મંગળવારે સાંઝે શરૂ થયેલું, જ્યારે તાર ઓફિસ અને ન્યૂસ એજન્સીનો મેકિસમેલિસ્ટોએ કબજો લીધેલો. કોઇએ અટકાયત ન કરી, એટલે બુધવારે આખી રાજધાનીનો કબજો લેવાયો. છતાં સરકાર શિયાળુ મહેલમાં કામ કર્યા કરતી હતી. મંગળવારની આખી રાત મિ. કેરેન્સ્કી કામમાં હતો, પણ સ્હવારના સાત વાગ્યાથી તે અદૃશ્ય થયેલ છે. બેંકો અને મુખ્ય દુકાનો હજી બંધ છે.

લંડન, ૧૧ મી નવેમ્બર.

વાયરલેસ મારફત ખબર મળે છે, કે પિતૃગ્રેડમાં કોસ્સેક પલટનો લેનિનના અનુયાયીઓની સામે થયેલ છે. મિ. કેરેન્સ્કી પિતૃગ્રેડમાં જલદીથી આવી પહોંચશે. કહે છે કે તેની સાથે બે લાખ કરતાં વધારે લશ્કર છે.

સ્ટૉકહોમ, ૧૨ મી નવેમ્બર.

શિયાળુ મહેલનો બચાવ કરવાને સ્ત્રી સિપાઇઓ તૈયારી કરતી હતી, તેમાંથી સેંકડોને બોલ્શેવિકોએ કેદ કરેલ છે; અને તેમને વ્યભિચારી તથા છાકટા સિપાઇઓને સુપ્રત કરવામાં આવેલ છે. પછી તેમણે મહેલને લૂટયો છે, ચિત્રોને ભાંગી નાંખ્યાં છે, કિંમતી ચીની વાસણોના ચૂરા કર્યા છે, અને કોચો વગેરે ઉતરડી નાંખેલ છે. સારે નસીબે કલાની ઉમદા વસ્તુઓ કામચલાઉ સરકારે પહેલેથીજ દૂર કરી હતી.

૧૦ મી તારીખે પિતૃગ્રેડમાં ભાખરીનો સંચય માત્ર ચાર દિવસ ચાલે તેટલો હતો; અને ફિનલૅન્ડમાં તો ભાખરી મળતીજ નથી. ફિનલેન્ડ જવાનાં ભાખરીનાં ૫૧ "વૅગનો" સિપાઇઓએ હાથ કરેલ છે. ઉત્તરના મોખરા ઉપર માત્ર અઠવાડિયું ચાલે એટલો દાણો છે.

**નવો ઇટાલિયન સેનાધિપતિ.**

રોમ, ૯ મી નવેમ્બર.

જનરલ સ્ટાફનો ઉપરી જનરલ ડાયઝ જનરલ કેડોર્નાને ઠેકાણે સેનાધિપતિ નિમાયેલ છે.

તે છપ્પન વરસની ઉમરનો છે, અને ઘણો બુદ્ધિમાન ગણાય છે. જનરલ બોડોગ્લિઓ તથા જનરલ જિઆર્ડિનો તને મદદ કરવાને નિમાયલા છે.

પેલેસ્ટાઇનનો મોખરો.

લંડન, ૯ મી નવેમ્બર.

આખું તુર્કી લશ્કર ઉત્તર તરફ હઠતું જાય છે, અને બ્રિટિશ વિમાનો તેના પર બોંબ ફેંકે છે. ચાળીશ કરતાં વધારે તોપો આપણાં હાથમાં પડેલ છે.

ઇટલીમાં જર્મનોનો ત્રાસ.

રોમ, ૧૩ મી નવેમ્બર.

મોખરા ઉપરથી ખબર આવે છે, કે જર્મનોએ ઇટલીમાં પણ બેલ્જિયમના જેવાંજ પાપ કરવા માંડ્યાં છે. તેઓ મકાનો લૂટે છે તથા બાળે છે, ઓરતોની લાજ લુટે છે, બાળકોના અવયવો કાપી નાંખે છે, અને સર્વત્ર ત્રાસ ફેલાવે છે.

લંડન, ૧૪ મી નવેમ્બર.

સ્ટૉકહોમથી એક તાર છે, કે સોમવારને દિવસે મિ. કેરેન્સકીના લશ્કરને બોલ્શેવિકો સાથે લડાઇ થઇ છે. મિ. કેરેન્સકીની ફતેહ થઇ કહેવાય છે.

કોપનહેગનથી પણ એક તાર છે, કે મિ. કેરેન્સકીએ મેક્સિમેલિસ્ટોને પૂરેપૂરા હરાવ્યા છે. કેરેન્સકીના મંડળના બે સિવાય બીજા તમામ પ્રધાનોને છૂટા કરવામાં આવેલ છે. એમ કહેવાય છે, કે લેનિન પકડાયો છે.

લંડન, ૧૪ મી નવેમ્બર.

રૂટરને સત્તાવાર ખબર મળી છે, કે પિનૂગ્રેડ પાછું મિ. કેરેન્સકીના કબજામાં આવી ગયું છે. કામચલાઉ સરકારે પોતાની છાવણી હાલ મૉસ્કોમાં રાખી છે.

લંડન, ૧૫ મી નવેમ્બર.

સ્ટૉકહોમથી સૌથી છેલ્લા તારમાં જણાવવામાં આવે છે, કે પિનૂગ્રેડથી પરસ્પર વિરૂદ્ધ ખબરો મળે છે. એક ખબર એવી છે, કે મિ. કેરેન્સકી જીતેલ છે; અને બીજી ખબર એવી છે, કે તે હારેલ છે.

## નિવેદન.

— આજના અંકની સાથે જખમી સીપાઇઓ માટે પથારીઓ તૈયાર કરતી ક્રિશ્ચન સાધ્વીઓનો એક સુંદર ફોટોગ્રાફ અમે અમારા વાંચનારાઓને ભેટ આપીએ છીએ.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

પુ. ૩.] મંગળવાર, ૨૭ મા નવેમ્બર, ૧૯૧૭. [અંક ૫૨.

। यतो धर्म स्ततो जयः ।



નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.,
ભાવનગરનાં મહારાણી સાહેબ, એમની
આજ્ઞાથી પ્રસિદ્ધ થતું
અને
વિના મૂલ્યે વેહેંચાતું
સાપ્તાહિક પત્ર.

# બ્રિટિશ અને હિંદી વિક્રમ.

મંગળવાર, ૨૭ મી નવેમ્બર, ૧૯૧૭.

## બ્રિટિશ રાજકુટુંબના અનુભવો.

(ગયા અંકથી ચાલુ.)

પ્રિન્સ ઑફ વેલ્સ ફ્રાન્સમાં છાવણીએ પહોંચ્યા, તે પછી થોડે દિવસે રાજાજીએ લશ્કરને પહેલી મુલાકાત આપી. પ્રસંગ પરમ મહત્ત્વનો હતો. બીજા જ્યોર્જ પછી કોઇ પણ બ્રિટિશ રાજાએ રણક્ષેત્રમાં હાજરી આપેલી નહીં. એ સંબંધમાં ન્યૂ યૉર્ક ટાઇમ્સે નીચે પ્રમાણે લખ્યું હતું:—

"૧૭૧ વરસથી કોઇ પણ બ્રિટિશ રાજાએ રણક્ષેત્રને મુલાકાત આપી નથી, તેથી એ બનાવ ઘણા મહત્ત્વનો છે. તેમની હાજરીથી સિપાઇઓને આનંદ થશે, એમાં કશો શક નથી. સિપાઇઓની માફક જેઓને જિંદગીની ગંભીરતાનો અનુભવ હોય, તેવા સૌને ગમી જાય તેવા સદ્ગુણો રાજાજી જ્યોર્જમાં છે. સિપાઇઓ જાણે છે, કે પોતાના રાજાજી એક સાચા, પ્રમાણિક, અને બહાદુર આદમી છે, કે જે મોખરે આવીને સિપાઇઓના નસીબમાં ભાગ લેવાને પણ તૈયાર છે."

રાજાજીએ મોખરાને મુલાકાત આપી, તે વખત ઘણો કટાકટીનો હતો. બ્રિટિશ લાઇન જાણે તૂટી જશે, એવો ભય રહેતો હતો. મળી શકયા તેટલા માણસોને ખાઇઓમાં નાંખવામાં આવ્યા હતા. ઑકટોબરની આખર સુધીમાં ૫૭,૦૦૦ માણસોનું નુકસાન તો થઇ ચૂક્યું હતું.

પ્રથમ મુલાકાત રાજાજીએ બુલોનને આપેલી, કે જે તે વખતે જખમીઓનું શહેર બની ગયું હતું. મોટી હૉટેલો અને બીજી ઇમારતોમાં ઇસ્પિતાલો શરૂ થઇ હતી. હજારો જખમીઓ ટ્રેનોમાં અને બીજે માર્ગે આવ્યા કરતા હતા. રાજાજીએ બધી ઇસ્પિતાલોમાં ફરીને સિપાઇઓને આશ્વાસન આપેલું. એક જખમી જર્મન અમલદારની સાથે તેમણે જર્મન ભાષામાં વાતચિત

પ્રયાસથી જે શહેનશાહતની સ્થાપના થઇ છે, તે સ્વતંત્ર શહેનશાહતનો બીજા કોઇને વારસો
ન મળે, તેટલા સારૂ તમે ઘર, દોલત, અને જિંદગીનો પણ ભોગ આપી રહ્યા છે

“આ બલિદાનોને સાર્થક કરવાની મારી તમને સૂચના છે.

ન વધારે માણસોની

“હજી અંત દેખાતો નથી. લશ્કરને રણક્ષેત્ર ઉપર ટકાવવાને વ મળી શકે તેમ છે.
જરૂર પડતી જાય છે. ફતેહ અને ટકી રહે તેવી સુલેહ સિપાઇઓ
ળે ઘણું ધૈર્ય ધારણ કરી

“જૂના વખતમાં આપણી જાતના વીર પુરુષોએ ઘણા
બતાવ્યું છે. ા પોતાની ઇચ્છાથી બહાર આવો,

“હું બધા વર્ગના લોકોને આવાહન કરૂં છું,
અને લડાઇમાં ભાગ લેવો શરૂ કરો. તમે આપણા તે બંધુઓને આધાર આપી

“મારા સંબોધનને યોગ્ય પ્રતિધ્વનિ ણરૂ ટકાવી રાખી છે, અને તેના તેજને ઝાંખું
શકશો, કે જેમણે ઘણા મહિનાઓથી બ્રિ
પડવા દીધું નથી.”

(સહી) જ્યોર્જ શહેનશાહ.

આપી, તે વખતે પ્રેસિડન્ટની સંમતિથી રાજાજીએ નીચેનો
ફ્રાન્સને બીજી વા મોકલ્યો હતો:—
સંદેશો ફ્રાન્સના સિ

“ફ્રાન્સ મારા દિલની એક મુરાદ આજે પાર પડતાં મને ઘણો આનંદ થાય છે.
રપૂર પરાક્રમો, તમારો ધસારો અને તમારી દૃઢતા, અને જે ભવ્ય લડાયક
“થી ફ્રેંચ સેનામાં ઉતરતા આવે છે, તે માટે મારૂં સાનંદાશ્ચર્ય તમારી પાસે
તમારૂં મારી ઇચ્છા હતી.
સ

તમારા પ્રખ્યાત સેનાધિપતિ અને તેના સહકારોના અગ્રેસરપણા નીચે તમે—અમલદારો,
ન વગરના અમલદારો, અને સિપાઇઓએ સ્વદેશની એવી સારી સેવા બજાવી છે, કે
ની રક્ષા કરવાને માટે તે હમેશાં તમારો આભારી રહેશે.

“મારી સેનાઓ તમારે પડખે રહીને અને તમારા સહચરો તરીકે લડવામાં માન સમજે
છે. પ્રભુ પાસે મારી પ્રાર્થના છે, કે જે બંધનોથી આપણા બેય દેશ હાલ જોડાયલા છે, તે
રહે, અને તેઓ હમેશાં સંયુક્તજ જારી રહે.

"સિપાઇઓ,—મારી અંતઃકરણની મુબારકબાદી સ્વીકારશો. મને કશો શક નથી, કે તમે આ રાક્ષસી વિરોધનું ફતેહમંદ છેવટ લાવી શકશો, અને મારા સિપાઇઓ તથા દેશના નામથી હું તમને અભિનંદન આપું છું, તથા શુભેચ્છાઓ પાઠવું છું."

એક બે દિવસ પછી દેશમાં એવી વાત ઉડી, કે મોખરા ઉપર રાજાજીને સખ્ત ઇજા થયેલ છે. ઓફિશ્યલ યાદી તરત બહાર પડી. એમ જણાવવામાં આવ્યું, કે રાજાજી રણક્ષેત્ર ઉપર લશ્કરનું અવલોકન કરતા હતા, ત્યાં સિપાઇઓના પ્રચંડ હર્ષનાદથી ઘોડો ભડકયો અને પડયો હતો. "રાજાજીને ઘણે ઠેકાણે વાગ્યું તથા છોલાયું છે, અને તેથી હાલ તેઓ બિછાનામાંજ રહેશે." નીચે પાંચ ડાક્તરોની સહી હતી,

તરત કેટલીક ખોટી અફવાઓ પણ શરૂ થયેલી. કેટલાકે કહેલું, કે રાજાજી સ્વર્ગવાસી થયા છે. બીજાઓએ કહેલું, કે અકસ્માત ઘોડાના પડવાથી નહીં, પણ જર્મનોના હુમલાથી થયેલ છે--એક જર્મન ગોળાથી રાજાજી જખમી થયેલ છે. લોકો સંભારવા લાગ્યા, કે રાજાજી એડવર્ડના મંદવાડમાં પણ ડાક્તરોએ છેક છેલ્લી ઘડીએ પ્રજાને વિશ્વાસમાં લઇને સાચી વાત જણાવી હતી. એટલે ખરાબમાં ખરાબ અનુમાનો કરવામાં આવેલાં.

પણ એ બધા ખરાબીના પયગંબરો ખોટા હતા. અકસ્માત ઘોડાના પડવાથીજ થયો હતો. રાજાજીને થયેલી ઇજા ઘણી વેદના કરતી હતી. ડાકતરોને બોલાવવા કાસદો દોડેલા, પણ તે જલદી મળી શકેલા નહીં. રાજાજીને ઉઠાડીને એક મોટર કારમાં બેસાડવામાં આવેલા. અકસ્માત થોડાજ સિપાઇઓએ જોયો હતો, એટલે મોટર પાછી જતી હતી, ત્યારે પણ ઘણી પલટનોએ હર્ષનાદ કરેલા. થોડા વખત પછીજ સિપાઇઓને ખબર મળેલી, કે પ્રસંગ હર્ષનાદનો રહ્યો નથી. આખરે ઇંગ્લંડ જવા માટે પોતે એક ઇસ્પિતાલ-ટ્રેનમાં ઉપડેલા. ઇંગ્લંડ તરફ રવાના થયા પહેલાં રાજાજીએ સેના તરફ નીચેનો સંદેશો મોકલેલો:—.

"અમલદારો, કમિશન વગરના અમલદારો, તથા સિપાઇઓ,

"મારી સેનાઓને ફરી એક વાર મળવાથી મને સુખ થયુ છે.

"કેટલાંક નવાં તૈયાર થયેલાં લશ્કરોને જોઇને મને ખાસ સંતોષ થયો છે. કારણકે શરૂઆતની કવાયતથી મેં તેમનું અવલોકન કર્યું છે.

* * *

"છેલ્લો હું અહીં આવ્યો, તે પછી તમે ઘણી સખ્ત લડાઇઓ લડ્યા છો. બધીમાં તમે આબરૂ મેળવી છે, અને બતાવી આપ્યું છે, કે બ્રિટિશ સેનાનાં ઊચાંમાં ઊચાં ધોરણોથી તમે ઉતરતા તો નથીજ.

"આપણા ઉમદા મિત્રોની સાથે કામ કરીને તમે યૂરપના કાયદાઓ અને યૂરપની સ્વતંત્રતાની સામેના દુષ્ટ પ્રપંચને હરાવેલ છે, કે જે પ્રપંચ લાંબા વખતથી અને ગુપ્ત રીતે કરવામાં આવ્યો હતો.

"આ વિજયોમાં મોટા ભોગ આપવા પડ્યા છે. પણ મને ખાતરી છે, કે તમારા સ્વદેશી બંધુઓ, કે જેઓ તમારા પરાક્રમ તરફ તારીફથી જોઇ રહેલ છે, તેઓ સંખ્યામાં નવી ભરતી કરવાને અને બધાં સાધનો પૂરાં પાડવાને કોઇ પણ પ્રયાસ બાકી રાખશે નહીં.

"તમારામાંના ઘણાને મેં અલંકૃત કીધા છે. પણ અસાધારણ શૌર્યને માટે જેમની કદર થવી ઘટે, તે બધાને જો મેં અલંકૃત કીધા હોત, તો તેનો અંત આવત નહીં, કારણકે આખી સેના શૌર્યથી પ્રકાશિત છે.

"હું ખરેખર દિલગીર છું, કે અકસ્માતને લીધે બધાં લશ્કરને જોવાનું મારાથી બની શક્યું નથી, પણ જેટલો વખત હું તમારી સાથે રહ્યો, તેટલા વખતમાં તમારી સહનશીલતા અને તમારો ખુશમિજાજ જોઇને મારૂં હૃદય આનંદથી પ્રફુલ્લિત થયું છે. તમારી જે અડગ દૃઢતા છે તેથીજ આખરે ફતેહ મળવાની છે. લક્ષ્યને હમેશાં નજરમાં રાખજો, અને યાદ રાખજો, કે છેવટના ઘાથી જય મળે છે."

(સહી) જ્યોર્જ શાહેનશાહ.

એંગ્લિયા નામના હૉસ્પિતાલ-વહાણમાં રાજાજીને લઇ જવામાં આવેલા. દરિયો તોફાની હતો. ઘેર આવ્યા પછી તેમને જવી સારી ઊંઘ આવી, તેવી અકસ્માત પછીના દિવસોમાં આવેલી નહીં. વિક્ટોરિયા સ્ટેશનથી બકિંગહામ મહેલ સુધી એમ્બ્યુલન્સની અંદર મૂકેલ એક ડોળીમાં તેમને લઇ જવા પડ્યા હતા.



## લડાઇના તાર.

---:o:---

જનરલ મૉરિસનું સિંહાવલોકન.

લંડન, ૧૫ મી નવેમ્બર.

ફ્લેન્ડર્સમાં દુશ્મન ત્વરાથી સામા હુમલા કરવા લાગ્યા છે, પણ તમનું કશું વળતું નથી. જનરલ ફૅાકનહેન એલેપ્પોમાં છાવણી રાખીને તુર્કીમાં ગયો હતો, અને બગદાદ પાછું જીતી

લેવાની તૈયારીઓ કરતો હતો. પેલેસ્ટાઇનમાં જનરલ મૉડના ધસારાથી એ આશા બરબાદ થઇ છે. દુશ્મનને ૫૦ માઇલ હઠી જવું પડ્યું છે. ઇટલીની સ્થિતિ હજી ચિંતાજનક છે. કુમક આવી પહોંચે ત્યાં સુધી ઇટલી ટકી રહે છે કે નહીં, તે જોવાનું છે. બ્રિટિશો અને ફ્રેંચો કેટલાક દિવસ સુધી મોખરે પહોંચી શકશે નહીં.

ફ્રેંચ પ્રધાનમંડળ.

પારિસ, ૧૬ મી નવેમ્બર.

મિ. કલેમેંકોએ એક નવું પ્રધાનમંડળ રચ્યું છે. મિ. કલેમેંકો તેના ઉગ્ર સ્વભાવને લીધે "વાઘ" ના ઉપનામથી ઓળખાય છે. તેને લશ્કરી બાબતોનો ઘણો અનુભવ છે.

ઇટાલિયન મોખરો.

લંડન, ૧૭ મી નવેમ્બર.

પહાડોથી દરિયા સુધી ૭૫ માઇલ ઉપર સખ્ત લડાઇ ચાલી રહી છે. ઑસ્ટ્રિયનો અને જર્મનો ઇટાલિયનોને જંપવા દેતા નથી. ઇટાલિયનો તેમને ટ્રેવિઝો અને વિસેન્ઝા ઉપર ઉતરતાં અટકાવે છે. વેનિસમાં માત્ર ૨૦,૦૦૦ માણસની વસ્તી રહેલ છે. કલાના કિંમતી નમુનાઓ દૂર કરવામાં આવેલ છે. કારખાનાં બંધ છે, અને દુકાનો પોતાનો માલ વેચી નાંખે છે.

કેરેન્સ્કીની હાર.

લંડન, ૧૭ મી નવેમ્બર.

પિતૃગ્રેડ ખાતેનો રૂટરનો ખબરપત્રી તેરમી તારીખના તારમાં જણાવે છે, કે ૧૧ મી તારીખ પછી ત્સારકોએ સેલોનો બે વાર જુદા જુદા પક્ષોએ કબજો લીધો છે. મૉસ્કોમાં ઘણું તોફાન થયું કહેવાય છે, અને ૨,૦૦૦ માણસો માર્યાં ગયાં છે.

લંડન, ૧૮ મી નવેમ્બર.

મેક્સિમેલિસ્ટ લશ્કરે ગેશ્ચિનાનો કબજો લીધો છે. કેરેન્સ્કીનો સ્ટાફ કેદ થયેલ છે, અને કેરેન્સ્કીને પોતાને ન્હાસવું પડ્યું છે. તેને કેદ કરવા માટે વાયરલેસ હુકમો નીકળ્યા છે. દૃઢતાની ખામીને લીધે અને માત્ર શબ્દો ઉપર આધાર રાખવાને લીધે કેરેન્સ્કીની હાર થઇ છે. સોમવાર સુધીમાં પિતૃગ્રેડનો પૂરેપૂરો કબજો મેક્સિમેલિસ્ટોના હાથમાં આવી ગયેલ છે.

જાફાની જીત.

લંડન, ૧૮ મી નવેમ્બર.

ઑસ્ટ્રેલિયન અને ન્યુઝીલેંડ સવારોએ શનિવારે જાફાનો કબજો લીધો છે. દુશ્મનો ઉત્તર તરફ હઠતા જાય છે.

પાંચ સબમરીનનો નાશ.

લંડન, ૧૯મી નવેમ્બર.

આમની સભામાં મિ. એસ્કિવથને જવાબ આપતાં મિ. લૉઇડ જ્યોર્જે કહ્યું છે, કે "જો આપણે સાથે મળીને કામ કરશું, તો ગમે તે બનશે તેની મને ધાસ્તી નથી. હું દૃષ્ટિમર્યાદામાં ચિંતાઓને જોઉં છું. મેં તે કદાપિ છુપાવી નથી. જે કંઇ બને તે પ્રજાને જણાવવું, એ બેહતર છે. પણ મને ખાતરી છે, કે માત્ર બે વસ્તુઓ આપણને હરાવી શકે તેમ છે. જો સબમરીનોના સંકટથી આપણી દરિયાઇ સ્વતંત્રતા ખોવાઇ હોત, તો આપણી આશાઓ નષ્ટ થાત. પણ સબમરીનોનો હવે મને ડર રહ્યો નથી. એ વાત આપણા કબજામાં આવતી જાય છે. શનિવારે આપણે પાંચ સબમરીનનો નાશ કરેલ છે. (ખૂબ તાળીઓ.) બીજી ધાસ્તી સંપની ખામીની છે. જે કોઇ યોજનાથી સાચી અને ટકી રહે તેવી ફતેહ મળે, અને લોહી લોહાણ દુનિયામાં શાંતિ ફેલાય, તેને હું ટેકો આપીશ".

રુશિયામાં તોફાન.

લંડન, ૧૯મી નવેમ્બર.

નાણાં ખાતાના અમલદારો મેકિસમેલિસ્ટોને તિજોરીનાં નાણાં સોંપવાની ના પાડે છે. સ્ટેટ બેંકના ડિરેકટર તથા વાઇસ ડિરેકટરોને કેદ કરવામાં આવ્યા હતા, પણ પાછળથી છોડવામાં આવેલ છે.

મૉસ્કોમાં દસમી તારીખથી લડત શરૂ થઇ હતી. ચૌદમી તારીખ સુધીમાં ત્રણ હજાર માણસો માર્યા ગયા છે, જેમાંના ઘણાખરા સિવિલિયનો છે. દિવસોના દિવસો સુધી દાદરો ઉપર અને બારણાંઓમાં મુડદાં પડ્યાં રહ્યાં છે.

કેલેડાઇન અથવા કૉર્નિલૉફ બેમાંથી કોઇક લશ્કરી સર્વાધિકારી થશે, એમ ધારવામાં આવે છે. જનરલ કેલેડાઇને ખાર્કોફ ખાતે પિતૃગ્રેડ જવાં ખોરાકનાં ૨૦૦ વૅગન અટકાવેલ છે.

જનરલ મૉડનું મરણ.

લંડન, ૧૯મી નવેમ્બર.

વિગ્રહ ઓફિસ જણાવે છે, કે જનરલ સર સ્ટૅનલી મૉડ થોડા વખતના મંદવાડથી ગઇ કાલે મેસોપોટેમિયામાં ગુજરી ગયેલ છે.

ભાવનગર દરબારી છાપખાનું